# બુખારી શરીફ

સંપાદક :

ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :

ઈબ્રાહીમ

પ્રકાશક :

ઈસ્માઈલભાઈ પટિવાળી

[illegible]

[illegible]

[illegible]

ભાગ ૧૬ થી ૨૦

D

# બુખારી શરીફ (ગુજરાતી)

(ભાગ : ૧૬ થી ૨૦ નો સંપૂટ)

આવૃત્તિ : બીજી



★ પ્રકાશક ★

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
પરીએજ



★ પ્રકાશનનો સમય ★

ઝીકઅદહ–હિજરી ૧૪૨૩ ● જાન્યુઆરી–૨૦૦૩







★ કિતાબ મેળવવાનું સ્થળ ★

જનાબ ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી
"બયતુલ અમન" ● શેખવાડી ● મુ. પો. પરીએજ–૩૯૨ ૦૨૧
તા. જી. ભરૂચ ● [ગુજરાત]
ફોન : (૦૨૬૪૨) ૨૮૪૩૩૯

E

# દારુલ ઈશાઅત સલાહકાર સમિતિ

"બયતુલ અમન", પરીએજ, તા. જિ. ભરૂચ.

(૧) મવ. ઇસ્માઈલ સા. મનુબરી (દા.બ.)
મુહતમિમ : દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ, કંથારીઆ.

(૨) મુફ્તી અબ્દુલ્લાહ સા. રવિદ્રવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ મઝહરે સઆદત, હાંસોટ.

(૩) મુફ્તી મુહિયુદ્દીન સા. બળોદવી (દા.બ.)
મુહતમિમ : બઝમે નુસ્રતુલ મુઅમિનીન મોગલવાડા, બરોડા.

(૪) મવ. ગુલામ મુહમ્મદ સા. વસ્તાનવી (દા.બ.)
મુહતમિમ : જામિઅહ ઈશાઅતુલ ઉલૂમ, અક્કલકુવા (મહારાષ્ટ્ર)

(૫) મવ. હસન અબ્દુલ્લાહ સા. ભડકોદ્રવી
નાઝિમ : પ્રકાશન વિભાગ, દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ, કંથારીઆ.

(૬) ઈબ્રાહીમ આદમ સા. ટંકારવી
(અનુવાદક) હાલ જિદ્દા (સઉદી અરબ)

(૭) જનાબ ઇસ્માઈલ સા. ઘડિયાળી
(પ્રકાશક) બયતુલ અમન, પરીએજ, ભરૂચ.



# દારુલ ઈશાઅત

## ★ આદર્શો અને હેતુઓ ★

(૧) ગુજરાતી ભાષામાં ઇસ્લામી સાહિત્યનું પ્રકાશન કરવું.

(૨) સમાજ ઉપયોગી પુસ્તક-પુસ્તિકાઓનું પ્રકાશન કરવું.

(૩) અરબી, ઉર્દૂ, અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી ઉત્તમ પુસ્તકોનું ગુજરાતીમાં રૂપાંતર કરવું.

(૪) ગુજરાતના મુસ્લિમ લેખકો અને ભાષાંતરકારોની કૃતિઓને પ્રગટ કરી, લેખકો-ભાષાંતરકારોને યોગ્ય પુરસ્કાર આપવો.

(૫) અલ્લાહ તૌફીક આપે તો, ગુજરાતી ભાષાના ઇસ્લામી પુસ્તકોનું એક આધારભૂત વિશાળ પુસ્તકાલય ભરૂચ ખાતે સ્થાપવું.

(૬) સાહિત્ય પ્રવૃત્તિને ઉત્તેજન આપવું.

(૭) ઇસ્લામી વિચારસરણીનું સંવર્ધન કરવું.





 بسم الله الرحمن الرحيم 

# અદ્‌ભુત વળાંક

અલ્લાહનો આભાર, જેણે માનવ જીવનનું અદ્‌ભુત આયોજન કર્યું છે. રહમત અને સલામ રસૂલુલ્લાહ (સલ.) પર, જેમણે આ આયોજન અંગે આપણને સુયોગ્ય માર્ગદર્શન આપ્યું છે.

ભરૂચ તાલુકાનું કરમાડ ગામ મારી જન્મભૂમિ છે. પ્રાથમિક કક્ષાનું દીની અને દુન્યવી શિક્ષણ મેં અહીં મેળવ્યું હતું. ગુજરાતી સાતમા ધોરણમાં આવ્યા પછી લગભગ પાંચ માસ બાદ મારે ટંકારીઆ જવાનું થયું, ત્યાં સાતમા ધોરણમાં દાખલ થયા પછી લગભગ ચાર મહીના બાદ વર્નાક્યુલર ફાઇનલ પાસ કરી, માધ્યમિક શિક્ષણ અર્થે ટ્રેન મારફતે સુરત જવા માટે નીકળ્યો. મારા વાલિદ સાહેબ ધંધાર્થે સુરત રહેતા હતા, તેઓ મને સ્ટેશન પર લેવા માટે આવ્યા હતા. તેમની ઇચ્છા મને એંગ્લો ઉર્દૂ હાઇસ્કૂલ, સુરતમાં દાખલ કરવાની હતી, પરંતુ મવ. મુહમ્મદ અમીન કાઝીની સલાહથી તેમણે મને કહ્યું કે, હાઇસ્કૂલમાં દાખલ થવા માટે જે સમય મર્યાદા આપવામાં આવી હતી, તે પૂરી થઇ ગઇ છે, માટે તું ડાભેલ જઇને એક વરસ પર્શિયન ભણી લે, પછી આવતા વરસે તને એંગ્લોમાં દાખલ કરીશું.

આ રીતે અલ્લાહે મારા જીવનમાં દુન્યવી શિક્ષણના બદલે દીની શિક્ષણ તરફ અદ્‌ભુત વળાંક આપ્યો. ડાભેલમાં એક વરસ પર્શિયન ભાષા શીખ્યા પછી સુરત આવ્યો ત્યારે મારા વાલિદ સાહેબે હાઇસ્કૂલમાં દાખલ કરવાની વાત કરી, ત્યારે મેં જણાવ્યું કે, મને ડાભેલમાં ગમે છે, ત્યારે તેમણે જણાવ્યું કે, જો તને ડાભેલ ખાતે ગમતું હોય તો ત્યાં રહે. આમ અલ્લાહે મારા જીવનમાં દીની તઅલીમ મેળવવા માટેનો દરવાજો ખોલી દીધો. સુરતમાં દુન્યવી શિક્ષણ મેળવવાના બદલે ડાભેલમાં દીની શિક્ષણ મેળવવાનું અલ્લાહે મારા નસીબમાં લખ્યું હતું. મારા જીવનનો આ એક એવો અદ્‌ભુત વળાંક હતો, જેની મેં કદી કલ્પના પણ કરી ન હતી.

કરમાડ ખાતે લગભગ અગિયારથી બાર વરસ સુધી મારા બાળપણનો સમય પસાર થયો. મારા ઘરની પાસે જ મદ્રસા, મસ્જિદ અને લાયબ્રેરી હતી. વાતાવરણ સંપૂર્ણપણે ઇસ્લામી હતું. હું ઇસ્લામી સામયીકો ખૂબ શોખથી વાંચતો

# દારુલ ઈશાઅત

## ★ આદર્શો અને હેતુઓ ★

(૧) ગુજરાતી ભાષામાં ઇસ્લામી સાહિત્યનું પ્રકાશન કરવું.

(૨) સમાજ ઉપયોગી પુસ્તક-પુસ્તિકાઓનું પ્રકાશન કરવું.

(૩) અરબી, ઉર્દૂ, અંગ્રેજી વગેરે ભાષાઓમાંથી ઉત્તમ પુસ્તકોનું ગુજરાતીમાં રૂપાંતર કરવું.

(૪) ગુજરાતના મુસ્લિમ લેખકો અને ભાષાંતરકારોની કૃતિઓને પ્રગટ કરી, લેખકો-ભાષાંતરકારોને યોગ્ય પુરસ્કાર આપવો.

(૫) અલ્લાહ તૌફીક આપે તો, ગુજરાતી ભાષાના ઇસ્લામી પુસ્તકોનું એક આધારભૂત વિશાળ પુસ્તકાલય ભરૂચ ખાતે સ્થાપવું.

(૬) સાહિત્ય પ્રવૃત્તિને ઉત્તેજન આપવું.

(૭) ઇસ્લામી વિચારસરણીનું સંવર્ધન કરવું.





 بسم الله الرحمن الرحيم 

# અદ્‌ભુત વળાંક

અલ્લાહનો આભાર, જેણે માનવ જીવનનું અદ્‌ભુત આયોજન કર્યું છે. રહમત અને સલામ રસૂલુલ્લાહ (સલ.) પર, જેમણે આ આયોજન અંગે આપણને સુયોગ્ય માર્ગદર્શન આપ્યું છે.

ભરૂચ તાલુકાનું કરમાડ ગામ મારી જન્મભૂમિ છે. પ્રાથમિક કક્ષાનું દીની અને દુન્યવી શિક્ષણ મેં અહીં મેળવ્યું હતું. ગુજરાતી સાતમા ધોરણમાં આવ્યા પછી લગભગ પાંચ માસ બાદ મારે ટંકારીઆ જવાનું થયું, ત્યાં સાતમા ધોરણમાં દાખલ થયા પછી લગભગ ચાર મહીના બાદ વર્નાક્યુલકર ફાઇનલ પાસ કરી, માધ્યમિક શિક્ષણ અર્થે ટ્રેન મારફતે સુરત જવા માટે નીકળ્યો. મારા વાલિદ સાહેબ ધંધાર્થે સુરત રહેતા હતા, તેઓ મને સ્ટેશન પર લેવા માટે આવ્યા હતા. તેમની ઇચ્છા મને એંગ્લો ઉર્દૂ હાઇસ્કૂલ, સુરતમાં દાખલ કરવાની હતી, પરંતુ મવ. મુહમ્મદ અમીન કાઝીની સલાહથી તેમણે મને કહ્યું કે, હાઇસ્કૂલમાં દાખલ થવા માટે જે સમય મર્યાદા આપવામાં આવી હતી, તે પૂરી થઇ ગઇ છે, માટે તુ ડાભેલ જઇને એક વરસ પર્શિયન ભણી લે, પછી આવતા વરસે તને એંગ્લોમાં દાખલ કરીશું.

આ રીતે અલ્લાહે મારા જીવનમાં દુન્યવી શિક્ષણના બદલે દીની શિક્ષણ તરફ અદ્‌ભુત વળાંક આપ્યો. ડાભેલમાં એક વરસ પર્શિયન ભાષા શીખ્યા પછી સુરત આવ્યો ત્યારે મારા વાલિદ સાહેબે હાઇસ્કૂલમાં દાખલ કરવાની વાત કરી, ત્યારે મેં જણાવ્યું કે, મને ડાભેલમાં ગમે છે, ત્યારે તેમણે જણાવ્યું કે, જો તને ડાભેલ ખાતે ગમતું હોય તો ત્યાં રહે. આમ અલ્લાહે મારા જીવનમાં દીની તઅલીમ મેળવવા માટેનો દરવાજો ખોલી દીધો. સુરતમાં દુન્યવી શિક્ષણ મેળવવાના બદલે ડાભેલમાં દીની શિક્ષણ મેળવવાનું અલ્લાહે મારા નસીબમાં લખ્યું હતું. મારા જીવનનો આ એક એવો અદ્‌ભુત વળાંક હતો, જેની મેં કદી કલ્પના પણ કરી ન હતી.

કરમાડ ખાતે લગભગ અગિયારથી બાર વરસ સુધી મારા બાળપણનો સમય પસાર થયો. મારા ઘરની પાસે જ મદ્રસા, મસ્જિદ અને લાયબ્રેરી હતી. વાતાવરણ સંપૂર્ણપણે ઇસ્લામી હતું. હું ઇસ્લામી સામયીકો ખૂબ શોખથી વાંચતો

હતી. આ સામયીકોમાં બુખારી શરીફનો ઉલ્લેખ અવારનવાર થતો હતો.

કુર્આન શરીફ તો મેં જોયું હતું. તે મદ્રસામાં, મસ્જિદમાં અને લગભગ દરેક મુસ્લિમના ઘરમાં મોજુદ હતું, પરંતુ બુખારી શરીફ જેવું પુસ્તક મદ્રસામાં, મસ્જિદમાં કે કોઇ પણ મુસ્લિમના ઘરમાં જોવામાં આવતું ન હતું. આથી મને આ પુસ્તક જોવાની ઇચ્છા થઇ, એને જાણવાની ઉત્સુકતા જાગી અને એનો પરિચય કેળવવાની જીજ્ઞાસા ઉગ્ર બની.

તે પછી ડાભેલ, સુરત, રાંદેર, સહારનપુર (યુ.પી.) અને દેવબંદ (યુ.પી.)માં આ મુબારક પુસ્તકનું નામ વારંવાર જોવા અને સાંભળવામાં આવ્યું.

દેવબંદમાં જ્યારે હું ઉર્દૂ માસિક ''નવાએ વહય''નું ગુજરાતી રૂપાંતર કરતો હતો અને 'બાબુઝ ઝાહિર'ના પહેલા માળે આવેલા 'દારૂલ મુતાલઆ' (અભ્યાસ ખંડ)માં ઉર્દૂ, ફારસી અને અરબીના વિવિધ સામયીકોનો અભ્યાસ કરતો હતો, તે વખતે હું બુખારી શરીફ સહિત હદીસના ૬ મશહૂર સહીહ પુસ્તકોનું શિક્ષણ મેળવી રહ્યો હતો, તે સમયે મારા મનમાં એવી લાગણીએ જોર પકડયું કે, બુખારી શરીફનું ગુજરાતીમાં ભાષાંતર થવું જોઇએ. આ લાગણી ઉત્તરોત્તર વધુ બળવાન બનતી ગઇ.

મને વિચાર આવ્યો કે, જેવી રીતે અગિયાર વરસની વયે બુખારી શરીફને જોવા અને જાણવાની મારી પ્રબળ ઇચ્છા હતી, તેવી રીતે ઇલ્મની ભૂખ અને તરસ ધરાવનારા અનેક ગુજરાતીઓની પણ એવી ઇચ્છા હશે. પોતાના ઇલ્મની સરહદો વધારવાની તેમની તમન્ના હશે. આ વાતને ધ્યાનમાં રાખીને હદીસનો બહુ કીમતી ખજાનો ગુજરાતી ભાષાની તીજોરીમાં અનામતરૂપે મૂકવાની મારી લાગણી સમય જતાં બહુ જલદ બનતી ગઇ.

બુખારી શરીફનું આ ગુજરાતી રૂપાંતર, એ જલદ અને બળવાન ઇચ્છાનો પરિપાક છે; જેથી ઇલ્મના તરસ્યા અને વિદ્યાના ભૂખ્યા ગુજરાતીઓને હદીસના વિષયની જાણકારી તેમની પોતાની ભાષામાં જ મળે.

***ઇબ્રાહીમ***

*જિદ્દા, સઉદી અરબ*





 بسم الله الرحمن الرحيم 

# ☆ પ્રકાશકીય ☆

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.....**

**"બુખારી શરીફ"** : એક અત્યંત આધારભૂત, પ્રમાણભૂત, વિશ્વસનીય, મહાનતમ્, શ્રેષ્ઠતમ્ અને ઉચ્ચતમ્ હદીષ-સંગ્રહ. બુખારી શરીફની ફઝીલત અને પ્રશસ્તિમાં જેટલું કહેવાયું અને લખાયું છે એટલું બીજા કોઇ માનવગ્રંથ વિષે કહેવાયું અને લખાયું નથી. કોઇપણ પ્રકારના ક્ષોભ-સંકોચ અને અતિશયોક્તિ વિના કહી શકાય છે કે જે મહાનતા, ખ્યાતિ અને લોકપ્રિયતા સહીહ બુખારી શરીફના ભાગે આવ્યાં છે, તે બીજી કોઇ માનવીય કૃતિને પ્રાપ્ત થઇ શક્યાં નથી. સાચી વાત અને ખરી વાસ્તવિકતા તો એ છે કે હદીષના વિષય પર લખાયેલી સઘળી મશહૂર અને મકબૂલ કિતાબોમાં સહીહ બુખારી શરીફને જે ઉચ્ચ અને મહત્તમ સ્થાન પ્રાપ્ત થયું છે, તે હદીષની બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થયું નથી. ઉમ્મતના ઉલમાએ કિરામ આ વાતે સર્વ સંમત છે કે કુર્આન શરીફ પછી હદીષની બુખારી શરીફથી વધુ સહીહ અને મુઅતબર બીજી કોઇ કિતાબ પૃથ્વીના પટ પર મોજૂદ નથી. પેલી મશહૂર લોકોક્તિ : **"અસહ્હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી"** અકારણ પ્રચલિત થઇ ગઇ નથી; બલ્કે આ હદીષ-સંગ્રહને વ્યાપકરૂપે સાંપડેલી પ્રચંડ લોકસ્વીકૃતિ, લોકપ્રિયતા, લોકાદર અને લોકભોગ્યતાને કારણે જ બુખારી શરીફને-કિતાબુલ્લાહ પછી-હદીષને લગતી કિતાબોમાં સર્વશ્રેષ્ઠ અને સર્વાધિક સહીહ કિતાબ હોવાનું બહુમાન મળ્યું છે. આ અનન્ય, દિવ્ય, ભવ્ય અને પવિત્ર ગ્રંથ દૃઢપણે અને અતૂટ તથા અવિચ્છેદ રીતે તેનામાં સંકળાયેલી સિહ્હત, શુદ્ધતા, ગુણવત્તા, નિર્મળતા, નિર્ભેળતા અને આધારભૂતતા જેવી અનેકવિધ ખૂબીઓ, વિશેષતાઓ અને ગુણધર્મોને કારણે જ એને **"અસહ્હુલ કુતુબ......."**નું અનુપમ, અદ્દભુત અને અદ્વિતીય બિરૂદ મળવા પામ્યું છે.

આવી વિરલ, ગરિમાવંત અને બહુમૂલ્ય કિતાબને પ્રચારવાનું અને પ્રસારવાનું સદ્દભાગ્ય મુજ જેવા અપાત્ર, અશક્ત અને અસમર્થ મનુષ્યને સાંપડયું તે બદલ અલ્લાહ તબારક વ તઆલાનો અપાર શુક્ર અદા કરૂં છું. **"ફલિલ્લા હિલ**

**હમ્દુ વ લહુ શ્શુક્રુ અલા ઝાલિક......**" એ વાતનો સ્વીકાર કરવામાં મને લગીર ખંચકાટ અને સંકોચ નથી કે જો અલ્લાહ તઆલાની તવફીક શામિલે હાલ ન રહી હોત અને અલ્લાહ તઆલાએ મને શક્તિ પ્રદાન ન કરી હોત તો આવું કઠિન અને સખત પરિશ્રમભર્યું કામ આ પ્રમાણે સરળતાપૂર્વક અને હેમખેમ પાર પડયું ન હોત. જ્યારે હું આ વિકટ અને વિશાળ કામને નિહાળું છું અને પોતાની સાંગોપાંગ કમઝોર ઝાત પર નજર કરું છું, તો મારા આશ્ચર્યનો પાર રહેતો નથી. ક્યાં મારી અલ્પતમ ઝાત અને ક્યાં આવું મુબારક અને ભારેખમ કામ !

**કહાં મૈં ઔર કહાં યહ નિકહતે ગુલ,**
**નસીમે સુબ્હ તેરી મહરબાની**

પરંતુ અલ્લાહ તઆલાના અનંત ફઝલો કરમ અને સાથી કાર્યકરોના બેમિસાલ તઆવુનથી આવા કષ્ટભર્યા પ્રકાશન કાર્યને અને નફારહિત વિતરણ કાર્યને ક્ષેમકુશળ અંજામ આપી શકાયાં, તે બદલ સ્વાભાવિક રીતે ધન્યતા, આનંદ અને હર્ષોલ્લાસની લાગણી અનુભવું છું અને બારગાહે ઇલાહીમાં શુક્ર બજાવી લઉં છું.....**ઝાલિ-ક ફદ્લુ લ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ વલ્લાહુ ઝુલ્ફદ્લિલ અઝીમ** (આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે આપે છે અને અલ્લાહ તઆલા મહાન ફઝલવાળો છે.) -સૂરએ જુમ્અહ : ૪

આ દળદાર અને સિમાચિહ્નરૂપ પ્રકાશન અનેક સાથીઓ અને સજ્જનોની વિવિધ પ્રકારની મહેનત અને પ્રયાસોનું પરિણામ છે. જો આ સદ્‌ગૃહસ્થોનો ઉષ્માભર્યો સહકાર સાંપડયો ન હોત તો આ કામ આ રીતે સાંગોપાંગ પાર ઊતર્યું ન હોત. આ સૌ સજ્જનોનો નામજોગ શુક્રિયહ અદા કરવાને હું પોતાની ધાર્મિક અને નૈતિક ફરજ માનું છું : "**મન્ લમ્ યશ્કુરિન્નાસ લમ્ યશ્કુરિલ્લાહ**".

સૌ પ્રથમ તો હું આ ફૈઝદાયી કિતાબના **અનુવાદક મુહતરમ જનાબ હઝરત મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સા. ટંકારવી (મ. ઝિ.)**નો આ મુબારક કાર્યમાં મને નિમિત્ત બનાવવા બદલ હાર્દિક આભાર વ્યક્ત કરું છું અને એમનો ઋણ-સ્વીકાર કરું છું. જો આપે મને સદકએ જારિયહ રૂપી આ કાર્યમાં જોતર્યો ન હોત તો ફલાહે દારૈન, સઆદતે દારૈન અને સવાબે દારૈનથી મહરૂમ રહી જવા પામ્યો હોત.



હઝરત મવલાના **મુફ્તી સૈયદ મુહમ્મદ મુહિયુદ્દીન સા. બળોદવી (મ. ઝિ.)**નો હું ખૂબ જ મમ્નૂન અને મશ્કૂર છું. આપે મને અતિ પરિશ્રમ માંગી લેતી ફુટનોટ્સ સમયસર લખી આપી પ્રકાશન પર ભારે ઉપકાર કર્યો છે.

મૂલ્યવાન અભિપ્રાયો - દુઆઇયા કલામો લખી આપવા બદલ **ગુજરાતના નામવંત ઉલમાએ કિરામો**નો પણ હું અત્યંત ઋણી અને આભારવશ છું. એમના અમૂલ્ય મંતવ્યો અને અભિપ્રાયોએ કિતાબની ગુજરાતી આવૃત્તિની શોભામાં અભિવૃદ્ધિ કરી છે.........આ અતિ પરિશ્રમપૂર્ણ અને મોટીમસ સ્કીમને લીલી ઝંડી (પરવાનગી) આપવા બદલ ''દારુલ ઇશાઅત'' પરીએજના ટ્રસ્ટી મંડળનો અનુગ્રહિત છું.

પ્રથમ આવૃત્તિના સમાપન વેળા પરીએજ મુકામે આયોજિત ''મજલિસે ખત્મે બુખારી શરીફ''માં આમંત્રિત ગુજરાતના માનવંત ઉલ્માએ કિરામ, મહેમાનગણ અને ઉપસ્થિતો માટે બેનમૂન વ્યવસ્થા અને ખિદમતો અંજામ આપવા બદલ **મદ્રસા અન્વારુલ ઈસ્લામ**ના સદર મવ. ઐયુબ સાહેબ, મજલિસે કમિટિના સર્વે સભ્યો, મદ્રસાના તમામ મુદર્રિસ સાહેબો, ગામના નવયુવાનો તેમજ વડીલો, સૌ કોઇ પ્રત્યે આ ક્ષણે હાર્દિક આભાર વ્યક્ત કરવાની તક ઝડપી લઉં છું.

વળી ''દારૂલ ઇશાઅત'' ટ્રસ્ટી મંડળના ખૂબ જ મસરૂફ છતાં બુખારી શરીફના પ્રકાશન કાર્ય સંદર્ભે જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે સમય, શક્તિ અને વૈચારિક માર્ગદર્શનના ત્રિવિધ હેતુથી અત્યંત મદદરૂપ પુરવાર થનાર દારૂલ ઉલૂમ-કંથારીઆ, પ્રકાશન વિભાગના **"નાઝિમ" મવલાના હસન અબ્દુલ્લાહ ભડકોદ્વી સા.** નો જેટલો આભાર માનું એટલો ઓછો છે. અલ્લાહ તબારક વ તઆલા એમને કલમને ઝરિયે દીનની મહાનતમ્ ખિદમતો માટે કુબૂલ ફરમાવી, બન્ને જહાનમાં બેહતરીન બદલ અતા ફરમાવે. નાચિઝની એ જ દુઆ !

સામાન્ય રીતે કોઇ પણ યોજનાને સાકાર કરવા માટે આર્થિક સહિત અનેક મુશ્કેલીઓ મૂંઝવણોનો સામનો કરવો પડતો હોય છે. દેશ-વિદેશમાં વસતા ઉદારદિલ મુસ્લિમ સખી-સજ્જનોએ ભરપૂર તઆવુન ફરમાવી આ વિકટ સમસ્યા અને મૂંઝવણને પણ દૂર કરી દીધી. મારા આવા વિશાળ દિલ મુઆવિનોનો ખૂબ

ખૂબ ઋણ-સ્વીકાર અને આભાર. ભાગ ૧૬ થી ૨૦ ના પ્રકાશનમાં એમણે આપેલો સિંહફાળો કદી વિસારી શકાય એમ નથી.

નીચેના મહાનુભાવો તરફથી પણ મને અતિ ઉષ્માભર્યો આવકાર અને હુંફાળો સહકાર સાંપડયો છે. આ પ્રસંગે એમને વિસારી શકાય તેમ નથી. એમના નામોની સાભાર અને સાદર નોંધ લેતાં ગદ્‌ગદિત થઇ જાઉં છું.

(૧) હાજી ઈકબાલ મહંમદ નાથા (પરીએજ)
(૨) હાજી ઈબ્રાહીમ આદમ મીઠા (પરીએજ)
(૩) હાજી ગુલામ મુસા બશા (પરીએજ)
(૪) જનાબ ઈશાક ઈબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૫) હાજી ઈસ્માઈલ મહંમદ ભીમા (માંકણ)
(૬) હાજી મેહુબ મુસા અલભા (કરમાડ)
(૭) હાજી દાઉદ પેડલ (પરીએજ)
(૮) હાજી યાકુબ ભૂતા (ટંકારીઆ)
(૯) હાજી આદમભાઈ ચોકક (વલણ)
(૧૦) જનાબ હારૂન ઈબ્રાહીમ ઘડિયાળી (વલણ)
(૧૧) હાજી ઈકબાલ ગુલામ અકુજી (કોઠી વાંતરસા)
(૧૨) હાજી યાકુબ ઉમરજી પાટકૂન (મનુબર)
(૧૩) હાજી અ. રશીદ શેખ (હાંસોટ)
(૧૪) મવલાના યાકુબ કાસિમી (મ. કિ.) (કાવી)
(૧૫) હાજી શબ્બીર વલી ટેલર (પરીએજ)
(૧૬) હાજી ઈસ્માઈલ મોહંમદ ઉમર (પરીએજ)
(૧૭) હાજી મુસ્તાક અ. મજીદ પટેલ (પગુથણ)
(૧૮) હાફેજી યાકુબ સૂફી (પરીએજ)
(૧૯) હાજી ઈકબાલ અહમદ સુલેમાન (રહાડપોર)
(૨૦) હાફેજી ઈસ્માઈલ ઈબ્રાહીમ મકન (પરીએજ)
(૨૧) જનાબ યાકુબભાઈ મહેક (ટંકારીઆ)

આ ઉપરાંત કોઇ પણ રીતે, કોઇ પણ પ્રકારે, યથાશકિત અને યથાતવફીક કિતાબના પ્રકાશનમાં સાથ-સહકાર પૂરો પાડનાર નામી-અનામી સહાયકો અને હિતચિંતકોનો પણ આ તકે અંતઃકરણપૂર્વક શુક્રિયહ અદા કરું છું.

**જઝાકુમુ લ્લાહુ તઆલા ફિદ્દારૈનિ ખયરા.......**

અલ્લાહ તઆલા આપણા સૌના આ સહિયારા પ્રયત્નોને શર્ફે કબૂલિયતથી નવાઝી, એને દીન-દુનિયાની કામિયાબી અને સરફરાઝીનું નિમિત્ત બનાવે, આમીન યા રબ્બલ આલમીન !


અહકર,

**ઇસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી**

*"બયતુલ અમન" શેખવાડી,*

*મુ. પો. પરીએજ-૩૯૨ ૦૨૧, તા. જિ. ભરૂચ.*

*ફોન (૦૨૬૪૨) ૨૮૪૩૩૯ (R)*




# પ્રતિભાવ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**નહ્‌મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ.**

ઈમામ મુહમ્મદ બિન ઈસ્માઈલ બુખારી (રહિમ-હુલ્લાહુ તઆલા)ની જગવિખ્યાત કૃતિ **"સહીહ બુખારી શરીફ"**ને જે અઝમત, ખ્યાતિ, લોકઆદર અને લોકપ્રિયતા પ્રાપ્ત થયાં છે, તે કોઇ માનવીય કૃતિને અત્યાર સુધી પ્રાપ્ત થયાં નથી. હદીસની કિતાબોમાં બુખારી શરીફ જેવું ઉચ્ચ સ્થાન બીજી કોઇ કિતાબને પ્રાપ્ત થઇ શક્યું નથી; બલકે હકીકત, નક્કર સત્ય એ છે કે કિતાબુલ્લાહ પછી બુખારી શરીફથી વધુ સહીહ, આધારભૂત અને વિશ્વાસપાત્ર કોઇ કિતાબ જમીનના પટ પર મવજૂદ નથી અને નથી : **"અસહ્‌હુલ કુતુબિ બા'દ કિતાબિલ્લાહિ સ્સહીહુલ બુખારી."**

આવી ઉચ્ચ, મહાનતમ્ અને શ્રેષ્ઠતમ્ કિતાબને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત કરવાનું સૌભાગ્ય, ગૌરવ અને શ્રેય હઝરત મવલાના ઈબ્રાહીમ પટેલ સા. ટંકારવી (ઝી.મ.)ને ફાળે ગયાં છે. જ્યારે આ બરકતવંત, ઈમાનવર્ધક અને રૂહપોષક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મુહતરમ જનાબ અલહાજ ઈસ્માઈલભાઈ આઈ. ઘડિયાળી સા. પરીએજીને પ્રાપ્ત થઇ છે : **"ઝાલિ-ક ફદ્‌લુલ્લાહિ યુઅ્તીહી મંય્યશાઉ...."** [આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, તે જેને ચાહે તેને અર્પણ કરે છે]. *-સૂરએ જુમ્આ : ૪*

**ઈં સઆદત બ-ઝોરે બાઝૂ નેસ્ત**
**તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ**

*અર્થાત્ : આ નેકબખ્તી બાહુબળ દ્વારા પ્રાપ્ત થઇ શકતી નથી. એ તો અલ્લાહ તઆલાના અર્પણ કરવાથી જ પ્રાપ્ત થઇ શકે છે.*

આવી ઉપયોગી અને અનુપમ કિતાબ પ્રગટ કરવા બદલ આ બંને સજ્જનોને મારા હાર્દિક મુબારકબાદ પાઠવી દુઆ ગુઝારું છું કે અલ્લાહ તઆલા એમની

આ બહુમૂલ્ય, કદ્રપાત્ર અને પ્રશંસનીય દીની-ઇલ્મી ખિદમતને શર્ફે કબૂલ અતા ફરમાવે, દારૈનમાં સરફરાઝી અને સુર્ખરૂઇનું નિમિત્ત બનાવે, આ મહાકાય યોજનામાં કોઇપણ રીતે મદદરૂપ અને સહાયરૂપ બનનારને યથાયોગ્ય બદલાથી નવાઝે અને સૌના હકમાં સદકએ જારિયહ બનાવે, આમીન યા રબ્બલ આલમીન !

**ઈં દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ્.**

**અને અંતે...... સંસ્થાના બિરાદરો દીની–તબ્લીગી–ઇસ્લાહી સાહિત્ય સમયાંતરે પ્રકાશિત કરતા રહેવાની નેક નિય્યત ધરાવે છે. એમની આ પ્રકાશન– પ્રવૃત્તિને પ્રોત્સાહિત અને વિકસિત કરવામાં એમને દરેક રીતે બનતો બધો જ સહકાર પૂરો પાડવો સમગ્ર મુસ્લિમ બિરાદરોની દીની, મિલ્લી અને અખ્લાકી ફરજ બને છે. આશા છે કે એમની ભાવિ યોજનાઓને સાકાર કરવામાં સૌનો યથાશક્તિ, યથાતવફીક, ઉત્સાહપ્રેરક, ઉષ્માભર્યો અને ઊમળકાભર્યો સહકાર મળી જ રહેશે, *ઇન્શાઅલ્લાહ.***

અહકરુલ વરા,

***(મવલાના) ઇસ્માઈલ અહમદ મનુબરી (સા., મ.ઝિ.)***

*(મુહતમિમ) : દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર, કંથારીઆ.*





## અભિપ્રાય

**મુફ્તી ઇસ્માઈલ વાડીવાલા**
(મુફ્તી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર) ઇ/૨૦, દારુસ્સલામ, બાબુલેન,
રાંદેર, સુરત-૩૯૫ ૦૦૫.

સલામે મસ્નુન બાદ : મૌલાના ઇબ્રાહીમ ટંકારવી સાહબે બુખારી શરીફનો ગુજરાતી તર્જુમો કરી હદીષની કિતાબોમાં એક નવો ઉમેરો કર્યો છે. મુસલમાનો માટે સૌપ્રથમ કુર્આને હકીમ અને અહાદીષે નબવિય્યહ સહ. હિદાયત અને રાહનુમાઇનું માધ્યમ છે. તર્જુમો મોઅતબર અને ભરોસાપાત્ર છે. છપાઇ પણ ઘણી જ સુંદર છે. અગર જરૂરત મુજબ મુશ્કેલ અહાદીષની ટૂંકી તશરીહ કરવામાં આવતે તો કિતાબ ઇ.અ. વધુ ઉપયોગી રહેતે. દુઆ છે કે ખુદાપાક ગુર્જર બિરાદરો માટે મઝકૂર કિતાબને ફૈઝબંત બનાવે તથા ભાષાંતરકાર અને પ્રકાશક તથા નાની મોટી ખિદમતમાં ફાળો આપનારને ખુદાપાક દારૈનની ભલાઇઓથી નવાઝે અને સદકએ જારિયહનો સબબ બનાવે, આમીન.

નાચીઝ

**ઇસ્માઈલ ગુફિરલહુ**

*(મુફ્તી : જામેઅહ હુસૈનિયહ-રાંદેર, સુરત)*

## અભિપ્રાય

**મદની દારુત્તરબિયત**
મુ. કરમાલી, વાયા : પાનોલી
તા. અંકલેશ્વર, જિ. ભરૂચ. ● પીન-૩૯૪ ૧૧૫

**મોહતરમ જનાબ ઇસ્માઈલભાઇ ઘડિયાળી સા.**

સલામ મસ્નુન બાદ : ઉમ્મીદ છે કે ખેરિયતથી હશો. વધુમાં જણાવવાનું કે આપ સાહેબે રવાના કરેલ બુખારી શરીફના ૨૨ થી ૩૦ ગુજરાતી ભાગો મળ્યા. ખૂબ-ખૂબ શુક્રિયા સાથે કબૂલ કર્યું છું, જઝાકુમુલ્લાહ. આનંદદાયક વાત છે કે આપની સંસ્થા બુખારી શરીફના બધા જ ભાગો (સંપૂર્ણ બુખારી શરીફ) એક સંપુટરૂપે છપાવવાની મુબારક નેમ ધરાવે છે. દુઆ છે કે ખુદા તઆલા આ બરકતવંત કામને હેમખેમ પરિપૂર્ણ ફરમાવે અને એના ફાયદા આમ અને તામ કરે તેમજ આપના માટે તેમજ તમામ સાહિબે ખૈર માટે સદકએ જારિયહ સાબિત થાય અને કિતાબત-નેશરીઅતના ઝમાનામાં પબ્લીકને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સુન્નતો પર અમલ કરવાની નેક તૌફીક અર્પણ કરે.

બસ એજ, ફકત વસ્સલામ,

મોહતાજે દુઆ

**અહમદ બેમાત**



## જામિઅહ ઈસ્લામિયહ
ડાભેલ, જિ. સુરત.

અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ ઉપર જે અગણિત અને અસંખ્ય ઉપકારો ફરમાવ્યા છે તે માંહેનો સૌથી મોટો ઉપકાર એ છે કે તેમની સલાહ અને ફલાહ માટે નુબુવ્વત તેમજ રિસાલતનો પવિત્ર અને મુબારક સિલસિલો ચાલુ ફરમાવ્યો અને જ્યારે જ્યારે માનવતાને આસમાની હિદાયતની જરૂરત પડી તેઓમાંથી જ કોઈ એક બંદાને પોતાનો નબી અને માનવતા માટે માર્ગદર્શક બનાવી પોતાની હિદાયત સાથે લોકોમાં મોકલ્યો.

નબીઓ અને રસૂલોના આગમનનો આ સિલસિલો હજારો વરસ ચાલુ રહ્યો ત્યાં સુધી કે અલ્લાહ તઆલાના અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ.) પર આ સિલસિલો પૂર્ણ કરવામાં આવ્યો અને આપના હાથે તે છેલ્લી અને સંપૂર્ણ તઅલીમ અને હિદાયત મોકલી આપવામાં આવી જે હરહંમેશ માટે કાફી થઇ રહેનારી છે.

ખુદાઇ તઅલીમ અને આદેશોની જે પુંજી અંતિમ નબી (સલ.)ના થકી દુન્યાને મળી તેના બે ભાગો છે : એક કિતાબુલ્લાહ કિંવા કુર્આન મજીદ, જે શબ્દ અને અર્થ બન્નેવમાં અલ્લાહનું કલામ છે. બીજો ભાગ આપ (સલ.)ના તે પવિત્ર ઇરશાદો અને આપ (સલ.) તરફથી આપવામાં આવેલા આદેશો અને માર્ગદર્શક કૃત્યો અને કથનો, જે આપ (સલ.) અલ્લાહ તઆલાના પયગમ્બર અને તેની કિતાબનું અર્થઘટન કરનાર તેમજ અલ્લાહ તઆલાના પ્રતિનિધિ હોવાની હેસિયતથી ઉમ્મતને આપતા હતા જેને તેના ખરા રૂપમાં સાચવીને સહાબાએ કિરામે (રદિ.) પાછળવાળાઓ સુધી પહોંચાડયા અને પાછળવાળાઓએ તેને પૂરી સનદ સાથે કિતાબોમાં કંડારી આપ્યા. આપ (સલ.)ની તે તઅલીમાત તેમજ માર્ગદર્શિકાઓના તે ભાગનું નામ હદીસ અને સુન્નત છે.

હુઝૂર રસૂલુલ્લાહ (સલ.) તો પોતાની પવિત્ર ઉમર પૂર્ણ કરી અલ્લાહ તઆલાના હુકમ મુજબ આ દુન્યાથી સિધાવી ગયા, પરંતુ હંમેશ માટે માનવતાના



માર્ગદર્શન માટે પોતે લાવેલ તઅલીમ અને હિદાયતના આ બન્નેવ ભાગો કિંવા કુર્આન અને હદીસ પોતાની પાછળ મૂકી ગયા અને આ બન્નેવની હિફાઝત માટે દરેક યુગમાં અલ્લાહ તઆલાએ એવી આંતરિક અને બાહ્ય વ્યવસ્થા ફરમાવી જે વિચારનારાઓ અને સમજનારાઓ માટે અલ્લાહ તઆલાની નિશાનીઓ પૈકી એક મોટી નિશાની અને ખાતિમુલ અંબિયા (સલ.)ના મોઅજિઝાઓ પૈકી એક જીવંત મોઅજિઝો છે.

કુદરતની આ વ્યવસ્થાઓ પૈકી એક એ પણ છે કે જે યુગમાં કિતાબ અને સુન્નતની જે પ્રકારની સેવાની જરૂરત લાગી અલ્લાહ તઆલા પોતાના કેટલાક બંદાઓના દિલોમાં તે સેવાનો વિચાર પયદા કરી તેને એમાં લગાવી આપે છે. નબવી યુગથી લઇને આજ સુધી કુર્આન અને હદીસની સેવાઓ જેવી રીતે અને જે પ્રકારે કરવામાં આવી છે અગર કોઇ આદમી ધ્યાનથી જુએ તો સ્પષ્ટરૂપે જણાઇ આવશે કે જે કંઇ થયું તે દરેક યુગની જરૂરતો માટે એક કુદરતી વ્યવસ્થા હતી અને જે બંદાઓના હાથે થઇ તેઓ એક સાધનરૂપ હતા.

ઇલ્મે હદીસ વાસ્તવમાં હુઝૂર (સલ.)ના મુબારક જીવનનો એક વિશ્વાસપાત્ર ઇતિહાસ છે. મુસલમાનોને પોતાના પયગમ્બર (સલ.)ની સાથે જે ઇશ્ક અને મુહબ્બતનો સંબંધ છે અન્ય ઉમ્મતોમાં તેની જોડ નહિ મળે. એટલા જ માટે મુસ્લિમોએ નબીએ કરીમ (સલ.)ના જીવનના દરેક પાસાને અને દરેક રેખા તેમજ બિંદુને સંપૂર્ણ સાવચેતી સહિત સાચવવાની કોશિશ કરી છે. આજે અગર કોઇ માણસ નબીએ કરીમ (સલ.)ના જીવનની પૂરી છબી અને સંપૂર્ણ નકશો જોવા ચાહે તો તેના માટે હદીસની કિતાબો કાફી છે.

લેખિત રૂપમાં હદીસે પાકને જમા કરવા તેમજ સાચવવાનો સિલસિલો વ્યક્તિગત રૂપમાં હુઝૂર (સલ.)ના મુબારક દૌરથી જ શરૂ થઇ ચૂક્યો હતો, પરંતુ સરકારી દેખરેખ અને માર્ગદર્શન હેઠળ આ કામ ખલીફએ રાશિદ હઝ. ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ (રહ.)ના યુગમાં શરૂ થયું અને વિવિધ રૂપમાં આ કામ આગળ વધતું રહ્યું. ત્યાં સુધી કે હિજરી સનની ત્રીજી સદીમાં ઇમામ અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ ઇબ્ને ઇસ્માઇલ બુખારી (રહ.)એ સનદી રૂએ માત્ર સહીહ હદીસોને કિતાબી રૂપમાં સંકલન કરવાનું બીડું ઝડપ્યું અને વરસોની કષ્ટદાયક મહેનત પછી સહીહ બુખારીના રૂપમાં ઉમ્મતને સહીહ હદીસોનો મહામૂલો

ગ્રંથ સોગાતરૂપે આપ્યો. અલ્લાહ તઆલાએ આ કિતાબને એવી મકબૂલિયત આપી કે હદીસની અન્ય કોઇ કિતાબ તેની તુલનામાં ન આવી શકી અને વિવિધ જમાનાઓમાં વિવિધ મહાન ઉલમાએ કિરામે હદીસની આ કિતાબના સ્પષ્ટીકરણરૂપે મહામૂલી સેવાઓ બજાવી અને આજ સુધી આ પવિત્ર સિલસિલો વણથંભ્યો ચાલુ જ છે. દુન્યામાં બોલાતી વિવિધ ભાષાઓમાં આ કિતાબના અનુવાદો પણ થયા. આપણી ગુજરાતી ભાષા જેમાં દીનનું ખાસું એવું સાહિત્ય ભેગું થઇ ચૂક્યું છે અને દિવસો દિવસ તેમાં વધારો થઇ રહ્યો છે તેમાં આજ સુધી હદીસની આ મહામૂલી કિતાબનો ગુજરાતી અનુવાદ થયો ન હતો અને ગુજરાતી દીની સાહિત્યકારો ઉપર આ એક કર્ઝ હતું. અલ્લાહ તઆલા જઝા-એ-ખયર આપે હઝ. મવલાના ઇબ્રાહીમ આદમ પટેલ સાહબ (ઝિદ મજદુહુમ)ને કે તેઓએ આ કર્ઝ ઉતારવાની કામિયાબ કોશિશ ફરમાવી ગુજરાતી દીની સાહિત્યમાં બુખારી શરીફના ગુજરાતી અનુવાદ વડે કિંમતી ઉમેરો કર્યો અને આ મુબારક ગ્રંથને પ્રકાશિત કરવાની સઆદત મોહતરમ જનાબ અલ્હાજ ઇસ્માઇલભાઇ ઘડિયાળી સાહબને પ્રાપ્ત થઇ છે. આ કિતાબ વડે ગુજરાતી દીની સાહિત્યની સેવા બદલ આ બન્નેવ સજ્જનોને મુબારકબાદી આપવા સાથે દિલથી દુઆ પણ કરૂં છું કે અલ્લાહ તઆલા તેમની આ કિંમતી કાબિલે-કદ્ર અને સરાહનીય ઇલ્મી તેમજ દીની સેવાને કબૂલિયતથી નવાઝી દુન્યા અને આખિરતની ભલાઇઓ અને બરકતોનો ઝરીયો બનાવે અને એના વડે ગુર્જર મુસ્લિમ સમાજને વધુમાં વધુ ફૈઝ અને ફાયદો પહોંચાડે.

**ઇં દુઆ અઝમન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ**

(અર્થાત : મારા તરફથી આ દુઆ અને સમગ્ર વિશ્વ તરફથી તેના ઉપર આમીન હોજો.) ફક્ત.....

***અમલાકૂ અહમદ ખાનપુરી***
*તા. ૧૮-૬-૧૪૨૩ હિજરી*





 بسم الله الرحمن الرحيم 

અલ્લાહ અઝઝ વ જલ્લના વખાણ અને પ્રશંસા તથા નબીઓના સરદાર પર રેહમત અને સલામ પછી, બુખારી શરીફના ગુજરાતી તર્જુમાની ચોથી જીલ્દ ભાગ ૧૬ થી ૨૦ પ્રગટ થઇ રહી છે. અલ્લાહ તઆલા મુહતરમ મવ. ઇબ્રાહીમ સાહેબની સેવાને કબૂલ કરે અને આમ જનતા માટે એને લાભદાયક અને હિદાયતનું કારણ બનાવે.

***(મવ. મુફ્તી) મુહમ્મદ મુહિયુદ્દીન અલ-કાસિમી બળોદવી***
દારૂલ ફિક્હ વલ ઇફતા
મજમે નસ્રૂલ મુઅમિનીન
વડોદરા, ગુજરાત

## અભિપ્રાય

કુર્આને મજીદ દીનની અજોડ અસલ અને બુનિયાદ છે, પરંતુ તેમાં ફકત ઉસૂલોનું વર્ણન છે. કુર્આનનું વિસ્તૃત વિવરણ અને છણાવટ એ હદીસનું કાર્યક્ષેત્ર છે.

કુર્આન સાથે રસૂલ (સલ.)ને મોકલવા પાછળનું રહસ્ય એ કહી શકાય કે લોકો કુર્આને પાકને પોતાની રીતે સમજવાના બદલે રસૂલે અકરમ (સલ.)ના બયાન અને છણાવટ કિંવા હદીષની રોશનીમાં સમજે. હદીષે પાકની કિતાબોમાં સૌથી વધુ પ્રમાણભૂત, આધારભૂત, સર્વશ્રેષ્ઠ અને ફૈઝવંત મહાગ્રંથ **"બુખારી શરીફ"** છે. જેનો અનુવાદ, પ્રકાશન અથવા કોઇપણ પ્રકારની ખિદમત અલ્લાહની તૌફીક જ હોઇ શકે.

**"બુખારી શરીફ"**ને ગુજરાતી ભાષામાં રૂપાંતરિત કરી તેનું પ્રકાશન કરવાના લોકોપયોગી ફર્ઝે કિફાયહની અદાયગી પર **અનુવાદક જનાબ મવ. ઇબ્રાહીમ સા. ટંકારવી, પ્રકાશક જનાબ ઇસ્માઇલ સા. ઘડિયાળી** તથા સહાયકો હાર્દિક મુબારકબાદીને પાત્ર છે.

તેમાં પણ આ બીજી આવૃત્તિ હોઇ, મકબૂલિયતની નિશાની છે. પૂરી ગુર્જર ઉમ્મત માટે અમૂલ્ય ભેટ તથા એહસાનરૂપ કાર્ય છે. ભાષાંતર વીણેલાં મોતી સમાન અને છપાઇ સામગ્રી આંખોને વળગે એવી છે. માશાઅલ્લાહ.

અલ્લાહપાક આ મહેનતને પૂરી ઇન્સાનિયત માટે હિદાયતનું નિમિત્ત બનાવે અને એ જ પ્રમાણે વધુથી વધુ ઉમ્મતની રેહબરી માટે કબૂલ ફરમાવે. (આમીન)

***લી. (મુફ્તી) અબ્દુલ્લાહ મઝાહિરી (સા.)***
જામિઅહ મઝહરે સઆદત
દારૂલ ઉલૂમ, હાંસોટ

# ☆ અનુક્રમ ☆


| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| | ★ ભાગ-૧૬ ★ | |
| | ★ મગાઝી-ગઝવાઓ ★ | 17 |
| ૧ | ગઝવએ ઉશય્રા અથવા ગઝવએ ઉસય્રાનું વર્ણન | 17 |
| ૨ | બદરની લડાઈમાં કત્લ થનારાઓ વિષે રસૂલુલ્લાહ (સલ.)ની ભવિષ્યવાણી | 17 |
| ૩ | બદરની લડાઈનો બનાવ | 18 |
| ૪ | બદરવાળાઓની સંખ્યા | 21 |
| ૫ | શૈબા, ઉત્બા, વલીદ અને અબૂ જહલ વગેરે કુરૈશના કાફિરો માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું બદદુઆ કરવું અને તેમનું તબાહ થવું | 22 |
| ૬ | અબૂ જહલના કત્લ થવાનું બયાન | 22 |
| ૭ | બદરમાં ભાગ લેનારાઓની ફઝીલત | 26 |
| ૮ | બદરની લડાઈમાં ફરિશ્તાઓની હાજરીનું બયાન | 31 |
| ૯ | બની નઝીરના યહૂદીઓનો કિસ્સો | 40 |
| ૧૦ | કઅબ ઇબ્ને અશરફના કત્લનું બયાન | 44 |
| ૧૧ | ઉહદની લડાઈનું બયાન | 48 |
| ૧૨ | નીચેની આયતના ઉતરવાના સંજોગોનું વર્ણન | 59 |
| ૧૩ | હઝરત ઉમ્મે સલીત (અબૂ સઈદ ખુદરીની માં)નું વર્ણન | 59 |
| ૧૪ | હઝરત હમઝા (રદિ.)ની શહાદત | 60 |
| ૧૫ | ઉહદની લડાઈના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ના ઘાયલ થવાનું બયાન | 61 |
| ૧૬ | જેમણે ખુદા અને રસૂલનો હુકમ કબૂલ કર્યો હતો | 62 |
| ૧૭ | ખન્દકની લડાઈનું બયાન | 70 |
| ૧૮ | નબી (સલ.)નું ખન્દકની લડાઈમાંથી પાછા ફરવું, બની કુરૈઝા પર ચઢાઈ કરવી અને તેમને ઘેરો ઘાલવો | 76 |
| ૧૯ | ઝાતુ રિકાઅની લડાઈનું વર્ણન | 79 |
| ૨૦ | અનમારના ગઝવાનું બયાન | 82 |
| ૨૧ | 'ઈફક'ના બનાવનું વર્ણન | 83 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૨૨ | હુદયબિય્યાના ગઝવાનું વર્ણન........................ | 90 |
| ૨૩ | ઉકલ અને ઉરયનાનો બનાવ........................ | 100 |
| | ★ ભાગ-૧૭ ★ | |
| | ★ ઝાતુલ કરદની લડાઇનું વર્ણન ★ | 103 |
| ૨૪ | ખૈબરથી ત્રણ દિવસ પહેલાં ગતફાન કબીલાએ રસૂલુલ્લાહ (સલ.)ની દૂધારી ઊંટણીઓને લૂંટી લીધી હતી........................ | 103 |
| ૨૫ | ખૈબરના ગઝવાનું વર્ણન........................ | 103 |
| ૨૬ | રસૂલુલ્લાહ (સલ.)નું એક માણસને ખૈબરના ગવર્નર બનાવવું...... | 117 |
| ૨૭ | રસૂલુલ્લાહ (સલ.)નો ખૈબર- વાળાઓ સાથે વ્યવહાર કરવો... | 117 |
| ૨૮ | ખૈબરમાં એક બકરીનો ગોશ્ત ઝેર ભેળવીને રસૂલુલ્લાહ (સલ.)ને ખવડાવવામાં આવ્યો હતો. હઝરત આઇશાએ આ રિવાયત કરી છે........................ | 118 |
| ૨૯ | ઝેદ ઇબ્ને હારિસાના ગઝવાનું વર્ણન........................ | 118 |
| ૩૦ | કઝા ઉમરાનું વર્ણન. હઝરત અનસ એના રાવી છે............ | 118 |
| ૩૧ | સીરિયાનાં મૂતા સ્થળે જિહાદ કરવાનું વર્ણન........................ | 121 |
| ૩૨ | રસૂલુલ્લાહ (સલ.)નું હઝરત ઉસામા ઇબ્ને ઝેદને હુરૂકાત કબીલા સાથે લડવા માટે મોકલવું. હુરૂકાત કબીલો જુહયના કબીલાની શાખા હતી........................ | 122 |
| ૩૩ | મક્કાના વિજયનું વર્ણન અને એ બાબતની વિગત કે હાતિબે મક્કાવાસીઓને રસૂલુલ્લાહ (સલ.)ના મક્કાના વિજયના ઇરાદાની ખબર આપવા માટે પત્ર મોકલ્યો હતો............ | 123 |
| ૩૪ | રમઝાન માસમાં મક્કા જતાયું હોવાનું વર્ણન........................ | 124 |
| ૩૫ | મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ કઇ જગ્યાએ ઝંડો ખોસ્યો હતો ?........................ | 125 |
| ૩૬ | રસૂલુલ્લાહ (સલ.)નું ઉપરવાસ તરફથી મક્કામાં દાખલ થવાનું વર્ણન........................ | 128 |
| ૩૭ | રસૂલુલ્લાહ (સલ.) મક્કાના વિજયના દિવસે ક્યાં ઉતર્યા હતા ?... | 128 |
| ૩૮ | મક્કાના વિજય વખતે રસૂલુલ્લાહ (સલ.)નો મક્કામાં પડાવ નાખવો........................ | 130 |





| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૩૯ | અવતાસના યુધ્ધનું વર્ણન........................ | 137 |
| ૪૦ | હિજરી સન ૮ માં તાઇફનું યુધ્ધ........................ | 138 |
| ૪૧ | નજદ તરફ લશ્કરી ટુકડી મોકલવાનું વર્ણન........................ | 143 |
| ૪૨ | રસૂલુલ્લાહ (સલ.)નું ખાલિદ ઇબ્ને વલીદને જઝીમા કબીલા તરફ ઇસ્લામના આમંત્રણ માટે મોકલવાનું વર્ણન........................ | 143 |
| ૪૩ | અબ્દુલ્લાહ ઇબ્ને હુઝાફા સહમી, અલ્કમા ઇબ્ને મુજઝઝિઝ મુદલિજી અને અનસારની લશ્કરી ટુકડીઓ મોકલવાનું વર્ણન....... | 144 |
| ૪૪ | અબૂ મૂસા અને મુઆઝ ઇબ્ને જબલને હજ્જે વદાઅ પહેલાં (ઇસ્લામના પ્રચાર અને જિહાદ માટે) યમન મોકલવાનું વર્ણન...... | 144 |
| ૪૫ | હજ્જે વદાઅ પહેલાં હઝરત અલી અને ખાલિદ ઇબ્ને વલીદને યમન મોકલવાનું વર્ણન........................ | 147 |
| ૪૬ | ઝુલ ખલસા (યમાની કઅબા)ની જિહાદનું વર્ણન........................ | 149 |
| ૪૭ | ઝાતુસ્સુલાસિલની લડાઇનું વર્ણન. આ લડાઇ લખ્મ અને જુઝામ કબીલાઓ સાથે થઇ હતી. ઇબ્ને ઇસ્હાક કહે છે કે, આ લડાઇ બલી, ઉઝરા અને બની કૈનના પ્રદેશમાં લડાઇ હતી............ | 150 |
| ૪૮ | હઝરત જરીરનું યમન તરફ રવાના થવાનું વર્ણન........................ | 151 |
| ૪૯ | દરિયા કિનારાના ગઝવાનું વર્ણન. આ ગઝવામાં અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહ સરસેનાપતિ હતા. તેઓ કુરૈશના કાફલાના આગમનની રાહ જોતા હતા........................ | 151 |
| ૫૦ | હિજરી સન ૯ માં હઝરત અબૂબક્રનું લોકોને સાથે લઇને હજ્જ કરવાનું બયાન........................ | 153 |
| ૫૧ | બની તમીમના પ્રતિનિધિઓના આવવાનું વર્ણન........................ | 153 |
| ૫૨ | અબ્દુલ કૈસ કબીલાના પ્રતિનિધિઓનું મુબારક સેવામાં હાજર થવાનું વર્ણન........................ | 154 |
| ૫૩ | બની હનીફાના પ્રતિનિધિઓનું આગમન અને ઇબ્ને ઉસાલનો બનાવ........................ | 156 |
| ૫૪ | અસ્વદ અનસીનો કિસ્સો........................ | 159 |
| ૫૫ | નજરાનવાસીઓનો કિસ્સો........................ | 159 |
| ૫૬ | ઉમાન અને બેહરૈનનો કિસ્સો........................ | 160 |
| ૫૭ | અશ્અરીઓ અને યમનવાસીઓના આગમનનું વર્ણન............ | 161 |
| ૫૮ | દોસ કબીલો અને તુફૈલ ઇબ્ને અમ્ર દોસીનો કિસ્સો............ | 163 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૫૯ | બની તયનું પ્રતિનિધિમંડળ અને અદી ઇબ્ને હાતિમનો કિસ્સો.... | 164 |
| | ★ ભાગ-૧૮ ★ | |
| | ★ હજ્જતુલ વદાઅનું વર્ણન ★ | 167 |
| ૬૦ | તબૂકના ગઝવાનું વર્ણન. એને તંગીનો ગઝવા પણ કહેવામાં આવે છે........................ | 172 |
| ૬૧ | કઅબ ઇબ્ને માલિક (રદિ.)નો બનાવ અને આયત 'વ અલસ્સલાસતિ લ્લઝીન ખુલ્લિફૂ'ની તફસીર........................ | 173 |
| ૬૨ | રસૂલુલ્લાહ (સલ.)નું હિજ્ર સ્થળે ઉતરવું........................ | 180 |
| ૬૩ | રસૂલુલ્લાહ (સલ.)એ કિસ્રા અને કૈસરનો લખેલા મુબારક પત્રો.... | 180 |
| ૬૪ | રસૂલુલ્લાહ (સલ.)એ છેલ્લી શું વાતચીત કરી ?........................ | 189 |
| ૬૫ | રસૂલુલ્લાહ (સલ.)ની વફાતનું વર્ણન........................ | 189 |
| ૬૬ | જીવલેણ બીમારીમાં રસૂલુલ્લાહ (સલ.)નું હઝરત ઉસામાને જિહાદમાં મોકલવાનું વર્ણન........................ | 189 |
| ૬૭ | રસૂલુલ્લાહ (સલ.)એ કેટલી જિહાદો કરી હતી ?........................ | 190 |
| | તફસીર | 190 |
| | ★ સૂરએ બકરહ ★ | 191 |
| ૬૮ | આયત 'મા નન્સખ મિન આયતિન અવ નુન્સિહા'ની તફસીર.... | 196 |
| ૬૯ | આયત 'વ કાલુ ત્તાખઝ લ્લાહુ વલદન સુબ્હાનહુ'ની તફસીર..... | 196 |
| ૭૦ | આયત 'કદ નરા તકલ્લુબ વજ્હિક ફી સ્સમાઇ......'ની તફસીર...... | 200 |
| | ★ સૂરએ આલે ઇમ્રાન ★ | 220 |
| ૭૧ | આયત 'લાતહસબન્ન લ્લઝીન યફરહૂન બિમા અતવ'ની તફસીર...... | 232 |
| ૭૨ | આયત 'રબ્બના ઇન્નના સમિઅ્ના મુનાદિયં ય્યુનાદી લિલ ઇમાનિ'ની તફસીર........................ | 234 |
| | ★ સૂરએ નિસાઅ ★ | 235 |
| ૭૩ | આયત 'યૂસીકુમુ લ્લાહુ ફી અવલાદિકુમ'ની તફસીર........................ | 237 |
| ૭૪ | આયત 'વ ઊલીલ અમ્રિ મિન્કુમ'ની તફસીર 'ઊલીલ અમ્રિ' સત્તાવાળાઓને કહેવામાં આવે છે........................ | 241 |





| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૭૫ | 'ઇન્ના અવહયના ઇલય્ક.... વ યૂનુસ વ હારૂન વ સુલયમાન'ની તફસીર........................ | 248 |
| | ★ સૂરએ માઇદહ ★ | 248 |
| ૭૬ | અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વલ જુરૂહ કિસાસ'........................ | 252 |
| ૭૭ | આયત 'યા અય્યુહ ર્રસૂલુ બલ્લિગ મા ઉન્ઝિલ ઇલય્ક મિર્રબ્બિક'ની તફસીર........................ | 252 |
| | ★ સૂરએ અન્આમ ★ | 258 |
| ૭૮ | આયત 'વ યૂનુસ વ લૂતન વ કુલ્લન ફદ્દલ્ના અલલ આલમીન'ની તફસીર........................ | 260 |
| | ★ સૂરએ અઅરાફ ★ | 262 |
| ૭૯ | 'મન્ન' અને 'સલવા'નું બયાન........................ | 265 |
| ૮૦ | આયત 'વ ખર્ર મૂસા સઇકા'ની તફસીર આયત 'વ કૂલૂ હિત્તતુન'ની તફસીર........................ | 266 |
| | ★ સૂરએ અન્ફાલ ★ | 267 |
| ૮૧ | આયત 'વ મા કાન લ્લાહુ લિયુઅઝ્ઝિબહુમ'ની તફસીર.......... | 269 |
| ૮૨ | આયત 'અલઆન ખફ્ફફ લ્લાહુ અન્કુમ વ અલિમ અન્ન ફીકુમ દઅફન'....ની તફસીર........................ | 271 |
| | ★ ભાગ-૧૯ ★ | |
| | ★ સૂરએ બરાઅત ★ | 275 |
| ૮૩ | આયત 'ઇલલ્લઝીન આહદ્તુમ મિનલ મુશ્રિકીન'ની તફસીર... | 277 |
| ૮૪ | આયત 'વલ મુઅલ્લફતિ કુલૂબુહુમ'ની તફસીર........................ | 281 |
| | ★ સૂરએ યૂનુસ ★ | 289 |
| | ★ સૂરએ હૂદ ★ | 291 |
| ૮૫ | આયત 'વ કાન અર્શુહુ અલલ માઇ'ની તફસીર........................ | 292 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| | ★ સૂરએ યૂસુફ ★ | 295 |
| ૮૬ | આયત 'હત્તા ઈઝ સ્તઅ્યસ રૂસુલુ'ની તફસીર..................... | 299 |
| | ★ સૂરએ રઅદ ★ | 300 |
| | ★ સૂરએ ઈબ્રાહીમ ★ | 302 |
| | ★ સૂરએ હિજ્ર ★ | 304 |
| ૮૭ | આયત 'ઈલ્લા મનિસ્તરક સ્સમ્અ ફઅતબઅહુ શિહાબુ મ્મુબીન'ની તફસીર.............................................................. | 304 |
| ૮૮ | આયત 'વ લકદ આતય્નાક સબ્અ મ્મિનલ મસાની વલ કુર્આનલ અઝીમ'ની તફસીર.............................................................. | 305 |
| | ★ સૂરએ નહલ ★ | 307 |
| ૮૯ | આયત 'વ મિન્કુમ મંય્યુરદ્દુ ઈલા અરઝલિલ ઉમુરિ'ની તફસીર..... | 308 |
| | ★ સૂરએ બની ઈસ્રાઈલ ★ | 308 |
| ૯૦ | આયત 'વ ઈઝા અરદ્દના અન્નુહ્લિક કરયતન અમર્ના મુત્રફીહા.....'ની તફસીર.............................................................. | 310 |
| ૯૧ | આયત 'ઝુર્રિય્યત મન હમલ્ના મઅ નૂહિન ઈન્નહુ કાન અબ્દન શકૂરા'ની તફસીર.............................................................. | 310 |
| | ★ સૂરએ કહફ ★ | 315 |
| | ★ સૂરએ કાફ હા યા એન સ્વાદ ★ | 325 |
| ૯૨ | આયત 'વ અન્ઝિરહુમ યવમલ હસ્રતિ'ની તફસીર................. | 326 |
| ૯૩ | આયત 'વ મા નતનઝ્ઝલુ ઈલ્લા બિઅમ્રિ રબ્બિક'ની તફસીર..... | 326 |
| ૯૪ | આયત 'અત્તલઅલ ગય્બ અમિ ત્તખઝ ઈન્દ ર્રહમાનિ અહ્દા'ની તફસીર.............................................................. | 327 |
| | ★ સૂરએ તાહા ★ | 328 |
| ૯૫ | આયત 'વ સ્તનઅ્તુક લિનફસી'ની તફસીર........................ | 330 |
| ૯૬ | આયત 'ફલાયુખ્રિજન્નકુમા મિનલ જન્નતિ ફતશ્કા'ની તફસીર....... | 330 |





| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| | ★ સૂરએ અંબિયા ★ | 331 |
| ૯૭ | આયત 'કમા બદઅ્ના અવ્વલ ખલ્કિ ન્નુઈદુહુ'ની તફસીર....... | 331 |
| | ★ સૂરએ હજ્જ ★ | 332 |
| | ★ સૂરએ મુઅ્મિનૂન ★ | 334 |
| | ★ સૂરએ નૂર ★ | 334 |
| ૯૮ | આયત 'વલ ખામિસતુ અન્ન લઅનત લ્લાહિ અલયહિ ઈન કાન મિનલ કાઝિબીન'ની તફસીર.............................................. | 337 |
| ૯૯ | આયત 'વ યદરઉ અન્હલ અઝાબ અન તશ્હદ અરબઅ શહાદાતિમ્ બિલ્લાહિ ઈન્નહુ લમિનલ કાઝિબીન'ની તફસીર................ | 337 |
| ૧૦૦ | આયત 'વલ ખામિસતુ અન્ન ગઝબ લ્લાહિ અલયહા ઈન કાન મિન સ્સાદિકીન'ની તફસીર.............................................. | 338 |
| | ★ સૂરએ ફુરકાન ★ | 350 |
| | ★ સૂરએ શુઅરા ★ | 353 |
| ૧૦૧ | આયત 'લા તુખ્ઝિની યવ્મ યુબ્અસૂન'ની તફસીર................ | 354 |
| | ★ સૂરએ નમ્લ ★ | 355 |
| | ★ સૂરએ કસસ ★ | 355 |
| ૧૦૨ | આયત 'ઈન્ન લ્લઝી ફરદ અલય્કલ કુર્આન'ની તફસીર.......... | 357 |
| | ★ સૂરએ અન્કબૂત ★ | 357 |
| | ★ સૂરએ અલિફ લામ મીમ ગુલિબતિ ર્રૂમ ★ | 357 |
| | ★ સૂરએ લુકમાન ★ | 359 |
| ૧૦૩ | આયત 'લા તુશ્રિક બિલ્લાહિ ઈન્ન શ્શિર્ક લઝુલ્મુન અઝીમ'ની તફસીર.............................................................. | 359 |
| ૧૦૪ | આયત 'ઈન્ન લ્લાહ ઈન્દહુ ઈલ્મુ સ્સાઅતિ'ની તફસીર.......... | 359 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| | ★ સૂરએ તન્ઝીલુ સ્સજદહ ★ | 360 |
| ૧૦૫ | આયત 'ફલાતઅ્લમુ નફસુ મ્માઉખ્ફિ લહુમ'ની તફસીર.......... | 361 |
| | ★ સૂરએ અહઝાબ ★ | 361 |
| ૧૦૬ | આયત 'ઉદઊહુમ લિઆબાઈહિમ'ની તફસીર...................... | 362 |
| ૧૦૭ | આયત 'વ લાતકૂનુ કલ્લઝીન આઝવ મૂસા'ની તફસીર.......... | 370 |
| | ★ સૂરએ સબા ★ | 370 |
| ૧૦૮ | આયત 'હત્તા ઈઝા ફુઝ્ઝિઅ અન કુલૂબિહિમ કાલૂ માઝા કાલ રબ્બુકુમ કાલુલ હક્ક વ હુવલ અલિય્યુલ કબીર'ની તફસીર...... | 371 |
| ૧૦૯ | આયત 'ઈન હુવ ઈલ્લા નઝીરૂ લ્લકુમ બયન યદય અઝાબિન શદીદ'ની તફસીર.......................................... | 372 |
| | ★ ભાગ-૨૦ ★ | |
| | ★ સૂરએ મલાઇકહ ★ | 375 |
| | ★ સૂરએ યાસીન ★ | 375 |
| | ★ સૂરએ વસ્સાફફાત ★ | 376 |
| | ★ સૂરએ સ્વાદ ★ | 377 |
| ૧૧૦ | આયત 'હબ લી મુલ્ક લ્લાયંબગી લિઅહદિ મ્મિમ બઅ્દી ઈન્નક અન્તલ વહહાબ'ની તફસીર...................................... | 378 |
| ૧૧૧ | આયત 'વ મા અન મિનલ મુતકલ્લિફીન'ની તફસીર.............. | 378 |
| | ★ સૂરએ ઝુમર ★ | 379 |
| ૧૧૨ | આયત 'વ મા કદરૂ લ્લાહ હક્ક કદરિહિ'ની તફસીર............ | 381 |
| ૧૧૩ | આયત 'વલ અર્દુ જમીઅન કબ્દતુહુ યવમલ કિયામતિ વ સ્સમાવાતુ મતવિય્યાતુ મ્બિયમીનિહિ સુબ્હાનહુ વ તઆલા અમ્મા યુશ્રિકૂન'ની તફસીર............................................ | 381 |
| | ★ સૂરએ મુઅમિન ★ | 382 |
| | ★ સૂરએ હામિમ સજદા ★ | 383 |





| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૧૧૪ | આયત 'ઝાલિકુમ ઝન્નુકુમ....'ની તફસીર........................ | 385 |
| | ★ હામિમ એન સિન કાફ ★ | 386 |
| ૧૧૫ | આયત 'ઈલ્લલ મવદ્દત ફીલ કુર્બા'ની તફસીર...................... | 386 |
| | ★ સૂરએ હામિમ ઝુખરૂફ ★ | 386 |
| ૧૧૬ | આયત 'વ નાદવ યા માલિકુ લિયકદિ અલયના રબ્બુક'નો ખુલાસો.... | 387 |
| | ★ સૂરએ દુખાન ★ | 388 |
| ૧૧૭ | આયત 'યગશ ન્નાસ હાઝા અઝાબુન અલીમ'.................... | 389 |
| ૧૧૮ | આયત 'સુમ્મ તવલ્લવ અન્હુ વ કાલૂ મુઅલ્લમુ મ્મજનૂનુન'ની તફસીર........................................................ | 390 |
| ૧૧૯ | આયત 'ઈન્ના કાશિફુલ અઝાબિ કલીલન ઈન્નકુમ આઈદૂન..'ની તફસીર........................................................ | 391 |
| | ★ સૂરએ જાસિયહ ★ | 391 |
| ૧૨૦ | આયત 'વ માયુહલિકુના ઈલ્લ દ્દહરૂ'ની તફસીર.................. | 391 |
| | ★ સૂરએ અહકાફ ★ | 391 |
| | ★ સૂરએ મુહમ્મદ (અલ્લઝીન કફરૂ) ★ | 393 |
| ૧૨૧ | આયત 'વ તુકત્તિઊ અરહામકુમ'ની તફસીર...................... | 393 |
| | ★ સૂરએ ફત્હ ★ | 394 |
| ૧૨૨ | આયત 'ઈન્ના ફતહના લક ફત્હ મ્મુબીના'ની તફસીર.......... | 394 |
| ૧૨૩ | 'ઈન્ના અરસલ્નાક શાહિદં વ્વ મુબશ્શિરં વ્વ નઝીરા'ની તફસીર..... | 396 |
| ૧૨૪ | આયત 'હુવ લ્લઝી અન્ઝલ સ્સકીનત'ની તફસીર................ | 396 |
| ૧૨૫ | આયત 'ઈઝ યુબાયિઊનક તહ્ત શ્શજરતિ'ની તફસીર.......... | 396 |
| | ★ સૂરએ હુજુરાત ★ | 397 |
| | ★ સૂરએ કાફ ★ | 399 |
| ૧૨૬ | આયત 'વ તકૂલુ હલ મિ મ્મઝીદ'ની તફસીર...................... | 400 |
| | ★ સૂરએ વઝ ઝારિયાત ★ | 401 |
| | ★ સૂરએ તૂર ★ | 402 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| | ★ સૂરએ નજમ ★ | 403 |
| ૧૨૭ | આયત 'ફઅવહા ઈલા અબ્દિહિ મા અવહા'ની તફસીર......... | 404 |
| ૧૨૮ | આયત 'લકદ રઆ મિન આયાતિ રબ્બિહિલ કુબ્રા'ની તફસીર... | 404 |
| ૧૨૯ | આયત 'અફરઅયતુમુ લ્લાત વલ ઉઝ્ઝા'ની તફસીર............ | 404 |
| ૧૩૦ | 'વ મનાત સ્સાલિસતલ ઉખરા'ની તફસીર.......................... | 404 |
| ૧૩૧ | આયત 'ફસ્જુદૂ લિલ્લાહિ વ અ્બુદૂ'ની તફસીર.................... | 405 |
| | ★ ઈકતરબતિ સ્સાઅતુ (સૂરએ કમર) ★ | 405 |
| ૧૩૨ | આયત 'વ લકદ યસ્સર્નલ કુર્આન લિઝ્ઝિકરિ ફહલ મિમ્ મુદ્દકિર'ની તફસીર.......................................................... | 407 |
| ૧૩૩ | આયત 'વ લકદ અહલકના અશ્યાઅકુમ ફહલ મિમ્ મુદ્દકિર'ની તફસીર.................................................................. | 408 |
| | ★ સૂરએ રહમાન ★ | 409 |
| ૧૩૪ | આયત 'વ મિન દૂનિહિ મા જન્નતાનિ'ની તફસીર............... | 411 |
| | ★ સૂરએ વાકિઆ ★ | 412 |
| ૧૩૫ | આયત 'વ ઝિલ્લિ મ્મમદૂદિન'ની તફસીર........................ | 413 |
| | ★ સૂરએ હદીદ ★ | 413 |
| | ★ સૂરએ મુજાદલહ ★ | 414 |
| | ★ સૂરએ હશ્ર ★ | 414 |
| ૧૩૬ | 'જલાઅ' દેશવટો આપવો................................................ | 414 |
| ૧૩૭ | 'મા અફાઅ લ્લાહુ અલા રસૂલિહિ'ની તફસીર.................. | 414 |
| ૧૩૮ | આયત 'વ મા આતાકુમુ ર્રસૂલુ ફખુઝૂહુ'ની તફસીર.............. | 415 |
| ૧૩૯ | આયત 'વ લ્લઝીન તબવ્વઉ દાર વલ ઈમાન'ની તફસીર........ | 416 |
| | ★ સૂરએ મુમતહિનહ ★ | 416 |
| ૧૪૦ | આયત 'ઈઝા જાઅકલ મુઅમિનાતુ મુહાજિરાતીન'ની તફસીર... | 418 |
| ૧૪૧ | આયત 'ઈઝા જાઅકલ મુઅમિનાતુ યુબાયિઅ્નક...'ની તફસીર...... | 418 |
| | ★ સૂરએ સફ ★ | 419 |
| ૧૪૨ | આયત 'યઅ્તી મિમ્ બઅદી સ્મુહુ અહમદ'ની તફસીર........... | 420 |





| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| | ★ સૂરએ જુમ્આ ★ | 420 |
| ૧૪૩ | આયત 'વ ઈઝા રઅવ તિજારતન....'ની તફસીર................. | 420 |
| | ★ સૂરએ મુનાફિકૂન ★<br>(ઇઝા જાઅકલ મુનાફિકૂન) | 420 |
| ૧૪૪ | આયત 'કાલૂ નશહદુ ઈન્નક લરસૂલુલ્લાહ.....'ની તફસીર........ | 420 |
| ૧૪૫ | આયત 'ઈત્તખઝૂ અયમાનહુમ જુન્નતન....'ની તફસીર............ | 421 |
| | ★ સૂરએ તગાબુન ★ | 425 |
| | ★ સૂરએ તલાક ★ | 425 |
| | ★ સૂરએ તહરીમ ★ | 426 |
| ૧૪૬ | આયત 'ઈન તતૂબા ઈલ લ્લાહિ ફકદ સગત કુલૂબુકુમા'ની તફસીર.... | 429 |
| | ★ સૂરએ તબારક લ્લઝી ★ | 431 |
| | ★ સૂરએ નૂન વલ કલમ ★ | 431 |
| ૧૪૭ | આયત 'ઉતુલ્લિમ્ બઅ્દ ઝાલિક ઝનીમ'ની તફસીર............. | 431 |
| ૧૪૮ | આયત 'યવમ યુકશફુ અન સાકિન'ની તફસીર..................... | 431 |
| | ★ સૂરએ અલહાક્કહ ★ | 432 |
| | ★ સૂરએ સઅલ સાઇલ ★ | 432 |
| | ★ સૂરએ ઇન્ના અર્સલ્ના ★ | 432 |
| ૧૪૯ | આયત 'વદ્દ વ્વ લા સુવાઅં વ્વ લાયગૂસ વ યઊક વ નસ્રન'ની તફસીર.......................................................................... | 433 |
| | ★ સૂરએ જિન્ન ★<br>(કુલ ઊહિય ઇલય્ય) | 433 |
| | ★ સૂરએ મુઝ્ઝમ્મિલ ★ | 434 |
| | ★ સૂરએ મુદ્દસ્સિર ★ | 434 |
| ૧૫૦ | આયત 'કુમ ફઅન્ઝિર'ની તફસીર.......................................... | 435 |
| ૧૫૧ | આયત 'વ રબ્બક ફકબ્બિર'ની તફસીર.................................. | 435 |
| ૧૫૨ | આયત 'વ સિયાબક ફતહહિર'ની તફસીર............................ | 436 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૧૫૩ | આયત 'વ ર્રૂજઝ ફહજુર'ની તફસીર. 'રૂજઝ' 'રિજઝ' અને 'રિજસ'નો અર્થ અઝાબ થાય છે.................................. | 436 |
| | ★ સૂરએ કિયામહ ★ | 437 |
| ૧૫૪ | આયત 'ઇન્ન અલયના જમ્અહુ વ કુર્આનહ'ની તફસીર.......... | 437 |
| | ★ સૂરએ હલ અતા ★ | 438 |
| | ★ સૂરએ વલ મુર્સલાત ★ | 439 |
| ૧૫૫ | આયત 'ફઅન્નહુ જિમાલાતુન સુફરૂન'ની તફસીર................ | 440 |
| | ★ સૂરએ અમ્મ યતસાઅલૂન ★ | 440 |
| ૧૫૬ | આયત 'યવમ યુન્ફખુ ફી સ્સૂરિ ફતઅતૂન અફવાજન'ની તફસીર. 'ફોજ'નો અર્થ છે ટુકડી, ટોળું.................................... | 441 |
| | ★ સૂરએ વ ન્નાઝિઆત ★ | 442 |
| | ★ સૂરએ અબસ ★ | 442 |
| | ★ સૂરએ ઇઝ શશમ્સુ કુવ્વિરત ★ | 442 |
| | ★ સૂરએ ઇઝ સ્સમાઉ ન્ફતરત ★ | 443 |
| | ★ સૂરએ વયલુ લ્લિલ મુતફફિફીન ★ | 443 |
| | ★ સૂરએ ઇઝ સ્સમાઉ ન્શક્કત ★ | 443 |
| ૧૫૭ | આયત 'લતર્કબુન્ન તબકન અન તબકિન'ની તફસીર.............. | 444 |
| | ★ સૂરએ બુરૂજ ★ | 444 |
| | ★ સૂરએ તારિક ★ | 444 |
| | ★ સૂરએ સબ્બિહિ સ્મ રબ્બિકલ અઅ્લા ★ | 444 |
| | ★ સૂરએ હલ અતાક હદીસુલ ગાશિયહ ★ | 444 |
| | ★ સૂરએ વલફજરિ ★ | 445 |
| | ★ સૂરએ લાઉકસિમુ ★ | 446 |
| | ★ સૂરએ વશ્શમ્સિ વ દુહાહા ★ | 446 |
| | ★ સૂરએ વલ્લયલિ ★ | 447 |





| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૧૫૮ | આયત 'વન્નહારિ ઇઝા તજલ્લા'ની તફસીર....................... | 447 |
| ૧૫૯ | આયત 'વ માખલકઝ ઝકર વલ ઉન્સા'ની તફસીર............... | 447 |
| ૧૬૦ | આયત 'ફઅમ્મા મન અઅતા વ તકા'ની તફસીર................ | 448 |
| ૧૬૧ | આયત 'વ સદ્દક બિલ હુસ્ના'ની તફસીર.......................... | 448 |
| ૧૬૨ | આયત 'ફસનુયસ્સિરૂહુ લિલ યુસ્રા....'ની તફસીર................ | 448 |
| ૧૬૩ | આયત 'વ અમ્મા મન બખિલ વ સ્તગના'ની તફસીર............ | 448 |
| ૧૬૪ | 'વ કઝઝબ બિલ હુસ્ના'ની તફસીર.................................. | 449 |
| ૧૬૫ | આયત 'ફસનુયસ્સિરૂહુ લિલ ઉસ્રા'ની તફસીર.................... | 449 |
| | ★ સૂરએ વદ્દુહા ★ | 450 |
| ૧૬૬ | આયત 'મા વદ્દઅક રબ્બુક વ મા કલા'ની તફસીર............... | 450 |
| | ★ સૂરએ અ લમનશ્રહ ★ | 450 |
| | ★ સૂરએ વત્તીનિ વઝઝયતૂન ★ | 451 |
| | ★ સૂરએ ઇકરઅ બિસ્મિ રબ્બિક ★ | 451 |
| ૧૬૭ | આયત 'ખલકલ ઇન્સાન મિન અલક'ની તફસીર.................. | 453 |
| ૧૬૮ | આયત 'ઇકરઅ વ રબ્બુકલ અકરમુ'ની તફસીર.................. | 453 |
| ૧૬૯ | આયત 'અલ્લઝી અલ્લમ બિલ કલમ'ની તફસીર................. | 453 |
| | ★ સૂરએ ઇન્ના અન્ઝલનાહુ ફી લયલતિલ કદ્રિ ★ | 454 |
| | ★ સૂરએ લમયકૂન ★ | 454 |
| | ★ સૂરએ ઇઝા ઝુલઝિલત ★ | 455 |
| ૧૭૦ | આયત 'મંય્યઅમલ મિસ્કાલ ઝર્રતિન ખયરં યયરહુ'ની તફસીર....... | 455 |
| ૧૭૧ | આયત 'વ મંય્યઅમલ મિસ્કાલ ઝર્રતિન શર્રં યયરહુ'ની તફસીર...... | 456 |
| | ★ સૂરએ વલ આદિયાત ★ | 456 |
| | ★ સૂરએ અલ કારિઅહ ★ | 456 |
| | ★ સૂરએ અલહાકુમ ★ | 456 |
| | ★ સૂરએ વલ અસ્રિ ★ | 456 |
| | ★ સૂરએ વયલુ લ્લિકુલ્લિ હુમઝતિ ★ | 456 |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| | ★ સૂરએ અલ્ મુતફ્ફીફ ★ | 456 |
| | ★ સૂરએ લિઇલાફિ કુરયશિન ★ | 457 |
| | ★ સૂરએ અ રઅયત લ્લઝી ★ | 457 |
| | ★ સૂરએ ઇન્ના અઅ્તયના ★ | 457 |
| | ★ સૂરએ કુલ યાઅય્યુહલ કાફિરૂન ★ | 458 |
| | ★ સૂરએ ઇઝા જાઅ ★ | 458 |
| ૧૭૨ | અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ રઅય્ત ન્નાસ યદખુલૂન ફી દીનિ લ્લાહિ અફવાજા'........................ | 459 |
| | ★ સૂરએ તબ્બત્ યદા અબીલહબ ★ | 460 |
| ૧૭૩ | આયત 'વ તબ્બ મા અગ્ના અન્હુ માલુહુ વ મા કસબ'ની તફસીર..... | 460 |
| ૧૭૪ | આયત 'સયસ્લા નારન ઝાત લહબિન'ની તફસીર................ | 460 |
| | ★ સૂરએ કુલ હુવ લ્લાહુ અહદ ★ | 461 |
| | ★ સૂરએ કુલ અઊઝુ બિરબ્બિલ ફલક ★ | 461 |
| | ★ સૂરએ કુલ અઊઝુ બિરબ્બિ ન્નાસિ ★ | 462 |
| ૧૭૫ | કુર્આનની ફઝીલતોનું પ્રકરણ.................................. | 462 |
| ૧૭૬ | કુર્આનને એકત્ર કરવું............................................ | 464 |
| ૧૭૭ | રસૂલુલ્લાહ (સલ.)ના લહિયા (કાતિબ)નું વર્ણન..................... | 465 |
| ૧૭૮ | કુર્આન સાત લહેજાઓમાં ઉતર્યું છે.................................. | 466 |
| ૧૭૯ | કુર્આન સંપાદન.................................................. | 467 |
| ૧૮૦ | હઝરત જિબ્રઈલ રસૂલુલ્લાહ (સલ.) સામે કુર્આન પઢતા હતા...... | 468 |
| ૧૮૧ | સહાબાઓમાં કયા કયા માણસો કારીઓ હતા ?.................. | 468 |






# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

ભાગ ૧૬

# બુખારી શરીફ

## ભાગ-૧૬

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ★ મગાઝી-ગઝ્વાઓ ★

### પ્રકરણ ઉશય્રા અથવા ગઝ્વએ ઉશય્રાનું વર્ણન

(૧/૪૨૩૭) ઇબ્ને ઇસ્હાક કહે છે : સૌ પ્રથમ રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ 'અબવા'નું યુધ્ધ કર્યું હતું. ત્યાર પછી 'બુવાત'નું યુધ્ધ, પછી 'ઉશય્રા'નું યુધ્ધ.

(૨/૪૨૩૮) અબૂ ઇસ્હાક કહે છે : હું ઝૈદ ઇબ્ને અરકમ પાસે બેઠો હતો, એટલામાં કોઇએ ઝૈદને પૂછયું, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ કેટલી જિહાદ કરી હતી ? ઓગણીસ. તેમને પૂછવામાં આવ્યું કે, તમે તેમની સાથે કેટલી જિહાદોમાં ભાગ લીધો હતો ? તેમણે કહ્યું : સત્તર. મેં પૂછયું, સૌ પ્રથમ કઇ લડાઇ થઇ હતી ? આપે જવાબ આપ્યો : ઉશય્રા અથવા ઉસય્રા.

(૪/[illegible]) જે યુધ્ધમાં નબીએ કરીમ (સ.અ.વ.)એ પોતે ભાગ લીધો તેને "ગઝ્વા" કહેવામાં આવે છે, જેની સંખ્યા ૨૭ છે. જે યુધ્ધમાં નબીએ કરીમ (સ.અ.વ.)એ પોતે ભાગ ન લીધો, પરંતુ તેના માટે લશ્કર મોકલ્યું, તેને "સરિય્યા" કહેવામાં આવે છે, જેની સંખ્યા ૫૭ છે. વિગત માટે ઇસ્લામી ઇતિહાસના પુસ્તકો જૂઓ.

### બદરની લડાઇમાં કત્લ થનારાઓ વિષે રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની ભવિષ્યવાણી

(૩/૪૨૩૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, સઅદ ઇબ્ને મુઆઝ ઉમય્યા ઇબ્ને ખલફના દોસ્ત હતા. ઉમય્યા જ્યારે મદીના પાસેથી પસાર થતા હતા ત્યારે સઅદને ત્યાં ઉતરતા હતા અને સઅદ જ્યારે મક્કા જતા હતા ત્યારે ઉમય્યાને ત્યાં ઉતરતા હતા. જ્યારે રસૂલુલ્લાહ (સ.અ.વ.) મદીના આવ્યા ત્યારે એક વાર સઅદ ઉમરો કરવા માટે મક્કા ગયા અને ઉમય્યાને ત્યાં ઉતર્યા. તેને કહ્યું કે, કોઇ એકાંતનો સમય બતાવો કે, હું કઅબાનો તવાફ કરી લઉં. ઉમય્યા બપોરના સમયે સઅદને લઇ ગયા. રસ્તામાં અબૂ જહલ મળ્યો અને પૂછવા લાગ્યો : અબૂ સફવાન, તમારી સાથે આ કોણ છે ? ઉમય્યાએ કહ્યું : સઅદ છે. અબૂ જહલે કહ્યું : કેવો નચિંત થઇને મક્કામાં તવાફ કરી રહ્યો છે. જો કે તમે જ અધર્મીઓ (બેદીનો)ને સ્થાન આપ્યું. તમે માનો છો કે, એમની મદદ કરશો. ખુદાની કસમ ! જો તું

અબૂ સફવાનની સાથે ન હોત તો તારા ઘેર જીવતો પાછો ફરત નહીં. સઅદે ઉંચા સાદે કહ્યું : જો તું મને એનાથી રોકીશ તો હું તને એવી વસ્તુથી રોકીશ જે એના કરતાં વધારે મહત્વની છે કિંવા મદીના તરફનો તારો રસ્તો બંધ કરી દઇશ. (જેથી તમારા લોકોનો સીરિયા સાથેનો વેપાર બંધ થઇ જશે.) ઉમય્યા કહેવા લાગ્યો : અબૂલ હુકમ સાથે બરાડીને વાત ન કરો. કારણ કે, એ મક્કાના સરદાર છે. સઅદે જવાબ આપ્યો : ઉમય્યા, હવે આપણી દોસ્તી ખત્મ કર. કારણ કે, ખુદાની કસમ ! મેં રસૂલુલ્લાહ (સ.અ.વ.) પાસેથી સાંભળ્યું છે કે, એ લોકો તને કત્લ કરનાર છે. ઉમય્યાએ કહ્યું : એ મને મક્કામાં કત્લ કરી દેશે ? સઅદે કહ્યું : મને એની જાણ નથી. ઉમય્યા આ સાંભળીને ખૂબ ગભરાયો. ઘરે પાછો આવીને પોતાની પત્નીને કહેવા લાગ્યો : સફવાનની માં, તને કંઇ ખબર છે કે, સઅદે મને શું કહ્યું : ઉમ્મે સફવાને કહ્યું : સઅદે શું કહ્યું : ઉમય્યા કહેવા લાગ્યો : સઅદ કહે છે કે, મુહમ્મદે ખબર આપી છે કે, એ લોકો તને કત્લ કરી દેશે. મેં સઅદને પૂછ્યું : શું મક્કામાં કત્લ કરી દેશે ? સઅદે જવાબ આપ્યો : એની મને ખબર નથી. તે પછી ઉમય્યાએ કહ્યું : ખુદાની કસમ ! હું મક્કાની બહાર જઇશ નહીં, પરંતુ જ્યારે બદરની લડાઇનો દિવસ આવ્યો ત્યારે અબૂ જહલે બધા લોકોને કહ્યું : ચાલો, તમારા કાફલાની ખબર લો. ઉમય્યા બહાર જવા માંગતો ન હતો. અબૂ જહલ ઉમય્યા પાસે આવ્યો અને કહેવા લાગ્યો : અબૂ સફવાન, તમે મક્કાના આગેવાન છો. જો લોકો તમને પાછળ રહેલા જોશે તો તેઓ પણ તમારી સાથે પાછળ રહી જશે. (ઉમય્યાએ જવાનો ઇન્કાર કર્યો) પરંતુ અબૂ જહલે છોડયો નહીં. છેવટે ઉમય્યાએ કહ્યું કે, જો તમે માનતા જ નથી તો હું મક્કામાં જે સૌથી સારૂં ઊંટ હશે તે જ ખરીદીશ. (તેના પર સવાર થઇને જઇશ, જેથી સમય આવ્યે નાસી શકું.) ઉમય્યાએ પોતાની પત્નીને કહ્યું : સફવાનની માં, મારા માટે સામાન તૈયાર કરો. સફવાનની માંએ કહ્યું : શું તમે તમારા યસરબી ભાઇની વાત ભૂલી ગયા ? ઉમય્યાએ કહ્યું : ના, ભૂલ્યો તો નથી, હું તેમની સાથે ફક્ત થોડે દૂર જવા માંગું છું. જેથી ઉમય્યા મક્કાથી નીકળ્યો. જે પડાવ પર ઉતરતો ત્યાં ઊંટને પોતાની પાસે બાંધી રાખતો. બરાબર આ પ્રમાણે કરતો રહ્યો, પરંતુ છેવટે અલ્લાહ તઆલાએ તેને બદરમાં કત્લ કરી દીધો.

**બદરની લડાઇનો બનાવ**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લકદ નસરકુમુલ્લાહુ બિબદરિંવ્વ અન્તુમ અઝિલ્લતુન ફત્તકૂલ્લાહ લઅલ્લકુમ તશ્કુરૂન. ઇઝ તકૂલુ લિલમુઅ્મિનીન અલંય્યકફિયકુમ અંય્યુમિદ્દકુમ રબ્બુકુમ બિસલાસતિ આલાફિમ્મિનલ મલાઇકતિ મુન્ઝિલીન. બલા ઇન તસ્બિરૂ વ તત્તકૂ વ યઅ્તૂકુમ મિન ફવ્રિહિમ હાઝા યુમ્દિદકુમ રબ્બુકુમ બિખમ્સતિ આલાફિમ્મિનલ મલાઇકતિ મુસવ્વિમીન વ મા જઅલહુલ્લાહુ ઇલ્લા બુશ્રા લકુમ વ લિતત્મઇન્ન કુલૂબુકુમ બિહિ વ મ ન્નસ્રૂ ઇલ્લા મિન ઇન્દિ લ્લાહિલ અઝીઝિલ હકીમ. લિયકતઅ તરફ મ્મિન લ્લઝીન કફરૂ અવ યકબિતહુમ ફયન્કલિબૂ ખાઇબીન.' બેશક, અલ્લાહ તઆલા બદરમાં તમારી મદદ કરી ચૂક્યો છે. જો કે તમે કમઝોર હતા. જેથી તમે તેનો શુક આભાર કરો. એટલે તમે ખુદાથી ડરો. (હે નબી !) જ્યારે તમે મુસલમાનોને કહી રહ્યા હતા કે, તમારા માટે શું એટલું પુરતું નથી કે, તમારો પરવરદિગાર ત્રણ હજાર ફરિશ્તાઓ (આસ્માન પરથી) ઉતરનારા મોકલીને તમારી મદદ કરે. હા, જો તમે અડગ રહેશો અને ખુદાથી ડરતા રહેશો અને તેઓ તમારા પર તે ઘડીએ જ આવશે તો અલ્લાહ તઆલા પાંચ હજાર ફરિશ્તાઓને સર્વશ્રેષ્ઠ ઘોડાઓ પર સવાર કરીને તમારી મદદ કરશે. આ વાત ફક્ત**



**તમને ખુશ કરવા માટે છે અને એટલા માટે છે કે, તમારા દિલોને સંતોષ થઇ જાય, નહિંતર વિજય તો વિચક્ષણ મહાન અલ્લાહ તઆલાના તરફથી છે....વહશીનું કથન છે કે, હઝરત હમઝાએ બદરની લડાઇના દિવસે તુઅય્મા ઇબ્ને અદીને કત્લ કર્યા હતા. અલ્લાહ તઆલા ફરમાવે છે : વ ઇઝ યઇદુકુમુ લ્લાહુ ઇહ્દ તાઇફતયનિ અન્નહા લકુમ.....**

(૪/૪૨૪૦) હઝરત કઅબ ઇબ્ને માલિક કહે છે કે, ગઝવએ તબૂક સિવાય બીજા કોઇ ગઝવામાં જતી વખતે રસૂલુલ્લાહ (સ.અ.વ.)નો સાથ દેવાથી રોકાયો નથી. હા, ગઝવએ બદરમાં ભાગ લેવાથી જરૂર રહી ગયો હતો, પરંતુ જે લોકો બદરના ગઝવામાં ભાગ લેવાથી રહી ગયા હતા, તેમનામાંથી કોઇના ઉપર અલ્લાહનો પ્રકોપ પણ થયો નથી. કારણ કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.) કુરૈશના કાફલાના ઇરાદાથી મદીનાથી નીકળ્યા હતા, પરંતુ લડાઇના ઇરાદા વગર ત્યાં અલ્લાહના હુકમથી કાફિરો સાથે સામનો થઇ ગયો.

(૪/૪૨૪૦) આ વેપારી કાફલાનો બધો નફો ઇસ્લામ અને મુસ્લિમો વિરૂધ્ધ ઉપયોગમાં લેવાનો હતો. એટલે એ કાફલાનો સામાન લઇ લેવાની જરૂર ઉભી થઇ હતી. જેના કારણે બદ્રનું યુધ્ધ થયું. જે ઇસ્લામી ઇતિહાસનું પ્રથમ યુધ્ધ ગણાય છે.

ખુદા તઆલા ફરમાવે છે : 'ઇઝ તસ્તગીસૂન રબ્બકુમ ફ સ્તજાબ લકુમ અન્ની મુમિદ્દુકુમ બિઅલ્ફિ મ્મિનલ મલાઇકતિ મુરદિફીન વ મા જઅલહુલ્લાહુ ઇલ્લા બુશ્રા વ લિતતમઇન્ન બિહિ કુલૂબુકુમ વ મ ન્નસ્રુ ઇલ્લા મિન ઇન્દિ લ્લાહિ ઇન્ન લ્લાહ અઝીઝુન હકીમ. ઇઝ યગશાકુમુ ન્નુઆસુ અમનત મ્મિન્હુ વ યુનઝ્ઝિલુ અલયકુમ મિન સ્સમાઇ માઅ લ્લિયુતહહિરકુમ બિહિ વ યુઝ્હિબ અન્કુમ રિજ્ઝ શ્શયતાનિ વ લિયરબિત અલા કુલૂબિકૂમ વ યુસબ્બિત બિહિલ અકદામ. ઇઝ યૂહી રબ્બુક ઇલલ મલાઇકતિ અન્ની મઅકુમ ફસબ્બિતૂ લ્લઝીન આમનૂ સઉલ્કી ફી કુલૂબિ લ્લઝીન કફરૂ ર્રુઅબ ફદરિબૂ ફવ્કલ અઅ્નાકિ વદરિબૂ મિન્હુમ કુલ્લ બનાન. ઝાલિક બિઅન્નહુમ શાક્કુલ્લાહ વ રસૂલહુ વ મંય્યુશાકિકિ લ્લાહ વ રસૂલહુ ફઇન્ન લ્લાહ શદીદુલ ઇકાબ.' જ્યારે તમે તમારા પરવરદિગારને ફરિયાદ કરવા લાગ્યા ત્યારે અલ્લાહ તઆલાએ તમારી દુઆ કબૂલ કરી અને કહ્યું કે, હું તમારી મદદ માટે સતત આવનારા હઝાર ફરિશ્તાઓ મોકલીશ. આ અલ્લાહ તઆલાએ ફકત તમને ખુશખબરી આપવા માટે અને તમારા દિલોને સંતોષવા માટે કહ્યું હતું, નહીંતર વિજય તો અલ્લાહ તઆલા તરફથી છે. કારણ કે, ખુદા જ વર્ચસ્વવાળો અને હિકમતવાળો છે. જ્યારે કે તમારા સંતોષ માટે તમારા પર ઉંઘ છવાઇ જાય છે અને અલ્લાહ તઆલા આસ્માન પરથી તમારા ઉપર પાણી વરસાવે છે. જેથી તમને તેના વડે પાક કરી દે અને શયતાનની નાપાકી તમારાથી દૂર કરી દે. દિલોને અચલિતતા અને પગોને અડગતા અર્પણ કરે. યાદ કરો, જ્યારે અલ્લાહે ફરિશ્તાઓને હુકમ મોકલ્યો કે, હું તમારી સાથે છું. તમે મુસલમાનોને અડગ રાખો. હું કાફિરોના દિલોમાં ધાક બેસાડીશ. તમે તેમની ગરદનો ઉડાવો અને ટેરવે ટેરવું કાપી નાખો. કારણ કે, તે લોકોએ જ અલ્લાહ અને રસૂલનો વિરોધ કર્યો છે. જે માણસ અલ્લાહ અને રસૂલનો વિરોધ કરશે (તેને અલ્લાહ સખ્ત અઝાબ આપશે). કારણ કે, અલ્લાહનો અઝાબ સખ્ત છે.

(૫/૪૨૪૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : એક જમાઅને હું મિકદાદ ઇબ્ને અસ્વદ સાથે હાજર હતો. મારી દષ્ટિએ તેનું મિત્ર હોવું દુનિયાની દરેક વસ્તુ કરતાં પ્રિય છે. એક વાર મિકદાદ રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની સેવામાં હાજર થયા. હુઝૂર તે વખતે કાફિરો માટે બદદુઆ કરી રહ્યા હતા. મિકદાદે કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે તેવું કદાપિ નહીં કરીએ જેવું મૂસા (અલ.)ની કૌમે કહી દીધું હતું કે, તમે અને તમારો ખુદા જઇને લડો, બલ્કે અમે લોકો આપની જમણે ડાબે અને આગળ પાછળ કાફિરો સાથે લડીશું. આ સાંભળીને હુઝૂરનો ચહેરો ભારે આનંદના કારણે ખીલી ઉઠયો.

(૬/૪૨૪૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, બદરની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું હતું : એય અલ્લાહ ! હું તારો વાયદો અને વચન આગળ ધરીને કહું છું. એય અલ્લાહ ! જો તું ઇચ્છતો હોય તો (આજ પછી) તારી ઇબાદત નહીં થાય. આ સાંભળતા જ અબૂબક્ર (રદિ.)એ રસૂલુલ્લાહ (સ.અ.વ.)નો હાથ પકડી લીધો અને કહ્યું : હુઝૂર, બસ કરો. રસૂલુલ્લાહ (સ.અ.વ.) તંબુમાંથી આ પ્રમાણે બોલતા બહાર નીકળ્યા કે, ટૂંક સમયમાં કાફિરોના લશ્કરને પરાજય મળશે અને પીઠ ફેરવીને નાસી છુટશે.

(૭/૪૨૪૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : આયત **લાયસ્તવીલ કાઇદૂન....** બદરમાં ભાગ લેનારાઓ માટે ઉતરી છે. હેતુ એ છે કે, તે મુસલમાનો જેઓ બદરમાં ભાગ લેવાથી બેસી રહ્યા અને તે મુસલમાનો જેમણે બદરની લડાઇમાં ભાગ લીધો તેઓ પરસ્પર સરખા (દરજ્જાના) નથી.

**બદરવાળાઓની સંખ્યા**

(૮/૪૨૪૪) હઝરત બરા કહે છે કે, મને અને ઇબ્ને ઉમરને બદરના દિવસે બાળક ગણવામાં આવ્યા. (એટલા માટે લડાઇમાં ભાગ લેવાની રજા આપવામાં ન આવી.)

(૯/૪૨૪૫) હઝરત બરા કહે છે કે, બદરના દિવસે મને અને ઇબ્ને ઉમરને બાળક સમજવામાં આવ્યા. તે દિવસે સાઠથી કંઇક વધારે મુહાજિરો અને બસો ચાળીસથી કંઇક વધારે અનસારીઓએ લડાઇમાં ભાગ લીધો હતો.

(૫/૪૨૪૧) હઝરત મૂસા (અલ.)એ બની ઇસ્રાઇલને કહ્યું કે, બયતુલ મુકદસને દુશ્મનોના કબજામાંથી છોડાવવા માટે તેમની સાથે યુધ્ધ કરો, ત્યારે બની ઇસ્રાઇલે કહ્યું કે, એવા જોરાવર લોકો સાથે તમે અને તમારા પાલનહાર લડો.

(૬/૪૨૪૨) જ્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ રસૂલે અકરમ (સ.અ.વ.)નો હાથ પકડીને કહ્યું કે, હવે બસ કરો, ત્યારે રસૂલુલ્લાહ (સ.અ.વ.)ને ખાત્રી થઇ ગઇ કે, બધા સહાબીઓને અલ્લાહની મદદ પર પૂરો વિશ્વાસ છે.

(૧૦/૪૨૪૬) હઝરત બરા કહે છે : તે સહાબાઓ જેમણે બદરની લડાઇમાં ભાગ લીધો હતો તેઓ મને કહેતા હતા કે, બદરમાં ભાગ લેનારાઓની સંખ્યા તાલૂતના તે સાથીઓ જેટલી હતી જેમણે તાલૂતની સાથે નહેર પાર કરી હતી. કિંવા ૩૧૦ કરતાં કંઇક વધારે. હઝરત બરા કહે છે : તાલૂત સાથે ફકત મુસલમાનોએ નહેર પાર કરી હતી.

(૧૧/૪૨૪૭) હઝરત બરા કહે છે : અમે બધાં સહાબાઓ પરસ્પર બયાન કરતા હતા કે, બદરમાં ભાગ લેનારાઓની સંખ્યા તાલૂતના તે સાથીઓ જેટલી હતી જેમણે તાલૂત સાથે નહેર પાર કરી હતી કિંવા ત્રણસો દસથી કંઇક વધારે હતી. હઝરત તાલૂત સાથે ફકત મુસલમાનોએ નહેર પાર કરી હતી.

(૧૨/૪૨૪૮) હઝરત બરા કહે છે : અમે બધા સહાબાઓ કહ્યા કરતા હતા કે, બદરમાં ભાગ લેનારાઓની સંખ્યા ત્રણસો દસથી કંઇક વધારે હતી જેટલી કે તાલૂતના તે સાથીઓની હતી જેમણે નહેર પાર કરી હતી. તેમની સાથે નહેર પાર કરનારા ફકત મુસલમાનો જ હતા.

**શૈબા, ઉત્બા, વલીદ અને અબૂ જહલ વગેરે કુરેશના કાફિરો માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું બદદુઆ કરવું અને તેમનું તબાહ થવું**

(૧૩/૪૨૪૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ કઅબા તરફ મોં કરીને કુરેશના અમુક માણસો કિંવા શૈબા ઇબ્ને રબીઆ, ઉત્બા ઇબ્ને રબીઆ, વલીદ ઇબ્ને ઉત્બા અને અબૂ જહલ ઇબ્ને હિશામ માટે બદદુઆ કરી. હું ખુદાની કસમ ખાઇને કહું છું : મેં પોતે જોયું કે, ગરમીનો દિવસ હતો અને તે લોકોની લાશો પડેલી હતી. તડકાએ તેમને વિકૃત કરી નાંખી હતી.

**અબૂ જહલના કત્લ થવાનું બયાન**

(૧૪/૪૨૫૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : અબૂ જહલમાં થોડોક જીવ બાકી હતો ત્યારે હું તેની પાસે ગયો. તે કહેવા લાગ્યો : જે માણસને તમે કત્લ કર્યો છે (કિંવા મને) શું તેનાથી વધીને પણ કોઇ મરનારો છે ?

(૧૫/૪૨૫૧) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યું : જુઓ તો અબૂ જહલનું શું થયું ? ઇબ્ને મસ્ઊદ હુકમ અનુસાર જોવા ગયા. તેમણે જોયું કે, અફરાના બંને પુત્રોએ તેને મારીને ઠંડો કરી નાખ્યો છે. ઇબ્ને મસ્ઊદે



અબૂ જહલની દાઢી પકડીને કહ્યું : શું તું અબૂ જહલ છે ? અબૂ જહલે કહ્યું : જે (દરજ્જાના) માણસને તમે કત્લ કર્યો છે શું તેનાથી વધીને પણ કોઇ છે ?

(૧૬/૪૨૫૨) હઝરત અનસ (રદિ.) કહે છે : બદરના દિવસે નામદાર હુઝૂર (સ.અ.વ.)એ કહ્યું : કોઇ જુઓ તો અબૂ જહલનું શું થયું ? હુકમ અનુસાર ઇબ્ને મસ્ઊદે જઇને જોયું કે, અફરાના બંને પુત્રોએ મારીને તેને ઠંડો કરી નાખ્યો છે. ઇબ્ને મસ્ઊદે તેની દાઢી પકડીને કહ્યું : તું અબૂ જહલ છે ? અબૂ જહલે કહ્યું : જે માણસને તેની કૌમે કત્લ કર્યો છે તેનાથી વધીને પણ કોઇ છે ?

(૧૭/૪૨૫૩) હઝરત ઇબ્રાહીમના દાદાથી અફરાના બંને પુત્રોની આ હદીસ રિવાયત થયેલી છે.

(૧૮/૪૨૫૪) હઝરત અલી મુર્તઝા કહે છે કે, કિયામતના દિવસે અલ્લાહ તઆલાની સામે બંને ઘુંટણ વાળીને સૌ પ્રથમ હું જ દાવો રજૂ કરવા માટે બેસીશ. કૈસ ઇબ્ને ઉબાદ કહે છે કે, આયત **હાઝાનિ ખસ્માનિ ખ્તસમૂ ફી રબ્બિહિમ** તે લોકો વિષે ઉતરી છે જેઓ બદરની લડાઇમાં એકલા એકલા એકબીજાના મુકાબલા માટે નીકળ્યા હતા. હમઝા, અલી અને ઉબૈદા ઇબ્ને હારિસ (મુસલમાનો તરફથી હતા.) શૈબા ઇબ્ને રબીઆ, ઉત્બા અને વલીદ ઇબ્ને ઉત્બા (કાફિરો તરફથી હતા.)

(૧૯/૪૨૫૫) હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે, આયત **હાઝાનિ ખસ્માનિ ખ્તસમૂ ફી રબ્બિહિમ** છ કુરેશીઓ માટે ઉતરી હતી. અલી, હમઝા અને ઉબૈદા ઇબ્ને હારિસ શૈબા ઇબ્ને રબીઆ, ઉત્બા ઇબ્ને રબીઆ અને વલીદ ઇબ્ને ઉત્બા.

(૨૦/૪૨૫૬) હઝરત અલી મુર્તઝા (રદિ.) કહે છે કે, અમારા માટે જ આયત **હાઝાનિ ખસ્માનિ ખ્તસમૂ ફી રબ્બિહિમ** ઉતરી છે.

(૨૧/૪૨૫૭) હઝરત અબૂઝર કસમ ખાઇને કહેતા હતા કે, આ આયતો બદરની લડાઇના દિવસે આ જ ૬ માણસોની ટૂકડી માટે ઉતરી હતી.

(૨૨/૪૨૫૮) હઝરત અબૂઝર (રદિ.) ભારપૂર્વક કસમ ખાઇને કહેતા હતા કે, આયત **હાઝાનિ ખસ્માનિ ખ્તસમૂ ફી રબ્બિહિમ** તે લોકો માટે ઉતરી હતી જેઓ બદરની લડાઇના દિવસે બંને તરફથી એકલા એકલા એકબીજાના મુકાબલા માટે નીકળ્યા હતા. હમઝા, અલી અને ઉબૈદા ઇબ્ને હારિસ (મુસલમાનો તરફથી) શૈબા ઇબ્ને રબીઆ, ઉત્બા ઇબ્ને રબીઆ અને વલીદ ઇબ્ને ઉત્બા (કાફિરો તરફથી.)

(૨૩/૪૨૫૯) અબૂ ઇસ્હાક કહે

છે : એક માણસે હઝરત બરાને પૂછયું, શું હઝરત અલીએ બદરની લડાઇમાં ભાગ લીધો હતો ? હઝરત બરાએ કહ્યું : હા, બેશક. તેઓ લડવા માટે એકલા મેદાનમાં નીકળ્યા હતા.

(૨૪/૪૨૬૦) હઝરત અબ્દુર્રહમાન કહે છે : મેં ઉમય્યા ઇબ્ને ખલફ સાથે લેખિત કરાર કર્યા હતા (કે, તું મારી મક્કાની મિલકતની દેખરેખ રાખજે અને હું તારી મદીનાની મિલકતની દેખરેખ રાખીશ.) પછી જ્યારે બદરનો દિવસ આવ્યો ત્યારે હઝરત અબ્દુર્રહમાને તેના અને તેના પુત્રના માર્યા જવાનો ઉલ્લેખ કર્યો. બિલાલે કહ્યું : જો ઉમય્યા બચી ગયો તો હું મુક્તિ પામીશ નહીં.

(૨૫/૪૨૬૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ 'સૂરએ નજમ' પઢીને સજદો કર્યો. જે લોકો સાથે હતા તે બધાએ સજદો કર્યો, માત્ર એક વૃધ્ધ માણસે ન કર્યો, બલ્કે એક મુઠ્ઠી માટી લઇને પેશાની સાથે લગાડી અને કહેવા લાગ્યો : મારા માટે આટલું જ બસ છે. હઝરત અબ્દુલ્લાહ કહે છે : મેં જોયું કે, પાછળથી તે કુફ્રની હાલતમાં માર્યો ગયો.

(૨૬/૪૨૬૨) હઝરત ઉરવા કહે છે કે, હઝરત ઝુબેરના શરીર પર તલવારના ઘાની ત્રણ નિશાનીઓ હતી. જેમાંથી એક ખભા પર એટલી ઊંડી હતી કે, હું તેમાં મારી આંગળીઓ દાખલ કરતો હતો. ઉરવા કહે છે કે બે ઘા બદરની લડાઇના દિવસે વાગ્યા હતા અને એક ઘા યરમૂકની લડાઇના દિવસે. હઝરત ઉરવા કહે છે કે, જ્યારે મારા ભાઇ અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર (હજ્જાજના હાથે) શહીદ થઇ ગયા ત્યારે અબ્દુલ મલિક ઇબ્ને મરવાને મને કહ્યું : શું તમે ઝુબેરની તલવાર ઓળખો છો ? મેં જવાબ આપ્યો : હા. અબ્દુલ મલિકે કહ્યું : તેમાં શું નિશાની છે ? મેં કહ્યું : તેની ધાર તૂટેલી છે. બદરની લડાઇના દિવસે તૂટી ગઇ હતી. અબ્દુલ મલિકે કહ્યું : તમે સાચું કહ્યું : લડાઇના કારણે તલવારોની ધાર બુઠ્ઠી થઇ ગઇ હતી. ત્યાર પછી અબ્દુલ મલિકે તે તલવાર મને પાછી આપી. હિશામ કહે છે : અમે અંદર અંદર તે તલવારની કીંમત ત્રણ હઝાર આંકી. અમારામાંથી એક માણસે એ કીંમત પર તે લઇ લીધી. કાશ ! હું તે લઇ લેત.

(૨૭/૪૨૬૩) હઝરત ઉરવા કહે છે કે, હઝરત ઝુબેરની તલવાર પર ચાંદીનું કામ થયું હતું. હિશામ કહે છે કે, હઝરત ઉરવાની તલવાર ઉપર પણ ચાંદીનું કામ થયું હતું.

(૨૮/૪૨૬૪) હઝરત ઉરવા કહે છે કે, યરમૂકની લડાઇના દિવસે સહાબાએ

(૨૪/૪૨૬૦) ઉમય્યા બિન ખલફે હઝરત બિલાલ (રદિ.) અને અન્ય મુસ્લિમોને મક્કામાં બહુ ત્રાસ આપ્યો હતો.



હઝરત ઝુબેરને કહ્યું : તમે હુમલો કરો. અમે પણ તમારી સાથે હુમલો કરીશું. હઝરત ઝુબેરે કહ્યું : જો મેં હુમલો કર્યો તો તમે વાયદાનો ભંગ કરશો. સહાબાએ કહ્યું : ના, અમે એવું નહીં કરીએ. હઝરત ઝુબેરે કાફિરો પર હુમલો કરી દીધો અને હરોળો ભેદીને આગળ નીકળી ગયા. જો કે કોઇએ તેમને સાથ આપ્યો ન હતો. પછી પાછા આવી રહ્યા હતા કે, કાફિરોએ તેમના ઘોડાની લગામ પકડી લીધી અને ખભા પર બે ઘા માર્યા. જેમની વચ્ચે બદરની લડાઇના દિવસે એક ઘા વાગેલો હતો. હઝરત ઉરવા કહે છે : હું નાનો હતો ત્યારે તે ઘાની નિશાનીઓમાં આંગળા નાખીને રમતો હતો. ઉરવા કહે છે : તે દિવસે હઝરત ઝુબેરની સાથે મારા ભાઇ અબ્દુલ્લાહ પણ હતા. જેમની ઉંમર ૧૦ વરસની હતી. હઝરત ઝુબેરે અબ્દુલ્લાહને ઘોડા પર સવાર કરીને એક માણસના હવાલે કરી દીધા હતા.

(૨૯/૪૨૬૫) હઝરત અબૂ તલહા કહે છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)ના હુકમ અનુસાર બદરના દિવસે એક દુર્ગંધ મારતા કુવામાં કુરેશના ચોવીસ સરદારોને ખેંચીને નાખી દેવામાં આવ્યા. હુઝૂરનો નિયમ હતો કે, વિજયી બન્યા પછી યુધ્ધના મેદાનમાં ત્રણ દિવસ થોભતા હતા. (જેથી બદરની લડાઇમાં પણ આપ ત્રણ દિવસ થોભ્યા.) જ્યારે ત્રીજો દિવસ થયો ત્યારે સવારી તૈયાર કરવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર ઊંટણી પર કાઠડી મૂકી દેવામાં આવ્યો, પરંતુ આપ (એક બાજુએ) પગપાળા નીકળ્યા. સહાબા પણ સાથે થઇ ગયા. તેમણે વિચાર્યું કે, હુઝૂર કોઇ કામ અર્થે જઇ રહ્યા છે. આપ બદરના કુવાની ધાર પાસે જઇને ઉભા થઇ ગયા અને માર્યા ગયેલાઓના નામો તેમના પિતાના નામો સાથે લઇને બોલાવવાનું શરૂ કર્યું. ફરમાવવા લાગ્યા : એય ફલાણાના પુત્ર ફલાણા ! એય ફલાણાના પુત્ર ફલાણા ! શું હજુ પણ તમને તે ખુશીનું ભાન થયું કે, કાશ ! તમે ખુદા અને રસુલની વાત માની હોત. અલ્લાહ તઆલાએ અમારી સાથે જે કંઇ વાયદો કર્યો હતો તેને અમે બરાબર પામ્યા, પરંતુ તમારા પાલનહારે તમને જે વાયદો કર્યો હતો તેને તમે શું બરાબર પામી ગયા ? હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ રૂહ (આત્મા) વગરની લાશો સાથે વાતચીત કરી રહ્યા છો ? આપે ફરમાવ્યું : તે ખુદાની કસમ જેના શકિતશાળી હાથોમાં મુહમ્મદનો જીવ છે, તેમને હું જે કંઇ કહી રહ્યો છું તેને તમે તેમના કરતાં વધારે સાંભળી રહ્યા નથી. હઝરત કતાદા કહે છે કે, અલ્લાહ તઆલાએ તેમને ઝલીલ કરવા, અઝાબ દેવા, અફસોસ અને પસ્તાવો કરવા માટે જીવનના જરૂરી તત્વો અર્પણ કર્યાં હતા અને એવી શક્તિ તેમનામાં પેદા કરી દીધી હતી કે, તેઓ હુઝૂરની વાત સાંભળી શકતા હતા.

(૩૦/૪૨૬૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, આયત **અલ્લઝીન બદ્દલૂ નિઅમત લ્લાહિ કુફ્રન**થી ખુદાની કસમ કુરૈશના કાફિરો મુરાદ છે. અમ્ર ઇબ્ને દીનાર કહે છે કે, ઉપરોક્ત આયતમાં 'નિઅમત બદલનારાઓ'થી કુરૈશીઓ મુરાદ છે. અને 'નિઅમત'થી રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની મુબારક હસ્તી મુરાદ છે. કુરૈશના કાફિરોએ જ બદરની લડાઇના દિવસે પોતાની કૌમને તબાહીના સ્થળ યાનિ દોઝખમાં ઉતારી હતી. યાનિ 'અહલ્લૂ કૌમહુમ દારલ બવાર'માં 'દારૂલ બવાર'થી દોઝખ મુરાદ છે.

(૩૧/૪૨૬૭) હઝરત ઉરવા કહે છે : એક વાર હઝરત આઇશા (રદિ.) સામે વાત નીકળી કે, ઇબ્ને ઉમર 'મરફૂઅન' બયાન કરે છે કે, ઘરવાળાં-ઓના રડવાના કારણે મય્યિતને કબ્રમાં અઝાબ થાય છે. હઝરત આઇશાએ કહ્યું : હુઝૂર (સ.અ.વ.)એ તો એવું ફરમાવ્યું છે કે, મય્યિતને પોતાના ગુનાહોના કારણે અઝાબ થાય છે. ઘરવાળાંઓ તો (મૃત્યુ પછી) હવે તેના પર રડે છે. ઇબ્ને ઉમરનું એ કથન તો હુઝૂરના આ ફરમાન જેવું છે જે હુઝૂરે બદરના કુવા પાસે ઉભા રહીને, જેમાં મુશ્રિકોની લાશો પડી હતી, ફરમાવ્યું હતું. તે ફરમાનમાં હુઝૂરે એમ કહ્યું ન હતું કે, એ લોકો મારી વાત સાંભળે છે, બલ્કે એવું કહ્યું હતું કે, હવે તેમને ખબર પડી રહી છે કે, હું તેમને જે કંઇ કહેતો હતો તે સાચું હતું. ત્યાર પછી હઝરત આઇશાએ પોતાના દાવાના સમર્થનમાં આ આયત પઢી : **ઇન્નક લાતુસ્મિઉલ મવ્તા વ મા અન્ત બિમુસ્મિઇ મ્મન ફીલ કુબૂરિ** યાનિ બેશક, તમે મૃત્યુ પામેલાઓને સંભળાવી શકતા નથી અને તે લોકોને પણ સંભળાવી શકતા નથી જેઓ કબરોમાં છે. જ્યારે તેમણે તેમનું ઠેકાણું દોઝખમાં બનાવી લીધું.

(૩૨/૪૨૬૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂર (સ.અ.વ.)એ બદરના કુવા પર ઉભા થઇને ફરમાવ્યું હતું કે, તમારા પાલનહારે જે કંઇ વાયદો કર્યો હતો તે શું તમે તે બરાબર પામ્યા ? ત્યાર પછી હુઝૂરે કહ્યું : અત્યારે હું જે કંઇ કહી રહ્યો છું તે એ સાંભળી રહ્યા છે. ઇબ્ને ઉમરની આ વાતનો હઝરત આઇશા સામે ઉલ્લેખ થયો. હઝરત આઇશાએ કહ્યું : હુઝૂરે તો એમ કહ્યું હતું કે, એ લોકોને હવે ખબર પડી રહી છે કે, એમને હું જે કંઇ કહેતો હતો તે સાચું હતું. ત્યાર પછી હઝરત આઇશા (રદિ.)એ આ આયત પઢી : **ઇન્નક લાતુસ્મિઉલ મવ્તા વ મા અન્ત બિમુસ્મિઇ મ્મન ફીલ કુબૂરિ.**

**બદરમાં ભાગ લેનારાઓની ફઝીલત**



(૩૩/૪૨૬૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, બદરની લડાઇના દિવસે હારિસા યુવાન વયે શહીદ થઇ ગયા. હારિસાની માંએ રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ જાણો છો કે, હારિસાનો મારી સાથે કેવો સંબંધ હતો. હવે જો તે જન્નતમાં હોય તો હું સબ્ર કરું અને સવાબની આશા રાખું. નહીં તો પછી હું જે કરીશ તે આપ જાણો જ છો. આપે ફરમાવ્યું : અફસોસ ! શું તું તેના પર રડે છે ? જો કે તે જન્નત એક બાગનું નામ નથી, બલ્કે તેમાં ઘણાં બાગ છે. તે તો જન્નતુલ ફિરદૌસમાં છે.

(૩૪/૪૨૭૦) હઝરત અલી મુર્તઝા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ મને, અબૂ મર્સદને અને ઝુબેરને મોકલ્યા અને કહ્યું : 'ખાખ' નામે બાગ સુધી જાઓ. ત્યાં મુશ્રિકોની એક ઓરત છે, જેની પાસે મુશ્રિકોના નામે લખાયેલ હાતિબનો પત્ર છે. હુકમ અનુસાર અમે બધા સવાર થઇને ગયા. તે ઓરતને તે જ જગ્યાએ જ્યાં રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ કહ્યું હતું, ઊંટ પર જતાં જોઇ. અમે કાગળ માંગ્યો. ઓરત કહેવા લાગી : મારી પાસે કોઇ કાગળ નથી. અમે તેને ઘોભાવીને જડતી લીધી, પરંતુ કોઇ કાગળ મળ્યો નહીં. અમે ઓરતને કહ્યું કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ જૂઠું તો કહ્યું નથી. ક્યાં તો કાગળ કાઢીને આપી દે, નહીં તો અમે તારા કપડાં ઉતારીશું. જ્યારે તેને અમારી વાતની ખાત્રી થઇ ગઇ ત્યારે તેહબંદ બાંધવાની જગ્યા તરફ તે વાંકી વળી. તેણે ચાદરનું તેહબંદ બાંધ્યું હતું. તેણે કાગળ કાઢયો. અમે ઓરતને લઇને હુઝૂરની સેવામાં હાજર થયા. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! હાતિબે ખુદા અને રસૂલ સાથે દ્રોહ કર્યો છે. આપ મને રજા આપો, હું તેની ગરદન ઉડાવી દઉં. હુઝૂરે કહ્યું : હાતિબ, તમે આવું કામ શા માટે કર્યું ? હાતિબે કહ્યું : હુઝૂર, મારી તો એવી કલ્પના પણ નથી કે, હું ખુદા અને રસૂલ પર ઇમાન કાયમ ન રાખું. વાત એમ છે કે, હુઝૂરના દરેક સહાબીના ખાનદાનનું કોઇ ન કોઇ ત્યાં (મક્કામાં) હાજર છે. જેની મારફતે અલ્લાહ તઆલા તેના કુટુંબ અને માલનું રક્ષણ કરાવે છે. એટલે મને વિચાર આવ્યો કે, મુશ્રિકો પર મારો કોઇ ઉપકાર થાય. જેથી તેમની મારફતે અલ્લાહ તઆલા મારા કુટુંબ અને માલનું રક્ષણ કરાવે. હુઝૂરે કહ્યું : તે સાચું કહ્યું. (પછી સહાબાને કહ્યું :) તમે એને નેક જ ગણો. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! એણે ખુદાની, રસૂલની અને મુસલમાનોની ખયાનત કરી છે. આપ મને રજા આપો કે, એની ગરદન ઉડાવી દઉં. આપે ફરમાવ્યું : શું એ બદરવાળાઓમાંથી નથી ? ખુદા તઆલા

બદરવાળાઓની સ્થિતિથી માહિતગાર છે. ત્યાર પછી કહ્યું : તમે જે ઇચ્છો તે કરો. તમારા માટે જન્નત વાજિબ થઇ ગઇ છે અથવા તમારી મગફિરત કરવામાં આવી છે. આ સાંભળીને હઝરત ઉમરની આંખો અશ્રુભીની થઇ ગઇ. તેમણે કહ્યું : ખુદા અને તેના રસૂલ જ ખૂબ માહિતગાર છે.

(૩૫/૪૨૭૧) હઝરત અબૂ ઉસૈદ કહે છે : બદરની લડાઇના દિવસે હુઝૂર (સ.અ.વ.)એ અમને કહ્યું કે, જ્યારે કાફિરો તમારી નજીક આવી જાય ત્યારે તેમને તીરોથી મારો અને તમારા તીર બાકી રાખો.

(૩૬/૪૨૭૨) હઝરત અબૂ ઉસૈદ કહે છે : રસૂલે પાક (સ.અ.વ.)એ બદરની લડાઇના દિવસે અમને કહ્યું હતું કે, જ્યારે કાફિરો તમારી નજીક આવી જાય ત્યારે તેમને તીરોથી મારો, પરંતુ તમારા તીર બાકી રાખો (બધા તીર ન ફેંકો).

(૩૭/૪૨૭૩) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, ઉહદની લડાઇના દિવસે પણ રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ અબ્દુલ્લાહ ઇબ્ને જુબેરને તીરંદાઝોના ઉપરી મુકર્રર કર્યા હતા. કાફિરોએ તે દિવસે અમારા સિત્તેર માણસો શહીદ કર્યા. બદરની લડાઇના દિવસે હુઝૂરે અને આપના સાથીઓએ સિત્તેર કાફિરોને માર્યા હતા અને સિત્તેરને ગિરફતાર કર્યા હતા. અબૂ સુફિયાન કહેવા લાગ્યા : આ દિવસ બદરના દિવસનો બદલો છે. લડાઇ ડોલ જેવી છે. (કયારેક એક ડોલ ઉપર આવે છે અને બીજી નીચે જાય છે. કયારેક એનાથી ઉલટું થાય છે.)

(૩૮/૪૨૭૪) હઝરત અબૂ મૂસા 'મરફૂઅન' બયાન કરે છે કે, ભલાઇથી મુરાદ તે વસ્તુ છે જે ઉહદની લડાઇ પછી અલ્લાહ તઆલાએ અમને આપી. (ડિંવા મક્કાનો વિજય વગેરે) સચ્ચાઇના સવાબથી મુરાદ તે વસ્તુ છે જે અલ્લાહ તઆલાએ બદરની લડાઇ પછી અમને આપી. (ડિંવા માલે ગનીમત, હુકૂમત વગેરે.)

(૩૯/૪૨૭૫) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ કહે છે કે, બદરની લડાઇના દિવસે હું હરોળમાં ઉભો હતો. ગરદન ફેરવીને જોયું તો મારી જમણી-ડાબી બાજુએ બે નવયુવાનો ઉભા હતા. હું તેમની આ હાજરીના કારણે કાફિરોથી પોતાને સુરક્ષિત માનતો ન હતો. (કારણ કે, તે બંને નવયુવાન હતા. અનુભવી બહાદુર ન હતા. એટલે તેમની પાસેથી મદદની કોઇ આશા ન હતી.) હું એ જ વિચારમાં હતો, એવામાં તેમાંના એકે મને કહ્યું : કાકા, જરા મને અબૂ જહલ બતાવી દો. મેં કહ્યું : ભત્રીજા, તમે તેને શું કરશો ? તે કહેવા લાગ્યો : મેં ખુદા સાથે કરાર કર્યો છે કે, જો હું તેને જોઇ લઇશ તો કયાં તો તેને મારી નાખીશ અથવા મરી જઇશ. એવામાં બીજાએ પણ મને એ જ પ્રમાણે કહ્યું. આ સાંભળીને મને ખુશી થઇ કે, મારી જમણી-ડાબી બાજુએ તેમના બદલે બીજા બે માણસો નથી. અબૂ જહલ તરફ ઇશારો કરીને મેં તેમને તે બતાવ્યો. તરત બંનેએ બાજની જેમ જઇને તેના પર હુમલો કર્યો. અહીં સુધી કે તેને મારી નાખ્યો. પાછળથી જાણવા મળ્યું કે, તે બંને અફરાના પુત્રો છે.



(૪૦/૪૨૭૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ દસ જાસૂસો મોકલ્યા. હઝરત આસિમ ઇબ્ને સાબિત અનસારીને તેમના સરદાર મુકર્રર કર્યા. એ લોકો જ્યારે ઉસ્ફાન અને મક્કાની વચ્ચે આવેલ હદા સ્થળે પહોંચ્યા ત્યારે હુઝેલના એક કબીલા ડિંવા બની લિહયાનને તેમની ખબર પડી. બની લિહયાનના લગભગ એક સો તીરંદાઝો જાસૂસોની પાછળ તપાસ અર્થે નીકળ્યા. એક પડાવ પર ખજૂર ખાવાની નિશાની જોઇને કહ્યું : આ યસરબનું ખજૂર છે. આમ કહીને જાસૂસોની પાછળ પડયા. હઝરત આસિમ અને તેમના સાથીઓને જ્યારે તેમનો અણસાર માલૂમ પડયો ત્યારે એક જગ્યાએ આશ્રય લીધો. કાફિરોએ આવીને ઘેરી લીધા. તેઓ કહેવા લાગ્યા : તમે અમારા તાબે થઇ જાઓ. અમે તમને વચન આપીએ છીએ કે, તમારામાંથી કોઇને અમે મારીશું નહીં. હઝરત આસિમે પોતાના સાથીઓને કહ્યું : લોકો ! હું તો કાફિરોના તાબે થઇશ નહીં. પછી કહ્યું : એય અલ્લાહ ! અમારી ખબર રસૂલુલ્લાહ (સ.અ.વ.)ને પહોંચાડી દે. છેવટે કાફિરોએ મુસલમાનોને તીરો માર્યા. હઝરત આસિમ શહીદ થઇ ગયા. આ જોઇને ત્રણ માણસો વચન લઇને ઉતરી પડયા. જેમાંના એક તો ખુબૈબ હતા. બીજા ઝૈદ ઇબ્ને દસિના અને ત્રીજા બીજા કોઇ માણસ હતા. જ્યારે એ લોકો કાફિરોના તાબે થઇ ગયા ત્યારે તેમણે કામઠાંઓની રસ્સી છોડીને તેનાથી તેમને બાંધ્યા. આશ્રય લેનારાઓમાંનો ત્રીજો માણસ કહેવા લાગ્યો. આ પહેલો વચનભંગ છે. ખુદાની કસમ ! હું તમારી સાથે આવીશ નહીં, બલ્કે તે સાથીઓ (શહીદો)નું અનુકરણ કરીશ. કાફિરોએ તે માણસને ખૂબ ખેંચ્યો, પરંતુ તેણે તેમની સાથે જવાનો ઇન્કાર કરી દીધો. કાફિરોએ તેને પણ શહીદ કરી દીધો. ફકત બે માણસો ડિંવા ખુબૈબ અને ઝૈદને લઇને ચાલતા થયા. બદરની લડાઇ પછી મક્કામાં લઇ જઇને તેમને વેચી દીધા. હઝરત ખુબૈબને હારિસ ઇબ્ને આમિરની ઔલાદે ખરીદી લીધા. કારણ કે, ખુબૈબે બદરની લડાઇના દિવસે હારિસ ઇબ્ને આમિરને કત્લ કર્યા હતા. ખુબૈબ તેમની પાસે કેદ રહ્યા. છેવટે બધાએ હઝરત ખુબૈબને કત્લ કરવા અંગે સર્વાનુમતિ

સાધી લીધી. એ દરમ્યાન ખુબૈબે હારિસની એક છોકરી પાસે ડુંટીની નીચેના વાળ કાપવા માટે અસ્તરો માંગ્યો. તેણે આપ્યો. થોડીવાર પછી તે ઓરતનું એક બાળક ખુબૈબ પાસે ચાલ્યું ગયું. ઘરવાળાંઓને એની ખબર ન પડી. ઓરતે જ્યારે જોયું કે, બાળક ખુબૈબની જાંઘ પર બેઠું છે અને ખુબૈબના હાથમાં અસ્તરો છે ત્યારે ગભરાઇ ગઇ. ખુબૈબે કહ્યું : શું તને એ વાતનો ભય છે કે, હું છોકરાને મારી નાખીશ ? ખુદાની કસમ ! હું એવું નહીં કરૂં. ઓરત કહે છે કે, ખુદાની કસમ ! મેં ખુબૈબથી સારો કોઇ કેદી જોયો નથી. એક દિવસ મેં જોયું કે, મોસમ વગર ખુબૈબ લોખંડની સાંકળમાં બંધાયેલા દ્રાક્ષનો એક લૂમ ખાઇ રહ્યા છે. હકીકતમાં અલ્લાહ તઆલાએ આપેલો હિસ્સો હતો, જે ખુબૈબને અલ્લાહે આપ્યો હતો. જ્યારે કાફિરો 'હરમ'ની બહાર ખુબૈબને કત્લ કરવા માટે લઇ ગયા ત્યારે ખુબૈબે કહ્યું : મને બે રકઅત નમાઝ પઢવાની રજા આપો. લોકોએ રજા આપી. ખુબૈબ નમાઝ પઢીને કહેવા લાગ્યા : ખુદાની કસમ ! જો મને એવો ખયાલ ન હોત કે, તમે એમ માની લેશો કે, હું મૃત્યુથી ડરૂં છું અને નમાઝના બહાને મહેતલ માંગું છું તો હું વધારે નમાઝ પઢત. ત્યાર પછી ખુબૈબે દુઆ કરી : એય અલ્લાહ ! એમની સંખ્યા ગણી લે. એમનામાંના દરેકને કત્લ કર. કોઇને બાકી ન રાખ. (હઝરત ખુબૈબની આ દુઆ કબૂલ થઇ. બધા કાફિરો માર્યા ગયા.) કત્લ પહેલાં નમાઝ પઢવાની રીત હઝરત ખુબૈબે શરૂ કરી છે. પછી હઝરત ખુબૈબ થોડાક શે'અર પઢયા, જેનો અર્થ એ છે કે, હું ઇસ્લામના કારણે માર્યો જાઉં તો મને કંઇ પરવા નથી કે, મારૂં મૃત્યુ કેવી રીતે થશે. મારૂં મૃત્યુ ફકત ખુદાને ખુશ કરવા માટે છે. જો ખુદા ઇચ્છશે તો શરીરના કપાયેલા અવયવોમાં બરકત આપશે. છેવટે અબૂ સરૂઆ ઉકબા ઇબ્ને હારિસ ઉભો થયો અને હઝરત ખુબૈબને શહીદ કરી દીધા. રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ સહાબાને તે જ દિવસે ખબર આપી દીધી હતી, જે દિવસે જાસૂસો શહીદ થયા હતા. તે બાજુએ આસિમ ઇબ્ને સાબિતની તપાસ કરવા માટે કુરેશીઓએ અમુક માણસોને રવાના કર્યા હતા કે, જો આસિમ મરી ગયો હોય તો તેના શરીરની કોઇ નિશાની લઇ આવો. જેથી આસિમની ઓળખ થઇ શકે. કુરેશીઓ જ્યારે હઝરત આસિમની તપાસ માટે આવ્યા ત્યારે અલ્લાહ તઆલાએ ડાંસનું એક ટોળું મોકલ્યું. ડાંસ વાદળના જેમ હઝરત આસિમની ચારે બાજુ છવાઇ ગઇ અને હઝરત આસિમના શરીરનો માંસ કાફિરો કાપી શકયા નહીં.

(૪૧/૪૨૭૭) હઝરત કઅબ ઇબ્ને માલિક કહે છે : લોકોએ બયાન કર્યું છે કે, બે નેક માણસો ડિવા મુરારા ઇબ્ને



રબીઅ ઉમરી અને હિલાલ ઇબ્ને ઉમય્યા વાકિફીએ બદરની લડાઇમાં ભાગ લીધો હતો.

(૪૨/૪૨૭૮) હઝરત નાફિઅ કહે છે : કોઇએ હઝરત ઇબ્ને ઉમરને કહ્યું કે, હઝરત સઇદ ઇબ્ને ઝેદ બદરી બીમાર થઇ ગયા છે. ઇબ્ને ઉમર આ સાંભળીને સૂર્ય ચઢયા પછી જુમ્આની નમાઝના સમયે ખબર લેવા માટે ગયા અને જુમ્આની નમાઝ છોડી દીધી.

(૪૩/૪૨૭૯) ઉબેદુલ્લાહ કહે છે કે, મારા પિતા અબ્દુલ્લાહે ઉમર ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને અકરમને લખ્યું કે, જઇને સુબયઆ બિન્તે હારિસને પૂછો કે, તમે જ્યારે હુઝૂર (સ.અ.વ.)ને મસ્અલો પૂછયો હતો ત્યારે હુઝૂરે તમને શું કહ્યું હતું ? ઉમર ઇબ્ને અબ્દુલ્લાહે જવાબ આપ્યો કે, હું સુબયઆ બિન્તે હારિસ પાસે ગયો હતો. તેમણે જવાબ આપ્યો કે, હું સઅદ ઇબ્ને ખૌલા આમિરીની પત્ની હતી. સઅદે બદરની લડાઇમાં ભાગ લીધો હતો. હજ્જતુલ વદાઅમાં સઅદનું અવસાન થઇ ગયું. તે વખતે હું સગર્ભા હતી. તેમના મૃત્યુ પછી થોડાક દિવસે સુવાવડ થઇ. નિફાસમાંથી પરવાર્યા પછી મેં નિકાહ કરવા ઇચ્છતા માણસો માટે શણગાર કર્યો. એવામાં અબૂસ્સનાબિલ ઇબ્ને બઅકક મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો : આ શું વાત છે કે, તે નિકાહ કરવા માંગનારાઓ માટે શણગાર કર્યો છે ? એવું લાગે છે કે, તું નિકાહની ઇચ્છા રાખે છે. જો કે ચાર માસ અને દસ દિવસ પસાર થયા પહેલાં તું નિકાહ કરી શકતી નથી. આ સાંભળીને હું સાંજના સમયે કપડાં પહેરીને રસૂલુલ્લાહ (સ.અ.વ.)ની સેવામાં હાજર થઇ. આપને મસ્અલો પૂછયો. આપે ફત્વો આપ્યો કે, સુવાવડ પછી તારા માટે નિકાહ કરવાનું જાઇઝ થઇ ગયું. હવે જો તું ઇચ્છે તો નિકાહ કરી શકે છે.

(૪૪/૪૨૮૦) મુહમ્મદ ઇબ્ને ઇયાસે પણ, જેમના પિતા ડિવા ઇયાસ બદરની લડાઇમાં શહીદ થયા હતા, ઉપરોક્ત હદીસ બયાન કરી છે.

## બદરની લડાઇમાં ફરિશ્તાઓની હાજરીનું બયાન

(૪૫/૪૨૮૧) હઝરત મુઆઝ ઇબ્ને રિફાઆ, જેમના પિતા રિફાઆએ બદરની લડાઇમાં ભાગ લીધો હતો, કહે છે કે, હઝરત જિબ્રઇલ (અલ.) રસૂલુલ્લાહ (સ.અ.વ.) પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, આપ મુસલમાનોમાં બદરીઓને કેવા ગણો છો ? હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યું : બધા મુસલમાનો કરતાં અફઝલ. હઝરત જિબ્રઇલે કહ્યું :

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૪૩/૪૨૭૯) સગર્ભા સ્ત્રીની ઇદ્દત સુવાવડ થતાં પૂરી થઇ જાય છે, ભલેને બાળક પતિના અવસાન પછી થોડીક વારે જન્મ્યું હોય.

એવી જ રીતે ફરિશ્તાઓએ બદરની લડાઇમાં ભાગ લીધો હતો. (અમે તેમને બધા ફરિશ્તાઓ કરતાં અફઝલ ગણીએ છીએ.)

(૪૬/૪૨૮૨) હઝરત મુઆઝ ઇબ્ને રિફાઆ ઇબ્ને રાફિએ ઉપરોક્ત હદીસ બયાન કરી છે. રિફાઆ બદરી હતા અને રાફિએ બૈઅતે અકબામાં ભાગ લીધો હતો અને પોતાના પુત્ર ઙિવા હઝરત રિફાઆને કહ્યા કરતા હતા કે, જો બૈઅતે અકબાના બદલે મેં બદરમાં ભાગ લીધો હોત તો મને એટલી ખુશી ન થાત જેટલી બૈઅતે અકબા કરવાથી થઇ છે. જિબ્રઇલ (અલ.)એ હુઝૂર (સ.અ.વ.)ને આ અંગે પૂછ્યું હતું.

(૪૭/૪૨૮૩) હઝરત મુઆઝ ઇબ્ને રિફાઆથી રિવાયત છે કે, એક ફરિશ્તાએ રસૂલુલ્લાહ (સ.અ.વ.)ને પૂછ્યું હતું. તે ફરિશ્તા હઝરત જિબ્રઇલ હતા.

(૪૮/૪૨૮૪) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, બદરની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું હતું : આ જિબ્રઇલે પોતાના ઘોડાનું માથું પકડેલું છે (લગામ પકડેલી છે.) તેના પર લડાઇના હથિયારો છે.

(૪૯/૪૨૮૫) હઝરત અનસ કહે છે કે, અબૂ ઝૈદ બદરી હતા. તેઓ મૃત્યુ પછી પોતાની પાછળ કોઇ ઓલાદ મૂકી ગયા ન હતા.

(૫૦/૪૨૮૬) હઝરત ઇબ્ને ખબ્બાબ કહે છે : એક વાર હઝરત અબૂ સઇદ ખુદરી સફરમાંથી આવ્યા. ઘરવાળાઓએ કુરબાનીનો ગોશ્ત લાવીને મૂક્યો. અબૂ સઇદે કહ્યું : હું મસ્અલો પૂછ્યા વગર નહીં ખાઉં. આમ કહીને પોતાના અખ્યાફી ભાઇ હઝરત કતાદા ઇબ્ને નુઅમાન બદરી પાસે જઇને મસ્અલો પૂછ્યો. કતાદાએ કહ્યું : પહેલાં તો લોકો ત્રણ દિવસ પછી કુરબાનીનો ગોશ્ત ખાવાની મનાઇ કરતા હતા, પરંતુ તમારા જવા પછી એ (હુકમ)નો નાસિખ (રદ કરનાર કાયદો) આવ્યો. (એટલે આગળનો હુકમ મન્સૂખ-રદ થઇ ગયો.)

(૫૧/૪૨૮૭) હઝરત ઝુબેર કહે છે કે, બદરની લડાઇના દિવસે મેં અબૂ ઝાતિલ કરિશ ઉબૈદા ઇબ્ને સઇદ ઇબ્ને આસ સાથે મુકાબલો કર્યો. ઉબૈદા તે વખતે સંપૂર્ણપણે હથિયારોમાં ડુબેલો હતો અને આંખો સિવાય શરીરનો કોઇ ભાગ દેખાતો ન હતો. મારી સામે આવીને તેણે કહ્યું : હું અબૂ ઝાતિલ કરિશ છું. મેં તેની આંખમાં ભાલો માર્યો, જેનાથી તે મરી ગયો. હિશામ કહે છે કે; મને ખબર મળી છે કે, હઝરત ઝુબેરે કહ્યું હતું :

(૫૦/૪૨૮૬) એક વરસ દુકાળ પડ્યો હતો અને ખોરાકની આફત હતી, એટલે નબીએ કરીમ (સ.અ.વ.)એ માંસનો સંગ્રહ કરવાની મનાઇ ફરમાવી હતી. જ્યારે આફત ન રહી ત્યારે સંગ્રહ કરવાની રજા આપી.



ત્યાર પછી મેં તેના પર મારો પગ મૂકીને ભાલો આગળ લઇ જઇને પૂરી તાકાતથી ભાલો ખેંચી કાઢ્યો. ભાલાની બંને ધાર વળી વળી ગઇ હતી. ઉરવા કહે છે : તે ભાલો રસૂલુલ્લાહ (સલ.)એ ઝુબેર પાસેથી લઇ લીધો. હુઝૂરની વફાત પછી ફરી ઝુબેરે પાછો લઇ લીધો, પરંતુ ફરી સિદ્દીકે અકબરે તે લઇ લીધો. એમની વફાત પછી હઝરત ઉમરે તે માંગી લીધો. હઝરત ઉમરના અવસાન પછી ઝુબેરે પાછો લઇ લીધો, પરંતુ હઝરત ઉસ્માનના માંગવાથી તેમને આપી દીધો. હઝરત ઉસ્માનના શહીદ થવા પછી તે હઝરત અલી મુર્તઝાની ઓલાદના હાથમાં આવ્યો. છેવટે અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેરે તે લઇ લીધો અને છેવટ સુધી તેમની પાસે જ રહ્યો.

(૫૨/૪૨૮૮) હઝરત ઉબાદા ઇબ્ને સામિત કહે છે : હું બદરની લડાઇમાં હાજર હતો, એવામાં હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : મારાથી બૈઅત થાઓ.

(૫૩/૪૨૮૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : અબૂ હુઝૈફા બદરીએ સાલિમને પુત્ર બનાવીને પોતાની ભત્રીજી હિન્દ બિન્તે વલીદ સાથે તેના નિકાહ કરી દીધા. જેવી રીતે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઝેદને પુત્ર બનાવ્યા હતા. અંધકાર યુગમાં એવો રિવાજ હતો કે, જો કોઇ માણસ કોઇને દત્તક લઇ લેતો હતો તો લોકો તેને તે માણસનો જ પુત્ર ગણતા હતા. તે માણસના વારસાનો એ છોકરો જ વારસદાર ગણાતો હતો. અહીં સુધી કે, અલ્લાહ તઆલાએ નીચેની આયત ઉતારી અને ફરમાવ્યું કે, **ઉદઊહુમ લિઆબાઇહિમ** ઙિવા તેમને તેમના (મૂળ) પિતાઓના નામ સાથે બોલાવો. ત્યાર પછી સહલા હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇ.....

(૫૪/૪૨૯૦) ખાલિદ ઇબ્ને ઝકવાન કહે છે કે, રૂબય્યિઅ બિન્તે મુઅવ્વિઝે મને કહ્યું કે, મારી સોહાગ રાત્રિની સવારે રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આવ્યા અને જેવી રીતે તું બેઠો છે તેવી રીતે મારા બિછાના પર બેસી ગયા. નાની નાની છોકરીઓ દફ વગાડીને પોતપોતાના બદરી શહીદોની ફઝીલત ગાતી હતી. એ દરમ્યાન એક છોકરીએ કહ્યું : **'વ ફીના નબિય્યુન યઅલમુ મા ફી ગદિન'** અમારામાં રસૂલ છે જે આવતી કાલે બનનારા બનાવને જાણે છે. આ સાંભળીને હુઝૂરે ફરમાવ્યું : આમ ન કહો, બલ્કે તમે જે કહી રહી હતી તે જ કહો.

(૫૫/૪૨૯૧) હઝરત અબૂ તલહા સહાબી જેઓ રસૂલુલ્લાહ (સલ.) સાથે બદરની લડાઇમાં હાજર હતા. તેઓ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે ઘરમાં કુતરો હોય અથવા સજીવ વસ્તુનો

ફોટો હોય તેમાં (રહમતના) ફરિશ્તાઓ દાખલ થતા નથી.

(૫૬/૪૨૯૨) હઝરત અલી મુર્તઝા કહે છે કે, મારી પાસે એક ઊંટણી હતી જે બદરના દિવસે માલે ગનીમતમાંથી મારા ભાગ આવી હતી અને એક ઊંટણી રસૂલુલ્લાહ (સલ.)એ મને પોતાના પાંચમાં ભાગમાંથી આપી હતી. જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની પુત્રી સાથે સહવાસનો મારો ઇરાદો થયો ત્યારે મેં કૈનકાઅ કબીલાના એક સોનીને વચન આપ્યું કે, બંને સાથે જઇને ઊંટો પર ઇઝખિર ઘાસ લાવીશું. કારણ કે, મારો વિચાર હતો કે, હું ઇઝખિર લાવીને સોનીઓને વેચીને તેની કિંમતથી મારી શાદીનો વલીમો કરીશ. એક અનસારીના દરવાજા પાસે મારી ઊંટણીઓ બેસાડીને કાકડી, ગુણો અને રસ્સીઓ ભેગી કરવા માટે હું ગયો. બધી વસ્તુઓ ભેગી કરીને પાછો આવ્યો ત્યારે શું જોઉં છું કે, તેની ખૂંધ કોઇએ કાપી નાખી છે અને પડખું ચીરીને કાળજું કાઢી લીધું છે. આ દ્રશ્ય જોઇને મારી આંખમાંથી અશ્રુઓ ટપકી પડયાં. લોકોએ પૂછયું, આ કૃત્ય કોણે કર્યું છે ? ખબર પડી કે, હમઝા ઇબ્ને અબ્દુલ મુત્તલિબે કર્યું છે. તેઓ એ જ ઘરમાં અનસારીઓ સાથે દારૂ પી રહ્યા હતા. એક ગાનારી ઓરત પણ તેમની પાસે હાજર છે. ગાનારીએ આ શે'ર ગાયો હતો : **અલા યા હમ્ઝ લિશશરફિ ન્નવાઉ.**

આ શે'ર સાંભળીને હમઝાએ તલવાર લઇને ઊંટણીઓની ખૂંધ કાપી નાખી અને પડખાં ચીરીને કાળજાઓ કાઢી લીધા. હઝરત અલી (રદિ.) કહે છે : આ ખબર સાંભળીને હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. તે વખતે ઝેદ ઇબ્ને હારિસા આપની પાસે બેઠા હતા. આપ મારી શિકલ જોઇને પરિસ્થિતિ સમજી ગયા. પૂછયું, કેમ, શું વાત છે ? મેં કહ્યું : આજના જેવી તકલીફ મેં કદી સહન કરી નથી. હમઝાએ મારી ઊંટણીઓ પર ઝુલ્મ કર્યો. એમની ખૂંધ કાપી નાંખી અને પડખું ચીરી નાંખ્યું. અત્યારે તેઓ ફલાણા ઘરમાં હાજર છે. કેટલાક દારૂડિયાઓ તેમની પાસે બેઠા છે. હુઝૂરે ચાદર મંગાવી અને ઓઢીને પગપાળા નીકળ્યા. હું અને ઝેદ ઇબ્ને હારિસા પાછળ પાછળ થઇ ગયા. હુઝૂરે તે મકાન પર જઇને, જેમાં હમઝા હાજર હતા, અંદર દાખલ થવાની રજા માંગી. રજા મળતાં અંદર જઇને હમઝાને ઠપકો આપવાનું શરૂ કર્યું. હમઝા નશામાં ચકચુર હતા. આંખો લાલ હતી. હમઝાએ પ્રથમ રસૂલુલ્લાહના પગ જોયા. પછી જરા નજર ઉંચી કરીને ઘુંટણ સુધી જોયું. પછી મુબારક ચહેરા પર નજર નાખીને કહેવા લાગ્યા : તમે તો મારા પિતાના ગુલામ છો. રસૂલુલ્લાહ (સલ.) સમજી ગયા કે, તેઓ નશામાં ચકચૂર છે. તરત ઉલટા



પછી પાછા ફર્યા. અમે પણ આપની સાથે નીકળી ગયા.

(૫૭/૪૨૯૩) ઇબ્ને મઅકિલ કહે છે કે, હઝરત અલી (રદિ.)એ સહલ ઇબ્ને હુનેફ (ના જનાઝા) માટે તકબીર કહી અને કહ્યું : તેઓ બદરની લડાઇમાં શામિલ હતા.

(૫૮/૪૨૯૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે હફસા બિન્તે ઉમર વિધવા થઇ ગયાં અને તેમના પતિ ખુનૈસ ઇબ્ને હુઝાફા સહમીનું, જેઓ સહાબી પણ હતા અને બદરની લડાઇમાં ભાગ પણ લીધો હતો, મદીનામાં અવસાન થઇ ગયું ત્યારે હઝરત ઉમર ફારૂક (રદિ.) હઝરત ઉસ્માન (રદિ.)ને મળ્યા. તેમને કહ્યું : જો આપની ઇચ્છા હોય તો મારી પુત્રી હફસાના આપની સાથે નિકાહ કરી દઉં. હઝરત ઉસ્માને કહ્યું : હું વિચાર કરી લઉં, પછી જવાબ આપીશ. હઝરત ઉમરે થોડા દિવસ રાહ જોઇ. થોડા દિવસ પછી હઝરત ઉસ્માને જવાબ આપ્યો કે, મારો વિચાર એવો છે કે, હમણાં થોડા દિવસ સુધી નિકાહ ન કરું. તે પછી હઝરત ઉમર સિદ્દીકે અકબર (રદિ.)ને મળ્યા અને તેમને કહ્યું : જો તમારી ઇચ્છા હોય તો હું મારી પુત્રી હફસાના આપની સાથે નિકાહ કરી દઉં. હઝરત અબૂબક્ર ચુપ થઇ ગયા અને કંઇ જવાબ આપ્યો નહીં. હઝરત ઉમરને હઝરત ઉસ્માનના જવાબની સરખામણીમાં આનાથી વધારે દુઃખ થયું. થોડા દિવસ પછી રસૂલુલ્લાહ (સલ.)એ સંદેશ મોકલ્યો અને હઝરત ઉમર (રદિ.)એ હુઝૂર (સલ.) સાથે હફસાના નિકાહ કરી દીધા. નિકાહ પછી એક દિવસ હઝરત અબૂબક્ર હઝરત ઉમરને મળ્યા અને કહેવા લાગ્યા : જ્યારે તમે મને હફસા સાથે નિકાહ કરવા માટે કહ્યું હતું અને મેં કંઇ જવાબ આપ્યો નહીં ત્યારે કદાચ તમને ખોટું લાગ્યું હશે. હઝરત ઉમરે કહ્યું : બેશક. હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું : મેં માત્ર એટલા માટે જવાબ દેવાનું ટાળ્યું હતું કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત હફસાનો ઉલ્લેખ કર્યો હતો. મને હુઝૂરનો ભેદ ખોલવાનું યોગ્ય લાગ્યું ન હતું. એટલે મેં કોઇ જવાબ આપ્યો નહીં. જો હુઝૂર ઉલ્લેખ ન કરત તો હું કબૂલ કરી લેત.

(૫૯/૪૨૯૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને યઝીદ કહે છે : હઝરત અબૂ મસઊદ બદરી કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ પોતાના ઘરવાળાઓ પર જે કંઇ ખર્ચ કરે છે તે પણ સદકો છે.

(૬૦/૪૨૯૬) હઝરત ઉરવા ઇબ્ને

(૫૬/૪૨૯૨) તે વખતે શરાબ હરામ ન હતી. લોકો પીતા હતા, એટલે નશાની હાલતમાં આવા વાતો માફીને પાત્ર ગણાયા.

ઝુબેર કહે છે કે, ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝને પોતાના ખિલાફત કાળમાં ખબર મળી કે, કૂફાના ગવર્નર મુગીરા ઈબ્ને શુઅબા અસ્રની નમાઝમાં વિલંબ કરે છે. એવામાં અબૂ મસઊદ ઉકબા ઈબ્ને અમ્ર અન્સારી બદરી પણ ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ પાસે આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા : તમને ખબર છે, જિબ્રઈલે ઉતરીને (પહેલા દિવસે શરૂઆતના સમયમાં અને બીજા દિવસે અંતિમ સમયમાં) નમાઝ પઢી હતી. રસૂલુલ્લાહ (સલ.)એ જિબ્રઈલની તઅલીમ અનુસાર પાંચ વખતની નમાઝ અદા કરી હતી. અંતમાં જિબ્રઈલ (અલ.)એ કહ્યું હતું કે, મને આ પ્રમાણે જ હુકમ થયો હતો.

(૬૧/૪૨૯૭) હઝરત અબૂ મસઊદ બદરી કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : સૂરએ બકરના અંતમાં બે આયતો છે. જો કોઈ તેમને રાત્રે પઢશે તો તે તેમના માટે પૂરતી થઈ પડશે. અબ્દુર્રહમાન કહે છે કે, કઅબાનો તવાફ કરતી વખતે અબૂ મસઊદ સાથે મારી મુલાકાત થઈ. મેં તેમને હદીસ પૂછી તો તેમણે બયાન કરી.

(૬૨/૪૨૯૮) મહમૂદ ઈબ્ને રબીઅ કહે છે કે, હઝરત ઈતબાન ઈબ્ને માલિક અનસારી સહાબી બદરી રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા.

(૬૩/૪૨૯૯) ઝુહરી કહે છે : મેં હુસેન ઈબ્ને મુહમ્મદ સાલિમીને મહમૂદ ઈબ્ને રબીઅવાળી હદીસ બયાન કરી તો તેમણે તેનું સમર્થન કર્યું.

(૬૪/૪૩૦૦) અબ્દુલ્લાહ ઈબ્ને આમિર અદવીએ, જેમના પિતા હિંવા હઝરત આમિરે રસૂલુલ્લાહ (સલ.) સાથે બદરની લડાઈમાં ભાગ લીધો હતો, ઝુહરીને કહ્યું હતું કે, હઝરત ઉમર ફારૂકે પોતાના સાળા કુદામા ઈબ્ને મઝઊન બદરીને બેહરૈનના ગવર્નર મુકર્રર કર્યા હતા.

(૬૫/૪૩૦૧) હઝરત રાફિઅ ઈબ્ને ખદીજે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરને કહ્યું કે, મારા બંને કાકાઓ, જેમણે બદરની લડાઈમાં ભાગ લીધો હતો, તેઓ બયાન કરતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખેતીની જમીનનું ભાડું લેવાની મનાઈ ફરમાવી છે. ઝુહરી કહે છે : મેં હઝરત સાલિમને કહ્યું : તમે જમીનનું ભાડું આપો છો ? તેમણે કહ્યું : હા. રાફિએ આ બાબતમાં ઝુલ્મ કર્યો છે. (હિંવા રસૂલુલ્લાહ (સલ.)ના હુકમનો અર્થ એ છે કે, બીજી જમીન ભાડેથી આપવામાં આવે અને જમીનનો એક ચોક્કસ ભાગ પોતાના માટે અલગ રાખવામાં આવે અને તેનું ઉત્પાદન ખાસ પોતાના માટે રાખવામાં આવે, એ નાજાઈઝ છે. એવો અર્થ નથી કે, જમીનને ભાડેથી આપવી નાજાઈઝ છે.)



(૬૬/૪૩૦૨) અબ્દુલ્લાહ ઈબ્ને [illegible] લૈસી કહે છે : મેં હઝરત રિફાઆ ઈબ્ને રાફિઅ અનસારીને જોયા, તેમણે બદરની લડાઈમાં ભાગ લીધો હતો.

(૬૭/૪૩૦૩) હઝરત મિસ્વર ઈબ્ને મખ્રમા કહે છે : હઝરત અમ્ર બિન ઔફ બદરી મને કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ અબૂ ઉબૈદા ઈબ્ને જર્રાહને બેહરૈનના કરવેરા વસૂલ કરવા માટે મોકલ્યા. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ બેહરૈનવાળાઓ સાથે સુલેહ કરી હતી અને અલા ઈબ્ને હઝરમીને ત્યાંના ગવર્નર બનાવ્યા હતા. અબૂ ઉબૈદા બેહરૈનથી માલ લઈને આવ્યા. અનસારીઓને અબૂ ઉબૈદાના આગમનની ખબર પડી ત્યારે બધાએ ફજરની નમાઝ રસૂલુલ્લાહ (સલ.) સાથે પઢી. હુઝૂર નમાઝમાંથી પરવાર્યા ત્યારે સામે અનસારીઓને જોયા. જોઈને સ્મિત ફરમાવ્યું અને કહ્યું : તમે કદાચ સાંભળી લીધું હશે કે, અબૂ ઉબૈદા કંઈક લઈને આવ્યા છે. અનસારીઓએ જવાબ આપ્યો : જી હા. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુશ રહો અને ખુશ કરનારી [illegible]ની આશા રાખો. ખુદાની કસમ ! મને તમારા મુફલિસ રહેવાનો ભય નથી, બલ્કે એ વાતનો ભય છે કે, તમારા માટે પણ દુનિયા એટલી બધી વિશાળ થઈ જશે જેટલી તમારા પહેલાંના લોકો માટે થઈ ગઈ હતી. જેવી રીતે તેઓ દુનિયાની લાલચમાં પડી ગયા હતા અને બરબાદ થઈ ગયા હતા તેવી રીતે તમે પણ ક્યાંક એવી ભૌતિક (દુન્યવી) લાલચમાં પડીને બરબાદ ન થઈ જાઓ.

(૬૮/૪૩૦૪) હઝરત નાફિઅ કહે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.) પહેલાં દરેક પ્રકારના સાપ મારી નાખતા હતા, પરંતુ જ્યારે અબૂ લુબાબા બદરીએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઘરમાંના સાપ મારવાની મનાઈ ફરમાવી છે ત્યારે ઈબ્ને ઉમરે તેમને મારવાનું છોડી દીધું.

(૬૯/૪૩૦૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અમુક અનસારીઓએ હુઝૂર (સલ.) પાસે રજા માંગી અને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ અમને રજા આપો કે, અમે અમારા ભાણેજ અબ્બાસનું વળતર ન લઈએ. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તેના છુટકારાના વળતરમાંથી એક દિરહમ પણ છોડશો નહીં.

(૭૦/૪૩૦૬) હઝરત મિકદાદ ઈબ્ને અમ્ર કિન્દી બદરીએ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં વિનંતી કરી : યા રસૂલલ્લાહ ! એ બતાવો કે, જો કોઈ કાફિર સાથે મારી લડાઈ થઈ રહી હોય અને તે મારો હાથ તલવારથી કાપી નાંખે. પછી (તે મારા દાવમાં આવે ત્યારે) કોઈ

ઝાડની આડ લઇને પનાહ માંગે અને મુસલમાન થઇ જાય તો શું કલિમો પઢયા પછી મારા માટે તેનું કત્લ કરવું જાઇઝ છે ? હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે કાફિર મુસલમાન થઇ જાય તેને કત્લ ન કરો. તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારો હાથ કાપી નાખ્યા પછી તેણે આ શબ્દો કહ્યા છે. આપે ફરમાવ્યું : એવી હાલતમાં કત્લ ન કરો. જો એવી હાલતમાં કત્લ કરશો તો તે તમારા એ દરજ્જે પહોંચી જશે જે તમને તેને કત્લ કરવા પહેલાં મળ્યો હતો અને તમે જે દરજ્જે પહોંચી જશો જે તેને કલિમો પઢતા પહેલાં મળ્યો હતો (કિંવા તે શહીદ થશે અને તમે કાફિર).

(૭૧/૪૩૦૭) હઝરત અનસ (રદિ.) કહે છે : બદરની લડાઇના દિવસે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇ જોઇ આવે કે, અબૂ જહલનું શું થયું ? હુકમ અનુસાર ઇબ્ને મસઊદ ગયા. તેમણે જોયું કે, અબૂ જહલને અફરાના બે પુત્રોએ મારીને ઠંડો કરી નાખ્યો છે. ઇબ્ને મસઊદે અબૂ જહલને કહ્યું : તું અબૂ જહલ છે ? અબૂ જહલે કહ્યું : જે માણસને તમે કત્લ કર્યો છે, તેનાથી વધીને કોઇ છે ? અબૂ મિજલઝની રિવાયતમાં છે કે, અબૂ જહલે કહ્યું હતું : જો ખેતી કરનાર સિવાય બીજું કોઇ મને મારત તો સારૂં થાત.

(૭૨/૪૩૦૮) હઝરત ઉમર ફારૂક કહે છે કે, હુઝૂર (સલ.)ની વફાત પછી મેં સિદ્દીકે અકબર (રદિ.)ને કહ્યું : મારી સાથે અનસારી ભાઇઓ પાસે ચાલો. રસ્તામાં બે નેક અનસારીઓ સાથે અમારી મુલાકાત થઇ. એ બંને અનસારીઓ બદરી હતા. ઉરવા ઇબ્ને ઝુબેર કહે છે : તે બંને માણસો ઉવૈમ ઇબ્ને સાઇદા અને મઅન ઇબ્ને અદી હતા.

(૭૩/૪૩૦૯) હઝરત કૈસ કહે છે કે, બદરવાળાઓમાંથી દરેકને પાંચ પાંચ હઝાર દિરહમ (વાર્ષિક) વેતન મળતું હતું. હઝરત ઉમરે કહ્યું હતું કે, અમે બીજા લોકો પર બદરીઓને ફઝીલત આપીશું.

(૭૪/૪૩૧૦) હઝરત ઝુબૈર ઇબ્ને મુતઇમ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને મગરિબની નમાઝમાં મેં સૂરએ તૂર પઢતા સાંભળ્યા. તે જ વખતે સૌ પ્રથમ ઇમાન (નો વિચાર) મારા દિલમાં જન્મ્યો. હઝરત ઝુબૈર કહે છે કે, બદરની લડાઇના કેદીઓ વિષે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો મુતઇમ ઇબ્ને અદી જીવંત હોત અને આ ખબીસો માટે મને ભલામણ કરત તો તેમની ભલામણથી હું એમને છોડી દેત. હઝરત સઇદ ઇબ્ને મુસય્યિબ કહે છે કે, જ્યારે પહેલો ફિત્નો કિંવા હઝરત ઉસ્માનની શહાદતનો બનાવ બન્યો ત્યારે તેણે બદરવાળાઓમાંથી કોઇને છોડયો નહીં. પછી બીજો ફિત્નો



કિંવા હર્રાનો બનાવ બન્યો ત્યારે તેણે હુદૈબિય્યાવાળાઓમાંથી કોઇને છોડયો નહીં. છેલ્લે આ ત્રીજો ફિત્નો થયો અને હજુ સુધી દૂર થયો નથી. કારણ કે, લોકોમાં (હજુ સુધી) ઇસ્લામી તાકાત બાકી છે. (હર્રાના બનાવથી તે લડાઇ મુરાદ છે જે યઝીદના લશ્કર અને મદીનાવાસીઓ વચ્ચે મદીનાથી એક માઇલના અંતરે પૂર્વમાં પથરાળ જમીન પર ખેલાઇ હતી.)

(૭૫/૪૩૧૧) ઉરવા ઇબ્ને ઝુબેર, સઇદ ઇબ્ને મુસય્યિબ, અલકમા ઇબ્ને વક્કાસ અને ઉબેદુલ્લાહ ઇબ્ને અબ્દુલ્લાહે ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.)ની હદીસ રિવાયત કરી છે. તેઓ કહે છે કે, હું ઉમ્મે મિસ્તહ સાથે હાજત માટે ગઇ. મિસ્તહની માં ચાદરમાં અટવાઇને પડી ગઇ. તેણે કહ્યું : મિસ્તહ બરબાદ થઇ જાય. મેં કહ્યું : આ ખરાબ વાત છે. તું એવા માણસને વગોવે છે જેણે બદરની લડાઇમાં ભાગ લીધો હતો. પછી તોહમતની હદીસ વર્ણવી.

(૭૬/૪૩૧૨) ઝુહરીએ રસૂલુલ્લાહ (સલ.)ના ગઝવાઓના ઉલ્લેખ પછી વર્ણન કર્યું કે, હુઝૂર (સલ.)એ બદરમાં માર્યા ગયેલાઓને સંબોધીને ફરમાવ્યું કે, તમારા પાલનહારે તમને જે કંઇ વાયદો કર્યો હતો તે તમે બરાબર જોયો ? અમુક સહાબીઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! તમે મુડદાંઓને અવાજ દો છો ? આપે ફરમાવ્યું : તેમના કરતાં તમે મારી વાત વધારે સાંભળતા નથી ? હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, કુરેશીઓમાંથી જેટલા લોકોએ બદરની લડાઇમાં ભાગ લીધો અને તેમને માલે ગનીમતમાંથી હિસ્સો આપવામાં આવ્યો તેમની સંખ્યા કુલ ૮૧ હતી, પરંતુ ઝુબેરની રિવાયતથી ઉરવા કહે છે કે, જે લોકોને હિસ્સો આપવામાં આવ્યો હતો તેમની સંખ્યા એક સો હતી.

(૭૭/૪૩૧૩) હઝરત ઝુબેર કહે છે કે, બદરના દિવસે મુહાજિરો માટે સો હિસ્સા મુકર્રર કરવામાં આવ્યા હતા.

(૭૮/૪૩૧૪) બદરમાં ભાગ લેનારાઓના નામો આ પ્રમાણે છે : (૧) રસૂલે પાક મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ હાશિમી (૨) અયાસ ઇબ્ને બુકૈર (૩) બિલાલ ઇબ્ને રિબાહ (૪) હમઝા ઇબ્ને મુત્તલિબ (૫) હાતિબ ઇબ્ને અબૂ બલ્તઆ (૬) અબૂ હુઝૈફા ઇબ્ને ઉત્બા ઇબ્ને રબીઆ કુરૈશી (૭) હારિસા ઇબ્ને રૂબય્યઅ અનસારી. આ બદરમાં શહીદ થયા હતા. ફકત જોવા માટે ગયા હતા. લડવા માટે ગયા ન હતા. (૮) ખુબૈબ ઇબ્ને અદી (૯) ખુનૈસ ઇબ્ને હુઝાફા (૧૦) રિફાઆ ઇબ્ને રાફિઅ (૧૧) રિફાઆ ઇબ્ને અબ્દુલ મુન્ઝિર અબૂ લુબાબા અનસારી (૧૨) ઝુબેર ઇબ્ને અવ્વામ

(૧૩) ઝેદ ઇબ્ને સહલ અબૂ તલહા અનસારી (૧૪) અબૂ ઝેદ અનસારી સઅદ ઇબ્ને માલિક ઝુહરી (૧૫) સઅદ ઇબ્ને ખોલા (૧૬) સઇદ ઇબ્ને ઝેદ (૧૭) સહલ ઇબ્ને હુનેફ (૧૮) ઝુહૈર ઇબ્ને રાફિઅ (૧૯) ઝુહૈરના ભાઇ અબ્દુલ્લાહ ઇબ્ને ઉસ્માન (૨૦) અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (૨૧) અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ (૨૨) ઉબૈદા ઇબ્ને હારિસ (૨૩) ઉબાદા ઇબ્ને સામિત (૨૪) હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ (૨૫) હઝરત ઉસ્માન ઇબ્ને અફફાન એમને રસૂલુલ્લાહ (સલ.)એ પોતાની પુત્રીની બીમારીની સારવાર અર્થે પાછળ મૂકી ગયા હતા, પરંતુ માલે ગનીમતમાંથી તેમને હિસ્સો આપવામાં આવ્યો હતો. (૨૬) હઝરત અલી ઇબ્ને અબૂ તાલિબ (૨૭) અમ્ર બિન ઔફ (૨૮) ઉકબા ઇબ્ને અમ્ર (૨૯) આમિર ઇબ્ને રબીઆ (૩૦) આસિમ ઇબ્ને સાબિત (૩૧) ઉવૈમ ઇબ્ને સાઇદા (૩૨) ઇતબાન ઇબ્ને માલિક (૩૩) કુદામા ઇબ્ને મઝઊન (૩૪) કતાદા ઇબ્ને નુઅમાન (૩૫) મુઆઝ ઇબ્ને અમ્ર (૩૬) મુઅવ્વિઝ ઇબ્ને અફરા (૩૭) મુઅવ્વિઝના ભાઇ ઔફ માલિક ઇબ્ને રબીઆ (૩૮) મુરારા ઇબ્ને રબીઅ (૩૯) મઅન ઇબ્ને અદી (૪૦) મિસ્તાહ ઇબ્ને ઉસાસા (૪૧) મિકદાદ ઇબ્ને અમ્ર (૪૨) હિલાલ ઇબ્ને ઉમય્યા.

## બની નઝીરના યહૂદીઓનો કિસ્સો

**બે માણસોની 'દિય્યત' (વળતર) માટે રસૂલુલ્લાહ (સલ.)નું તેમના તરફ કૂચ કરવું. ઉરવાની રિવાયતથી ઝુહરી બયાન કરે છે કે, આ કૂચ કરવાનો બનાવ બદરના બનાવને છ મહિના વીત્યા પછી અને ઉહદની લડાઇ પહેલાં બન્યો હતો. ખુદા તઆલા ફરમાવે છે : 'હુવ લ્લઝી અખ્રજ લ્લઝીન કફરૂ મિન અહલિલ કિતાબિ મિન દિયારિહિમ લિઅવ્વલિલ હશ્રિ'** જેવા **તે ખુદાએ કિતાબી કાફિરોને મુસલમાનોનું પહેલું લશ્કર એકત્ર થતાં જ તેમના ઘરોમાંથી બહાર કાઢી મૂક્યા. ઇબ્ને ઇસ્હાકે 'બીરે મઊના' અને ઉહદ પછી આ બનાવ બન્યો હોવાનું જણાવ્યું છે.**

(૭૯/૪૩૧૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, નઝીર અને કુરૈઝાએ રસૂલુલ્લાહ (સલ.) સાથે લડાઇ કરી હતી. હુઝૂરે નઝીર (કબીલા)ને તો દેશનિકાલ કરી નાંખ્યો અને કુરૈઝા (કબીલા) પર ઉપકાર કરીને રહેવા દીધો, પરંતુ જ્યારે કુરૈઝાએ હુઝૂર (સલ.) સાથે લડાઇ કરી ત્યારે આપે તેના પુરૂષોને કત્લ કર્યા અને સ્ત્રી-બાળકોને મુસલમાનોમાં વહેંચી દીધા. માત્ર અમુક લોકો જે રસૂલુલ્લાહ (સલ.)ને આવીને મળી ગયા હતા, તેમને આશ્રય આપ્યો. તે લોકો મુસલમાન પણ થઇ ગયા હતા. હુઝૂર (સલ.)એ મદીનાના બધા યહૂદીઓને કાઢી મૂક્યા હતા. જેવા બની હારિસા અને બની કૈનકાઅ વગેરે. બની કૈનકાઅ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સલામનો કબીલો હતો.

(૮૦/૪૩૧૬) સઇદ ઇબ્ને જુબેર કહે છે : મેં ઇબ્ને અબ્બાસ (રદિ.) સામે 'સૂરએ હશ્ર' કહ્યું. ઇબ્ને અબ્બાસે કહ્યું : 'સૂરએ નઝીર' કહો (સૂરએ હશ્ર ન કહો).

(૮૧/૪૩૧૭) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, લોકો (પોતાના બાગોમાં) રસૂલુલ્લાહ (સલ.) માટે અમુક ઝાડ (ભેટ રૂપે) મુકર્રર કરી દેતા હતા, પરંતુ જ્યારે હુઝૂર (સલ.)એ કુરૈઝા અને નઝીર કબીલાઓ પર વિજય મેળવ્યો ત્યારે આપ (કોઇ ઝાડ કબૂલ કરતા ન હતા, બલ્કે) પરત કરી દેતા હતા.

(૮૨/૪૩૧૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, બુવય્રા સ્થળે નઝીર (કબીલા)ના ખજૂરીઓના જે ઝાડો હતાં તેમને રસૂલુલ્લાહ (સલ.)એ બળાવી નાખ્યા અને કપાવી નાખ્યાં. એ અંગે નીચેની આયત ઉતરી : **મા કતઅતુમ મિલ્લીનતિન અવ તરકતુમૂહા કાઇમતન અલા ઉસૂલિહા ફબિઇઝનિ લ્લાહિ** જેવા તમે ખજુરના જે ઝાડો કાપ્યાં અથવા તેમના મૂળિયાં પર ઉભાં છોડી દીધાં, એ બધું અલ્લાહના હુકમથી છે.

(૮૩/૪૩૧૯) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની નઝીરના ઝાડો બળાવી નાખ્યાં હતા. એના વિષે હઝરત હસ્સાને આ શે'ર કહ્યો હતો :

**વ હાન અલા સરાતિ બની લુઅય્યિન**
**હરીકુન બિલ બુવય્રતિ મુસ્તતીરૂ**

અર્થાત્ : બની લુઇના સરદારો માટે સામાન્ય રીતે બુવય્રા સ્થળના ઝાડો બાળી નાખવા આસાન છે.

હઝરત હસ્સાનના જવાબમાં અબૂ સુફયાને નીચેના શે'ર કહ્યા :

**અદામ લ્લાહુ ઝાલિક મિન સનીઇન**
**વ હર્રક ફી નવાહીહ સઇરૂ**
**સતઅલમુ અય્યુના મિન્હા બિનુઝહિન**
**વ તઅલમુ અય્યુ અરદીના તદીરૂ**

અર્થાત્ : અલ્લાહ તઆલા આ બાળવાનું કૃત્ય હંમેશા કાયમ રાખે અને મદીનાની આજુબાજુમાં આગ સળગતી રહે. (જેથી મુસલમાનો પણ એમાં બળી જાય.) ટૂંક સમયમાં આપ જાણી લેશો કે, આપણામાંથી કોણ એનાથી અલગ રહેશે અને આપણામાંથી કોની

જમીનનું નુકસાન થશે.

(૮૪/૪૩૨૦) હઝરત માલિક ઇબ્ને ઔસ કહે છે કે, એક દિવસ હઝરત ઉમર ફારૂક (રદિ.)એ મને બોલાવ્યો. હું હુકમ અનુસાર હાજર થઇ ગયો. એવામાં તેમના ચોકીદાર યરફાએ આવીને કહ્યું : ઉસ્માન, અબ્દુર્રહમાન, ઝુબેર અને સઅદ અંદર આવવાની રજા માંગે છે. શું રજા છે ? તેમણે કહ્યું : હા. પરવાનગી મળતાં ઉપરોક્ત સજ્જનો અંદર આવ્યા. થોડીવાર પછી યરફા ફરી આવ્યો અને કહ્યું : અબ્બાસ અને અલી અંદર આવવા માંગે છે. હુકમ હોય તો અંદર આવે. ફરમાવ્યું : હા, બોલાવી લો. બંને સદ્‌ગૃહસ્થો અંદર આવ્યા. હઝરત અબ્બાસે કહ્યું : અમીરૂલ મુઅમિનીન, મારો એમની સાથેનો મામલો પતાવી દો. વાત એમ હતી કે, બની નઝીરની જાગીર જે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને આપી હતી, તેના વિષે હઝરત અલી અને અબ્બાસ વચ્ચે પરસ્પર ઝઘડો હતો. એકે બીજાની નાલેશી કરી હતી. હાજર રહેલા સજ્જનોએ કહ્યું : એ બન્નેવ વચ્ચેનો પરસ્પરનો ઝઘડો પતાવી દો અને એકને બીજાના તરફથી નચિંત બનાવી દો. હઝરત ઉમરે કહ્યું : ધીરજ રાખો. ઉતાવળ ન કરો. હું તમને બધાને તે ખુદાની કસમ આપીને પૂછવા માંગું છું જેના હુકમથી જમીન અને આસ્માન કાયમ છે, શું તમને ખબર છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, અમારા માલનો કોઇ વારસદાર નથી. જે કંઇ અમારો વારસો હોય તે અલ્લાહના રસ્તામાં ખૈરાત છે. હાજર રહેલા સજ્જનોએ કહ્યું : બેશક, કહ્યું હતું. હઝરત ઉમરે હઝરત અલી અને અબ્બાસને સંબોધીને કહ્યું : હું તમને ખુદાની કસમ આપીને પૂછું છું કે, તમને ખબર છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ આ પ્રમાણે ફરમાવ્યું હતું ? બંને સજ્જનોએ કહ્યું : જી હા. હઝરત ઉમરે કહ્યું : હવે હું તમારી સામે બયાન કરૂં છું કે, અલ્લાહ તઆલાએ આ મફતની ભેટ ખાસ પોતાના રસૂલ માટે મુકર્રર કરી હતી. બીજા કોઇને આપી ન હતી. ખુદા તઆલાએ ફરમાવ્યું છે કે, **વ મા અફાઅ લ્લાહુ અલા રસૂલિહિ મિન્હુમ ફમા અવજફતુમ અલયહિ મિન ખયલિં વ્વ લા રિકાબિન.....કદીર.** જેથી એ માલ ખાસ રસૂલુલ્લાહ (સલ.) માટે હતો, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ તમારા વગર પોતે તે લીધો નહીં અને પોતાને તમારા ઉપર પ્રાધાન્ય આપ્યું નહીં, બલ્કે તમને પણ આપ્યો અને તમારી વચ્ચે વહેંચી પણ દીધો. અહીં સુધી કે વહેંચણી પછી જે કંઇ બાકી રહ્યું તેમાંથી હુઝૂર (સલ.) પોતાની પત્નીઓને વાર્ષિક ખર્ચ આપતા રહેતા હતા. તે પછી પણ જે કંઇ બાકી રહેતું હતું તેને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરતા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ



પોતાની ઝિન્દગીમાં આ જ પધ્ધતિ અપનાવી. જ્યારે આપની વફાત થઇ ગઇ ત્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું : હું હુઝૂરનો અનુગામી છું. એટલે અબૂબક્ર (રદિ.)એ તે માલ પર કબજો કરી લીધો. જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.) વ્યવસ્થા કરતા હતા તેવી રીતે અબૂબક્ર (રદિ.)એ તેની વ્યવસ્થા કરી. તે વખતે તમે હાજર જ હતા. વાતચીત દરમ્યાન હઝરત ઉમરે હઝરત અલી અને અબ્બાસ તરફ વાતને ઝોક આપતાં કહ્યું : તમે બંને સદ્‌ગૃહસ્થો આ બાબતમાં હઝરત અબૂબક્રની ટીકા કરતા હતા, પરંતુ ખુદા જાણે છે કે, હઝરત અબૂબક્ર આ બાબતમાં સાચા હતા. સીધા રસ્તા પર હતા. સત્યના પડખે હતા. હઝરત અબૂબક્ર (રદિ.)ની જ્યારે વફાત થઇ ત્યારે મેં કહ્યું કે, હું અબૂબક્રનો અનુગામી છું. એટલે મેં મારી હુકૂમતના બે વરસ સુધી મેં એને મારા કબજામાં રાખ્યો અને જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર કરતા હતા તેવી જ રીતે મેં પણ કર્યું. ખુદા જાણે છે કે, હું તેમાં સાચો, સત્યના પડખે અને સીધા રસ્તા પર છું, પરંતુ જ્યારે તમે બંને એકમત થઇને મારી પાસે આવ્યા અને સહમત હોવાનું જાહેર કર્યું ત્યારે મેં તમને કહી દીધું કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, અમારા માલનો કોઇ વારસદાર નથી. અમારો છોડેલો માલ અલ્લાહના રસ્તામાં ખૈરાત છે. પછી જ્યારે થોડા દિવસ પછી મને લાગ્યું ત્યારે મેં તમને કહ્યું કે, જો તમે લેવા માંગતા હોય તો હું તમને એવી શરતે આપું છું કે, તમે ખુદાનું વચન આપીને કહો કે, અમે એની એવી રીતે વ્યવસ્થા કરીશું જેવી રીતે રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર કરતા હતા અને જેવી રીતે મેં હુકૂમતના શરૂઆતના સમયમાં કરી છે. જો તમે એ શરત કબૂલ કરતા ન હોય તો પછી તમે મારી સાથે એના વિષે વાતચીત ન કરો. તમે બંનેએ કહ્યું હતું કે, એ જ શરતે તમે અમને આપો. મેં તમને આપી દીધો. હવે તમે બંને શું મારી પાસે એ સિવાય બીજો કોઇ ચૂકાદો અપાવવા માંગો છો ? જો તમે (આ રીતે) એની વ્યવસ્થા કરી શકતા નથી તો બીજી વાર મારા કબજામાં આપી દો. હું તમારા બંને તરફથી કામ કરીશ અને તમને તકલીફ આપીશ નહીં.

ઝુહરી કહે છે : મેં હઝરત ઉરવા ઇબ્ને ઝુબેર સામે આ હદીસ બયાન કરી ત્યારે ઉરવાએ માલિકની આ હદીસ બયાન કરી કે, ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહેતા હતાં કે, પવિત્ર પત્નીઓએ હઝરત ઉસ્માનને હઝરત અબૂબક્ર પાસે મોકલ્યા અને અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને જે માલ મફત આપ્યો હતો તેમાંથી આઠમા ભાગની માંગણી કરી. મેં તેમનો વિરોધ કર્યો અને કહ્યું : શું તમને ખબર નથી કે, હુઝૂર

(સલ.)એ ફરમાવ્યું છે : અમારા માલનો કોઇ વારસદાર નથી. અમે છોડેલો માલ અલ્લાહના રસ્તામાં ખૈરાત છે. બલ્કે મુહમ્મદ (સલ.)ના ઘરવાળાઓ એમાંથી ખાય. તમારે અલ્લાહથી ડરવું જોઇએ. પવિત્ર પત્નીઓને જ્યારે આ હદીસની ખબર પડી ત્યારે માંગણી પડતી મૂકી. રાવી કહે છે કે, સદકાનો આ માલ જ હઝરત અલીના કબજામાં હતો. હઝરત અલીએ હઝરત અબ્બાસને એમાંથી આપ્યો નહીં અને તેમના પર વિજય મેળવ્યો. હઝરત અલી પછી હઝરત હસનના હાથમાં ગયો. પછી ઇમામ હુસેનના કબજામાં. પછી અલી ઇબ્ને હુસેન અને હસન ઇબ્ને હસનના કબજામાં તેના પછી ઝેદ ઇબ્ને હસનના કબજામાં. હકીકતમાં એ રસૂલુલ્લાહ (સલ.)નો સદકાવાળો માલ હતો.

(૮૫/૪૩૨૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત સય્યિદા ફાતિમા અને હઝરત અબ્બાસ હઝરત અબૂબક્ર (રદિ.) પાસે આવ્યા અને ફદકની જમીન અને ખૈબરના ઉત્પાદનમાંથી વારસાની રૂએ ભાગ માંગ્યો. હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, અમારો છોડેલો માલ અલ્લાહના રસ્તામાં ખૈરાત છે, બલ્કે એ માલમાંથી મુહમ્મદના ઘરવાળાઓ ફક્ત ખાય શકે છે. ખુદાની કસમ ! મુહમ્મદના આપ્તજન હોવું મને મારા સગપણ જોડવા કરતાં વધારે પ્રિય છે.

## કઅબ ઇબ્ને અશરફના કત્લનું બયાન

(૮૬/૪૩૨૨) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : હુઝૂરે પાક (સલ.)એ એક દિવસ ફરમાવ્યું કે, કઅબ ઇબ્ને અશરફ ખુદા અને તેના રસૂલને તકલીફ આપી રહ્યો છે, તેને કોણ દૂર કરી શકે છે ? મુહમ્મદ ઇબ્ને મુસ્લિમાએ ઉભા થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! શું હુઝૂર એમ ઇચ્છે છે કે, હું તેને કત્લ કરી દઉં ? હુઝૂરે કહ્યું : હા. મુહમ્મદ ઇબ્ને મુસ્લિમાએ કહ્યું : આપ મને તેને કંઇ કહેવાની રજા આપો તો ઘણું સારૂં. આપે ફરમાવ્યું : (જે ચાહો તે) કહી દેજો. જેથી મુહમ્મદ ઇબ્ને મુસ્લિમા કઅબ પાસે ગયા અને કહ્યું : આ માણસ (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અમારી પાસે સદકો માંગે છે અને અમને તકલીફ આપી રહ્યો છે. હું તમારી પાસે ઉધાર માંગવા આવ્યો છું. કઅબે કહ્યું : ખુદાની કસમ ! તમે તેના તરફથી હજુ પણ વધારે તકલીફ ઉઠાવશો. મુહમ્મદ ઇબ્ને મુસ્લિમાએ કહ્યું : અમે તેના તાબે થઇ ગયા છે એટલે તેને ત્યાં સુધી છોડવા માંગતા નથી જ્યાં સુધી આપમેળે જ અંત ન આવે. અમે ઇચ્છીએ છીએ કે, તમે એક-બે વસક (અનાજ) અમને ઉધાર આપો. કઅબે કહ્યું : અચ્છા, મારી પાસે કોઇ વસ્તુ ગીરવે મૂકો. મુહમ્મદ ઇબ્ને મુસ્લિમાએ કહ્યું : તમે શું વસ્તુ માંગો છો ? કઅબે કહ્યું : તમારી સ્ત્રીઓ મારી પાસે ગીરવે મૂકો. ઇબ્ને મુસ્લિમાના સાથીઓએ કહ્યું : અમે સ્ત્રીઓ તમારી પાસે કેવી રીતે ગીરવે મૂકીએ. તમે બધા અરબો કરતાં વધારે ખૂબસૂરત છો. કઅબે કહ્યું : અચ્છા, તમારા બાળકો મારી પાસે ગીરવે મૂકી દો. ઇબ્ને મુસ્લિમાના સાથીઓએ કહ્યું : અમે બાળકો પણ કેવી રીતે ગીરવે મૂકી શકીએ. પાછળથી તેમને ટોણો મારવામાં આવશે કે, એક-બે વસક અનાજના બદલામાં ગીરો મૂકવામાં આવ્યા હતા. આ અમારા માટે ભારે શરમની વાત હશે. હા, અમે તમારી પાસે અમારા હથિયારો ગીરો મૂકી શકીએ છીએ. (કઅબ રાજી થઇ ગયો) મુહમ્મદ ઇબ્ને મુસ્લિમાએ વાયદો કર્યો કે, સાંજે હું તમારી પાસે આવીશ. જેથી રાત્રે મુહમ્મદ ઇબ્ને મુસ્લિમા કઅબના રઝાઇ ભાઇ અબૂ નાઇલાને સાથે લઇને ગયા. કઅબે તેમને કિલ્લા તરફ બોલાવ્યા અને પોતે તેમની પાસે જવા લાગ્યો. પત્નીએ પૂછ્યું, અત્યારે ક્યાં જઇ રહ્યા છો ? કઅબે જવાબ આપ્યો કે, મુહમ્મદ ઇબ્ને મુસ્લિમા અને મારો ભાઇ અબૂ નાઇલા આવ્યા છે, બીજું કોઇ નથી. એક રિવાયતમાં છે કે ઓરતે કહ્યું : મને લોહી ટપકવાનો અવાજ સંભળાઇ રહ્યો છે. કઅબે કહ્યું : માત્ર મુહમ્મદ ઇબ્ને મુસ્લિમા અને મારો રઝાઇ ભાઇ અબૂ નાઇલા છે. સજ્જનને જોઇએ કે, જો રાત્રે પણ કોઇ માણસ તેને ભાલો મારવાની (કિંવા મુશ્કેલીમાં મદદ કરવાની) વિનંતી કરે તો ઇનકાર ન કરે, તેની વાત માની લે. ત્યાર પછી કઅબે બે માણસોને સાથે લીધા. અમુક રિવાયતોમાં છે કે, ત્રણ માણસોને સાથે લીધા અને ગયો. મુહમ્મદ ઇબ્ને મુસ્લિમાએ પહેલેથી પોતાના માણસોને કહી દીધું હતું કે, હું કઅબના વાળ પકડીને સુંઘીશ. જ્યારે તમે જોઇ લો કે, તે મારા કાબૂમાં આવી ગયો છે તો તમે તેને મારી નાખજો. કઅબ ઇબ્ને અશરફ ચાદરમાં માથું છુપાવીને આવ્યો. માથામાંથી ખુશ્બૂ ઉડી રહી હતી. મુહમ્મદ ઇબ્ને મુસ્લિમાએ કહ્યું : આજના જેવી ખુશ્બૂદાર હવા મેં કદી જોઇ નથી. શું તમે મને તમારા વાળ સુંઘવાની રજા આપો છો ? કઅબે કહ્યું : હા. મુહમ્મદ ઇબ્ને મુસ્લિમાએ પ્રથમ તો પોતે પણ તેના વાળ સુંઘ્યા. પછી પોતાના

. . . . . . . . . . . . . . . . . . . .

(૮૪/૪૩૨૦) એ જમીન માલે ગનીમતની હતી. એમાંથી પુનિત પત્નીઓના ખર્ચની વ્યવસ્થા થતી હતી. હુઝૂર (સલ.) પછી હઝરત અબૂબક્ર (રદિ.)ના સમયમાં એ પ્રમાણે વ્યવસ્થા રહી. હઝરત ઉમર (રદિ.)ના સમયમાં એ જ પ્રમાણે વ્યવસ્થા હતી, ત્યારે હઝરત અલી (રદિ.) અને હઝરત અબ્બાસ (રદિ.)એ એના ટ્રસ્ટી બનવાની વિનંતી કરી તો તેને માન્ય રાખી અને બંનેએ અલગ અલગ ટ્રસ્ટી બનવાની દરખાસ્ત કરી તો તેને મંજૂર ન રાખી.

સાથીઓને સુંઘાડયા. જ્યારે સંપૂર્ણપણે વાળને કાબૂમાં લઇ લીધા ત્યારે કઅબને મારી નાખ્યો અને હુઝૂર (સલ.)ને આવીને ખબર આપી.

**અબૂ રાફિઅ અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ હુકૈક અથવા સુલ્લામ ઇબ્ને અબૂ હુકૈકના કત્લનો બનાવ જે ખૈબરમાં હતો. અમુક લોકો માને છે કે, હિજાઝમાં તેનો એક કિલ્લો હતો. ઝુહરી કહે છે : એના કત્લનો બનાવ કઅબ ઇબ્ને અશરફના કત્લ પછી બન્યો હતો**

(૮૭/૪૩૨૩) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમુક લોકોને અબૂ રાફિઅ તરફ મોકલ્યા હતા. અબ્દુલ્લાહ ઇબ્ને અતીકે ઘરમાં ઘુસી જઇને ઉંઘમાં જ તેને કત્લ કરી દીધો.

(૮૮/૪૩૨૪) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, અબૂ રાફિઅ યહૂદી રસૂલુલ્લાહ (સલ.)ને ત્રાસ આપ્યા કરતો હતો. આપની વિરૂધ્ધ દુશ્મનોને મદદ આપતો રહેતો હતો. હિજાઝની ભૂમિ પર તેનો એક કિલ્લો પણ હતો, જેમાં પોતે રહેતો હતો. હુઝૂરે થોડાક અનસારીઓને (તેને કત્લ કરવા માટે) મોકલ્યા. અબ્દુલ્લાહ ઇબ્ને અતીકને તેના સરદાર બનાવ્યા. સહાબા સૂર્યાસ્ત પછી કિલ્લાની નજીક પહોંચ્યા. લોકો પોતાના જાનવરો લઇને (કિલ્લા તરફ) સાંજે પાછા ફર્યા. અબ્દુલ્લાહે પોતાના સાથીઓને કહ્યું : તમે અહીં બેસી જાઓ. હું જોઉં છું અને કિલ્લાના ચોકીદાર સાથે કંઇક નરમીથી વાતચીત કરૂં છું. શકય છે કે, કિલ્લામાં દાખલ થઇ જાઉં. આમ કહીને અબ્દુલ્લાહ ચાલતા થયા. કિલ્લાના દરવાજા નજીક પહોંચીને કપડા વડે મોં ઢાંકી દીધું, જેવી રીતે કે હાજત કરનારો ઢાંકી લે છે. (જેથી કોઇ ઓળખી ન શકે.) લોકો જ્યારે જાનવરો લઇને કિલ્લામાં દાખલ થઇ ગયા ત્યારે ચોકીદારે કહ્યું : ખુદાના બંદા ! જો તું કિલ્લામાં આવવા માંગતો હોય તો આવી જા, નહીં તો હું દરવાજો બંધ કરી દઉં છું. અબ્દુલ્લાહ કિલ્લામાં ચાલ્યા ગયા અને છુપાઇ ગયા. ચોકીદારે દરવાજો બંધ કરી દીધો અને એક ખીલીમાં ચાવીઓ લટકાવી દીધી. અબ્દુલ્લાહે (રાત્રે) ઉઠીને ચાવીઓ લઇને દરવાજો ખોલી નાંખ્યો. અબૂ રાફિઅ ઉપર માળ પર રહેતો હતો. જ્યાં જવા માટે દાદર બનેલો હતો. એવો નિયમ હતો કે, લોકો રાત્રે આવીને અબૂ રાફિઅ સાથે વાતચીત કરતા હતા. છેવટે જ્યારે વાતો કરનારા ચાલ્યા ગયા ત્યારે અબ્દુલ્લાહે દાદર પર ચઢવાનું શરૂ કર્યું. જે દરવાજો ખોલતા હતા તેને અંદરથી બંધ કરતા જતા હતાં. જેથી જો લોકોને ખબર પણ પડી જાય તો અંદર આવીને અબૂ રાફિઅને બચાવી ન શકે. છેવટે ચઢતા ચઢતા અબૂ રાફિઅ સુધી જઇ પહોંચ્યા. અબૂ રાફિઅ એક અંધકારભર્યા રૂમમાં પોતાના સ્ત્રી-બાળકો સાથે હતો, પરંતુ એવી ખબર પડતી ન હતી કે, કઇ જગ્યાએ છે. અબ્દુલ્લાહે અવાજ દીધો : અબૂ રાફિઅ ! અબૂ રાફિએ કહ્યું : કોણ છે. અબ્દુલ્લાહ કહે છે : હું અવાજ તરફ ધસી ગયો અને ગભરાઇને તલવાર મારી, પરંતુ તલવારથી હેતુ પાર પડયો નહીં. અબૂ રાફિએ બરાડો પાડયો. હું રૂમમાંથી નીકળી ગયો. થોડી વાર પછી ફરી અંદર ગયો અને કહ્યું : અબૂ રાફિઅ ! આ કેવો અવાજ હતો ? અબૂ રાફિએ કહ્યું : કમબખ્ત, તારી માં મરે, કોઇ માણસ મકાનમાં છે. હમણા જ તેણે મને તલવાર મારી હતી. આ સાંભળતાં જ મેં એક તલવાર વીંઝી, પરંતુ તે પણ બેકાર ગઇ અને હું કત્લ કરી શકયો નહીં. છેવટે મેં તલવારની અણી તેના પેટમાં ઘોંચી દઇને પીઠની પાર કાઢી. જ્યારે મને ખાત્રી થઇ ગઇ કે તે મરી ગયો ત્યારે દરવાજો ખોલીને દાદર સુધી ગયો. દાદર પરથી ઉતરતી વખતે મને ખયાલ આવ્યો કે, હું જમીન પર પહોંચી ગયો છું. (હકીકતમાં તે દાદરનું એક પગથિયું હતું) ચાંદરણી રાત હતી. મારો પગ લપસ્યો અને હું પડી ગયો. પિંડલી તૂટી ગઇ. મેં મારી પાઘડીથી પિંડલી બાંધી અને આવીને (કિલ્લાના) દરવાજા પાસે બેસી ગયો. દિલમાં વિચાર કર્યો કે, જ્યાં સુધી તેના મરવાની ખબર મને મળશે નહીં ત્યાં સુધી



હું અહીંથી નીકળીશ નહીં. જ્યારે મરઘો બોલ્યો ત્યારે એક માણસે કિલ્લાની દીવાલ પર ચઢીને કહ્યું : હું હિજાઝના વેપારી અબૂ રાફિઅનાં અવસાનના સમાચાર આપું છું. હું આ સાંભળીને મારા સાથીઓ પાસે ગયો. તેમને કહ્યું : ઉતાવળ કરો. નાસવા માંડો. ખુદાએ અબૂ રાફિઅને કત્લ કરાવી દીધો. ત્યાર પછી હુઝૂર પાસે જઇને બનાવની ખબર આપી. હુઝૂરે ફરમાવ્યું : તારો પગ લાંબો કર. મેં પગ લાંબો કર્યો. આપે તેના પર હાથ ફેરવ્યો. પગ સારો થઇ ગયો. એવું લાગતું હતું કે, કોઇ તકલીફ જ ન હતી.

(૮૯/૪૩૨૫) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અબૂ રાફિઅને કત્લ કરવા માટે અબ્દુલ્લાહ ઇબ્ને અતીક અને અબ્દુલ્લાહ ઇબ્ને ઉત્બાને થોડાક માણસો સાથે રવાના કર્યા. હુકમ અનુસાર સહાબા ગયા. કિલ્લાની નજીક પહોંચ્યા ત્યારે ઇબ્ને અતીકે કહ્યું : તમે લોકો અહીં થોભી જાઓ. હું જઇને જોઉં છું. ઇબ્ને અતીક કહે છે : મેં કોઇ બહાના હેઠળ કિલ્લામાં જવાનો ઇરાદો કર્યો. અચાનક કિલ્લા-વાળાઓની એક ગધેડી ખોવાઇ ગયો. તેઓ મશાલ લઇને ગધેડી શોધવા માટે બહાર નીકળ્યા. મને ડર લાગ્યો કે, કયાંક મને ઓળખી ન લે. એટલે (ચાદરથી) માથું અને પગ લપેટીને હાજત કરનારાઓની જેમ બેસી ગયો. થોડી વાર

પછી ચોકીદારે અવાજ દીધો કે, જે માણસ અંદર આવવા માંગતો હોય તે અંદર આવી જાય, નહીં તો દરવાજો બંધ થાય છે. હું તરત કિલ્લામાં દાખલ થઇ ગયો અને ગધેડાઓના તબેલામાં છુપાઇ ગયો. જે કિલ્લાના દરવાજા પાસે જ હતો. કિલ્લાવાળાઓએ સાંજનું ખાણું અબૂ રાફિઅને ત્યાં જ ખાધું અને રાત્રિનો અમુક ભાગ પસાર થઇ ગયો ત્યાં સુધી વાતચીત કરતા રહ્યા. જ્યારે બધા લોકો પોતપોતાના ઘેર ચાલ્યા ગયા, સન્નાટો છવાઇ ગયો અને કોઇ પ્રકારનો ખખડાટ ન રહ્યો ત્યારે હું નીકળ્યો. ચોકીદારે જે ગોખલામાં ચાવી મૂકી હતી તે મેં જોઇ લીધું હતું. ચાવી લઇને મેં કિલ્લાનો દરવાજો ખોલ્યો અને મનમાં વિચાર કરી લીધો કે, જો લોકોને ખબર પડી જશે તો હું સહેલાઇથી નીકળી જઇશ. પછી મેં બધા રૂમોના દરવાજા બહારથી બંધ કરી દીધા અને દાદર પરથી ચઢીને અબૂ રાફિઅના દરવાજા સુધી પહોંચ્યો. રૂમમાં ઘોર અંધકાર હતો. દીવો ઓલવાઇ ગયો હતો. એટલે મને ખબર ન પડી કે, રૂમમાં અબૂ રાફિઅ કઇ જગ્યાએ છે. મેં અવાજ દીધો : અબૂ રાફિઅ ! અબૂ રાફિએ કહ્યું : કોણ છે ? મેં અવાજની દિશામાં તલવાર મારી. અબૂ રાફિઅ બરાડી ઉઠ્યો, પરંતુ તલવાર નિશાન પર લાગી નહીં. થોડી વાર પછી મેં અવાજ બદલીને મદદ કરવાની ઢબે પૂછ્યું, અબૂ રાફિઅ ! શું વાત છે ? તે કહેવા લાગ્યો : તારી માં મરે, મને નવાઇ લાગે છે કે, હમણાં કોઇ માણસ આવ્યો હતો અને તેણે મને તલવાર મારી હતી. મેં આ સાંભળતાની સાથે જ બીજી એક તલવાર ફટકારી, પરંતુ આ વાર પણ બેકાર ગયો. અબૂ રાફિએ ચીસ પાડી. ઘરવાળાઓ જાગી ગયાં. થોડીવાર પછી અવાજ બદલીને મદદગારનો સ્વાંગ રચીને હું ફરી ગયો. અબૂ રાફિઅ ચત્તાપાટ પડેલો હતો. મેં તેના પેટ પર તલવાર મૂકીને દબાવી, અહીં સુધી કે હાડકીઓ તૂટવાનો અવાજ આવ્યો. તે પછી હું ગભરાઇને દાદર પર ઉતરવાના ઇરાદાથી આવ્યો, પરંતુ ગભરાટમાં પડી ગયો. પગ મોચકાઇ ગયો. મેં પગને પાટો બાંધ્યો અને નાના નાના ડગલા ભરતો લંગડાતો સાથીઓ પાસે ગયો અને કહ્યું : જાઓ, રસૂલુલ્લાહ (સલ.)ને ખુશખબરી આપી દો. હા, હું તો ત્યાં સુધી અહીંથી નહીં હટું જ્યાં સુધી અબૂ રાફિઅના મરવાની ખબર સાંભળી ન લઉં. જ્યારે સવાર પડી ત્યારે એક ખબર આપનારાએ ઉંચે ચઢીને ખબર આપી કે, અબૂ રાફિઅનું અવસાન થઇ ગયું. હું આ સાંભળીને ઉઠીને ચાલ્યો ગયો. તે વખતે મને પીડાનો કંઇ ભાસ ન હતો. મારા સાથીઓ રસૂલુલ્લાહ (સલ.) પાસે પહોંચે તે પહેલાં હું આપને જઇને મળ્યો અને મેં પોતે હુઝૂરને આ ખુશખબરી સંભળાવી.

**ઉહદની લડાઇનું બયાન**



ખુદા તઆલા ફરમાવે છે : 'વ ઇઝ ગદવ્ત મિન અહલિક તુબવ્વિઉલ મુઅમિનીન મકાઇદ લિલ્કિતાલિ, વલ્લાહુ સમીઉન અલીમ.' એય મુહમ્મદ ! તે સમય યાદ કરો જ્યારે કે તમે તમારા ઘરેથી નીકળ્યા હતા અને મુસલમાનોને લડાઇની જગ્યાઓ પર બેસાડી રહ્યા હતા. અલ્લાહ તઆલા સાંભળે છે અને જાણે છે. ખુદા તઆલા ફરમાવે છે : 'વ લાતહિનૂ વ લાતહઝનૂ વ અન્તુમુલ અઅ્લવ્ન ઇન કુન્તુમ મુઅ્મિનીન. ઇંચ્યમ્સસ્કુમ કરહુન ફકદ મસ્સલ કવ્મ કરહુ મ્મિસ્લુહુ વ તિલ્કલ અય્યામુ નુદાવિલુહા બયનન્નાસિ વ લિયઅ્લમ લ્લાહુ લ્લઝીન આમનૂ વ યત્તખિઝ મિન્કુમ શુહદાઅ વ લ્લાહુ લાયુહિબ્બુઝ ઝાલિમીન. વ લિયુમહહિસ લ્લાહુ લ્લઝીન આમનૂ વ યમ્હકલ કાફિરીન. અમ હસિબ્તુમ અન તદખુલૂલ જન્નત વ લમ્મા યઅ્લમિ લ્લાહુ લ્લઝીન જાહદૂ મિન્કુમ વ યઅ્લમ સ્સાબિરીન. વ લકદ કુન્તુમ તમન્નવ્નલ મવ્ત મિન કબ્લિ અન તલ્કવ્હુ ફકદ રઅય્તુમૂહુ વ અન્તુમ તન્ઝુરૂન.' કિંવા તમે [illegible] ન બનો અને ચિંતા ન કરો. તમે જ ઉપરવટ પામશો જો તમે સંપૂર્ણ ઇમાનવાળાઓ હશો. જો હમણાં તમને ફટકો પડયો છે તો આ પહેલાં તે કૌમ (કાફિરો)ને પણ ફટકો પડયો છે. અમે આ દિવસો લોકોમાં બદલતા રહીએ છીએ. જેથી અલ્લાહ તઆલા ઇમાનવાળાઓની હાલતની કસોટી કરી લે. તમારામાંથી અમુક માણસોને શહીદ બનાવી દે. અલ્લાહ તઆલા ઝુલ્મ કરનારાઓને પસંદ કરતો નથી. આ વાત એટલા માટે પણ છે કે, ઇમાનવાળાઓને ઓજસ આપે અને ઇન્કાર કરનારાઓને મિટાવી દે. શું તમે એમ માનો છો કે, જન્નતમાં હમણાં દાખલ થઇ જશો, જો કે ખુદાએ તમારામાંથી લડનારાઓને હજુ અલગ કર્યા નથી અને સબ્ર કરનારાઓને અલગ કર્યા નથી. તમે મૃત્યુનો સામનો થતા પહેલાં મૃત્યુની તમન્ના કરતા હતા. હવે તમે આંખો સામે જોઇ લીધું. બીજી જગ્યાએ ફરમાવ્યું છે : 'વ લકદ સદકકુમુ લ્લાહુ વઅ્દહુ ઇઝ તહુસ્સૂનહુમ બિઇઝનિહિ હત્તા ઇઝા ફશિલ્તુમ વ તનાઝઅતુમ ફીલ અમ્રિ વ અસયતુમ મિમ્ બઅ્દિ મા

**અરાકુમ મા તુહિબ્બૂન મિન્કુમ મંય્યુરી દુ દુન્યા વ મિન્કુમ મંય્યુરીદુલ આખિરત સુમ્મ સરફકુમ અન્હુમ લિયબ્તલિયકુમ વ લકદ અફા અન્કુમ વ લ્લાહુ ઝૂફદલિન અલલ્ મુઅમિનીન. વ લાતહસબન્ન લ્લઝીન કુતિલૂ ફી સબીલિ લ્લાહિ અમ્વાતા....' કિંવા અલ્લાહ તઆલાએ તમને પોતાનો વાયદો સાચો કરી બતાવ્યો જ્યારે કે તમે અલ્લાહ તઆલાના હુકમથી તેમને (કત્લ કરીને) મૂળમાંથી ઉખેડી રહ્યા હતા, પરંતુ જ્યારે તમે કાયર થઇ ગયા અને કામમાં ઝઘડો ઉભો કર્યો, એમ છતાં કે અલ્લાહ તઆલા તમને તમારો પ્રિય હેતુ દેખાડી ચુકયો હતો, પરંતુ તમે નાફરમાની કરી. તમારામાંથી અમુક લોકો દુનિયાના ચાહનારા બની ગયા અને અમુક દીનના ચાહનારા રહ્યા. પછી અલ્લાહ તઆલાએ તમને કાફિરો તરફથી ફેરવી દીધા. જેથી તમારી કસોટી કરે. ખેર, હવે અલ્લાહે તમને માફ કરી દીધા. અલ્લાહ તઆલા મુસલમાનો પર ભારે મહેરબાન છે. (એય રસૂલ !) જે લોકો અલ્લાહના રસ્તામાં માર્યા જાય તેમને તમે મૃત્યુ પામેલા ન સમજો.....**

(૯૦/૪૩૨૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : આ જિબ્રઇલ ઘોડાનું માથું પકડીને લડાઇના હથિયારો લઇને આવી રહ્યા છે.

(૯૧/૪૩૨૭) હઝરત ઉકબા ઇબ્ને આમિર કહે છે કે, આઠ વરસ પછી રસૂલુલ્લાહ (સલ.)એ ઉહદના શહીદોની નમાઝ પઢી. તે વખતે હુઝૂરની એવી હાલત હતી જાણે કોઇ માણસ જીવંત અને મૃત્યુ પામેલ લોકોને વિદાય કરે છે. પછી મિમ્બર પર ચઢીને ફરમાવ્યું : હું તમારો આગેવાન અને પેશ્વા છું. (કિયામતના દિવસે) હું તમારો ગવાહ રહીશ. (કિયામતના દિવસે) તમારી સાથે મળવાનું સ્થળ હોઝ છે. મને અહીંથી તે હોઝ દેખાય છે. મને મારા પછી તમારા મુશ્રિક થઇ જવાનો ભય નથી, માત્ર એ વાતની ચિંતા છે કે, તમે દુનિયાની લાલચમાં પડી જશો. હઝરત ઉકબા કહે છે કે, મેં તે દિવસે સૌથી છેલ્લી વાર હુઝૂરને જોયા હતા.

(૯૨/૪૩૨૮) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, (ઉહદની) લડાઇના દિવસે જ્યારે મુશ્રિકો સાથે અમારો મુકાબલો થયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ તીરંદાઝોની એક ટુકડીને



હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને જુબેરની સરદારી હેઠળ (પહાડના ઘાટ પર) બેસાડી અને ફરમાવ્યું કે, જો તમે અમને કાફિરો પર વિજયી જુઓ તો પણ તમારી જગ્યાએથી હઠશો નહીં અને જો કાફિરો અમારા પર વિજય મેળવે તો તમે અમારી મદદ કરશો નહીં. જ્યારે મુકાબલો થયો ત્યારે કાફિરો નાસી છુટયા. મેં પોતે જોયું કે, ઓરતો ડુંગર પર પિંડલીઓ પરથી કપડા ઉપાડીને ઝડપથી નાસી રહી હતી. તેમના પગના ઘરેણા દેખાતા હતાં. આ જોઇને તીરંદાઝ ટુકડી કહેવા લાગી : અમે માલે ગનીમત લૂટીશું. અબ્દુલ્લાહ ઇબ્ને જુબેરે કહ્યું : જુઓ, રસૂલુલ્લાહ (સલ.) હુકમ આપી ચુકયા છે કે, તમારી જગ્યાએથી હઠવું નહીં, પરંતુ તેમણે અબ્દુલ્લાહની વાત માની નહીં. પરિણામ એ આવ્યું કે, તેમના મોં (ઘાટ તરફથી) ફરતાં જ સિત્તેર મુસલમાનો માર્યા ગયા. અબૂ સુફયાને ઉંચા થઇને કહ્યું : શું મુહમ્મદ (જીવંત) છે ? હુઝૂરે ફરમાવ્યું : જવાબ ન આપો. ફરી અબૂ સુફયાને કહ્યું : શું અબૂ બક્ર (જીવંત) છે ? હુઝૂરે ફરમાવ્યું જવાબ ન આપો. ફરી અબૂ સુફયાને કહ્યું : શું ઇબ્ને ખત્તાબ (જીવંત) છે ? તે પછી પોતે જ કહેવા લાગ્યો : એ બધા માર્યા ગયા. જો જીવંત હોત તો જરૂર જવાબ આપત. આ સાંભળીને હઝરત ઉમરથી રહેવાયું નહીં. તેમણે કહ્યું : ખુદાના દુશ્મન, તું જુઠો છે. તને ઝલીલ કરવા માટે ખુદાએ અમને બાકી રાખ્યા છે. અબૂ સુફયાને કહ્યું : 'ઉઅલુ હુબલ' હુબલ ઉંચો થા. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : એનો જવાબ આપો. સહાબાએ કહ્યું : શું કહીએ ? આપે ફરમાવ્યું : **'અલ્લાહુ અઅ્લા વ અજલ્લુ'** કહો. અલ્લાહ તઆલા સૌથી મહાન અને ઉચ્ચ છે. અબૂ સુફયાને કહ્યું : **'ઇન્ન લનલ ઉઝ્ઝા વ લા ઉઝ્ઝા લકુમ'** અમારી મદદગાર ઉઝ્ઝા દેવી છે અને તમારી મદદગાર કોઇ ઉઝ્ઝા નથી. હુઝૂરે ફરમાવ્યું : જવાબ આપો. સહાબાએ કહ્યું : શું કહીએ ? આપે ફરમાવ્યું : **'અલ્લાહુ મવલાના વ લા મવલા લકુમ'** કહો. અલ્લાહ અમારો મદદગાર છે, તમારો નથી. અબૂ સુફયાને કહ્યું : આજનો દિવસ બદરના દિવસનો બદલો છે. લડાઇની સ્થિતિ ડોલ જેવી છે. તમે લોકો અમુક માણસોના નાક-કાન કપાયેલા જોશો, પરંતુ મેં તેનો હુકમ આપ્યો નથી. હા, મને એ નાપસંદ પણ નથી.

(૯૩/૪૩૨૯) હઝરત જાબિર કહે છે કે, ઉહદના દિવસે સવારમાં અમુક માણસોએ દારૂ પીધો હતો. સાંજે તેઓ શહીદ થઇ ગયા.

(૯૪/૪૩૩૦) ઇબ્રાહીમ કહે છે કે, એક વાર (સાંજે) હઝરત અબ્દુર્રહમાન ઇબ્ને ઓફ સામે ખાણું મુકવામાં આવ્યું.

તે દિવસે તેમનો રોઝો હતો. તેમણે કહ્યું : મુસ્અબ ઈબ્ને ઉમૈર શહીદ થઈ ગયા. તેઓ મારા કરતાં સારા હતા, પરંતુ એટલી ચાદરનું તેમને કફન આપવામાં આવ્યું કે, માથું ઢાંકવામાં આવતું હતું તો પગ ખુલી જતા હતા અને પગ ઢાંકવામાં આવતા હતા તો માથું ખુલી જતું હતું. હઝરત હમઝા પણ શહીદ થયા. તેઓ પણ મારા કરતાં સારા હતા. ત્યાર પછી અમને દુનિયાની જેટલી વિશાળતા હોય શકતી હતી તે મળી. અહીં સુધી કે અમને ડર લાગ્યો કે, ક્યાંક અમારી નેકીઓનો બદલો તરત આપી દેવામાં ન આવ્યો હોય. હઝરત અબ્દુર્રહમાન આમ કહીને રડવા લાગ્યા અને ખાણું ન ખાધું.

(૯૫/૪૩૩૧) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈના દિવસે એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું : ફરમાવો, જો હું માર્યો જઈશ તો ક્યાં હોઈશ ? હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જન્નતમાં. તેણે તરત હાથમાંનું ખજૂર ફેંકી દીધું અને લડતાં લડતાં શહીદ થઈ ગયો.

(૯૬/૪૩૩૨) હઝરત ખબ્બાબ કહે છે : અમે હુઝૂર (સલ.) સાથે ફક્ત ખુદાને ખુશ કરવા માટે હિજરત કરી હતી. એટલે અમારો સવાબ તો ખુદાના ઝિમ્મે થઈ ગયો. હવે અમારામાંના અમુક માણસો તો (દુનિયામાંથી) ચાલ્યા ગયા. તેઓ પોતાના કર્તવ્યનું (દુન્યવી ભૌતિક) ફળ ખાઈ શક્યા નહીં. જેમાંના એક મુસ્અબ ઈબ્ને ઉમૈર પણ હતા. મુસ્અબ ઉહદની લડાઈના દિવસે શહીદ થયા. એક કામળા સિવાય બીજું કંઈ વારસામાં છોડયું નહીં. કામળો પણ એટલો હતો કે, માથું ઢાંકતા હતા તો તેમના પગ ખુલી જતા હતા અને પગ ઢાંકતા હતા તો માથું ખુલી જતું હતું. છેવટે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કામળાથી માથું ઢાંકી દો અને પગ પર ઈઝખિર ઘાસ નાખી દો. હા, અમારામાંથી અમુક લોકોના ફળો પાકા થઈ ગયા અને તેઓ મોજથી તે વીણી રહ્યા છે.

(૯૭/૪૩૩૩) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) કહે છે કે, મારા કાકાએ (અનસ ઈબ્ને નઝરે) બદરની લડાઈમાં ભાગ લીધો ન હતો. તેઓ કહેવા લાગ્યા : રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હું પહેલી જ જિહાદમાં ભાગ લઈ શક્યો નહીં. જો અલ્લાહ તઆલા મને મારા નબીની સાથે તે દિવસે લડાઈમાં શામિલ કરી દેત તો પછી ખુદા જોઈ લેત કે હું લડાઈમાં કેટલી કોશિશ કરત. ઉહદની લડાઈના દિવસે એ હાજર હતા. મુસલમાનોની હાર થઈ ત્યારે કહેવા લાગ્યા : એય અલ્લાહ ! તે લોકોએ જે કંઈ કર્યું તેનાથી હું બેઝારી જાહેર કરૂં છું. મુસલમાનોએ જે કંઈ કર્યું તેની ઉઝર તારી સામે રજૂ કરૂં છું. આમ કહીને તલવાર લઈને આગળ વધ્યા.



લડાઈમાં સઅદ ઈબ્ને મુઆઝ મળ્યા. મારા કાકા કહેવા લાગ્યા : સઅદ, કયાં જાઓ છો ? મને તો ઉહદ તરફથી જન્નતની સુગંધ આવતી હોય એવું લાગે છે. આમ કહીને લડાઈમાં ચાલ્યા ગયા અને શહીદ થઈ ગયા. તેમને તલવાર, તીર અને ભાલાના એંસીથી કંઈક વધારે ઘા વાગ્યા હતા. જેના કારણે કોઈ ઓળખી પણ ન શક્યું. માત્ર બહેને આંગળીઓના ટેરવાં જોઈને ઓળખ્યા હતા.

(૯૮/૪૩૩૪) હઝરત ઝેદ ઈબ્ને સાબિત અનસારી કહે છે કે, કુર્આન નકલ કરતી વખતે સૂરએ અહઝાબની આ આયત **'મિનલ મુઅમિનીન રિજાલુન સદકૂ મા આહદૂ લ્લાહ અલયહિ ફમિન્હુમ મન કદા નહબહૂ વ મિન્હુમ મંય્યન્તઝિર'** અમને મળી નહીં. જો કે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી અમે એ આયત સાંભળી હતી. અમે તપાસ કરી તો હઝરત ખુઝૈમા ઈબ્ને સાબિત અનસારી પાસેથી મળી. જેથી અમે લઈને કુર્આનમાં સૂરએ અહઝાબમાં મેળવી દીધી.

(૯૯/૪૩૩૫) હઝરત ઝેદ ઈબ્ને સાબિત કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ઉહદની લડાઈ માટે નીકળ્યા ત્યારે આપના સાથીઓમાંથી કેટલાક રસ્તામાંથી પાછા ચાલ્યા આવ્યા. કારણ કે, સહાબાના બે જુથો પડી ગયાં હતાં. એક જુથ કહેતું હતું કે, અમે કાફિરો સાથે લડીશું. બીજું જુથ કહેતું હતું કે, અમે નહીં લડીએ. એના વિષે જ નીચેની આયત ઉતરી. **ફમા લકુમ ફીલ મુનાફિકીન ફિઅતયનિ વલ્લાહુ અર્કસહુમ બિ મા કસબૂ** કિંવા એય મુસલમાનો ! તમારી શું હાલત છે કે, મુનાફિકોના કારણે બે જુથોમાં વહેંચાઈ ગયા છો. ખુદાએ તેમને તો તેમના અમલોના કારણે (કુફ્ર તરફ) ઉલટાવી દીધા છે. ઝેદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મદીના પાક જગ્યા છે. ગુનાહોને એવી રીતે દૂર કરી નાંખે છે જેવી રીતે આગ ચાંદીના મેલને દૂર કરી નાંખે છે.

**ખુદા તઆલા ફરમાવે છે : ઇઝ હમ્મ ત્તાઇફતાનિ મિન્કુમ અન તફશલા વલ્લાહુ વલિય્યુહુમા વ અલ લ્લાહિ ફલ્યતવક્કલિલ મુઅમિનૂન કિંવા જ્યારે કે તમારામાંથી બે જુથોએ કાયરતાનો ઇરાદો કરી લીધો હતો. અલ્લાહ તેમનો મદદગાર છે. અલ્લાહ ઉપર જ મુસલમાનોએ ભરોસો કરવો જોઇએ**

(૧૦૦/૪૩૩૬) હઝરત જાબિર કહે છે કે, આયત **ઇઝ હમ્મ ત્તાઇફતાનિ મિન્કુમ અન તફશલા** અમારામાં કિંવા બની સલિમહ અને બની હારિસા

અંગે ઉતરી હતી. હું એના ન ઉતરવાને પસંદ કરતો નથી. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **વલ્લાહુ વલિય્યુહુમા.**

(૧૦૧/૪૩૩૭) હઝરત જાબિર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : જાબિર, શું તેં નિકાહ કરી લીધા ? મેં જવાબ આપ્યો : જી હા. આપે પૂછયું, કોની સાથે, કુંવારી સાથે કે બિનકુંવારી સાથે ? મેં કહ્યું : કુંવારી સાથે નહીં, બલ્કે બિનકુંવારી સાથે. આપે ફરમાવ્યું : એવી ઉગતી વયની છોકરી સાથે કેમ નિકાહ કર્યા નહીં કે જે તારી સાથે રમત. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા પિતા ઉહદની લડાઈમાં શહીદ થઈ ગયા અને નવ છોકરીઓ મૂકી ગયા. જે બધી મારી બહેનો છે. એટલે તેમની સાથે બીજી એક નાદાન છોકરીને ભેગા કરવાનું મને ઠીક લાગ્યું નહીં, બલ્કે મેં ઇરાદો કર્યો કે, એવી સ્ત્રી સાથે નિકાહ કરૂં જે તેમના વાળમાં કાંસકી કરે અને તેમની દેખરેખ રાખે. હુઝૂરે કહ્યું : તેં ઠીક કર્યું.

(૧૦૨/૪૩૩૮) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈના દિવસે મારા પિતા શહીદ થઈ ગયા અને મારા પર ભારે દેવું અને ૬ છોકરીઓ છોડી ગયા. જ્યારે ખજૂર તોડવાનો વખત આવ્યો ત્યારે મેં હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઈને વિનંતી કરી : આપ જાણો છો કે, મારા પિતા ઉહદની લડાઈમાં શહીદ થઈ ગયા અને મારા માથે ભારે દેવું મૂકી ગયા. હું ઇચ્છું છું કે, લેણદારો આપને જુએ (તો કદાચ આપનું માન જાળવીને થોડુંક લેણું છોડી દેશે). હુઝૂરે કહ્યું : જાઓ, દરેક પ્રકારના ખજૂરનો અલગ અલગ ઢગલો કરો. મેં હુકમનું પાલન કર્યું. હુઝૂરને બોલાવી મંગાવ્યા. લેણદારોએ જ્યારે હુઝૂરને જોયા ત્યારે તે જ વખતે મારી પાસે લેણા માટે સખ્તી કરવાનું શરૂ કર્યું. તેઓ જીદ કરવા લાગ્યા. હુઝૂરે જ્યારે લેણદારોનું આવું વલણ જોયું ત્યારે મોટા ઢગલાની આજુબાજુ ત્રણ ચક્કર મારી તેના પર બેસી ગયા અને કહ્યું : તમારા લેણદારોને બોલાવો. (લેણદારો આવ્યા) આપે માપી માપીને તેમને આપવાનું શરૂ કર્યું. અહીં સુધી કે અલ્લાહ તઆલાએ મારા પિતાના તરફથી તેમની અમાનત અપાવી દીધી અને બધા ઢગલા જેમના તેમ રાખ્યા. અહીં સુધી કે જે ઢગલા પર હુઝૂર બેઠા હતા, તેમાં પણ એક ખજૂરનો ઘટાડો દેખાયો નહીં. જો કે હું એટલા પર રાજી હતો કે, અલ્લાહ તઆલા મારા પિતાનું દેવું ચુકવી દે અને મારી બહેનો માટે એક ખજૂર પણ લઈને ન જાઉં.

(૧૦૩/૪૩૩૯) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈના દિવસે મેં રસૂલુલ્લાહ (સલ.) સાથે સફેદ કપડાં પહેરેલા બે



માણસો જોયા, જે આપના તરફથી ભારે બેજિગરીથી લડી રહ્યા હતા. તે બંને માણસોને મેં ન એ પહેલાં કદી જોયા ન પછી જોયા.

(૧૦૪/૪૩૪૦) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ કહે છે કે, ઉહદની લડાઈના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ પોતાનું (તીરોનું) ભાથું મારી સામે મૂકીને ફરમાવ્યું : માર, તારા પર મારા માંબાપ કુરબાન.

(૧૦૫/૪૩૪૧) હઝરત સઅદ કહે છે કે, ઉહદની લડાઈના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ મારા માટે પોતાના માંબાપને એકત્ર કર્યાં હતાં. (કિંવા એમ ફરમાવ્યું હતું કે, મારા માંબાપ તારા પર કુરબાન.)

(૧૦૬/૪૩૪૨) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઈના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ મારા માટે પોતાના માંબાપને એકત્ર કર્યા. કિંવા એમ ફરમાવ્યું કે, મારા માંબાપ તારા પર કુરબાન. હું બરાબર લડી રહ્યો હતો.

(૧૦૭/૪૩૪૩) હઝરત અલી (રદિ.) કહે છે : મેં કદી સાંભળ્યું નથી કે, હુઝૂર (સલ.)એ સઅદ સિવાય કોઈના માટે પોતાના માંબાપ એકત્ર કર્યા હોય.

(૧૦૮/૪૩૪૪) હઝરત અલી મુર્તઝા (રદિ.) કહે છે : મેં સાંભળ્યું નથી કે, રસૂલુલ્લાહ (સલ.)એ સઅદ સિવાય બીજા કોઈ માટે ફરમાવ્યું હોય કે, મારા માંબાપ તારા પર કુરબાન. ઉહદના દિવસે આપ ફકત સઅદ માટે ફરમાવી રહ્યા હતા કે, સઅદ, તીર માર, મારા માંબાપ તારા પર કુરબાન.

(૧૦૯/૪૩૪૫) હઝરત અબૂ ઉસ્માન કહે છે કે, જ્યારે (ઉહદની લડાઈમાં) રસૂલુલ્લાહ (સલ.) કાફિરો સાથે લડી રહ્યા હતા ત્યારે તલહા અને સઅદ સિવાય બીજા કોઈને જોયા નથી. જે આપની સાથે કાયમ રહ્યા હોય.

(૧૧૦/૪૩૪૬) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ કહે છે : હું અબ્દુર્રહમાન ઇબ્ને ઔફ, તલહા ઇબ્ને ઉબૈદુલ્લાહ, મિકદાદ અને સઅદની સાથે રહ્યો છું, પરંતુ તલહા સિવાય બીજા કોઈને ઉહદની લડાઈનો ઉલ્લેખ કરતા સાંભળ્યા નથી.

(૧૧૧/૪૩૪૭) હઝરત કૈસ કહે છે : મેં જોયું કે, તલહાએ જે હાથથી ઉહદની લડાઈના દિવસે રસૂલુલ્લાહ

(૧૦૪/૪૩૪૦) એ માણસ ખ્વારિજ જુથનો હતો. જે હઝરત ઉસ્માન (રદિ.)ને કાફિર અને દીનની બાબતમાં સુસ્ત ગણતા હતા. એટલે ઇબ્ને ઉમર (રદિ.)એ તેને જવાબ આપ્યો કે, જે વાતો મેં હઝરત ઉસ્માન (રદિ.)ની વિરૂધ્ધ કરી છે, તે તારી પાસે રહેવા દે, હઝરત ઉસ્માન (રદિ.) નિર્દોષ છે.

(સલ.)નું રક્ષણ કર્યું હતું તે હાથ બેકાર થઇ ગયો હતો.

(૧૧૨/૪૩૪૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઉહદની લડાઇના દિવસે જ્યારે લોકો રસૂલુલ્લાહ (સલ.)ને છોડીને નાસી ગયા હતા ત્યારે અબૂ તલહા પોતાની ઢાલથી હુઝૂર (સલ.)નું રક્ષણ કરતા આપની આગળ ઉભા હતા. અબૂ તલહા એમ પણ ભારે તીરંદાઝ હતા. તે દિવસે બે કે ત્રણ કામઠાં તોડી નાખ્યાં હતાં. તે દિવસે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી જે માણસ (તીરોનું) ભાથું લઇને નીકળતો હતો તેને આપ કહેતા હતા કે, એ તીરો અબૂ તલહા સામે મૂકી દો. આપ ગરદન ઉંચી કરીને કાફિરોને જોતા હતા ત્યારે અબૂ તલહા કહેતા હતા : મારા માંબાપ હુઝૂર પર'કુરબાન, ક્યાંક કાફિરોનું કોઇ તીર આપને વાગી ન પડે. મારી છાતી આપની છાતી માટે ઢાલ છે. (આપ ઝાંકીને ના જુઓ) હઝરત અનસ કહે છે : તે દિવસે મેં હઝરત આઇશા (રદિ.) અને ઉમ્મે સુલૈમ (રદિ.)ને જોયાં કે, પાયચા ઉંચકીને, જેના કારણે તેમના પગના ઘરેણા દેખાતા હતાં, મશકો ભરી ભરીને પોતાની કમ્મર પર નાખીને (ઘાયલ) માણસોના મોંમાં પાણી નાખતાં હતાં. પછી બીજી વાર જઇને ભરી લાવીને લોકોને પીવડાવતાં હતાં. તે દિવસે અબૂ તલહાના હાથમાંથી બે અથવા ત્રણ વાર તલવાર છુટીને પડી ગઇ હતી.

(૧૧૩/૪૩૪૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, (શરૂઆતમાં) મુશ્રિકોની હાર થઇ હતી, પરંતુ મલઊન શયતાને પોકાર પાડીને કહ્યું : ખુદાના બંદાઓ ! પાછળની બાજુથી બચો. આ સાંભળીને મુસલમાનોની આગલી હરોળ તરત પાછળ ફરી અને આગળની અને પાછળની હરોળમાં ભયંકર લડાઇ થઇ. (લડાઇ દરમ્યાન સામેની હરોળમાં) હઝરત હુઝૈફા પોતાના પિતા યમાનને જોઇને બોલી ઉઠયા : ખુદાના બંદાઓ, એ તો મારા પિતા છે, મારા પિતા છે, પરંતુ લોકો ત્યાં સુધી અટકયા નહીં જ્યાં સુધી તેમને કત્લ ન કરી દીધા. હુઝૈફાએ કહ્યું : ખુદા તમને માફ કરે. (તમે મારા પિતાને મારી નાખ્યા) હઝરત ઉરવા કહે છે કે, મૃત્યુની ઘડી સુધી હુઝૈફામાં આ (છેલ્લા) વાકયના કારણે ભલાઇનો થોડોક ભાગ બાકી રહ્યો. (કિંવા કત્લ કરનાર માટે તેઓ દુઆ કરતા રહ્યા) ઇમામ બુખારી કહે છે કે, 'બસુર્તુ' 'બસીરત'માંથી બન્યું છે. કિંવા દિલની રોશની અને 'અબ્સર્તુ' 'બસ્ર'માંથી બન્યું છે. કિંવા આંખની રોશની અને અમુક લોકોની દ્રષ્ટિએ 'બસુર્તુ' અને 'અબસર્તુ'નો એક જ અર્થ છે.

**ખુદા તઆલા ફરમાવે છે : 'ઇન્ન લ્લઝીન તવલ્લવ મિન્કુમ યવ્મલ**



**તકલ જમ્આનિ ઇન્નમ સ્તઝલ્લહુમુ શ્શયતાનુ બિબઅ્દિ મા કસબૂ વ લકદ અફલ્લાહુ અન્હુમ, ઇન્ન લ્લાહ ગફૂરૂ ર્રહીમ'. તમારામાંથી જે લોકોએ બે લશ્કરોની અથડામણ વખતે (લડાઇમાંથી) મોં ફેરવ્યું હતું. હકીકતમાં તેમના જ કેટલાક કૃત્યોના કારણે શયતાને તેમના કદમ ડગમગાવી મૂકયા હતા. હવે ખુદાએ તેમને માફ કરી દીધા. કારણ કે, ખુદા ગફૂરૂ ર્રહીમ છે**

(૧૧૪/૪૩૫૦) હઝરત ઉસ્માન ઇબ્ને મવહબ કહે છે કે, એક માણસે આવીને હજ્જ કરી. અમુક માણસોને બેસેલા જોઇને તેણે પૂછયું, આ કોણ માણસો બેઠા છે ? લોકોએ જવાબ આપ્યો : એ કુરૈશીઓ છે. તે માણસે પૂછયું, આ બુઝુર્ગ કોણ છે ? લોકોએ કહ્યું : ઇબ્ને ઉમર. તે માણસ ઇબ્ને ઉમર પાસે આવ્યો અને આવીને કહેવા લાગ્યો : હું તમને કંઇક પૂછવા માંગું છું. શું તમને ખબર છે કે, ઉસ્માન ઇબ્ને અફફાન ઉહદની લડાઇના દિવસે નાસી ગયા હતા ? હઝરત ઇબ્ને ઉમર (રદિ.)એ કહ્યું : હા. તે માણસે કહ્યું : શું તમને એ પણ ખબર છે કે, ઉસ્માન બદરની લડાઇમાં પણ ગેરહાજર હતા ? ઇબ્ને ઉમરે કહ્યું : હા. તે માણસે કહ્યું : શું તમને ખબર છે કે, ઉસ્માન બૈઅતે રિદવાન (કિંવા હુદયબિય્યાની બૈઅત)માં પણ ગેરહાજર હતા ? ઇબ્ને ઉમરે કહ્યું : હા. આ સાંભળીને તે માણસે અલ્લાહુ અકબર કહ્યું. ઇબ્ને ઉમરે કહ્યું : આવો હવે હું તમને બતાવું અને જે સવાલો તમે કર્યા છે તેના (વિગતવાર) જવાબો આપું. ઉહદની લડાઇમાંથી નાસી જવા વિષે તો હું ગવાહી આપું છું કે, અલ્લાહ તઆલાએ તેમને એ ગુનાહમાંથી માફ કરી દીધા. બદરમાં ગેરહાજર રહેવાનું કારણ એ હતું કે, રસૂલુલ્લાહ (સલ.)ની પુત્રી તેમના નિકાહમાં હતાં. તેઓ બીમાર હતાં. હુઝૂર (સલ.)એ પોતે તેમને કહ્યું હતું કે, તમને બદરવાળાઓની જેમ સવાબ અને હિસ્સો મળશે. (તમે અહીં જ રહો) બૈઅતે રિદવાનમાં ગેરહાજર રહેવાનું કારણ એ છે કે, જો મકકામાં હઝરત ઉસ્માનથી વધારે કોઇ આબરૂદાર હોત તો આપ તેને મોકલત. (આ કારણસર હુઝૂરે હઝરત ઉસ્માનને મકકા મોકલ્યા હતા.) હઝરત ઉસ્માનના મકકા ગયા પછી બૈઅતે રિદવાન થઇ હતી. રસૂલુલ્લાહ (સલ.)એ પોતાનો જમણો હાથ ડાબા હાથ પર મારીને કહ્યું હતું કે, આ ઉસ્માનનો હાથ છે. ઇબ્ને ઉમરે આ બયાન પછી કહ્યું : હવે આ બયાન તમે તમારી સાથે લઇ જાઓ.

**ખુદા તઆલા ફરમાવે છે : 'ઇઝ તુસ્ઇદૂન વ લાતલવૂન અલા અહદિ**

વ્વર્રસૂલુ યદઊકુમ ફી ઉખ્રાકુમ ફઅસાબકુમ ગમ્મમ બિગમ્મિ લિકયલા તહ્ઝનૂ અલા મા ફાતકુમ વ લા મા અસાબકુમ, વલ્લાહુ ખબીરૂ મ્બિમા તઅમલૂન. જ્યારે તમે ઝડપભેર આગળ વધતા હતા અને પાછળ ફરીને જોતા ન હતા. રસૂલુલ્લાહ (સલ.) તમને પાછલી હરોળમાં ઉભા રહીને બોલાવી રહ્યા હતા. પછી તમને ઉપરાઉપરી આઘાત પહોંચ્યો. (આ માત્ર નસીહત કરવા માટે છે) જેથી તમે તે વસ્તુનો રંજ ન કરો જે તમારા હાથમાંથી નીકળી ગઇ. (કિંવા માલે ગનીમત) ન તેની ચિંતા કરો જે તમારે વેઠવી પડી. (કિંવા સહાબાની શહાદત અને તમારૂં ઘાયલ થવું) અલ્લાહ તમારા અમલોથી સારી રીતે માહિતગાર છે)

(૧૧૫/૪૩૫૧) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, ઉહદની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને જુબેરને પાયદળના સરદાર મુકર્રર કર્યા હતા. લોકો પરાજય પામીને સામેથી આવી રહ્યા હતા. આયત : **ઇઝ યદઊહુમુ ર્રસૂલુ** થી પણ એ જ મુરાદ છે.

ખુદા તઆલા ફરમાવે છે : 'સુમ્મ અન્ઝલ અલયકુમ મિમ્ બઅ્દિલ ગમ્મિ અમનત ન્નુઆસ ય્યગસા તાઇફત મ્મિન્કુમ વ તાઇફતુન કદ અહમ્મત્હુમ અન્ફુસુહુમ યઝુન્નૂન બિલ્લાહિ ગયરલ હક્કિ ઝન્નલ જાહિલિય્યતિ યકૂલૂન હલ્ લના મિનલ અમ્રિ મિન શયઇન, કુલ ઇન્નલ અમ્ર કુલ્લહુ લિલ્લાહિ યુખ્ફૂન ફી અન્ફુસિહિમ મા લાયુબ્દૂન લક યકૂલુન લવ કાન લના મિનલ અમ્રિ શયઉ મ્મા કુતિલ્ના હાહુના કુલ લવ કુન્તુમ ફી બુયૂતિકુમ લબરઝ લ્લઝીન કુતિબ અલયહિમુલ કત્લુ ઇલા મદાજિઇહિમ વ લિયબ્તલિય લ્લાહુ મા ફી સુદૂરિકુમ વ લિયુમહ્હિસ મા ફી કુલૂબિકુમ વલ્લાહુ અલીમુમ્ બિઝાતિ સ્સુદૂરિ. અર્થાત્ : રંજ પછી અલ્લાહ તઆલાએ તમારા પર સંતોષ કિંવા ઉંઘ ઉતારી. જે તમારામાંથી અમુક માણસોના ઉપર છવાઇ જાય છે, પરંતુ તમારામાંથી અમુકને પોતાના જાનની પડી હતી. તેઓ અંધકાર યુગની જેમ ખુદાના વિષે નિરર્થક અને જુઠા વહેમો ધરાવતા હતા. તેઓ કહેતા હતા કે, અમારા હાથમાં પણ કંઇક કામ છે. તમે કહી દો કે, બધા



કામો અલ્લાહના હાથમાં છે. તે લોકો પોતાના દિલોમાં એવી વાતો છુપાવી રાખે છે જે તમારા પર જાહેર કરતા નથી. તેઓ કહે છે કે, જો અમારા હાથમાં કંઇક કામ હોત તો અમે અહીં માર્યા ન જાત. તમે તેમને કહી દો કે, જો તમે ઘરોમાં પણ બેઠા હોત તો જેના ભાગ્યમાં મૃત્યુ લખેલું હોત તો તે પોતાની મરવાની જગ્યાએ ઝરૂર પહોંચી જાત. અલ્લાહ તઆલા તમારા દિલોની કસોટી કરવા માંગે છે અને તમારા દિલોમાં જે કંઇ છે તેને ઓજસ આપે છે. અલ્લાહ તઆલા દિલોની વાત જાણનાર છે.

(૧૧૬/૪૩૫૨) હઝરત અબૂ તલહા કહે છે કે, ઉહદની લડાઇના દિવસે જે લોકો પર ઉંઘ છવાઇ ગઇ હતી તેમનામાં હું પણ હતી. અહીં સુધી કે કેટલીક વાર મારા હાથમાંથી તલવાર પડી ગઇ હતી. [illegible] પડી જતી હતી અને હું પકડી લેતો હતો.

**[illegible]ની આયતના ઉતરવાના [illegible]નું વર્ણન**

**[illegible] લક મિનલ અમ્રિ શયઉન [illegible] યતૂબ અલયહિમ અવ યુઅઝ્ઝિબહુમ ફઇન્નહુમ ઝાલિમૂન.'**

(૧૧૭/૪૩૫૩) હઝરત અનસ (રદિ.) કહે છે : ઉહદની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)નું મુબારક શિર ઘાયલ થઇ ગયું. જે કૌમે પોતાના નબીનું શિર ઘાયલ કરી દીધું હોય તેનું કેવી રીતે ભલું થઇ શકે છે. એના વિષે આયત **લય્સ લક મિનલ અમ્રિ શયઉન** ઉતરી હતી.

(૧૧૮/૪૩૫૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ફજ્રની નમાઝમાં બીજી રકઅતના રૂકૂઅમાંથી માથું ઉંચકતા ત્યારે સમિઅલ્લાહુ લિમન હમિદહ, રબ્બના વ લકલ હમ્દુ પઢયા પછી કહેતા હતા : એય અલ્લાહ ! ફલાણા માણસ પર લાનત કર. ફલાણા ફલાણા પર લાનત કર. તેના પરથી આયત **લય્સ લક મિનલ અમ્રિ શયઉન અવ યતૂબ અલયહિમ અવ યુઅઝ્ઝિબહુમ ફઇન્નહુમ ઝાલિમૂન** ઉતરી.

સાલિમ ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે : રસૂલુલ્લાહ (સલ.) સફવાન ઇબ્ને ઉમય્યા, સુહૈલ ઇબ્ને અમ્ર અને હારિસ ઇબ્ને હિશામ માટે બદદુઆ કરતા હતા ત્યારે આયત **લય્સ લક મિનલ અમ્રિ શયઉન....** ઉતરી.

**હઝરત ઉમ્મે સલીત (અબૂ સઇદ ખુદરીની માં)નું વર્ણન**

(૧૧૯/૪૩૫૫) હઝરત સઅલબા ઇબ્ને અબૂ માલિક (રદિ.) કહે છે કે, ફારૂકે અઅઝમ (રદિ.)એ મદીનાની ઓરતોને થોડીક ચાદરો વહેંચી. એક સુંદર ચાદર બચી. હાજર રહેલા લોકોમાંથી એક માણસે કહ્યું : આ ચાદર રસૂલુલ્લાહ (સલ.)ની પુત્રી કિંવા પોતાની પત્ની હઝરત ઉમ્મે કુલસુમ બિન્તે અલી મુર્તઝાને આપી દો. તેમણે કહ્યું : ઉમ્મે સલીત એના વધારે હકદાર છે. ઉમ્મે સલીત એવી અનસારી ઓરતોમાંથી હતાં જેમણે રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક હાથ પર બૈઅત કરી હતી. હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, ઉમ્મે સલીત અમારા માટે ઉહદની લડાઇના દિવસે પાણીની મશકો ઉંચકીને લાવતાં હતાં.

## હઝરત હમઝા (રદિ.)ની શહાદત

(૧૨૦/૪૩૫૬) જઅફર ઇબ્ને ઉમય્યા ઝમરી કહે છે : હું ઉબૈદુલ્લાહ ઇબ્ને અદી સાથે સફરમાં નીકળ્યો. જ્યારે અમે હિમ્સ શહેરમાં પહોંચ્યા ત્યારે ઉબૈદુલ્લાહે મને કહ્યું : જો તમારી ઇચ્છા હોય તો ચાલો વહશી પાસે જઇને હઝરત હમઝાની શહાદત વિષે પૂછીએ. મેં કહ્યું : ચાલો. વહશી હિમ્સમાં જ રહેતા હતા. અમે લોકોને તેમનું ઠેકાણું પૂછયું. એક માણસે કહ્યું : તે સામે પોતાના મહેલના છાંયડામાં બેઠો છે, જાણે પાણીથી ભરેલી મોટી મશક. અમે તેમની પાસે ગયા. થોડી વાર ઉભા રહ્યા અને સલામ કરી. વહશીએ સલામનો જવાબ આપ્યો. ઉબૈદુલ્લાહ તે વખતે સંપૂર્ણપણે ચાદરમાં લપેટાયેલા હતા. આંખો અને પગ સિવાય શરીરનો કોઇ ભાગ દેખાતો ન હતો. ઉબૈદુલ્લાહે વહશીને પૂછયું, શું તમે મને ઓળખો છો ? વહશીએ ધ્યાનથી જોયું. જોઇને કહેવા લાગ્યા : ખુદાની કસમ ! હું બીજું તો કંઇ જાણતો નથી, માત્ર એટલું જાણું છું કે, અદી ઇબ્ને ખયારે ઉમ્મુલ કિતાલ બિન્તે અબૂલ ઇસ સાથે નિકાહ કર્યા હતા. અદીને ત્યાં તે ઓરતથી મક્કામાં એક છોકરો પેદા થયો. મેં તે છોકરા માટે દૂધ પીવડાવનારીની તપાસ કરી. છોકરાને માં સાથે લઇ જઇને તેને આપી દીધો. હવે મને તમારા પગ જોઇને તે છોકરાનો વિચાર આવ્યો. આ સાંભળીને ઉબૈદુલ્લાહે પોતાનું મોં ખોલી નાખ્યું અને કહ્યું : હઝરત હમઝાનો બનાવ તો બયાન કરો. વહશીએ કહ્યું : હા, વાત એમ છે કે, બદરની લડાઇમાં તુઅય્મા ઇબ્ને અદીને હમઝાએ કત્લ કરી દીધા હતા. આ જોઇને મારા માલિક જુબૈર ઇબ્ને મુત્ઇમે કહ્યું કે, જો તું મારા કાકાના બદલામાં હમઝાને મારી નાંખશે તો મારા તરફથી તું આઝાદ છે. એટલે જ્યારે લોકો (કુરેશીઓ) ઐનૈનવાળા વરસે નીકળ્યા (ઐનૈન ઉહદ પહાડ પાસે એક પહાડ છે. તેની અને ઉહદની વચ્ચે



એક નાળું આવેલું છે.) ત્યારે હું પણ તેમની સાથે લડાઇ માટે નીકળ્યો. મોરચાબંધી પછી સિબાઅ મેદાનમાં નીકળ્યો અને પડકાર ફેંકયો; શું કોઇ મુકાબલા માટે આવે છે ? હમઝા ઇબ્ને અબ્દુલ મુત્તલિબ તેના મુકાબલા માટે નીકળ્યા અને કહેવા લાગ્યા : એય સિબાઅ ! એય સ્ત્રીઓની ખત્ના કરનારીના પુત્ર ! શું તું અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કરે છે ? આમ કહીને હઝરત હમઝાએ તેના પર હુમલો કરી દીધો. સિબાઅ માર્યો ગયો. આ દરમ્યાન હું એક પત્થરની આડમાં હઝરત હમઝાને મારવા માટે છુપાઇ રહ્યો હતો. જ્યારે તેઓ મારી નજીક આવ્યા ત્યારે મેં ભાલો માર્યો, જે મુત્રપિંડની જગ્યાએ લાગીને નિતંબની આરપાર નીકળી ગયો. બસ આ ભાલો મારવાનો બનાવ હતો. જેનાથી હઝરત હમઝા શહીદ થઇ ગયા. પછી જ્યારે બધા લોકો પાછા ફર્યા ત્યારે હું પણ તેમની સાથે પાછો ફર્યો અને મક્કામાં રહેવા લાગ્યો. જ્યારે મક્કામાં ઇસ્લામ ફેલાયો ત્યારે હું મક્કાથી નીકળીને તાઇફ ચાલ્યો ગયો. તાઇફવાળાઓએ રસૂલુલ્લાહ (સલ.) પાસે અમુક એલચીઓ મોકલ્યા. તેમણે મને કહ્યું કે, હુઝૂર (સલ.) એલચીઓને કંઇ કરતા નથી. (તમે તેમની સાથે ચાલ્યા જાઓ) હું એલચીઓ સાથે ગયો. હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. આપે ફરમાવ્યું : શું તું વહશી છે ? મેં કહ્યું : જી હા. આપે ફરમાવ્યું : શું તે હમઝાને શહીદ કર્યા હતા ? મેં કહ્યું : હુઝૂરને જે ખબર મળી છે તે સાચી છે. આપે ફરમાવ્યું : શું તારાથી એવું બની શકે છે કે, તારૂં મોં મને ન બતાવે. હું ત્યાંથી ચાલ્યો આવ્યો. હુઝૂર (સલ.)ની વફાત પછી જ્યારે મુસય્લમા કઝઝાબે બળવો કર્યો ત્યારે મેં કહ્યું : હું મુસય્લમા કઝઝાબનો સામનો કરીશ. જેથી જો હું તેને કત્લ કરી દઉં તો કદાચ હઝરત હમઝાની શહાદતનો બદલો વળી જાય. જેથી હું લોકો સાથે નીકળ્યો. આ દરમ્યાન મુસય્લમાનું જે થવાનું હતું તે થયું. (કિંવા મુસલમાનોનો વિજય થયો અને મુસય્લમા માર્યો ગયો.) વહશી કહે છે : મેં મુસય્લમાને દીવાલની એક સુરંગમાં માટી જેવા રંગના ઊંટની જેમ ઉભો રહેલો જોયો. વાળ બિલકુલ વિખરાયેલા હતા. મેં તેને ભાલો માર્યો, જે બંને ખભાઓની વચ્ચે વાગ્યો અને આરપાર નીકળી ગયો. એવામાં એક અનસારીએ હુમલો કર્યો. તેણે મુસય્લમાના માથા પર તલવાર મારી. અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક છોકરીએ છત પરથી કહ્યું : અમીરૂલ મુઅમિનીન, (મુસય્લમાને) એક હબશી ગુલામે મારી નાખ્યો.

## ઉહદની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ના ઘાયલ

**થવાનું બયાન**

(૧૨૧/૪૩૫૭) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂરે અકદસ (સલ.)એ પોતાના મુબારક દાંત તરફ ઇશારો કરીને ફરમાવ્યું : જે કૌમે ખુદાના રસૂલ સાથે આવું કૃત્ય કર્યું છે તેના પર ખુદાનો ભારે ગઝબ છે અને જે માણસને અલ્લાહના રસૂલ અલ્લાહના રસ્તામાં પોતાના હાથથી કત્લ કરી દે તેના પર પણ અલ્લાહનો ભારે ગઝબ છે.

(૧૨૨/૪૩૫૮) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : જે માણસને રસૂલુલ્લાહ (સલ.) અલ્લાહના રસ્તામાં કત્લ કરી દે તેના પર ખુદાનો ભારે ગઝબ છે. જે કૌમે હુઝૂરના મુબારક ચહેરાને લોહીલુહાણ કરી દીધો હોય તેના ઉપર પણ ખુદાનો ભારે ગઝબ છે.

(૧૨૩/૪૩૫૯) હઝરત સહલ ઇબ્ને સઅદને જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ના ઘા વિષે પૂછવામાં આવ્યું ત્યારે કહ્યું : ખુદાની કસમ ! હું જાણું છું કે, રસૂલુલ્લાહ (સલ.)નો ઘા કોણ ધોઇ રહ્યું હતું; કોણ પાણી નાખી રહ્યું હતું અને કઇ વસ્તુથી ઇલાજ કરવામાં આવતો હતો. હુઝૂર (સલ.)નાં પુત્રી હઝરત ફાતિમા (રદિ.) ઘા ધોઇ રહ્યાં હતાં. હઝરત અલી (રદિ.) ઢાલ વડે પાણી નાખી રહ્યા હતા. જ્યારે હઝરત ફાતિમાએ જોયું કે, પાણી નાખવાથી લોહી વધતું જ જાય છે ત્યારે ચટાઇનો એક ટુકડો લઇને તેને બાળીને ઘામાં ભરી દીધો. જેનાથી લોહી બંધ થઇ ગયું. તે દિવસે હુઝૂરનો આગળનો એક દાંત શહીદ થઇ ગયો હતો અને મુબારક ચહેરા પર ઘા વાગ્યો હતો. ખોદ તૂટીને માથામાં ઘુસી ગયો હતો.

(૧૨૪/૪૩૬૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : જેને રસૂલુલ્લાહ (સલ.)એ પોતે કત્લ કર્યા તેના પર અલ્લાહનો ભારે ગઝબ છે. તેના ઉપર પણ અલ્લાહનો ભારે ગઝબ છે, જેણે રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક ચહેરાને લોહીલુહાણ કર્યો.

**જેમણે ખુદા અને રસૂલનો હુકમ કબૂલ કર્યો હતો**

(૧૨૫/૪૩૬૧) આયત **અલ્લઝીન સ્તજાબૂ લિલ્લાહિ વ ર્રસૂલિ મિમ્બઅ્દિ મા અસાબહુમુલ કરહુ લિલ્લઝિન અહસનુ મિન્હુમ વ ત્તકવ અજ્રુન અઝીમ.** ડિવા જે લોકોએ ઘાયલ થઇ ગયા પછી પણ અલ્લાહ અને રસૂલના હુકમોનું પાલન કર્યું તેમાં તે લોકો માટે ભારે સવાબ છે, જેઓ નેક અને પરહેઝગાર છે. ઉપરોક્ત આયતની તફસીર વિષે હઝરત આઇશાએ ઉરવાને કહ્યું : ભાણેજ, તારા પિતા ઝુબેર અને સિદ્દીકે અકબર તે લોકોમાંથી જ હતા જેમના વિષે ઉપરોક્ત આયત ઉતરી છે. કારણ કે, ઉહદની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ને જે તકલીફ થઇ હતી, જ્યારે તકલીફ પહોંચી અને મુશ્રિકો પાછા ચાલ્યા ગયા, તે છતાં હુઝૂરને એવો વિચાર આવ્યો કે, ક્યાંક તેઓ પાછા ફરીને ન આવે. એટલે આપે ફરમાવ્યું : કોઇ જઇને મુશ્રિકોની ખબર લાવી શકે છે ? મુસલમાનોમાંથી સિત્તેર માણસો હુકમનું પાલન કરવા માટે તૈયાર થઇ ગયા, જેમાં ઝુબેર અને સિદ્દીકે અકબર પણ હતા.

**ઉહદની લડાઇના દિવસે હઝરત હમઝા, યમાન, નદ્ર ઇબ્ને અનસ અને મુસ્અબ ઇબ્ને ઉમૈર પણ બીજા મુસલમાનોની જેમ શહીદ થયા હતા**

(૧૨૬/૪૩૬૨) હઝરત કતાદા (રદિ.) કહે છે : અમારી જાણ મુજબ અરબસ્તાનનો કોઇ કબીલો ન અનસારથી વધારે શહીદ થયો ન કિયામતના દિવસે તેનાથી વધારે ઇજ્જતવાળો હશે. હઝરત અનસ (રદિ.) કહેતા હતા કે, અનસારમાંથી સિત્તેર માણસો ઉહદની લડાઇના દિવસે, સિત્તેર માણસો મઊનાના કુવાના દિવસે અને સિત્તેર માણસો યમામાની લડાઇમાં શહીદ થયા હતા. મઊનાના કુવાનો બનાવ રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં બન્યો હતો. યમામાની લડાઇ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના સમયમાં મુસય્લમા કઝ્ઝાબ સાથે થઇ હતી.

(૧૨૭/૪૩૬૩) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ઉહદના શહીદોમાંથી બબ્બેને રસૂલુલ્લાહ (સલ.) એક કપડાંમાં લપેટતા હતા અને કહેતા હતા : એમનામાંથી કુર્આન કોને વધારે યાદ હતું ? જ્યારે કોઇ એક તરફ ઇશારો કરી દેવામાં આવતો ત્યારે આપ તેને કબ્રમાં પહેલા ઉતરાવતા અને કહેતા કે, કિયામતના દિવસે હું તેમનો ગવાહ રહીશ. પછી આપ ગુસ્લ દીધા વગર અને નમાઝ પઢાવ્યા વગર તેમને દફન કરવાનો હુકમ આપી દેતા.

(૧૨૮/૪૩૬૪) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે : જ્યારે મારા પિતા શહીદ થઇ ગયા ત્યારે હું રડવા લાગ્યો અને મોં પરથી કપડું ઉંચકીને જોવા લાગ્યો. સહાબાએ મને રોક્યો, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ રોક્યો નહીં, બલ્કે ફરમાવ્યું : એના માટે રડો નહીં. કારણ કે, ઉંચકતા સુધી ફરિશ્તાઓ એના પર સતત છાંયડો કરી રાખશે.

(૧૨૯/૪૩૬૫) હઝરત અબૂ મૂસા કહે છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : મેં સ્વપ્ન જોયું હતું કે, એક વાર મેં તલવાર હલાવી તો તેની ધાર તૂટી ગઇ. જેથી ઉહદની લડાઇના દિવસે મુસલમાનો પર જે મુસીબતો આવી તે જ એની તઅબીર હતી. પછી બીજી વાર મેં

તલવાર હલાવી તો તે એનાથી પણ સારી થઇ ગઇ. એની તઅબીર એ થઇ કે, અલ્લાહ તઆલાએ મક્કા પર વિજય અપાવ્યો. મુસલમાનોનું સંગઠન કાયમ થયું. મેં સ્વપ્નમાં એક ગાયને ઝબ્હ થતાં પણ જોઇ હતી. ખુદાનું કામ સારૂં થાય છે. એનું પરિણામ એ આવ્યું કે, ઉહદના દિવસે મુસલમાનો શહીદ થયા.

(૧૩૦/૪૩૬૬) હઝરત ખબ્બાબ કહે છે : અમે ફકત ખુદાને ખુશ કરવા માટે હુઝૂર (સલ.) સાથે હિજરત કરી હતી. એટલે અમારો સવાબ અલ્લાહના ઝિમ્મે થઇ ગયો. હવે અમારામાંથી અમુક માણસો તો (દુન્યવી) ફળ ખાધા વગર ચાલ્યા ગયા, જેમાંના એક મુસ્અબ ઇબ્ને ઉમૈર પણ હતા. મુસ્અબ ઉહદના દિવસે શહીદ થઇ ગયા. વારસામાં ફકત એક એટલો કામળો છોડયો કે, તેનાથી તેમનું માથું ઢાંકતા હતા તો પગ ખુલી જતા હતા અને પગ ઢાંકતા હતા તો માથું ખુલી જતું હતું. છેવટે હુઝૂરે ફરમાવ્યું કે, માથું ઢાંકી દો અને પગ પર ઇઝખિર ઘાસ નાખી દો. હા, અમારામાંના અમુક માણસોનું (સેવાનું) ફળ પાકી ગયું અને તેઓ તેને તોડી રહ્યા છે.

**હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, ઉહદ પહાડ આપણી સાથે મુહબ્બત રાખે છે. આ રિવાયત અબૂ હુમૈદની છે**

(૧૩૧/૪૩૬૭) હઝરત અનસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું : આ પહાડ આપણી સાથે મુહબ્બત રાખે છે. આપણે એની સાથે મુહબ્બત રાખીએ છીએ.

(૧૩૨/૪૩૬૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ઉહદ પહાડ જ્યારે રસૂલુલ્લાહ (સલ.) સામે દેખાયો ત્યારે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : આ પહાડ આપણી સાથે મુહબ્બત રાખે છે અને આપણે એની સાથે મુહબ્બત રાખીએ છીએ. એય અલ્લાહ ! હઝરત ઇબ્રાહીમ (અલ.)એ મક્કાને હરમ ઠેરવ્યું હતું. હું મદીનાના પથરાળ કિનારાઓની વચ્ચેની જગ્યાને હરમ ઠેરવું છું.

(૧૩૩/૪૩૬૯) હઝરત ઉકબા કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)એ બહાર નીકળીને શહીદોની નમાઝ જનાઝાની નમાઝના જેવી પઢાવી. પછી ફરીને મિમ્બર પર જઇને ફરમાવ્યું : હું તમારો આગેવાન છું અને (કિયામતના દિવસે) તમારો ગવાહ રહીશ. મને મારી હોઝ અત્યારથી દેખાય છે. મને પૃથ્વીના ખજાનાઓની ચાવીઓ આપી દેવામાં આવી છે. ખુદાની કસમ ! મને તમારા મુશ્રિક થઇ જવાનો ભય નથી, બલ્કે એ વાતનો ભય છે કે, તમે દુનિયાની લાલચમાં પડી જશો.

**રજીઅની લડાઇ, રિઅલ અને ઝકવાન કબીલાઓ મઊના કૂવાનો બનાવ, અઝલ અને કારા કબીલાઓનો બનાવ, હઝરત આસિમ, ખુબૈબ અને બીજા સહાબાઓનું વર્ણન. આસિમ અને ઉમરની રિવાયતોથી ઇબ્ને ઇસ્હાક કહે છે કે, આ બનાવો ઉહદની લડાઇ પછી બન્યા હતા**



(૧૩૪/૪૩૭૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ આસિમ ઇબ્ને સાબિતની સરદારી હેઠળ જાસૂસોની એક ટુકડી રવાના કરી. જ્યારે એ લોકો ઉસફાન અને મક્કાની વચ્ચેના સ્થળે પહોંચ્યા ત્યારે હુઝૈલ કબીલાના એક ખાનદાન બની લિહયાન સામે એમની વાત નીકળી. બની લિહયાનના લગભગ સો તીરંદાજોએ એમનો પીછો પકડયો. તેઓ પગલાં શોધતાં શોધતાં એક પડાવ પાસે પહોંચ્યા, જ્યાં જાસૂસો ઉતર્યા હતા. ત્યાં તેમને ખજૂરના થોડાક ઠળીયા મળ્યા, જેને જાસૂસો મદીનાથી ભાથા રૂપે પોતાની સાથે લાવ્યા હતા. ઠળીયા જોઇને તેઓ કહેવા લાગ્યા કે, આ યસરબનું ખજૂર છે. જેથી પગલાં શોધતાં ચાલતા થયા અને સહાબાની ટુકડી સુધી પહોંચી ગયા. આસિમ અને તેમના સાથીઓ જ્યારે લાચાર બની ગયા ત્યારે એક ઉંચા ડુંગર પર ચઢીને આશ્રય લીધો. કાફિરોએ ચારે બાજુથી ઘેરી લીધા અને કહ્યું કે, જો તમે ઉતરી આવશો તો અમે તમને વચન આપીએ છીએ કે, કોઇ માણસને કત્લ નહીં કરીએ. આસિમે કહ્યું : હું ઉતરીને કોઇ કાફિરના આશ્રય હેઠળ નહીં જાઉં. એય અલ્લાહ ! અમારા રસૂલને અમારી ખબર પહોંચાડી દે. છેવટે કાફિરોએ લડાઇ શરૂ કરી દીધી અને તીરો મારીને આસિમ સહિત સાત માણસોને શહીદ કરી દીધા. બાકી રહ્યા ખુબૈબ, ઝેદ અને એક ત્રીજો માણસ, તો કાફિરોએ તેમને આશ્રય આપીને વચન આપ્યું. એ લોકો ઉતરી પડયા. જ્યારે એ લોકો સંપૂર્ણપણે કાફિરોના કબજામાં આવી ગયા ત્યારે તેમણે કામઠાંઓની રસ્સી ખોલીને બધાને બાંધી દીધા. આ જોઇને ત્રીજા માણસે કહ્યું કે, આ સૌ પ્રથમ વચનભંગ છે. તે માણસે કાફિરો સાથે જવાનો ઇન્કાર કરી દીધો. કાફિરોએ તેને ખૂબ ખેંચ્યો અને સાથે લઇ જવાની કોશિશ કરી, પરંતુ તે માન્યો નહીં. કાફિરોએ તેને પણ શહીદ કરી દીધો. ખુબૈબ અને ઝેદને લઇને ચાલતા થયા. બંનેને મક્કા લઇ જઇને વેચી માર્યા. ખુબૈબને હારિસ ઇબ્ને આમિરની ઓલાદે ખરીદ્યા. કારણ કે, બદરની લડાઇના દિવસે ખુબૈબે જ હારિસને કત્લ કર્યો હતો. હઝરત ખુબૈબ કેદી બનીને થોડાક દિવસ તેમની પાસે રહ્યા. છેવટે બધાએ ખુબૈબને કત્લ કરવાનો સામુહિક નિર્ણય કર્યો. હઝરત ખુબૈબે વાળ કાપવા માટે હારિસની એક

છોકરી પાસે અસ્તરો માંગ્યો. છોકરીએ આપ્યો અને પોતાના બાળક પ્રત્યે બેદરકાર બનીને ચાલી ગઇ. સંજોગવસાત્ તેનું બાળક ધીમે ધીમે હઝરત ખુબૈબ પાસે ગયું. ખુબૈબે તેને પોતાની જાંઘ પર બેસાડયું. ઓરતે આવીને જ્યારે આવી હાલત જોઇ અને ખુબૈબના હાથમાં અસ્તરો જોયો તો ગભરાઇ ગઇ. હઝરત ખુબૈબે કહ્યું : શું તને એ વાતનો ભય છે કે, હું એને કત્લ કરી દઇશ. હું એવું કરીશ નહીં. ઓરતનું નિવેદન છે કે, મેં ખુબૈબથી સારો કોઇ કેદી જોયો નથી. મેં સાંકળમાં જકડાયેલી હાલતમાં તેને જોયો કે, દ્રાક્ષના લૂમ ખાઇ રહ્યો છે. જો કે મક્કામાં તે મોસમમાં કોઇ ફળ ન હતું. એ માત્ર ખુદાએ આપેલી રોઝી હતી. ખેર, જ્યારે લોકો ખુબૈબને હરમની બહાર કત્લ કરવા માટે લઇ જવા લાગ્યા ત્યારે હઝરત ખુબૈબે કહ્યું : મને બે રકઅત નમાઝ પઢી લેવા દો. કાફિરોએ રજા આપી. ખુબૈબ નમાઝ પઢીને તેમની પાસે ગયા અને કહેવા લાગ્યા : જો મને એવો વિચાર ન હોત કે તમે એવું માની લેશો કે, હું મૃત્યુથી ડરી ગયો છું તો હું હજુ વધારે નમાઝ પઢત. સૌ પ્રથમ હઝરત ખુબૈબે જ કત્લ થતી વખતે બે રકઅત નમાઝ પઢવાની પ્રણાલિકા સ્થાપી છે. તે પછી ખુબૈબે કહ્યું : એય અલ્લાહ ! એમની સંખ્યા સુરક્ષિત રાખ. (કિંવા એમના બધાનો નાશ કર. એમનું મૂળ ઉખેડી નાખ. એમનામાંથી કોઇને બાકી ન રહેવા દે.) પછી કહ્યું : જો હું મુસ્લિમ તરીકે માર્યો જાઉં તો પછી મને એની પરવા નથી કે, કેવી રીતે મારૂં મૃત્યુ થશે. આ માત્ર અલ્લાહને ખુશ કરવા માટે છે. જો અલ્લાહ ઇચ્છશે તો કપાયેલા પ્રત્યેક અવયવમાં બરકત આપશે. ત્યાર પછી ઉકબા ઇબ્ને હારિસ ઉભો થયો અને હઝરત ખુબૈબને શહીદ કરી દીધા. કુરૈશીઓએ આ સાંભળીને થોડાક માણસો મોકલ્યા. જેથી આસિમને ઓળખીને તેમના શરીરનું કોઇ અવયવ કાપી લાવે. કારણ કે, હઝરત આસિમે કુરૈશના કોઇ મોટા સરદારને બદરની લડાઇના દિવસે કત્લ કર્યા હતા, પરંતુ અલ્લાહ તઆલાએ ડાંસ મોકલી અને ભયંકર વાદળીના જેમ હઝરત આસિમ પર છવાઇ ગઇ. કુરૈશે મોકલેલા માણસો હઝરત આસિમનું કોઇ અવયવ કાપી શક્યા નહીં.

(૧૩૫/૪૩૭૧) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, જે માણસે હઝરત ખુબૈબને શહીદ કર્યા હતા તે માણસનું નામ અબૂ સરૂઆ હતું.

(૧૩૬/૪૩૭૨) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ સિત્તેર માણસોને, જેમને કારી કહેવામાં આવતા હતા, કોઇ કામ અર્થે મોકલ્યા. રસ્તામાં મઊના નામના કુવા પાસે બની સુલૈમના બે કબીલાઓ રિઅલ અને



ઝકવાન સામેથી આવ્યા. કારીઓએ કહ્યું : અમે તમારી સાથે લડવા આવ્યા નથી, બલ્કે રસૂલુલ્લાહ (સલ.)ના એક કામ માટે અહીંથી પસાર થયા છીએ, પરંતુ કાફિરોએ તેમને મારી નાખ્યા. રસૂલુલ્લાહ (સલ.)એ એક મહિના સુધી ફજરની નમાઝમાં તેમના માટે બદદુઆ કરી. હઝરત અનસ (રદિ.) કહે છે : પહેલાં અમે દુઆએ કુનૂત પઢતા ન હતા. આ જ કુનૂતની શરૂઆત થઇ. અબ્દુલ અઝીઝ કહે છે : એક માણસે હઝરત અનસ (રદિ.)ને પૂછ્યું કે, દુઆએ કુનૂત રૂકૂઅ પછી પઢવામાં આવતું હતું કે કિર્અત પઢીને રૂકૂઅ પહેલાં ? તેમણે કહ્યું : કિર્અત પઢીને રૂકૂઅ પહેલાં.

(૧૩૭/૪૩૭૩) હઝરત અનસની રિવાયતથી હઝરત કતાદા (રદિ.) બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક મહિના સુધી રૂકૂઅ પછી દુઆએ કુનૂત પઢયું હતું, જેમાં અરબસ્તાનના કબીલાઓ માટે બદદુઆ કરતા હતા.

(૧૩૮/૪૩૭૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રિઅલ, ઝકવાન, ઉસય્યા અને બની લિહયાન કબીલાઓએ રસૂલુલ્લાહ (સલ.) પાસે પોતાના દુશ્મનનો મુકાબલો કરવા માટે મદદ માંગી. આપે સિત્તેર અનસારીઓને, જેમને અમે તે સમયે કારીઓ કહેતા હતા, મદદરૂપે મોકલ્યા. આ અનસારીઓ દિવસે લાકડાં ભેગા કરીને લાવતા હતા અને રાત્રે નમાઝ પઢતા હતા. જ્યારે એ લોકો મઊના નામે કુવા પાસે પહોંચ્યા ત્યારે કાફિરોએ વચનભંગ કર્યો અને તેમને કત્લ કરી દીધા. હુઝૂર (સલ.)ને ખબર મળી તો એક મહીના સુધી અરબસ્તાનના ઉપરોક્ત કબીલાઓ માટે બદદુઆ કરતા રહ્યા અને સવારની નમાઝમાં દુઆએ કુનૂત પઢતા રહ્યા. હઝરત અનસ (રદિ.) કહે છે કે, પહેલાં અમે કુર્આનમાં એ શહીદો માટે આ આયત પઢતા હતા; પરંતુ પાછળથી એ રદ થઇ **બલ્લિગૂ અન્ના કવમના અન્ના કદ લકીના રબ્બના ફરદિય અન્ના વ અરદાના** હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક મહીના સુધી ફજરની નમાઝમાં દુઆએ કુનૂત પઢયું હતું અને રિઅલ, ઝકવાન, ઉસય્યા અને બની લિહયાન કબીલાઓ માટે બદદુઆ કરી હતી. એક રિવાયતમાં એટલું વધારે છે કે, એ સિત્તેર અનસારીઓ મઊના નામે કુવામાં શહીદ થયા હતા.

(૧૩૬/૪૩૭૨) કેટલાક અરબ કબીલાઓએ તેમના સરદારને નબીએ કરીમ (સલ.) પાસે મોકલ્યો અને કહેવડાવ્યું કે, તેઓ ઇસ્લામ લઇ આવ્યા છે, એટલે અમુક સહાબીઓને કુર્આન શીખવવા માટે તેમની પાસે મોકલે. નબીએ કરીમ (સલ.)એ ૭૦ સહાબીઓને જેઓ કુર્આનના કારી હતા, તેમને મોકલ્યા. તેમણે દગાથી આ સહાબીઓને શહીદ કરી નાખ્યા.

(૧૩૯/૪૩૭૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મારા મામાની સરદારી હેઠળ સિત્તેર સવારો રવાના કર્યા. મુશ્રિકોનો સરદાર આમિર ઇબ્ને તુફૈલ હતો. આમિરે હુઝૂર (સલ.)ને ત્રણ વાતોનો અધિકાર આપ્યો હતો કે, આદિવાસીઓ તમારા આશ્રય હેઠળ રહે. શહેરીઓ મારા આશ્રય હેઠળ રહે અથવા હું આપનો નાયબ બનું, નહીં તો ગતફાનનાં બે હજાર સવારો લઇને હું તમારી સાથે લડીશ. આ દરમ્યાન એક સ્ત્રીના ઘરમાં આમિરના કાન પાછળ ઊંટની ગાંઠની જેમ પ્લેગની ગાંઠ નીકળી. આમિર કહેવા લાગ્યો કે, ફલાણી સ્ત્રીના ઘરમાં મારા ઊંટની ગાંઠની જેમ પ્લેગની ગાંઠ નીકળી છે. (એટલે અહીંથી નાસી જવું જોઇએ) તમે લોકો મારો ઘોડો લાવો. લોકો ઘોડો લઇને આવ્યા, પરંતુ આમિર ઘોડાની પીઠ પર જ મરી ગયો. (રસૂલુલ્લાહનો સંદેશ પહોંચાડવા માટે) મુસલમાનો તરફથી હરામ નામે એક માણસ, બીજો એક લંગડો અને ત્રીજો એક માણસ કાફિરો તરફ ગયા. હરામે પોતાના બંને સાથીઓને કહી દીધું કે, તમે મારી નજીક જ રહેજો. હું તેમની પાસે જઇશ. જો કાફિરો મને આશ્રય આપશે તો તમે મારી નજીક જ હશો. જો તેઓ મને મારી નાખે તો તમે તમારા સાથીઓ પાસે ચાલ્યા જજો. જેથી હરામે જઇને કાફિરોને કહ્યું કે, જો તમે મને આશ્રય આપો તો હું રસૂલુલ્લાહ (સલ.)નો સંદેશ તમને પહોંચાડું. (કાફિરોએ આશ્રય આપ્યો) હરામે રસૂલુલ્લાહ (સલ.)ની હદીસો બયાન કરવાનું શરૂ કર્યું. આ દરમ્યાન કાફિરોએ એક માણસને ઇશારો કર્યો. તેણે પાછળથી આવીને હરામને ભાલો માર્યો. ભાલો આરપાર નીકળી ગયો. હરામે કહ્યું : અલ્લાહુ અકબર, કઅબાના પાલનહારની કસમ ! મારી મુરાદ પૂરી થઇ. આ જોઇને હરામનો સાથી મુસલમાનો પાસે ચાલ્યો ગયો. તે પછી કાફિરોએ બધા મુસલમાનોને શહીદ કરી દીધા. માત્ર લંગડો માણસ પહાડના શિખર પર ચઢીને બેસી ગયો. હઝરત અનસ કહે છે કે, એમના જ વિષે કુર્આનમાં આ આયત ઉતરી હતી : **ઇન્ના કદ લકીના રબ્બના ફરદિય અન્ના વ અરદાના,** પરંતુ પાછળથી રદ થઇ. રસૂલુલ્લાહ (સલ.)એ ત્રીસ દિવસ સુધી સવારમાં રિઅલ, ઝકવાન, ઉસય્યા અને બની લિહયાન કબીલાઓ માટે બદ્દુઆ કરી. કારણ કે, એ લોકોએ ખુદા અને રસૂલની નાફરમાની કરી હતી.

(૧૪૦/૪૩૭૬) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે મારા મામા હરામ ઇબ્ને મિલ્હાનને મઊના નામે કુવાના દિવસે ભાલો વાગ્યો ત્યારે તેમણે લોહી લઇને પોતાના શિર



અને ચહેરા પર મસળ્યું અને કહ્યું : કઅબાના પરવરદિગારની કસમ ! મારી મુરાદ પૂરી થઇ.

(૧૪૧/૪૩૭૭) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જ્યારે કાફિરો તરફથી ભયંકર તકલીફ પહોંચવા લાગી ત્યારે હઝરત અબૂબક્ર (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.) પાસે હિજરતની રજા માંગી. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : હમણા થોભી જાઓ. હઝરત અબૂબક્રે કહ્યું : યા રસૂલલ્લાહ ! શું હુઝૂરને પોતાના માટે પણ હિજરતની રજા મળવાની આશા છે ? આપ ફરમાવવા લાગ્યા : મને એની આશા છે. હઝરત અબૂબક્ર (રદિ.) હુઝૂર (સલ.)ની રાહ જોવા લાગ્યા. એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) બપોરના સમયે આવ્યા. હઝરત અબૂબક્રને અવાજ દીધો અને કહ્યું : તમારી પાસે જે કોઇ હોય તેને અલગ કરી દો. હઝરત અબૂબક્રે કહ્યું : ફક્ત મારી બે છોકરીઓ છે. હુઝૂરે કહ્યું : શું તમને ખબર છે કે, મને રજા મળી ગઇ ? હઝરત અબૂબક્રે કહ્યું : યા રસૂલલ્લાહ ! હું હુઝૂરનો સથવારો ઇચ્છું છું. આપે ફરમાવ્યું : તમારો સાથ રહેશે. હઝરત અબૂબક્રે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારી પાસે બે ઊંટણીઓ છે, જેને મેં હિજરત માટે પાળી છે. તે પછી સિદ્દીકે અકબર (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)ને જદઆ નામે એક ઊંટણી આપી. બંને સવાર થઇને સૌર ગુફા સુધી ગયા. ત્યાં જઇને ગુફામાં છુપાઇ ગયા. આમિર ઇબ્ને ફુહૈરા જે અબ્દુલ્લાહ ઇબ્ને તુફૈલનો ગુલામ અને મારો અખ્યાફી ભાઇ હતો. તે હઝરત અબૂબક્રની દૂધ દેનારી ઊંટણી લઇને સવારે અને સાંજે મક્કાવાસીઓ પાસે રહેતો હતો, પરંતુ પાછલી રાત્રે હઝરત અબૂબક્ર અને રસૂલુલ્લાહ (સલ.) પાસે દૂધ લઇ જતો હતો. દૂધ આપીને ફરી પાછો આવીને બકરીઓ લઇ જઇને ભરવાડોમાં ભળી જતો હતો. કોઇ ભરવાડને ખબર પડતી ન હતી. અહીં સુધી કે, હઝરત અબૂબક્ર અને રસૂલુલ્લાહ (સલ.) મદીના પહોંચી ગયા. હઝરત આઇશા કહે છે કે, આમિર ઇબ્ને ફુહૈરા મઊના નામે કુવાના દિવસે શહીદ થયા હતા.

(૧૪૨/૪૩૭૮) હઝરત ઉરવા કહે છે કે, જ્યારે મઊના કુવાવાળા શહીદ થઇ ગયા અને હઝરત અમ્ર ઇબ્ને ઉમય્યા ઝમરી ગિરફતાર થયા ત્યારે આમિર ઇબ્ને તુફૈલે એક કત્લ થયેલા માનવી તરફ ઇશારો કરીને અમ્ર ઇબ્ને ઉમય્યાને પૂછયું, આ કોણ છે ? અમ્રે કહ્યું : આમિર ઇબ્ને ફુહૈરા. આમિરે કહ્યું : મેં જોયું કે, કત્લ થયા પછી તેને આસ્માન તરફ ઉંચકી લેવામાં આવ્યા. પછી જમીન તરફ ઉતારીને મૂકી દેવામાં આવ્યા. રસૂલુલ્લાહ (સલ.)ને જ્યારે તે લોકોના શહીદ થવાની ખબર મળી ત્યારે આપે લોકોને તેમના મૃત્યુ પામવાની ખબર આપી અને કહ્યું :

તમારા સાથી કામમાં આવી ગયા. તેમણે પોતાના પાલનહારને વિનંતી કરી હતી કે, એય અલ્લાહ ! તું અમારાથી રાજી છે અને અમે તારાથી ખુશ છીએ. આની ખબર અમારા ભાઇઓને આપી દે. જેથી અલ્લાહ તઆલાએ તમને તેમની ખબર આપી. મઊના (કુવાવાળા દિવસે હઝરત ઉરવા ઇબ્ને અસ્મા ઇબ્ને ખલ્ત અને હઝરત મુન્ઝિર ઇબ્ને અમ્ર પણ શહીદ થયા. તેમના નામ પરથી હઝરત ઝુબેરના પુત્રો ઉરવા અને મુન્ઝિરના નામ રાખવામાં આવ્યા હતાં.)

(૧૪૩/૪૩૭૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક મહીના સુધી રૂકૂઅ પછી દુઆએ કુનૂત પઢ્યું હતું. (જેમાં) આપ રિઅલ અને ઝકવાન માટે બદદુઆ કરતા હતા અને કહેતા હતા કે, ઉસય્યા કબીલાએ ખુદા અને રસૂલની નાફરમાની કરી.

(૧૪૪/૪૩૮૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મઊના નામે કુવા પાસે સહાબાને જે લોકોએ શહીદ કરી દીધા હતા તેમના માટે ત્રીસ દિવસ સુધી ફજ્રમાં હુઝૂરે બદદુઆ કરી અને કહ્યું હતું કે, રિઅલ, ઝકવાન અને ઉસય્યાએ ખુદા અને રસૂલની નાફરમાની કરી. હઝરત અનસ કહે છે : અલ્લાહ તઆલાએ મઊના નામે કુવાના શહીદોની હાલત વિષે કુર્આનમાં એક આયત ઉતારી હતી. જેને અમે પઢતા હતા, પરંતુ પાછળથી તે રદ થઇ. આયત આ પ્રમાણે છે : **બલ્લિગૂ કવ્મના ફકદ લકીના રબ્બના ફરદિય અન્ના વ રદિના અન્હુ.**

(૧૪૫/૪૩૮૧) હઝરત આસિમ અહવલ કહે છે : મેં હઝરત અનસ (રદિ.)ને દુઆએ કુનૂત પઢવાનો હુકમ પૂછ્યો. તેમણે કહ્યું : હા, બરાબર છે. મેં પૂછ્યું, રૂકૂઅ પહેલાં કે પછી ? તેમણે કહ્યું : રૂકૂઅ પહેલાં. મેં કહ્યું : ફલાણો માણસ તો કહેતો હતો કે, તમે રૂકૂઅ પછી પઢવાનું કહો છો. તેમણે કહ્યું : તેણે ખોટું કહ્યું. રસૂલુલ્લાહ (સલ.)એ તો ફક્ત એક મહીનો રૂકૂઅ પછી દુઆએ કુનૂત પઢ્યું હતું. કારણ કે, આપે સિત્તેર કારીઓને મુશ્રિકો પાસે મોકલ્યા હતા. તે મુશ્રિકો અને રસૂલુલ્લાહ (સલ.) વચ્ચે કરાર થયા હતા, પરંતુ તે કરાર કરનારા મુશ્રિકોએ ભંગ કર્યો. એટલે રસૂલુલ્લાહ (સલ.) રૂકૂઅ પછી એક મહીના સુધી દુઆએ કુનૂત પઢતા રહ્યા. તેમના માટે બદદુઆ કરતા રહ્યા.

## ખન્દકની લડાઇનું બયાન

**મૂસા ઇબ્ને અકબા કહે છે : આ લડાઇ હિજરી સન ૪ માં શવ્વાલ માસમાં થઇ હતી.**

(૧૪૬/૪૩૮૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, ઉહદની લડાઇમાં મારી વય ચૌદ વરસની હતી. હુઝૂર (સલ.)એ



મારૂં નિરીક્ષણ કર્યું, પરંતુ ભાગ લેવાની રજા આપી નહીં. ખન્દકની લડાઇમાં મારી વય પંદર વરસની હતી. હુઝૂરે નિરીક્ષણ કરીને મને ભાગ લેવાની રજા આપી.

(૧૪૭/૪૩૮૩) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. સહાબા માટી ખોદી રહ્યા હતા. અમે અમારા ખભા પર માટી ઉંચકીને બહાર કાઢી રહ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ આ જોઇને કહ્યું : એય અલ્લાહ ! ઝિન્દગી તો હકીકતમાં આખિરતની ઝિન્દગી છે. તું અનસાર અને મુહાજિરોને બખ્શી દે.

(૧૪૮/૪૩૮૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ખન્દક તરફ ગયા ત્યારે આપે જોયું કે, મુહાજિરો અને અનસાર ઠંડીમાં સવારના સમયે ખન્દક (ખાઇ) ખોદી રહ્યા છે. તેમના ગુલામો પણ ન હતા. જેઓ આ કામ કરતા. જ્યારે હુઝૂરે તેમની આ તકલીફ અને ભૂખ જોઇ ત્યારે ફરમાવ્યું : ઝિન્દગી તો હકીકતમાં આખિરતની જ છે. એય અલ્લાહ ! તું અનસાર અને મુહાજિરોને બખ્શી દે. સહાબાએ હુઝૂરને જવાબ આપતાં કહ્યું : અમે જ તે લોકો છીએ જેમણે રસૂલુલ્લાહ (સલ.)ના હાથ પર જીવન પર્યંત જિહાદ કરવા માટે બૈઅત કરી છે.

(૧૪૯/૪૩૮૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મુહાજિરો અને અનસાર મદીનાની આજુબાજુ ખાઇ ખોદતા હતા. પોતાની પીઠ પર માટી મૂકીને બહાર કાઢતા હતા અને બોલતા જતા હતા, અમે જ તે લોકો છીએ, જેમણે જીવન પર્યંત રસૂલુલ્લાહ (સલ.)ના હાથ પર જિહાદ કરવા માટે બયઅત કરી છે. હુઝૂર જવાબરૂપે કહેતા હતા : સાચું જીવન તો હકીકતમાં આખિરતનું જ છે. એય અલ્લાહ ! તું અનસાર અને મુહાજિરોને બરકત આપ. હઝરત અનસ (રદિ.) કહે છે કે, એક ખોબો જવ ગંધાતી ચરબીમાં મૂકીને મુસલમાનો આગળ મુકવામાં આવતા હતા. ચરબી દુર્ગંધ મારતી હતી, જે ગળાને ગમતી ન હતી, પરંતુ લોકો ભૂખ્યા હતા. (એટલે તે જ ખાઇ લેતા હતા.)

---

(૧૪૬/૪૩૮૨) મદીનામાં ત્રણ યહૂદી કબીલા રહેતા હતા. બની નઝીર, બની કુરયઝા અને બની કેનકાઅ. બની નઝીરે નબીએ કરીમ (સલ.)ને શહીદ કરવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો હતો. એકવાર સુલેહ કરવાના બહાને કિલ્લા પરથી હાથે દળવાની ઘંટીનું એક પડ (પત્થરનું બનેલું) ફેંકીને કચડી નાખવાનો વિચાર કર્યો હતો, પરંતુ જિબ્રઇલ (અલ.)એ નબીએ કરીમ (સલ.)ને ચેતવી દીધા. જેના પરિણામે બની નઝીરને મદીનામાંથી કાઢી મૂકવામાં આવ્યા. બની કુરયઝા કબીલો ઇસ્લામ વિરોધી પ્રવૃત્તિઓમાં સામેલ હતો, તેને પણ યોગ્ય શિક્ષા કરવામાં આવી.

(૧૫૦/૪૩૮૬) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, ખન્દકના દિવસે જ્યારે અમે ખાઇ ખોદી રહ્યા હતા ત્યારે એક સખ્ત પત્થર સામે આવ્યો. (જેને સહાબા ખોદી શકયા નહીં) એટલે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને વિનંતી કરી કે, ખાઇમાં એક સખ્ત પત્થર નીકળ્યો છે, જેના પર કોદાળી અસર કરતી નથી. આપે ફરમાવ્યું : હું ખાઇમાં ઉતરૂં છું. આમ કહીને આપ ઉભા થયા. તે વખતે મુબારક પેટ પર પત્થર બાંધેલો હતો. કારણ એ હતું કે, ત્રણ દિવસથી અમે કોઇ વસ્તુ ચાખી ન હતી. ખેર, આપે કોદાળી હાથમાં લઇને (પત્થર પર) મારી. જેનાથી પત્થર નરમ રેતી જેવો થઇ ગયો. મેં કહ્યું : યા રસુલલ્લાહ ! મને ઘેર જવાની રજા આપો. હુઝૂરે રજા આપી. મેં ઘર પર આવીને મારી પત્નીને કહ્યું : આજે મેં રસૂલુલ્લાહ (સલ.)ની આવી હાલત જોઇ છે. જે જોયા પછી ધીરજ રાખી શકાતી નથી. શું તમારી પાસે કંઇ છે ? પત્નીએ કહ્યું : મારી પાસે (ત્રણ કીલો) જવ અને બકરીનું એક બચ્ચું છે. જેથી મેં બકરીના બચ્ચાને ઝબ્હ કર્યું. તેણે આટો ગુંદયો. અમે હાંડલીમાં ગોશ્ત (નાખીને ચૂલા પર) ચઢાવી દીધો અને આટો ખમીરવાળો બનાવવા માટે મૂકી દીધો. જ્યારે લોટ ખમીરવાળો થઇ ગયો અને ગોશ્ત રંધાઇ જવા આવ્યો ત્યારે મેં હુઝૂર પાસે જઇને કહ્યું કે, મારે ત્યાં થોડુંક ખાણું છે. આપ એક બે માણસોને સાથે લઇને ચાલો. આપે પૂછયું, કેટલું છે ? મેં કહી દીધું. આપે ફરમાવ્યું : ઘણું છે, પુષ્કળ છે. પછી કહ્યું : પત્નીને જઇને કહી દો કે, હાંડલીને ચૂલા પરથી ઉતારે નહીં અને રોટલીને તન્નૂરમાંથી કાઢે નહીં, અહીં સુધી કે, હું આવી ન જાઉં. પછી સહાબાઓને કહ્યું : ચાલો. મુહાજિરો ઉભા થઇ ગયા. મેં જઇને પત્નીને કહ્યું : રસુલુલ્લાહ (સલ.) મુહાજિરો, અનસાર અને બધા સાથીઓને લઇને આવ્યા છે ! તેણે કહ્યું : શું હુઝૂરે તમને (ખાણાનું પ્રમાણ) પૂછયું હતું ? મેં કહ્યું : હા. હુઝૂરે કહ્યું : અંદર આવી જાઓ. ભીડ ન કરો. (સહાબાઓ) અંદર આવી ગયા. નામદાર હુઝૂર (સલ.) પોતે રોટલીના ટૂકડા કરીને થોડોક ગોશ્ત તેના પર મૂકીને સહાબાઓને આપવા લાગ્યા, પરંતુ કાઢતી વખતે આપે રોટલીઓ અને હાંડલીને છુપાવી રાખી. પોતે કાઢીને આપતા રહ્યા. છેવટે બધા લોકો ખાઇ ચૂકયા અને થોડોક ભાગ વધ્યો. મારી પત્નીને કહ્યું : આ તમે પોતે ખાઓ અને (લોકોને) મોકલો. કારણ કે, બધા લોકો ભૂખ્યા છે.

(૧૫૧/૪૩૮૭) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, ખાઇ ખોદતી વખતે હુઝૂર (સલ.) મને ખૂબ ભૂખ્યા જણાયા. એટલે મેં મારી પત્નીને જઇને કહ્યું કે, મેં આજે હુઝૂર (સલ.)ને



ખૂબ ભૂખ્યા જોયા છે. શું તમારી પાસે ખાવાની કોઇ વસ્તુ છે ? તેણે એક થેલી કાઢી, જેમાં ત્રણ કીલો જવ હતા. અમારી પાસે બકરીનું એક બચ્ચું ખુબ તાજું હતું. મેં બકરીનું બચ્ચું ઝબ્હ કર્યું. તેણે આટો ગુંદયો. જ્યારે અમે બંને પરવારી ગયા અને તેણે ગોશ્તના ટુકડા કરીને હાંડલીમાં નાંખી દીધા ત્યારે હું હુઝૂર (સલ.) પાસે જવા લાગ્યો. પત્નીએ કહ્યું : મને રસુલુલ્લાહ (સલ.) અને સહાબા સામે ઝલીલ કરશો નહીં. ખેર, હું હુઝૂર પાસે ગયો અને ધીમેથી કહ્યું કે, મેં એક બકરીનું બચ્ચું ઝબ્હ કર્યું છે અને મારી પત્નીએ ત્રણ કીલો જવનો લોટ ગુંદયો છે. આપ થોડાક માણસોને સાથે લઇને ચાલો. હુઝૂરે અવાજ દઇને કહ્યું : ખાઇવાળાઓ ! જાબિરે તમારા માટે મહેમાનીનું ખાણું તૈયાર કર્યું છે. તમે બધા ચાલો. પછી મને કહ્યું : જ્યાં સુધી હું આવી ન જાઉં ત્યાં સુધી હાંડલી ઉતારશો નહીં અને લોટની રોટલી બનાવશો નહીં. હું મારા ઘર પર ચાલ્યો આવ્યો. રસૂલુલ્લાહ (સલ.) પણ બધાની આગળ આગળ આવ્યા. પત્નીએ મને ઠપકો આપ્યો. મેં કહ્યું : જે તમે કહ્યું હતું તે જ મેં કર્યું. પત્નીએ હુઝૂર સામે ગુંધેલો આટો મૂકયો. આપે તેમાં કંઇક થૂંક નાંખીને બરકતની દુઆ કરી. હાંડલીમાં કંઇક થૂંકીને તેમાં બરકતની દુઆ કરી. પછી કહ્યું : રોટલીઓ બનાવનારીને બોલાવો. મારી સામે રોટલીઓ બનાવે અને ઉતાર્યા વગર હાંડલીમાંથી (ખાણું) કાઢે. હઝરત જાબિર (રદિ.) કહે છે કે, કુલ ૧૦૦૦ માણસો હતા. હું ખુદાની કસમ ખાઇને કહું છું કે, બધા લોકો ખાઇને ઉઠીને ચાલ્યા ગયા, છતાં પણ અમારી હાંડલીમાં તે જ ઉભરો આવતો રહ્યો, જેવી રીતે કે પહેલાં હતો. લોટની રોટલી પણ તેવી જ બનતી રહી જેવી રીતે કે બની રહી હતી.

(૧૫૨/૪૩૮૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, આયત **ઇઝ જાઉકુમ મિન ફવ્કિકુમ વ મિન અસ્ફલ મિન્કુમ વ ઇઝ ઝાગતિલ અબ્સારૂ**માં કાફિરો મુરાદ છે, જેઓ ખન્દકના દિવસે આવ્યા હતા. ઉિંવા જ્યારે કાફિરો તમારી ઉપર અને નીચેથી આવ્યા અને આંખો (તેમને જોઇને) બહેકવા લાગી.

(૧૫૩/૪૩૮૯) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, ખાઇ ખોદવાના દિવસે રસૂલુલ્લાહ (સલ.) માટી ઉંચકીને કાઢી રહ્યા હતા. અહીં સુધી કે, મુબારક પેટ ધુળવાળું થઇ ગયું હતું. આપ ફરમાવી રહ્યા હતા કે, ખુદાની કસમ ! જો ખુદાના તરફથી હિદાયત (માર્ગદર્શન) ન મળત તો ન આપણે સીધા રસ્તા પર આવત, ન સદકો આપત, ન નમાઝ પઢત. એય અલ્લાહ ! અમને દિલી સંતોષ આપ. દુશ્મનોના મુકાબલા વખતે અમને અડગ રાખ. કારણ કે, એ

લોકોએ જ અમારા પર ઝુલ્મ કર્યો છે. એ લોકો તોફાન કરવાનો ઈરાદો ધરાવે છે અને અમે ઈન્કાર કરીએ છીએ. **અબય્ના, અબય્ના** હુઝૂર ઉંચા સાદે કહી રહ્યા હતા.

(૧૫૪/૪૩૯૦) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, પૂર્વની હવા મારફતે મને વિજય આપવામાં આવ્યો અને પશ્ચિમની હવા મારફતે આદ કૌમને હલાક કરવામાં આવી હતી.

(૧૫૫/૪૩૯૧) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, અહઝાબના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ખાઈ ખોદવા લાગ્યા. ખાઈની માટી પોતે ઉંચકીને કાઢવા લાગ્યા. અહીં સુધી કે, માટીથી મુબારક પેટ પરની ચામડી છોલાઈ ગઈ હતી. હુઝૂરના પેટ પર ઘણા વાળ હતા. આપ માટી ઉંચકીને અબ્દુલ્લાહ ઈબ્ને રવાહાના આ શેર પઢતા હતા : એય અલ્લાહ ! જો તારી મદદ ન હોત તો ન અમે સદકો આપત, ન નમાઝ પઢત. તું અમને દિલી સંતોષ આપ. દુશ્મની સાથેના મુકાબલા વખતે અમને અડગ રાખ. કારણ કે, એ લોકોએ જ અમારા પર ઝુલ્મ કર્યો છે અને તોફાનનો ઈરાદો ધરાવે છે, પરંતુ અમે ઈન્કાર કરીએ છીએ. હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) શે'રના છેલ્લા શબ્દને ખેંચીને પઢતા હતા.

(૧૫૬/૪૩૯૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મેં ખન્દકના દિવસે સૌ પ્રથમ યુધ્ધમાં ભાગ લીધો.

(૧૫૭/૪૩૯૩) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : હું હઝરત હફસા પાસે ગયો. તે વખતે તેમના વાળમાંથી પાણી ટપકતું હતું. મેં કહ્યું : શું તમે જોઈ રહ્યા છો કે, લોકોનો કેવો મામલો છે ? ખિલાફતમાં મારો કોઈ હિસ્સો મુકર્રર કરવામાં આવ્યો નથી. હફસાએ જવાબ આપ્યો : તમે તેમને જઈને મળો. તેઓ તમારી રાહ જુએ છે. મને ભય છે કે, તમારા રોકાવાથી મુસલમાનોમાં ક્યાંક ફાટફૂટ ન પડી જાય. છેવટે હફસાએ મને મોકલ્યો. (હું મુઆવિયા પાસે ગયો) જ્યારે લોકો ચાલ્યા ગયા ત્યારે મુઆવિયાએ પ્રવચન કર્યું અને કહ્યું : જે માણસ ખિલાફત વિષે કંઈ વાતચીત કરવા માંગતો હોય તે અમારી સામે આવે, છુપાઈને ન રહે. કારણ કે, અમે આ ખિલાફતના પોતાને તેના કરતાં અને તેના પિતા કરતાં વધારે હકદાર માનીએ છીએ. હબીબ ઈબ્ને મુસ્લિમાએ હઝરત ઈબ્ને ઉમરને પૂછયું, પછી તમે તેનો જવાબ કેમ આપ્યો નહીં ? મેં મારૂં મોં ખોલ્યું હતું અને ઈરાદો કર્યો હતો કે, કહી દઉં કે, આ ખિલાફતનો તારા કરતાં વધારે હકદાર તો તે માણસ છે જેણે તને અને તારા પિતાને લડીને મુસ્લિમ બનાવ્યા, પરંતુ મને ડર લાગ્યો કે, મારી આ વાતથી મુસલમાનોની જમાઅતમાં ફાટફૂટ પડી જશે અને ખૂનામરકી થશે. મારી વાતનું ખોટું અર્થઘટન કરવામાં આવશે. એટલે મેં ખુદાની તે નિઅમતોને યાદ કરી જે જન્નતમાં (સબ્ર કરનાર માટે) છે. હું ચુપ રહ્યો. હબીબે કહ્યું : તમે સારૂં કર્યું. બુરાઈથી બચી ગયા.



(૧૫૮/૪૩૯૪) હઝરત સુલયમાન ઈબ્ને સુરદ કહે છે કે, (જ્યારે કાફિરો ખન્દકની લડાઈ પછી પાછા ચાલ્યા ગયા ત્યારે) હુઝૂર (સલ.)એ કહ્યું : હવે આપણે તેમની સાથે લડીશું, તેઓ નહીં લડે.

(૧૫૯/૪૩૯૫) હઝરત સુલયમાન ઈબ્ને સુરદ કહે છે : જ્યારે કાફિરોની ટુકડીઓ ખન્દકની લડાઈ પછી પાછી ચાલી ગઈ ત્યારે હુઝૂર (સલ.)એ કહ્યું : હવે આપણે તેમની સાથે લડીશું, તેઓ નહીં લડે. આપણે તેમના પર ચઢાઈ કરીશું.

(૧૬૦/૪૩૯૬) હઝરત અલી મુરતુઝા કહે છે કે, ખન્દકની લડાઈના દિવસે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : તે લોકોએ સૂર્યાસ્ત સુધી આપણને અસરની નમાઝ પઢવાની તક ન આપી. ખુદા તેમના ઘરો અને કબરોને આગથી ભરી દે.

(૧૬૧/૪૩૯૭) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, ખન્દકની લડાઈના દિવસે મગ્રિબ પછી ઉમર ફારૂક (રદિ.) કુરૈશના કાફિરોને વગોવતા આવ્યા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! સૂર્યાસ્ત નજીક છે અને હું હજુ સુધી નમાઝ પઢી શક્યો નથી. હુઝૂરે કહ્યું : ખુદાની કસમ ! મેં પણ હજુ સુધી નમાઝ પઢી નથી. જેથી અમે હુઝૂરની સાથે બુતહાન મેદાનમાં ઉતર્યા. આપે પણ નમાઝ માટે વુઝૂ કર્યું અને અમે પણ કર્યું. પછી હુઝૂરે સૂર્યાસ્ત પછી અસરની નમાઝ પઢી અને તે પછી મગ્રિબની.

(૧૬૨/૪૩૯૮) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, અહઝાબની લડાઈના દિવસે (કાફિરોના પાછા ચાલ્યા ગયા પછી) હુઝૂર (સલ.)એ કહ્યું : તે લોકોની ખબર અમને કોણ લાવીને આપશે ? હઝરત ઝુબૈરે કહ્યું : હું. આપે બીજી વાર કહ્યું : તે લોકોની ખબર અમને કોણ લાવીને આપશે ? ઝુબૈરે કહ્યું : હું. આપે ફરી કહ્યું : તે લોકોની ખબર અમને કોણ લાવીને આપશે ? ઝુબૈરે કહ્યું : હું. હુઝૂરે કહ્યું : દરેક નબીનો કોઈ નિઃસ્વાર્થ મદદગાર હોય છે. મારો નિઃસ્વાર્થ મદદગાર ઝુબૈર છે.

(૧૬૩/૪૩૯૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : (ખન્દકની લડાઈ પછી) રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : **લાઇલાહ ઇલ્લ લ્લાહુ વહદહુ અઅઝ્ઝ જુન્દહુ વ નસર અબ્દહુ**

**વ ગલબલ અહઝાબ વહદહુ ફલા શય્અ બઅદહુ** કિંવા એક અભાગીદાર ખુદાના સિવાય બીજો કોઈ ખુદા નથી. તેણે પોતાના લશ્કરને ઈઝઝત આપી. પોતાના બંદાને મદદ કરી અને એકલો કાફિરોની ટુકડીઓ પર વિજયી બન્યો. એટલે તેના પછી કોઈ વસ્તુ નથી.

(૧૬૪/૪૪૦૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબૂ ઓફા કહે છે કે, હુઝૂર (સલ.)એ કાફિરોની ટુકડીઓ માટે બદદુઆ કરી હતી અને કહ્યું હતું : એય કુર્આન ઉતારનાર, જલદી હિસાબ લેનાર ખુદા ! કાફિરોની ટુકડીઓને પરાજય આપ. એય અલ્લાહ ! એમને હરાવ. એમના કદમ ડગમગાવી મૂક.

(૧૬૫/૪૪૦૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે કોઈ જિહાદ અથવા હજ્જ અથવા ઉમરો કરીને પાછા આવતા ત્યારે શરૂમાં ત્રણ વાર તકબીર પઢીને કહેતા : **લા ઇલાહ ઇલ્લ લ્લાહુ વહદહુ, લા શરીક લહુ, લહુલ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શયઇન કદીર. આઇબૂન તાઇબૂન આબિદૂન સાજિદૂન લિરબ્બિના હામિદૂન સદક લ્લાહુ વઅદહુ વ નસર અબ્દહુ વ હઝમલ અહઝાબ વહદહુ** કિંવા એક ખુદાના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તેનો કોઈ ભાગીદાર નથી. તે બધાનો માલિક છે. દરેક પ્રકારની તઅરીફ તેના જ લાયક છે. તે બધું જ કરી શકે છે. અમે સફરમાંથી પાછા આવ્યા. તેની પાસે તૌબા કરીએ છીએ. તેની જ ઈબાદત કરીએ છીએ. તેને જ સજદો કરીએ છીએ. અમે અમારા પાલનહારની જ તઅરીફ કરીએ છીએ. ખુદાએ પોતાનો વાયદો સાચો કરી બતાવ્યો. પોતાના બંદાની મદદ કરી અને એકલાએ કાફિરોના લશ્કરને હરાવ્યું.

**નબી (સલ.)નું ખન્દકની લડાઇમાંથી પાછા ફરવું, બની કુરૈઝા પર ચઢાઇ કરવી અને તેમને ઘેરો ઘાલવો**

(૧૬૬/૪૪૦૨) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, ખન્દકની લડાઈમાંથી જ્યારે રસૂલુલ્લાહ (સલ.) પાછા આવ્યા. હથિયારો ઉતારીને મૂકી દીધા. ગુસ્લ કર્યું ત્યારે હઝરત જિબ્રઈલ (અલ.)એ આવીને કહ્યું : તમે તો હથિયારો મૂકી દીધાં. ખુદાની કસમ ! અમે તો હજુ મૂક્યાં નથી. ચાલો, તેમના પર ચઢાઈ કરો. હુઝૂરે કહ્યું : ક્યાં ? હઝરત જિબ્રઈલે બની કુરૈઝા તરફ ઈશારો કરીને કહ્યું : આ તરફ. જેથી હુઝૂરે બની કુરૈઝા તરફ કૂચ કરી.

(૧૬૭/૪૪૦૩) હઝરત અનસ (રદિ.) કહે છે : મારી નજર સામે તે ધૂળ છે જે હઝરત જિબ્રઈલ (અલ.)ના



લશ્કરના કારણે બની ગનમની શેરીઓમાં ઊડી રહી હતી, જ્યારે કે રસૂલુલ્લાહ (સલ.)એ બની કુરૈઝા પર ચઢાઈ કરી હતી.

(૧૬૮/૪૪૦૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : અહઝાબની લડાઈના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, કોઈ માણસ અસ્રની નમાઝ બની કુરૈઝા સુધી પહોંચતા પહેલા ન પઢે. રસ્તામાં અસ્રની નમાઝનો વખત થઈ ગયો. કેટલાક માણસોએ કહ્યું કે, આપણે ત્યાં જઈને નમાઝ પઢીશું. કેટલાકે કહ્યું : અમે તો પઢી લઈએ છીએ. હુઝૂરનો હેતુ એવો ન હતો (કે, ભલે વખત પસાર થઈ જાય, પરંતુ ત્યાં જઈને નમાઝ પઢવી) હુઝૂર સામે આ વાત નીકળી ત્યારે આપે કોઈના પ્રત્યે નારાજી વ્યક્ત કરી નહીં.

(૧૬૯/૪૪૦૫) હઝરત અનસ કહે છે : એવો નિયમ હતો કે, લોકો (મેવા ખાવા માટે) રસૂલુલ્લાહ (સલ.) માટે ખજૂરના અમુક ઝાડો અલગ કરી દેતા હતા, પરંતુ જ્યારે આપને બની કુરૈઝા અને નઝીર પર વિજય મળ્યો (ત્યારે હુઝૂરે આ ભેટ કબૂલ કરવાનો ઈન્કાર કરી દીધો.) મારા ઘરવાળાઓએ મને કહ્યું કે, તમે હુઝૂર પાસે જાઓ અને અનસારે હુઝૂરને જે કંઈ આપ્યું હતું તે પૂરેપૂરું અથવા તેનો અમુક ભાગ હુઝૂર પાસેથી પાછો મેળવવા માટે વિનંતી કરો, પરંતુ હુઝૂરે તે ઉમ્મે અયમનને આપી દીધો હતો. (ખેર, મે હુઝૂરને વિનંતી કરી) આ સાંભળીને ઉમ્મે અયમન આવ્યાં અને મારી ગરદનમાં કપડું નાખીને કહેવા લાગ્યાં. તે તો હુઝૂરે મને આપી દીધું છે. એક અભાગીદાર ખુદાની કસમ ! હવે હુઝૂર તમને નહીં આપે. હુઝૂર ઉમ્મે અયમનને કહી રહ્યા હતા : હું તમને (તેના બદલામાં) આટલા રૂપિયા આપું છું. (એ પાછું આપી દો.) પરંતુ ઉમ્મે અયમન સતત એમ કહી રહ્યાં હતાં કે, એક ખુદાની કસમ ! એવું કદાપિ બની શકે નહીં. અહીં સુધી કે, હુઝૂરે તેમને તે માલ કરતાં દસ ગણો (બદલો) આપ્યો.

(૧૭૦/૪૪૦૬) હઝરત અબૂ સઈદ ખુદરી કહે છે કે, કુરૈઝાવાળાઓએ સઅદ ઈબ્ને મુઆઝના ચુકાદા અંગે રાજીખુશી વ્યક્ત કરી અને ડુંગર પરથી નીચે ઉતરવાનું સ્વીકાર્યું. રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સઅદને બોલાવી મંગાવ્યા. સઅદ ગધેડા પર સવાર થઈને હાજર થયા. જ્યારે મસ્જિદની નજીક આવ્યા ત્યારે હુઝૂરે કહ્યું : તમારા સરદાર માટે ઉભા થઈ જાઓ. પછી કહ્યું : આ લોકો (યહૂદીઓ) તમારા ચુકાદા અંગે રાજી છે. સઅદે કહ્યું : હુઝૂર એમનામાંથી લડનારા માણસોને કત્લ કરે અને સ્ત્રી-બાળકોને લોંડી-ગુલામ બનાવે. આપે ફરમાવ્યું : તમે અલ્લાહના હુકમ અનુસાર ચુકાદો આપ્યો.

(૧૭૧/૪૪૦૭) હઝરત આઇશા કહે છે કે, ખન્દકની લડાઇના દિવસે હિબ્બાન ઇબ્ને અરિકા કુરૈશીએ સઅદને એક તીર માર્યું, જે સઅદની ધોરી નસ પર વાગ્યું. સઅદ ઘાયલ થયા. હુઝૂરે મસ્જિદમાં જ તેમનો તંબુ ખેંચાવ્યો. જેથી નજીકથી જ તેમની ખબર અંતર જાણી લે. જ્યારે હુઝૂર ખન્દકની લડાઇમાંથી પાછા ફર્યા. હથિયારો મૂકી દીધાં અને ગુસ્લ કર્યું ત્યારે જિબ્રઇલ માથા પરથી ધૂળ ખંખેરતા આવ્યા અને કહેવા લાગ્યા : તમે તો હથિયાર મૂકી દીધાં. ખુદાની કસમ ! મેં હજુ સુધી મૂક્યાં નથી. આપ તે બાજુ ચાલો. હુઝૂરે કહ્યું : ક્યાં ? હઝરત જિબ્રઇલે બની કુરૈઝા તરફ ઇશારો કર્યો. રસૂલુલ્લાહ (સલ.) યહૂદીઓની જગ્યાએ પહોંચી ગયા. (ડુંગરને ઘેરો ઘાલ્યો) યહૂદીઓ હુઝૂરના ચુકાદા અંગે રાજી થઇને ઉતરી પડયા. આપે સઅદના હવાલે ચુકાદો કરી દીધો. સઅદે કહ્યું : હું ચુકાદો આપું છું કે, એમના લડનારા યુવાનોને કત્લ કરવામાં આવે. સ્ત્રી-બાળકોને લોંડી-ગુલામ બનાવવામાં આવે. તેમનો માલ મુસલમાનોને વહેંચી દેવામાં આવે. હઝરત આઇશા કહે છે : સઅદે દુઆ માંગી હતી : એય અલ્લાહ ! તું સારી રીતે જાણે છે કે, મારી દષ્ટિએ એનાથી સારી કોઇ વાત નથી કે, જે લોકોએ તારા રસૂલને જુઠા માન્યા, વતનમાંથી કાઢી મૂકયા, તેમની સાથે જિહાદ કરૂં, પરંતુ મને લાગે છે કે, તેં અમારી અને તેમની લડાઇ બંધ કરી દીધી છે. એય અલ્લાહ ! જો કુરૈશીઓ સાથેની લડાઇનો થોડોક ભાગ બાકી હોય તો મને તેમાં જિહાદ કરવા માટે જીવંત રાખ. જો તે લડાઇ બંધ કરી દીધી હોય તો મારા ઘાને વહેતો કરી દે અને એને જ મારા મૃત્યુનું કારણ બનાવ. આ દુઆ કર્યા પછી હઝરત સઅદની છાતીમાંથી લોહી વહેતું થઇ ગયું. મસ્જિદમાં બની ગિફારનો એક તંબુ બાંધવામાં આવ્યો હતો. જ્યારે તે તંબુમાં લોહી વહીને આવ્યું ત્યારે તેઓ ગભરાઇ ગયા અને કહેવા લાગ્યા : એય તંબુવાળાઓ ! તમારા તરફથી આ શું વહીને આવી રહ્યું છે ? જઇને જોયું તો હઝરત સઅદના શરીરમાંથી ઉછાળા મારીને લોહી નીકળી રહ્યું હતું. તેનાથી જ હઝરત સઅદની વફાત થઇ.

(૧૭૨/૪૪૦૮) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, હુઝૂર (સલ.)એ હસ્સાન ઇબ્ને સાબિતને કહ્યું હતું : તેમની નાલેશી કરો. જિબ્રઇલ (તમારી મદદ માટે) તમારી સાથે છે. એક રિવાયતમાં આ પ્રમાણે છે કે, કુરૈઝાની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત હસ્સાન ઇબ્ને સાબિતને કહ્યું હતું : તમે મુશ્રિકોની નાલેશી કરો. જિબ્રઇલ તમારી સાથે છે.



## ઝાતુ રિકાઅની લડાઇનું વર્ણન

**આ લડાઇ મુહારિબ ખસફા કબીલા સાથે થઇ હતી. ખસફા કબીલો બની સઅલબાની એક શાખા હતો અને બની સઅલબા ગતફાન ખાનદાનની શાખા હતો. આ લડાઇમાં હુઝૂર નખ્લ નામે સ્થળે ઉતર્યા હતા. આ લડાઇ ખૈબર પછી થઇ હતી. કારણ કે, હઝરત અબૂ મૂસા અશ્અરી ખૈબર પછી આવ્યા હતા**

(૧૭૩/૪૪૦૯) હઝરત જાબિર (રઝિ.) કહે છે કે, સાતમી જિહાદ, કિંવા ઝાતુર્રિકાઅના ગઝવામાં રસૂલુલ્લાહ (સલ.)એ સહાબાને 'સલાતુલ ખૌફ' (ભયની નમાઝ) પઢાવી હતી.

(૧૭૪/૪૪૧૦) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઝીકરદની લડાઇમાં ભયની નમાઝ પઢી હતી.

(૧૭૫/૪૪૧૧) હઝરત જાબિર (રઝિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુહારિબ અને સઅલબાના દિવસે તેમને નમાઝ પઢાવી હતી.

(૧૭૬/૪૪૧૨) હઝરત જાબિર (રઝિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) નખ્લ નામે સ્થળે લડાયેલી ઝાતુ રિકાઅની લડાઇ માટે નીકળ્યા અને ગતફાન કબીલાની એક ટુકડી સાથે મુકાબલો થયો, પરંતુ લડાઇ નહીં થઇ. બંને પક્ષો એકબીજાથી ભયભીત હતા. એટલે હુઝૂરે 'સલાતુલ ખૌફ' બે રકઅત પઢી. (નખ્લ નામે સ્થળ નજદમાં આવેલું છે.)

(૧૭૭/૪૪૧૩) હઝરત સલમહ કહે છે કે, કરદની લડાઇના દિવસે મેં રસૂલુલ્લાહ (સલ.) સાથે જિહાદ કરી હતી.

(૧૭૮/૪૪૧૪) હઝરત અબૂ મૂસા કહે છે કે, એક લડાઇ માટે અમે હુઝૂર (સલ.)ની સાથે નીકળ્યા. અમે ૬ માણસો હતા અને એક ઊંટ હતું. વારાફરતી તેના પર સવાર થઇ જતા હતા. (પગપાળા ચાલી ચાલીને) અમારા પગ ફાટી ગયા હતા. મારા તો નખ પણ પડી ગયા હતા. એટલે અમે પગ પર ચીંથરા લપેટી લેતા હતા. એટલા માટે એ લડાઇનું નામ 'ઝાતુ રિંકાઅ' (ચીંથરાવાળી) રાખવામાં આવ્યું. કારણ કે, રસ્તામાં અમે પગ પર ચીંથરા લપેટતા હતા.

(૧૭૯/૪૪૧૫) ઝાતુર્રિકાઅ લડાઇના દિવસે એક માણસ રસૂલુલ્લાહ (સલ.) સાથે ભયની નમાઝમાં શામિલ હતા. તેમનાથી હઝરત સાલિહ ઇબ્ને ખવ્વાતે રિવાયત કરી છે કે, એક ટુકડી તો સફ બાંધીને રસૂલુલ્લાહ (સલ.) સાથે નમાઝમાં શામિલ હતી અને બીજી ટુકડી

દુશ્મનના મુકાબલામાં હતી. રસૂલુલ્લાહ (સલ.)એ તે ટુકડીને એક રકઅત પઢાવી. પછી હુઝૂર ઉભા રહ્યા. લોકોએ પોતાની નમાઝ પૂરી કરી લીધી. નમાઝ પૂરી કર્યા પછી એ લોકો જઈને દુશ્મન સામે હારબધ્ધ ઉભા થઈ ગયા. બીજી ટુકડીએ આવીને હુઝૂર સાથે છેલ્લી રકઅત પઢી. પછી હુઝૂર બેસી રહ્યા. (સલામ ફેરવી નહીં.) તે ટુકડીએ જ્યારે નમાઝ પૂરી કરી લીધી ત્યારે આપે તેમની સાથે સલામ ફેરવી. હઝરત જાબિર કહે છે કે, નખ્લ સ્થળે મેં રસૂલુલ્લાહ (સલ.) સાથે ભયની નમાઝ પઢી હતી. માલિક કહે છે કે, ભયની નમાઝ અંગે મેં આ હદીસ વિશ્વાસપાત્ર વર્તુળ પાસેથી સાંભળી છે. કાસિમ ઈબ્ને મુહમ્મદ કહે છે કે, બની અન્મારની લડાઈમાં રસૂલુલ્લાહ (સલ.)એ (ભયની) નમાઝ પઢી હતી.

(૧૮૦/૪૪૧૬) હઝરત સહલ ઈબ્ને અબી હુસમા કહે છે કે, (ભયની નમાઝ માટે) ઈમામ કિબ્લા તરફ મોં કરીને ઉભા રહે. (મુસ્લિમ લશ્કરમાંથી) એક ટુકડી તેમની સાથે ઉભી રહે. બીજી ટુકડી દુશ્મન તરફ મોં કરીને મુકાબલામાં ઉભી રહે. ઈમામ આ ટુકડીને એક રકઅત પઢાવે. પછી એ ટુકડી બીજી એક રકઅત પોતે પઢીને તે જ જગ્યાએ બે સજદા કરીને (કઅદો કરીને સલામ ફેરવીને) ચાલી જાય. દુશ્મન સાથે મુકાબલો કરનાર ટુકડી આવીને ઈમામ સાથે એક રકઅત પઢીને બે સજદા કરીને સલામ ફેરવે. આ રીતે ઈમામની બંને રકઅતો જમાઅત સાથે થશે.

(૧૮૧/૪૪૧૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, એક વાર અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે એક લડાઈ માટે નજદ તરફ ગયા. દુશ્મનના મુકાબલા માટે મોરચાબંધી કરી. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂરે (સલ.)એ પહેલી ટુકડીને એક રકઅત પઢાવી. બીજી ટુકડી દુશ્મન તરફ મોં કરીને ઉભી રહી. આ ટુકડી એક રકઅત પઢીને બીજી ટુકડીની જગ્યાએ દુશ્મન સામે જઈને ઉભી થઈ ગઈ. તે ટુકડીએ આવીને રસૂલુલ્લાહ (સલ.) સાથે એક રકઅત પઢી. હુઝૂરે બે રકઅત પઢીને સલામ ફેરવી. પછી તે ટુકડીએ ઉભા થઈને પોતાની બાકી રકઅત પૂરી કરી. પહેલી ટુકડીએ પણ પોતાની બાકીની રકઅત અદા કરી.

(૧૮૨/૪૪૧૮) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, હું એક જિહાદમાં રસૂલુલ્લાહ (સલ.) સાથે નજદ તરફ ગયો. જ્યારે હુઝૂર

(૧૭૯/૪૪૧૫) એને "ભયની નમાઝ" કહેવામાં આવે છે. યુધ્ધ ચાલુ હોય ત્યારે નમાઝનો ટાઈમ થઈ જાય ત્યારે ફર્ઝ નમાઝ કેવી રીતે પઢવી, તે અંગે ફિકહના પુસ્તકોમાં વિગતે વર્ણન છે.





જિહાદમાંથી પાછા ફર્યા ત્યારે હું પણ પાછો ફર્યો. રસ્તામાં બપોરના સમયે એક એવી જગ્યાએ પહોંચ્યા જ્યાં કાંટાવાળા ઘણા ઝાડો હતાં. હુઝૂર ત્યાં ઉતરી પડયા અને લોકો આમતેમ ઝાડોના છાંયડામાં ચાલ્યા ગયા. હુઝૂર પણ બાવળના ઝાડના છાંયડામાં આરામ કરવા લાગ્યા. તલવાર ઝાડ સાથે લટકાવી દીધી. અમે થોડીક વાર સૂઈ ગયા. આંખ ખુલી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)ને અવાજ દેતા જોયા. જઈને જોયું તો હુઝૂરની પાસે એક આદિવાસીને બેસેલો જોયો. હુઝૂરે કહ્યું : આ માણસે મારા પર આ તલવાર વીંઝી હતી. હું તરત જાગી ગયો. મેં એના હાથમાં તલવાર ખેંચાયેલી જોઈ. એણે કહ્યું કે, હવે તમને મારા હાથમાંથી કોણ બચાવશે ? મેં કહ્યું : અલ્લાહ. હવે જુઓ આ સામે બેઠો છે. હુઝૂરે એ આદિવાસીને માફ કરી દીધો, બદલો લીધો નહીં.

(૧૮૩/૪૪૧૯) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, ઝાતુ રિકાઅની લડાઈમાં અમે હુઝૂર (સલ.)ની સાથે હતા. જ્યારે છાંયડાવાળા ઝાડ પાસેથી પસાર થયા ત્યારે તેને અમે રસૂલુલ્લાહ (સલ.) માટે રહેવા દીધું. બીજા ઝાડો નીચે અમે બધા ઉતર્યા અને રસૂલુલ્લાહ (સલ.) તે ઝાડ નીચે ઉતર્યા. હુઝૂરની તલવાર ઝાડ પર લટકતી હતી. એક મુશ્રિકે આવીને હુઝૂરની તલવાર લઈને ઉગામી અને કહેવા લાગ્યો : તમે મારાથી ડરો છો ? હુઝૂરે કહ્યું : ના. તે માણસ કહેવા લાગ્યો : હવે તમને મારા હાથમાંથી કોણ બચાવશે ? હુઝૂરે કહ્યું : અલ્લાહ. સહાબાએ તે માણસને ધમકાવ્યો. પછી નમાઝની તકબીર થઈ ત્યારે આપે એક ટુકડીને બે રકઅત પઢાવી. આ ટુકડી હટીને પાછળ ચાલી ગઈ. બીજી ટુકડીને હુઝૂરે બે રકઅત પઢાવી. જેથી હુઝૂરની ચાર રકઅતો થઈ અને લોકોની બે રકઅતો. અબૂ બશર કહે છે : તે માણસનું નામ ગૌરસ ઈબ્ને હારિસ હતું. આ લડાઈમાં હુઝૂરે મુહારિબ ખસફા કબીલા સાથે યુધ્ધ કર્યું હતું.

(૧૮૪/૪૪૨૦) હઝરત જાબિર કહે છે કે, નખ્લ નામે જગ્યાએ અમે હુઝૂર (સલ.)ની સાથે હતા. આપે ત્યાં ભયની નમાઝ પઢી હતી.

(૧૮૫/૪૪૨૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, નજદના ગઝવામાં મેં રસૂલુલ્લાહ (સલ.) સાથે ભયની નમાઝ પઢી હતી. ઈમામ બુખારી કહે છે કે, ખૈબરની લડાઈ પછી હુઝૂર (સલ.)ની સેવામાં હઝરત અબૂ હુરૈરા હાજર થયા હતા.

**મુરયસિઅની લડાઈ કિંવા તે લડાઈનું વર્ણન જે બની મુસ્તલિક કબીલા સાથે થઈ હતી. બની મુસ્તલિક ખુઝાઆ ખાનદાનની**

**એક શાખા હતી. ઇબ્ને ઇસ્હાક કહે છે કે, હિજરી સન ૬માં આ લડાઇ થઇ હતી. મૂસા ઇબ્ને ઉકબાના કથન અનુસાર હિજરી સન ૪ માં થઇ હતી. ઝૂહરી કહે છે કે, તહોમતનો બનાવ આ ગઝવામાં જ બન્યો હતો.**

(૧૮૬/૪૪૨૨) ઇબ્ને મુહયરિઝ કહે છે : હું મસ્જિદમાં દાખલ થયો. ત્યાં હઝરત અબૂ સઇદ ખુદરી બેઠા હતા. મેં તેમને અઝલ*નો હુકમ પૂછ્યો. તેમણે કહ્યું : અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે બની મુસ્તલિકની લડાઇમાં ગયા હતા. ત્યાં અરબસ્તાનના અમુક કેદીઓ અમારા હાથમાં આવ્યા. સ્ત્રીહીન રહેવાનું અમારા માટે મુશ્કેલ બની ગયું હતું. એટલે અમને સ્ત્રીઓની ઇચ્છા થઇ, પરંતુ (ગર્ભ રહી જવાનાં ભયથી) અમે 'અઝલ' કરવાનો ઇરાદો કર્યો, પછી એવો વિચાર આવ્યો કે, રસૂલુલ્લાહ (સલ.) અમારી સાથે છે. તેમને પૂછયા વગર કેવી રીતે 'અઝલ' કરીએ. જેથી હુઝૂરને મસ્અલો પૂછ્યો. હુઝૂરે કહ્યું : આવું ન કરવામાં તમને શું વાંધો છે ? કારણ કે, કિયામત સુધી જે રૂહ (દુનિયામાં) પેદા થનારી છે તે થઇને જ રહેશે.

(૧૮૭/૪૪૨૩) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, નજદના ગઝવામાં અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે શામિલ હતા. (પાછા ફરતી વખતે) બપોરના સમયે એક ખીણમાં પહોંચ્યા જ્યાં કાંટાવાળા ઘણા ઝાડો હતાં. રસૂલુલ્લાહ (સલ.) છાંયડા માટે એક ઝાડના નીચે ઉતર્યા. તલવાર ઝાડ પર લટકાવી. લોકો પણ આમતેમ ઝાડોના છાંયડા હેઠળ ચાલ્યા ગયા. અમે એ જ હાલતમાં હતા, એવામાં હુઝૂરે અમને બોલાવ્યા. અમે ગયા. જોયું તો એક આદિવાસી હુઝૂરની સામે બેઠો હતો. આપે ફરમાવ્યું : હું સૂઇ રહ્યો હતો, એવામાં આ માણસે આવીને મારા પર તલવાર ઉગામી. હું જાગી ગયો. જોયું તો આ આદિવાસી મારા પર તલવાર ઉગામીને ઉભો છે. એણે મને કહ્યું : હવે તમને મારા હાથમાંથી કોણ બચાવશે ? મેં કહ્યું : અલ્લાહ. તેણે સાંભળતાં જ તલવાર મ્યાનમાં મૂકી દીધી અને બેસી ગયો. હવે એ તમારી સામે છે. રાવી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તે આદિવાસીને સજા આપી નહીં.

**અનમારના ગઝવાનું બયાન**

(૧૮૮/૪૪૨૪) હઝરત જાબિર કહે છે : મેં જોયું કે, હુઝૂર (સલ.) ઊંટણી પર સવાર થઇને પૂર્વ તરફ મોં કરીને નફિલ નમાઝ પઢી રહ્યા હતા. (આ બનાવ અનમારના ગઝવાનો છે.)

* સંભોગ કરીને ગુપ્ત સ્થળની બહાર વીર્ય કાઢવું.



**'ઇફક'ના બનાવનું વર્ણન**

**'ઇફક' અને 'અફક' બંને સહીહ છે, જેમકે 'નિજસ' અને 'નજસ' છે. ઇફકુહુમ, અફકુહુમ અને અફકુહુમ બોલવામાં આવે છે.**

(૧૮૯/૪૪૨૫) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે સફરમાં જવાનો ઇરાદો કરતા હતા ત્યારે પત્નીઓના નામની ચિઠ્ઠીઓ નાંખતા હતા. જે પત્નીનું નામ નીકળતું તેને સાથે લઇ જતા હતા. એક વાર એક જિહાદ માટે જ્યારે આપે ચિઠ્ઠી નાખી ત્યારે મારૂં નામ નીકળ્યું. હું હુઝૂરની સાથે ગઇ. પરદાનો હુકમ ઉતરી ચુકયો હતો. એટલે હું કાઠડામાં સવાર હતી. કાઠડો જ ઉતારવામાં આવતો હતો અને તે જ ઉચકવામાં આવતો હતો. (આ પ્રમાણે) અમે ચાલતા રહ્યા. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) તે જિહાદમાંથી પરવારીને પાછા ફર્યા અને મદીનાની નજીક આવ્યા ત્યારે એક રાત્રે આપે કૂચ કરવાની જાહેરાત કરી. જાહેરાત થઇ ગયા પછી હું ઉઠી અને પગપાળા જઇને લશ્કરથી દૂર નીકળી ગઇ. હાજત કર્યા પછી મારા કાઠડા પાસે આવી. અહીં જ્યારે છાતી ફંફોળીને જોયું ત્યારે ખબર પડી કે, ઝિફાર નામે જગ્યાના મોતીઓનો બનેલો મારો હાર કયાંય તુટીને પડી ગયો. હું પાછી જઇને હાર શોધવા લાગી. હાર શોધવાના કારણે (જલદી) આવી શકી નહીં. આ બાજુ જે લોકો મને કાઠડા પર સવાર કરાવતા હતા તેમણે મારો કાઠડો ઉચકીને તે ઊંટ પર મૂકી દીધો જેના પર હું સવાર થતી હતી. તેમનો ખયાલ એવો હતો કે, હું કાઠડામાં છું. કારણ કે, તે સમયે સ્ત્રીઓ હલકી હતી. ભારે શરીરવાળી અને જાડી ન હતી. કારણ કે, સ્ત્રીઓનો ખોરાક ઓછો હતો. આ જ કારણ હતું કે, ઉચકતી વખતે લોકોને ખબર ન પડી. હું તો એમ પણ નાની વયની છોકરી હતી. લોકો ઊંટને ઉઠાડીને ચાલ્યા ગયા. લશ્કરના ચાલ્યા ગયા પછી મને હાર મળી ગયો. પડાવ પાસે પાછા આવીને જોયું તો ત્યાં કોઇ દેખાયું નહીં. ના છુટકે મેં તે જ ઉતારા પાસે બેસી રહેવાનો ઇરાદો કર્યો જ્યાં ઉતરી હતી. મેં એમ વિચાર્યું કે, જ્યારે હું ત્યાં મળીશ નહીં ત્યારે લોકો મારી પાસે પાછા ફરશે. ત્યાં બેઠા બેઠા હું નિંદ્રાધીન થઇ ગઇ. સફવાન ઇબ્ને મુઅતલ સુલમી લશ્કરની પાછળ રહી ગયો હતો. સવારે મારી જગ્યાએ આવીને કોઇ સુતેલા માનવીનું શરીર જોઇને મને ઓળખી લીધી. કારણ કે, પરદાનો હુકમ ઉતરતા પહેલાં તેણે મને જોઇ હતી. મને ઓળખીને **ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલયહિ રાજિઊન** પઢયો. હું તેના અવાજથી જાગી ગઇ. ચાદરથી મારો

ચહેરો ઢાંકી લીધો. એ સિવાય ખુદાની કસમ ! ન મેં કંઇ વાત કરી ન તેણે મને કોઇ શબ્દ કહ્યો. પછી તેણે વાંકા વળીને પોતાનું ઊંટ બેસાડયું અને ઊંટના આગળના પગ પર પોતાનો પગ મૂકયો. (જેથી ઊંટ ઉઠી ન પડે) હું ઉભી થઇને ઊંટ પર સવાર થઇ ગઇ. તે લગામ પકડીને ઊંટ લઇને આગળ આગળ ચાલવા લાગ્યો. અહીં સુધી કે, તપતી બપોરે અમે લશ્કરમાં પહોંચી ગયા. કારણ કે, લશ્કરવાળા એક જગ્યાએ પડાવ માટે ઉતરી પડયા હતા. હઝરત આઇશા કહે છે : ત્યાર પછી બરબાદ થનારા મારા પર તહોમત મૂકીને બરબાદ થઇ ગયા. આ ફિત્નો જગાડનાર મુખ્ય માનવી મુનાફિકોનો સરદાર અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય હતો. હઝરત ઉરવા કહે છે : મને ખબર પડી છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય સામે જ્યારે આ બનાવની ચર્ચા થતી હતી ત્યારે તે કાન દઇને સાંભળતો હતો અને બનાવનું સમર્થન કરતો હતો. એને ફેલાવતો હતો. હઝરત ઉરવા કહે છે કે, તહોમત મૂકનારાઓમાં હસ્સાન ઇબ્ને સાબિત, મિસ્તહ ઇબ્ને ઉસાસા અને હમના બિન્તે જહશના નામો તો હું જાણું છું. બીજા લોકોના નામો હું જાણતો નથી. એટલું નિશ્ચિત છે કે, તહોમત મૂકનારાઓની એક ટુકડી હતી. જેમકે અલ્લાહના કલામ પરથી જાણવા મળે છે. એનો જનક અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય ઇબ્ને સલુલ હતો. ઉરવા કહે છે : હઝરત આઇશા એ વાત પસંદ કરતાં ન હતાં કે, તેમની સામે હસ્સાનને બુરા કહેવામાં આવે. તેઓ કહેતાં હતાં કે, એ જ તે માણસ છે જેણે આ શે'ર કહ્યો હતો :

**ફઇન્ન અબી વ વાલિદતી વ ઇર્દી લિઇર્દિ મુહમ્મદિ મિન્કુમ વકાઉ**

અર્થાત્ : મારા પિતા, મારા દાદા અને મારી આબરૂ મુહમ્મદની આબરૂ માટે તમારા લોકોથી બચાવનું સાધન છે.

હઝરત આઇશા કહે છે : મદીના જઇને હું એક મહિના સુધી બીમાર પડી ગઇ. બીજા લોકો ફિત્નાખોરોની વાતની ચર્ચા કરતા હતા. મને એની ખબર ન હતી. હા, બીમારની હાલતમાં મને શંકા જરૂર જતી હતી. કારણ કે, આગળની બીમારીઓ વખતે રસૂલુલ્લાહ (સલ.) તરફથી જે મહેરબાનીઓ હું જોતી હતી તે આ બીમારી વખતે જોતી ન હતી. ફકત આપ આવીને સલામ કરીને એટલું જરૂર પૂછી લેતા હતા કે, તમારી શું ખબર છે ? આટલું પૂછીને પાછા ચાલ્યા જતા હતા. એનાથી મને શંકા જતી હતી, પરંતુ બુરાઇની મને કંઇ ખબર ન હતી. છેવટે જ્યારે મને કંઇક સારૂં થયું ત્યારે હું મિસ્તહની માંની સાથે હાજત માટે ખાલી મેદાન તરફ ગઇ. કારણ કે, મેદાન હાજત માટેનું સ્થળ હતું. ફકત રાત્રે જ અમે ત્યાં જતા હતા. આ તે સમયની વાત છે



જ્યારે કે ઘરોની નજીકમાં જાજરૂઓ ન હતાં. અમારામાં અંધકાર યુગનો રિવાજ હતો કે, હાજત માટે જંગલમાં જતાં હતાં. ઘરોની નજીક જાજરૂઓ બનાવવાથી અમને તકલીફ થતી હતી. મિસ્તહની માં અબુ રહુમ ઇબ્ને અબ્દુલ મુત્તલિબના પુત્રી હતાં. ઉસાસા ઇબ્ને અબ્બાદ ઇબ્ને મુત્તલિબના પત્ની હતાં. મિસ્તહની નાની સખ્ર ઇબ્ને આમિરનાં પુત્રી અને હઝરત અબૂબકની માસી હતાં. જ્યારે અમે બંને હાજત કરીને મારા મકાન નજીક આવ્યાં ત્યારે મિસ્તહની માંનો પગ ચાદરમાં ભરવાયો અને તે પડી ગયાં. તેમણે પડતી વખતે કહ્યું : મિસ્તહ તબાહ થાય. મેં કહ્યું : તમે વગોવી રહ્યા છો, તમે એવા માણસને વગોવો છો જેણે બદરની લડાઇમાં ભાગ લીધો હતો ! તેમણે કહ્યું : એય બેવકૂફ છોકરી ! શું તે મિસ્તહની વાત સાંભળી નથી ? મેં કહ્યું : મિસ્તહની શું વાત છે ? મિસ્તહની માંએ મને તહોમતદારોની વાતની ખબર આપી. હઝરત આઇશા કહે છે : આ સાંભળીને મારી બીમારીમાં એક બીજી બીમારીનો ઉમેરો થઇ ગયો. જ્યારે હું મારા ઘરમાં આવી અને રસૂલુલ્લાહ (સલ.) આવ્યા અને સલામ કરીને હાલત પૂછી ત્યારે મેં કહ્યું : જો આપની રજા હોય તો હું મારા માંબાપના ઘરે ચાલી જાઉં. હઝરત આઇશા કહે છે : મારો ત્યાં જવાનો હેતુ એ હતો કે, માંબાપ પાસેથી મને ચોકકસ ખબર મળી રહેશે. રસૂલુલ્લાહ (સલ.)એ મને રજા આપી. મેં મારી માંને જઇને પૂછયું, અમ્મા, લોકો શું ચર્ચા કરે છે ? માંએ કહ્યું : દીકરી, તારે ગભરાવું ન જોઇએ. ખુદાની કસમ ! ઘણી વાર એવું બને છે કે, જે ઓરત ખૂબસૂરત હોય છે. પોતાના પતિની માનીતી હોય છે. તેની શોકો પણ હોય ત્યારે શોકો હંમેશા તેમાં એબ શોધતી રહે છે. મેં કહ્યું : સુબ્હાનલ્લાહ ! આ લોકો ગુસપુસ કરી રહ્યા છે. આજે રાત્રે હું આખી રાત રડતી રહી. સવાર સુધી અશ્રુઓ અટકયા નહીં. ઉંઘ આવી નહીં. સવારે પણ હું રડતી રહી. આ તરફ રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલી અને ઉસામાને બોલાવ્યા. કારણ કે, વહી થંભી ગઇ હતી. રસૂલુલ્લાહ (સલ.)એ બંને સજ્જનો સાથે સલાહ-મંત્રણા કરી અને મને તલાક આપી દેવા વિષે પૂછયું. ઉસામાએ તો રસૂલુલ્લાહ (સલ.) પાસે મારી પવિત્રતા વર્ણવી અને એવી સલાહ આપી જે 'અહલે બૈત'ની મુહબ્બતના પરિપાક રૂપ હતી. તેમણે હુઝૂરને કહ્યું કે, તે આપના પત્ની છે. અમે તેમનામાં નેકી સિવાય બીજું કંઇ જાણતા નથી. હઝરત અલીએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલાએ આપના માટે કોઇ અછત ઉભી કરી નથી. એ સિવાય બીજી ઓરતો પણ ઘણી છે. આપ લોંડીને પૂછી લો. તે આપને સાચેસાચું કહી દેશે. રસૂલુલ્લાહ (સલ.)એ

બરીરાને બોલાવીને કહ્યું : બરીરા, શું તે કોઇ એવી વાત જોઇ છે જેનાથી તને કદી શંકા ગઇ હોય. બરીરાએ કહ્યું : તે ખુદાની કસમ છે જેણે આપને સાચા પયગમ્બર બનાવ્યા છે, મેં તેમનામાં કદી કોઇ વાત ટીકાપાત્ર જોઇ નથી. હા, તે ઉગતી વયની છોકરી છે એટલે આટો મૂકીને સૂઇ જતી હતી. બકરી આવીને આટો ખાઇ જતી હતી. આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.) તરત ઉભા થઇ અને મિમ્બર પર જઇને અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયને માફી માંગવા જણાવ્યું. જેથી ફરમાવ્યું : એય મુસલમાનો ! તે માણસ પાસેથી મારો બદલો કોણ લઇ શકે છે જેના તરફથી મને મારી પત્ની અંગે તકલીફ પહોંચી છે. ખુદાની કસમ ! હું મારી પત્નીમાં નેકી સિવાય બીજું કંઇ જાણતો નથી. જે માણસનું લોકોએ નામ લીધું છે તેને પણ હું નેક જ ગણું છું. તે તો મારા ઘરમાં મારા સંગાથ વગર જતો પણ ન હતો. આ સાંભળીને સઅદ ઇબ્ને મુઆઝે ઉઠીને કહ્યું : યા રસૂલુલ્લાહ ! હું હુઝૂરનો બદલો લઇશ. જો તે (તહોમત મૂકનાર) ઓસ કબીલામાંથી હશે તો હું તેની ગરદન ઉડાવી દઇશ અને જો અમારા ખઝરજી ભાઇઓમાંથી હશે તો આપ અમને જે હુકમ આપશો તેનું અમે પાલન કરીશું. આ સાંભળીને એક માણસ સઅદ ઇબ્ને ઉબાદા ઉભો થયો. એ માણસ સગપણની દષ્ટિને હુસ્સાનની માંનો ભાઇ હતો અને ખઝરજ કબીલાનો સરદાર હતો. જો કે એ માણસ નેક હતો, પરંતુ સ્વમાન ઉભરી આવ્યું. કોમના સ્વમાન ખાતર કહેવા લાગ્યો : સઅદ, તું જૂઠો છે. ખુદાની કસમ ! તું તેને મારશે નહીં અને મારી શકશે નહીં. જો તે મારી કોમમાંથી હોત તો તું તેના માર્યા જવાનું પસંદ ન કરત. આ બાજુથી સઅદ ઇબ્ને મુઆઝનો પિત્રાઇ ભાઇ ઉસૈદ ઇબ્ને હુઝૈર જવાબ દેવા માટે ઉભો થયો. સઅદ ઇબ્ને ઉબાદાને કહ્યું : તું જૂઠો છે. ખુદાની કસમ ! અમે તેને મારી નાખીશું. બેશક, તું મુનાફિક છે, એટલે મુનાફિકો તરફથી લડે છે. આ પ્રવચનનું પરિણામ એ આવ્યું કે, બંને કબીલાઓ ઓસ અને ખઝરજ ઉશ્કેરાઇ ગયા અને લડવા તૈયાર થઇ ગયા. હુઝૂર તે વખતે મિમ્બર પર હતા અને ચુપ રાખી રહ્યા હતા. છેવટે બધા ચુપ થઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.) પણ ચુપ થઇ ગયા. હઝરત આઇશા કહે છે : હું તે દિવસે પણ આખો દિવસ રડતી રહી. ન અશ્રુઓ થંભ્યા ન આંખોમાં ઉંઘ આવી. આવી રીતે બે રાતો અને એક દિવસ ઉંઘ્યા વગર પસાર થઇ ગયા. આંખમાંથી અશ્રુઓ અટકતા ન હતાં. મને લાગતું હતું કે, રડવાથી મારૂં કાળજું ફાટી જશે. સવારે મારા માંબાપ મારી પાસે આવ્યાં. તેઓ બેઠાં જ હતાં, એવામાં એક અનસારી ઓરતે આવવાની રજા માંગી. મેં રજા આપી. તે પણ આવીને મારી સાથે રડવા લાગી. થોડી વાર પછી



રસૂલુલ્લાહ (સલ.) પણ આવ્યા અને સલામ કરીને બેસી ગયા. તહોમતના દિવસથી અત્યાર સુધી તેઓ મારી પાસે આવીને બેઠા ન હતા. અત્યારે આવીને બેઠા. એક મહીના સુધી રસૂલુલ્લાહ (સલ.) પાસે મારા વિષે કોઇ વહી આવી નહીં. હુઝૂર બેસીને શહાદતનો કલિમો પઢયા. અલ્લાહના વખાણ કર્યા પછી કહ્યું : આઇશા, મેં તારા વિષે આ પ્રકારની વાતો સાંભળી છે. જો તું ગુનાહથી પાક છે તો ટૂંક સમયમાં જ અલ્લાહ તઆલા તરફથી તારી પવિત્રતા વર્ણન કરશે અને જો તું ગુનાહમાં સંડોવાઇ ચૂકી છે તો અલ્લાહ તઆલા પાસે માફી માંગ અને તેની પાસે જ તૌબા કર. કારણ કે, માનવી જ્યારે પોતાના ગુનાહનો સ્વીકાર કરીને તૌબા કરે છે ત્યારે અલ્લાહ તેની તૌબા કબૂલ કરે છે અને ગુનાહ માફ કરી દે છે. હુઝૂર (સલ.) જ્યારે આ વાતચીત કરી ચુકયા ત્યારે મારા અશ્રુઓ બિલકુલ થંભી ગયા. એક ટીપું નીકળ્યું નહીં. મેં મારા પિતાને કહ્યું કે, મારા તરફથી હુઝૂરને જવાબ આપો. પિતાએ કહ્યું : ખુદાની કસમ ! હું જાણતો નથી કે, શું જવાબ આપું. મેં અમ્માને કહ્યું : તમે જવાબ આપો. તેમણે પણ કહ્યું : ખુદાની કસમ ! હું જાણતી નથી કે, શું જવાબ આપું. હું જો કે, નાની વયની છોકરી હતી અને કુર્આન પણ વધારે પઢી ન હતી, પરંતુ મેં કહ્યું : ખુદાની કસમ ! મને ખબર પડી ગઇ કે, આ વાત આપે સાંભળી છે. અહીં સુધી કે, આપના દિલમાં ઘર કરી ગઇ. આપે તેને સાચી સમજી લીધી છે. એટલે જો હું તમારી સામે મને પોતાને એબથી પાક કહું તો આપને વિશ્વાસ નહીં બેસે અને જો હું નહીં કરેલા ગુનાહનો તમારી સામે સ્વીકાર કરૂં તો તમે મને સાચી માની લેશો. હવે ખુદાની કસમ ! મને મારૂં અને તમારૂં ઉદાહરણ યઅ્કૂબ (અલ.) સિવાય બીજું કોઇ મળતું નથી. તેમણે કહ્યું હતું : **ફસબ્રૂન જમીલ; વલ્લાહુલ મુસ્તઆનુ અલા મા તસિફૂન.** આમ કહીને હું બિસ્તરા પર જઇને સૂઇ ગઇ. ખુદાની કસમ ! મને મારી નિર્દોષતાની ખાત્રી હતી અને એવી પણ ખાત્રી હતી કે, અલ્લાહ તઆલા મારી નિર્દોષતા જાહેર કરશે, પરંતુ એવો ખયાલ ન હતો કે, અલ્લાહ તઆલા મારા વિષે કુર્આન (ની આયત) ઉતારશે. જે (કિયામત સુધી) પઢવામાં આવશે. કારણ કે, હું મારી જાતને એના લાયક સમજતી ન હતી કે, અલ્લાહ તઆલા મારી કોઇ બાબત અંગે કલામ કરશે. હા, મને એવી આશા જરૂર હતી કે, રસૂલુલ્લાહ (સલ.)ને કોઇ સ્વપ્ન દેખાશે; જેમાં અલ્લાહ તઆલા મારી પવિત્રતા જાહેર કરશે, પરંતુ ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.) પોતાની જગ્યાએથી ઉઠયા પણ ન હતા અને ઘરવાળાંઓમાંથી કોઇ બહાર નીકળ્યું પણ

ન હતું કે, આપ પર સખ્તાઇપૂર્વક વહી ઉતરી. અહીં સુધી કે, મુબારક ચહેરા પરથી મોતીઓની જેમ પરસેવો ટપકવા લાગ્યો. જો કે આ બનાવ ઠંડીની મોસમનો હતો. જ્યારે વહીની હાલત દૂર થઇ ત્યારે આપે હસીને સૌ પ્રથમ આ શબ્દો કહ્યા : આઇશા, અલ્લાહ તઆલાએ તારી પવિત્રતા વર્ણવી. હઝરત આઇશા કહે છે : મારી માંએ મને કહ્યું કે, ઉઠીને હુઝૂરને માન આપ અને આપનો આભાર માન. કારણ કે, અલ્લાહ તઆલાએ આપની મારફતે તારી પવિત્રતા જાહેર કરી. મેં કહ્યું : ખુદાની કસમ ! હું નહીં ઉઠું અને ખુદાના સિવાય કોઇનો આભાર કે વખાણ નહીં કરૂં. કારણ કે, તેણે જ મારી પવિત્રતા જાહેર કરી છે. અલ્લાહ તઆલાએ મારી નિર્દોષતા અંગે આ દસ આયતો ઉતારી હતી : **ઇન્ન લ્લઝીન જાઊ બિલ ઇફ્કિ....** હઝરત અબૂબક્ર મિસ્તહને સગપણ અને તેની ગરીબાઇના કારણે ખર્ચ આપતા હતા, પરંતુ ઉપરોક્ત આયત સાંભળીને કહેવા લાગ્યા : ખુદાની કસમ ! હવે હું તેને કદી કોઇ વસ્તુ નહીં આપું. એ પરથી ખુદા તઆલાએ આ આયત ઉતારી : **વ લાયઅતલિ ઊલૂલ ફદલિ.... ગફૂરૂ રંહીમ.** હઝરત અબૂબક્ર કહેવા લાગ્યા : ખુદાની કસમ ! હું દિલથી ઇચ્છું છું કે અલ્લાહ તઆલા મારી મગફિરત ફરમાવે. આમ કહીને મિસ્તહને ફરી તે જ ખર્ચ આપવા લાગ્યા જે પહેલાં આપતા હતા. તેમણે કહ્યું : ખુદાની કસમ ! હવે હું કદી ખર્ચ બંધ નહીં કરૂં. હઝરત આઇશા કહે છે : રસુલુલ્લાહ (સલ.)એ હઝરત ઝેનબને પૂછયું હતું કે, તમને શું ખબર છે ? હઝરત ઝેનબે જવાબ આપ્યો : યા રસૂલલ્લાહ ! હું મારા આંખ-કાન સુરક્ષિત રાખવા માંગું છું. (તહોમત મૂકવા માંગતી નથી) મેં તેમનામાં ભલાઇ સિવાય બીજું કંઇ જોયું નથી. હઝરત આઇશા કહે છે કે, ઝેનબ જ હુઝૂરની બધી પત્નીઓમાં (સૌંદર્યમાં) મારી બરાબરી કરતાં હતાં, પરંતુ અલ્લાહના ડરે તેમને (મારા પર તહોમત મૂકવામાંથી) બચાવ્યા, પરંતુ તેમના બહેન હમના તેમની સાથે લડયાં (કે તમે તહોમત કેમ મૂકી નહીં.) એટલે જ્યાં બીજા તહોમત મૂકનારાઓ બરબાદ થયા ત્યાં તે પણ બરબાદ થયાં. હઝરત આઇશા કહે છે : તે માણસ જેના પર તહોમત મૂકવામાં આવી હતી તે ખુદાની કસમ ખાઇને કહેતો હતો કે, મેં કદી કોઇ ઓરતનો પરદો ખોલ્યો નથી. (ન જાઇઝ રીતે, ન નાજાઇઝ રીતે) છેવટે તે માણસ અલ્લાહના રસ્તામાં શહીદ થયો.

(૧૯૦/૪૪૨૬) ઝુહરી કહે છે : વલીદ ઇબ્ને અબ્દુલ મલિકે મને પૂછયું, શું તને એવી ખબર મળી છે કે, હઝરત અલી પણ તે લોકોમાં શામિલ હતા જેમણે હઝરત આઇશા પર તહોમત મૂકી



હતી ? મેં જવાબ આપ્યો : ના, બલ્કે તમારી કોમના બે માણસો અબૂ સલમા અબ્દુર્રહમાન અને અબૂબક્ર ઇબ્ને અબ્દુર્રહમાન બયાન કરતા હતા કે, હઝરત આઇશા કહેતાં હતાં : હઝરત અલી મારા વિષે ચુપ હતા.

(૧૯૧/૪૪૨૭) ઉમ્મે રૂમાન કિંવા હઝરત આઇશાની માં કહે છે કે, હું અને આઇશા બેઠાં હતાં, એવામાં એક અનસારી ઓરત આવી અને કહેવા લાગી : ખુદા ફલાણા માણસને બરબાદ કરે. (કિંવા તે ઓરતે પોતાના પુત્રની વગોવણી કરી) ઉમ્મે રૂમાને કહ્યું : કેમ, શું વાત છે ? તેણે જવાબ આપ્યો : મારો પુત્ર પણ તહોમત મૂકનારાઓમાં શામિલ છે. ઉમ્મે રૂમાને પૂછયું, કેવી તહોમત છે ? તે કહેવા લાગી : આવી વાત છે. હઝરત આઇશાએ કહ્યું : શું રસુલુલ્લાહ (સલ.)એ પણ એ સાંભળી લીધું છે ? ઓરતે કહ્યું : જી હા. હઝરત આઇશાએ પૂછયું, અબૂબક્રે પણ સાંભળી લીધું છે ? તેણે કહ્યું : જી હા. હઝરત આઇશા તરત બેભાન થઇને પડી ગયાં અને ધ્રુજારી સાથે તાવ ચઢયો. મેં તેમના પર કપડાં નાખી દીધાં અને ઢાંકી દીધાં. એવામાં રસુલુલ્લાહ (સલ.) પણ આવ્યા અને પૂછયું, શું ખબર છે ? મેં કહ્યું : એને ધ્રુજારી સાથે તાવ આવ્યો છે. આપે ફરમાવ્યું : કદાચ તે વાત સાંભળવાથી આવ્યો છે જે ચર્ચાઇ રહી છે. મેં કહ્યું : જી હા. આ સાંભળીને આઇશા ઉઠી ગયાં અને કહેવા લાગ્યા : ખુદાની કસમ ! જો હું કસમ ખાઇશ તો તમે મને સાચી માનશો નહીં અને જો હું (હાર શોધવાનું) બહાનું આગળ ધરીશ તો તમે બહાનાનો સ્વીકાર નહીં કરો. જેથી મારૂં અને તમારૂં ઉદાહરણ યઅકૂબ (અલ.) અને તેમના પુત્રો જેવું છે. **વલ્લાહુલ મુસ્તઆનુ અલા મા તસિફૂન** ઉમ્મે રૂમાન કહે છે કે, રસુલુલ્લાહ (સલ.) આ સાંભળીને બહાર ચાલ્યા ગયા, કંઇ જવાબ ન આપ્યો. જ્યારે અલ્લાહ તઆલાએ આઇશાના બહાના (પવિત્રતા)ની આયત ઉતારી ત્યારે આઇશાએ કહ્યું : હું ફકત અલ્લાહનો આભાર માનું છું, બીજા કોઇનો નહીં, તમારો પણ નહીં.

(૧૯૨/૪૪૨૮) હઝરત ઇબ્ને અબી મુલય્કા કહે છે કે, હઝરત આઇશા **ઇઝ તલિકૂનહુ બિઅલ્સિનતિકુમ** પઢતાં હતાં અને કહેતાં હતાં કે, ('તલિકૂન' 'વલ્ક'માંથી બન્યું છે) વલ્કનો અર્થ છે જૂઠું બોલવું. કિંવા જ્યારે તમે તમારી ઝબાનથી જૂઠું બોલતા હતા. ('તલક્કવનહુ' પઢતાં ન હતાં) ઇબ્ને અબી મુલય્કા કહે છે : હઝરત આઇશા જ આ આયતને સૌથી વધારે જાણતાં હતાં. કારણ કે, તેમના વિષે જ ઉતરી હતી.

(૧૯૩/૪૪૨૯) હઝરત ઉરવા કહે

છે : હું હસ્સાન ઇબ્ને સાબિતને અપશબ્દો કહેવા લાગ્યો તો હઝરત આઇશાએ કહ્યું : તમે એને ખરાબ ન કહો. કારણ કે, એ રસૂલુલ્લાહ (સલ.) તરફથી મુશ્રિકોની સામનો કરતા હતા. તેમણે રસૂલુલ્લાહ (સલ.) પાસેથી મુશ્રિકોની નાલેશી કરવાની રજા માંગી હતી. હુઝૂરે કહ્યું : તમે મારા વંશને શું કરશો ? (કિંવા મારો અને તેમનો વંશ એક છે. તેમના વંશની નાલેશી કરવી એ મારા વંશની નાલેશી કરવા બરાબર છે) હસ્સાને કહ્યું : હું તેમની અંદરથી હુઝૂરને એવી રીતે અલગ કરી લઇશ જેવી રીતે લોટમાંથી વાળ ખેંચી લેવામાં આવે છે. બીજી રિવાયતમાં છે : હઝરત ઉરવા કહે છે : મેં હસ્સાનને ખરાબ કહ્યા. કારણ કે, હસ્સાન તહોમત મૂકનારાઓમાં શામિલ હતા.

(૧૯૪/૪૪૩૦) હઝરત મસ્રૂક કહે છે : એક દિવસ હું હઝરત આઇશા (રદિ.) પાસે ગયો ત્યાં હસ્સાન ઇબ્ને સાબિત બેસીને હઝરત આઇશાને આ શે'ર સંભળાવી રહ્યા હતા :

**હસાનુન રઝાનુન મા તુઝન્નુ બિરીબતિન વ તુસ્બિહુ ગરસા મિન લુહૂમિલ ગવાફિલિ**

અર્થાત્ : હસાન એક સાચી સમજદાર પવિત્ર સ્ત્રી છે તેના પર કોઇ પણ પ્રકારની શંકા કરી શકાય તેમ નથી. સવારે તે એવી સ્ત્રીઓની ગોશ્તની ભૂખી થઇ જાય છે જે સામે હોતી નથી. (કિંવા કોઇની ફરિયાદ અથવા ગીબત કરતી નથી.) હઝરત આઇશાએ કહ્યું : પરંતુ તમે તો એવા નથી. મસ્રૂક કહે છે : મેં હઝરત આઇશાને કહ્યું : તમે હસ્સાનને તમારી પાસે આવવાની રજા શા માટે આપો છો. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, જેણે આ ભારે બોજ ઉંચક્યો છે તેના માટે સખ્ત અઝાબ છે. હઝરત આઇશાએ કહ્યું : આંધળા બનવા કરતાં મોટો અઝાબ બીજો કયો હોય શકે ? (કિંવા હસ્સાન અંધ બની ગયા. તહોમત મૂકવાનો અઝાબ તેને મળી ગયો) પછી કહ્યું કે, એ રસૂલુલ્લાહ (સલ.) તરફથી કાફિરોની નાલેશી કરતા હતા.

## હુદયબિય્યાના ગઝવાનું વર્ણન

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લકદ રદિય લ્લાહુ અનિલ મુઅમિનીન ઇઝ યુબાયિઊનક તહત શ્શજરતિ.....' કિંવા અલ્લાહ તઆલા મુસલમાનોથી ખુશ થયા, જ્યારે કે તેઓ આ ઝાડના નીચે તમારા હાથ પર બૈઅત કરી રહ્યા હતા.**

(૧૯૫/૪૪૩૧) હઝરત ઝેદ ઇબ્ને ખાલિદ કહે છે કે, હુદયબિય્યાના વરસે અમે હુઝૂર (સલ.)ની સાથે ગયા. એક રાત્રે વરસાદ પડયો. હુઝૂરે ફજ્રની બે રકઅત પઢીને અમારા તરફ મોં કરીને કહ્યું : તમે જાણો છો કે તમારા પાલનહારે શું ફરમાવ્યું. અમે કહ્યું : ખુદા અને તેના રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : ખુદા તઆલાએ ફરમાવ્યું : સવારે મારા અમુક બંદાઓએ મારા પર ઇમાન કાયમ રાખ્યું અને અમુકે ઇન્કાર કર્યો. જે માણસે કહ્યું કે, અલ્લાહની રહમતથી, તેના ઇનામથી અને તેના ફઝલથી અમારા પર વરસાદ થયો. તે તો અમારા પર ઇમાન ધરાવે છે અને તારાઓનો ઇન્કાર કરે છે. જે માણસે કહ્યું કે, અમારા પર ફલાણા તારાઓના કારણે વરસાદ થયો, તે તારાઓ પર ઇમાન ધરાવે છે અને મારો ઇન્કાર કરે છે.

(૧૯૬/૪૪૩૨) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ચાર ઉમરા કર્યા હતા. એ બધા ઝીલકઅદમાં કર્યા હતા. હા, તે ઉમરો ઝીલકઅદમાં કર્યો ન હતો જે હજ્જની સાથે કર્યો હતો. એક હુદયબિય્યાનો ઉમરો. બીજો તે પછીના વરસે. ત્રીજો જિઇર્રાનાનો ઉમરો. જેમાં હુનૈનની લડાઇનો માલે ગનીમત વહેંચ્યો હતો. ચોથો તે ઉમરો જે હજ્જની સાથે કર્યો હતો.

(૧૯૭/૪૪૩૩) હઝરત અબૂ કતાદા કહે છે કે, હુદયબિય્યાના વરસે અમે હુઝૂર (સલ.)ની સાથે ગયા હતા. બીજા સહાબીઓએ (ઉમરાનો) ઇહરામ બાંધ્યો હતો. મેં ઇહરામ બાંધ્યો ન હતો.

(૧૯૮/૪૪૩૪) હઝરત બરા ઇબ્ને આઝિબ કહેતા હતા કે, તમે લોકો મક્કાના વિજયને વિજય માનો છો. મક્કાનો વિજય ખરેખર મોટો વિજય હતો, પરંતુ અમે હુદયબિય્યાના દિવસે બૈઅતે રિદ્વાનને વિજય સમજતા હતા. હુદયબિય્યાનો એક કુવો હતો. હુઝૂર (સલ.)ની સાથે ચૌદસો માણસો હતા. અમે હુદયબિય્યાના કુવાનું બધું પાણી ખેંચી લીધું. તેમાં એક ટીપું પણ રહેવા ન દીધું. હુઝૂરને આ ખબર મળી ત્યારે આવીને કુવાની પાળ પર બેસી ગયા. પાણીનું વાસણ માંગ્યું. તેનાથી વુઝૂ કર્યું. પછી મોંમાં પાણી લઇને કંઇક દુઆ કરીને થુંક્યા. થોડી વાર સુધી અમે થોભ્યા. પછી તે કુવામાંથી જેટલું પાણી જોઇતું હતું તેટલું અમે ખેંચ્યું. અમે પણ પીધું અને અમારી સવારીના જાનવરોએ પણ પીધું.

(૧૯૯/૪૪૩૫) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે : હુદયબિય્યાના દિવસે અમે બધા હુઝૂરની સાથે ચૌદસો અથવા તેનાથી પણ વધારે માણસો હતા. એક કુવા પર બધાએ પડાવ નાખ્યો. ડોલ લઇને કુવાનું પાણી ખેંચીને ખલાસ કરી દીધું. છેવટે લોકો હુઝૂર પાસે ગયા (અને પાણી ન હોવાની ફરિયાદ કરી) આપે કુવામાં થુંકીને દુઆ કરી, પછી કહ્યું : થોડીવાર એને એમ જ રહેવા દો. થોડીવાર પછી બધાએ પોતે પણ ધરાઇને પાણી પીધું અને જાનવરોને પણ પાણી

પીવડાવ્યું. ત્યાર પછી અમે ત્યાંથી રવાના થઇ ગયા.

(૨૦૦/૪૪૩૬) હઝરત જાબિર કહે છે : હુદયબિય્યાના દિવસે લોકોને તરસ લાગવા માંડી. (પાણી હાજર ન હતું.) હુઝૂરની પાસે એક વાસણ હતું. આપે તેનાથી વુઝૂ કર્યું. થોડીવાર પછી સહાબીઓ મુબારક સેવામાં હાજર થયા. આપે પૂછ્યું, કેમ, શું વાત છે ? સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારી પાસે ન વુઝૂ માટે પાણી છે ન પીવા માટે, ફકત હુઝૂરના વાસણમાં જે પાણી છે બસ તે જ છે. હુઝૂરે આ સાંભળીને વાસણ પર હાથ મૂકયો. તરત આપની આંગળીઓની વચ્ચેથી પાણી ઉછળીને ઝરણાઓના જેમ વહેવા લાગ્યું. જેનાથી અમે બધાએ વુઝૂ કરી લીધું અને ધરાઇને પીધું પણ. સાલિમ કહે છે : મેં જાબિરને પૂછ્યું કે, તે દિવસે તમે કેટલા માણસો હતા ? તેમણે કહ્યું : પંદરસો હતા, પરંતુ જો એક લાખ પણ હોત તો બધા માટે પુરતું થઇ પડત.

(૨૦૧/૪૪૩૭) હઝરત કતાદા કહે છે : મેં હઝરત સઇદ ઇબ્ને મુસય્યિબને કહ્યું : મને ખબર મળી છે કે, હઝરત જાબિર કહેતા હતા કે, કુલ ચૌદસો માણસો હતા. સઇદે કહ્યું : મને જાબિર કહેતા હતા કે, પંદરસો માણસોએ હુદયબિય્યાના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ની બૈઅત કરી હતી.

(૨૦૨/૪૪૩૮) હઝરત જાબિરે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ હુદયબિય્યહના દિવસે અમને કહ્યું : તમે જમીન પર વસનારાઓમાં સૌથી સારા છો. અમે તે દિવસે એક હજાર ચારસો માણસો હતા. જો આજે મારી આંખો પણ હોત તો હું તમને તે ઝાડની જગ્યા પણ બતાવી દેત (જ્યાં બૈઅત કરી હતી). સાલિમ કહે છે : મેં જાબિર પાસેથી સાંભળ્યું કે, ચૌદસો માણસો હતા. અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફા કહે છે કે, ઝાડના નીચે બૈઅત કરનાર એક હજાર ત્રણસો માણસો હતા. બની અસ્લમ મુહાજિરોના આઠમા ભાગ જેટલા હતા.

(૨૦૩/૪૪૩૯) હઝરત મિરદાસ અસ્લમીએ રિદવાનની બૈઅતમાં ભાગ લીધો હતો. તેઓ કહેતા હતા કે, નેક લોકોનું સતત મૃત્યુ થતું રહેશે. રદી ખજૂર અથવા રદી જવની જેમ તુચ્છ લોકો બાકી રહી જશે. જેમની અલ્લાહ તઆલા કંઇ પરવા નહીં કરે.

(૨૦૪/૪૪૪૦) મરવાન અને મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, હુદયબિય્યાના વરસે રસૂલુલ્લાહ (સલ.) એક હજારથી કંઇક વધુ માણસોને સાથે લઇને મદીનાથી નીકળ્યા. ઝુલહુલયફા જઇને કુરબાનીના ઊંટના ગળામાં પટો નાખ્યો અને ઇશ્આર કર્યું. ત્યાંથી જ ઇહરામ બાંધ્યો.

(૨૦૫/૪૪૪૧) હઝરત કઅબ



ઇબ્ને ઉજરા કહે છે કે, મારા માથામાંથી જૂ પડતી જોઇને રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જીવજંતુ તમને તકલીફ આપે છે ? મેં કહ્યું : જી હા. આપે માથું મુંડાવી નાખવાનો હુકમ આપ્યો. જો કે તે વખતે હુઝૂર હુદયબિય્યામાં હતા, પરંતુ હુઝૂરે એમ કહ્યું નહીં કે, લોકો ઇહરામ ખોલી નાખે. કારણ કે, લોકોને મક્કામાં દાખલ થવાનો શોખ હતો. જ્યારે અલ્લાહ તઆલાએ ફિદયાવાળી આયત ઉતારી ત્યારે હુઝૂરે મને કહ્યું કે, કયાં તો ૬ મિસ્કીનોને ત્રણ સાઅ અનાજ આપો કયાં તો એક બકરીની કુરબાની કરો કયાં તો ત્રણ દિવસના રોઝા રાખો.

(૨૦૬/૪૪૪૨) હઝરત અસ્લમ કહે છે : એક વાર હું ફારૂકે અઅઝમ (રદિ.) સાથે બજારમાં ગયો. રસ્તામાં એક જુવાન સ્ત્રી મળી અને કહેવા લાગી : અમીરૂલ મુઅમિનીન ! મારા પતિનું અવસાન થઇ ગયું છે. તે નાના નાના બાળકો મૂકી ગયો છે. ખુદાની કસમ ! બાળકો માટે ન બકરીનો પગ છે કે તેને રાંધીએ, ન ખેતી છે ન દૂધ દેનારૂં કોઇ જાનવર છે. મને ડર છે કે, તેઓ ભૂખથી મરી જશે. હું ખુફાફ ઇબ્ને અયમા ગિફારીની પુત્રી છું. મારા પિતા રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હુદયબિય્યામાં હાજર હતા. આ સાંભળીને હઝરત ઉમર ફારૂક ત્યાં જ થોભી ગયા, આગળ વધ્યા નહીં. પછી કહ્યું : તમારા વંશ નજીક જ છે, ખુશીથી આવો. (સ્ત્રી સાથે થઇ ગઇ) તે પછી હઝરત ઉમરે એક મજબૂત પીઠવાળું ઊંટ, જે તેમના ઘરમાં બાંધેલું હતું, અનાજની બે ગુણો ભરીને તેના પર મૂકી. બંનેની વચ્ચે થોડાક નાણાં અને કપડાં મૂકીને લગામ પકડીને તે સ્ત્રીના હાથમાં મૂકી દીધી. એક માણસે કહ્યું : અમીરૂલ મુઅમિનીન, આપે વધારે આપી દીધું. તેમણે કહ્યું : તારી માં તારા પર રડે, ખુદાની કસમ ! મેં એ સ્ત્રીના પિતા અને ભાઇને જોયા હતા. જેમણે એક મુદ્દત સુધી કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો અને છેવટે જીતીને રહ્યા હતા. સવારે અમે (ગનીમતના) માલમાં એ બંનેનો હિસ્સો શોધતા હતા.

(૨૦૭/૪૪૪૩) મુસય્યબ કહે છે : મેં તે ઝાડ (જેના નીચે બૈઅતે રિદવાન થઇ હતી) તે જોયું હતું, પરંતુ પાછળથી જઇને જોયું તો ઓળખી શકયો નહીં, ભૂલી ગયો.

(૨૦૮/૪૪૪૪) તારિક ઇબ્ને અબ્દુર્રહમાન કહે છે : હું એકવાર હજ્જ માટે ગયો. રસ્તામાં અમુક માણસોને નમાઝ પઢતા જોઇને મેં પૂછ્યું, આ કેવી મસ્જિદ છે ? લોકોએ કહ્યું : આ તે ઝાડ છે જ્યાં રસૂલુલ્લાહ (સલ.)એ બૈઅતે રિદવાન કરી હતી. મેં હઝરત સઇદ ઇબ્ને મુસય્યબને જઇને આ બનાવ કહ્યો. સઇદે કહ્યું : મારા પિતા બૈઅતે રિદવાન

કરનારાઓમાં શામિલ હતા. તેઓ કહેતા હતા કે, બીજા વરસે જ્યારે અમે તે ઝાડ તરફ ગયા ત્યારે ઝાડને ભૂલી ગયા. ઓળખી શકયા નહીં. તે પછી સઇદે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ના સહાબીઓને તો તેની ઓળખ રહી નહીં અને તમે લોકો તેને ઓળખો છો તો તમે તેમના કરતાં વધારે મોટા આલિમ નીકળ્યા !

(૨૦૯/૪૪૪૫) હઝરત મુસય્યબ કહે છે : હું તે લોકોમાં શામિલ હતો જેમણે રસૂલુલ્લાહ (સલ.)થી આ ઝાડ નીચે બૈઅત કરી હતી, પરંતુ આવતા વરસે જ્યારે અમે બીજી વાર તે બાજુ ગયા ત્યારે તે ઝાડ અમને મળ્યું નહીં.

(૨૧૦/૪૪૪૬) તારિક કહે છે કે, સઇદ ઇબ્ને મુસય્યબ સામે જ્યારે તે ઝાડની વાત નીકળી ત્યારે તેમણે સ્મિત કર્યું અને કહ્યું : મારા પિતા તો તે બૈઅતમાં શામિલ હતા.

(૨૧૧/૪૪૪૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઓફા, જેઓ બૈઅતે રિદવાન કરનારાઓમાંથી હતા, તેઓ કહે છે કે, જ્યારે કોઇ કોમ પોતાનો સદકાનો માલ રસૂલુલ્લાહ (સલ.) પાસે લાવતી હતી ત્યારે આપ કહેતા હતા : એય અલ્લાહ ! તેમના પર રહમત વરસાવ. જેમકે મારા પિતા જ્યારે માલ લઇને મુબારક સેવામાં હાજર થયા ત્યારે આપે ફરમાવ્યું : એય અલ્લાહ ! અબૂ ઓફાના માણસો પર રહમ કર.

(૨૧૨/૪૪૪૮) હઝરત અબ્બાદ ઇબ્ને તમીમ, જેઓ રસૂલુલ્લાહ (સલ.) સાથે હુદયબિય્યામાં હતા. તેઓ કહે છે કે, જ્યારે હુર્રાની લડાઇનો દિવસ આવ્યો અને લોકોએ (યઝીદ ઇબ્ને મુઆવિયાની બૈઅત તોડીને) અબ્દુલ્લાહ ઇબ્ને હિન્ઝલાની બૈઅત કરી ત્યારે ઇબ્ને ઝેદે લોકોને પૂછ્યું કે, અબ્દુલ્લાહ કઇ વાતની બૈઅત લઇ રહ્યા છે ? એક માણસે કહ્યું : મરવાની. મેં કહ્યું : રસૂલુલ્લાહ (સલ.) પછી હું કોઇની આ શરતે બૈઅત નહીં કરૂં. તેઓ હુદયબિય્યામાં હાજર હતા.

(૨૧૩/૪૪૪૯) હઝરત ઇયાસ ઇબ્ને સલમહ કહે છે કે, મારા પિતા બૈઅતે રિદવાન કરનારાઓમાંથી હતા. તેઓ કહેતા હતા કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે જુમ્આની નમાઝ પઢીને પાછા ફરતા હતા ત્યારે દીવાલોનો પડછાયો એટલો પડતો ન હતો કે, તેમાં કોઇ આરામ કરી શકે.

(૨૧૪/૪૪૫૦) યઝીદ ઇબ્ને અબૂ ઉબૈદ કહે છે : મેં હઝરત સલમહ ઇબ્ને અકવઅને પૂછ્યું કે, તમે હુદયબિય્યામાં રસૂલુલ્લાહ (સલ.)ની બૈઅત કઇ શરતે કરી હતી ? તેમણે કહ્યું : મરવાની (શરતે).

(૨૧૫/૪૪૫૧) હઝરત મુસય્યબ કહે છે : મેં હઝરત બરા ઇબ્ને આઝિબને



કહ્યું : તમને ખુશી મળે કે, તમને રસૂલુલ્લાહ (સલ.)નો સહવાસ નસીબ થયો છે અને તે ઝાડના નીચે હુઝૂરની બૈઅત કરી છે. તેમણે કહ્યું : ભત્રીજા, તમને ખબર નથી કે, હુઝૂર પછી અમે કેવી કેવી નવી વાતો ઉપજાવી છે.

(૨૧૬/૪૪૫૨) અબૂ કિલાબા કહે છે : સાબિત ઇબ્ને ઝહહાકે ઝાડના નીચે રસૂલુલ્લાહ (સલ.)ની બૈઅત કરી હતી.

(૨૧૭/૪૪૫૩) હઝરત અનસ કહે છે કે, આયત **'ઇન્ના ફતહના લક ફત્હમ મુબીના'**માં 'ફત્હ'થી હુદયબિય્યાની સુલેહ મુરાદ છે. હઝરત અનસ કહે છે કે, (જ્યારે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.) માટે આયત **'લિયગફિર લક લ્લાહુ મા તકદ્દમ મિન ઝમ્બિક વ મા તઅખ્ખર'** ઉતારી ત્યારે) સહાબાએ કહ્યું : હુઝૂરને એ (ખુશખબરી) મુબારક, પરંતુ અમને એ ખુશીથી શું મળ્યું, ત્યારે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **લિયુદખિલલ મુઅમિનીન વલ મુઅમિનાતિ જન્નાતિન.** શુઅબા કહે છે : હું કૂફા ગયો ત્યારે આ હદીસ મેં કતાદાને કહી. કતાદાએ કહ્યું કે, **ઇન્ના ફતહના લક ફત્હન** (કિવા ઉપરોક્ત હદીસનો પહેલો ભાગ તો) હઝરત અનસથી રિવાયત થયેલો છે અને છેલ્લો ભાગ હઝરત ઇકરિમાથી નકલ થયેલો છે.

(૨૧૮/૪૪૫૪) હઝરત ઝાહિર અસ્લમી, જેઓ હુદયબિય્યાની બૈઅતમાં શામિલ હતા. તેઓ કહે છે : હું ગધેડાઓનો ગોશ્ત હાંડલીઓમાં નાખીને નીચે આગ સળગાવી રહ્યો હતો, એવામાં રસૂલુલ્લાહ (સલ.)ના જાહેરાત કરનારાએ જાહેરાત કરી કે, રસૂલુલ્લાહ (સલ.) ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવે છે. મિજઝાએ બયાન કર્યું છે કે, ઉહબાન ઇબ્ને ઓસ બૈઅતે રિદવાનમાં શામિલ હતા. તેમના ઘુંટણમાં કંઇક તકલીફ હતી. એટલે સજદો કરતી વખતે ઘુંટણની નીચે તકિયો મૂકતા હતા.

(૨૧૯/૪૪૫૫) હઝરત સુવૈદ ઇબ્ને નુઅમાન, જેઓ હુદયબિય્યાની બૈઅતમાં હાજર હતા, તેઓ કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા માટે સત્તુ લાવવામાં આવ્યું. બધાએ આમતેમ મોંમાં સત્તુ ફેરવ્યું. (કિવા ખાધું.)

(૨૨૦/૪૪૫૬) અબૂ જમરા કહે છે કે, આઇઝ રિદવાનની બૈઅતવાળા-ઓમાંથી હતા. મેં તેમને પૂછ્યું કે, શું (પાછલી રાત્રે નિફલ પઢે તો શરૂઆતની પહેલી) વિત્ર તૂટી જાય છે ? (બીજી વાર પઢવાની ઝરૂરત નથી ?) તેમણે કહ્યું : જો તમે શરૂ રાતમાં વિત્ર પઢી ચૂકયા હોય તો પછી પાછલી રાતે બીજી વાર ન પઢો.

(૨૨૧/૪૪૫૭) હઝરત અસ્લમ કહે

છે : એક સફરમાં હુઝૂર (સલ.) ચાલી રહ્યા હતા. હઝરત ઉમર પણ સાથે હતા. હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ને કંઇક પૂછ્યું. હુઝૂરે કોઇ જવાબ ન આપ્યો. બીજી વાર પૂછ્યું છતાં આપે જવાબ આપ્યો નહીં. ત્રીજી વાર પૂછ્યું છતાં પણ આપ કંઇ બોલ્યા નહીં. હઝરત ઉમર પોતાને કહેવા લાગ્યા : ઉમર, ખુદા કરે તું મરે, તેં રસૂલુલ્લાહ (સલ.)નો ત્રણ વાર પીછો કર્યો, જો કે હુઝૂરે તને કંઇ જવાબ આપ્યો નહીં. હઝરત ઉમર કહે છે : પછી હું ઊંટ લઇને મુસલમાનોના લશ્કરની આગળ નીકળી ગયો. મને ડર લાગ્યો કે, ક્યાંક મારા વિષે કુર્આનમાં કોઇ આયત ન ઉતરે. થોડી વાર પછી કોઇએ મને અવાજ દીધો (કે, તમને રસૂલુલ્લાહ યાદ કરે છે) મને ડર લાગ્યો કે, ક્યાંક મારા માટે કોઇ આયત ન ઉતરી હોય. છેવટે મુબારક સેવામાં હાજર થઇને સલામ કરી. હુઝૂરે કહ્યું : આજે રાત્રે મારા પર એવી સૂરત ઉતરી છે જે મને આખી દુનિયા કરતાં વધારે પ્યારી છે. તે પછી હુઝૂરે **ઇન્ના ફતહના**ની સૂરત પઢી.

(૨૨૨/૪૪૫૮) મરવાન અને મિસ્વર કહે છે કે, હુદયબિય્યાના વરસે રસૂલુલ્લાહ (સલ.) એક હજારથી કંઇક વધારે સહાબાઓને સાથે લઇને મદીનાથી નીકળ્યા. ઝૂલહુલયફા જઇને કુરબાનીના ગળામાં હાર નાખ્યો અને ઇશ્આર કર્યું. અહીંથી ઉમરાનો ઇહરામ બાંધ્યો. ખુઝાઆના કબીલાના એક જાસૂસને રવાના કર્યો. તે પછી પોતે ચાલીને 'ગદીરે અસ્તાત' નામે જગ્યા સુધી પહોંચ્યા હતા. એવામાં જાસૂસ આવ્યો અને કહેવા લાગ્યો કે, કુરૈશીઓને આપના મુકાબલા માટે મોટું સૈન્ય એકત્ર કર્યું છે. જુદા જુદા કબીલાઓની ટુકડીઓ ભેગી કરી છે. એ લોકો આપની સાથે લડશે અને કઅબા જતાં અટકાવશે. હુઝૂરે કહ્યું : લોકો, મને સલાહ આપો. શું હું તેમના સ્ત્રી બાળકો તરફ વળી જાઉં જેઓ આપણને બયતુલ્લાહ જતાં અટકાવે છે. તેમના સ્ત્રી-બાળકોને ગિરફતાર કરી લઉં ? હવે જો તેઓ આપણી સાથે લડવા આવશે તો તેની એકતા તો ખંડિત થઇ ચૂકી હશે, નહીં તો અમે તેમને બિલકુલ નાદાર બનાવીને છોડીશું. હઝરત અબૂબક્રે કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ કઅબાના ઇરાદે નીકળ્યા. એટલે આપ કઅબા તરફ ચાલો. જો તે બાજુ જતાં આપણને કોઇ રોકશે તો આપણે તેની સાથે લડીશું. આપે ફરમાવ્યું : ખુદાનું નામ લઇને ચાલો.

(૨૨૩/૪૪૫૯) હઝરત ઉરવા કહે છે કે, હુદયબિય્યાના દિવસે મુદતના ઝઘડા અંગે રસૂલુલ્લાહે (કુરૈશના પ્રતિનિધિ) સુહૈલ ઇબ્ને અમ્ર સાથે લેખિત કરાર કર્યો. સુહૈલે જે શરતો રજુ કરી હતી તેમાંની એક શરત એવી પણ હતી કે, જો અમારો કોઇ માણસ તમારી પાસે ચાલ્યો આવે, ભલેને તે તમારા ધર્મ પર હોય, પરંતુ



તમારે પાછો આપવો પડશે. તેને અમારા કબજામાં આપી દેવો પડશે. મુસલમાનોને આ શરત નાપસંદ પડી. સુહૈલ આ શરત પર અડગ રહ્યો અને મુસલમાનો એ શરતથી અકળાવા લાગ્યા અને આનાકાની કરવા લાગ્યા. જ્યારે સુહૈલે ન માન્યું ત્યારે હુઝૂરે કરારમાં એ પણ લખી દીધું. એ શરતની રૂએ તે દિવસે અબૂ જન્દલને તેના પિતા સુહૈલને પાછો આપી દીધો. તે પછી કરારની મુદત દરમ્યાન જે માણસ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યો, ભલેને તે મુસલમાન જ હોય, પરંતુ હુઝૂરે તેને કુરૈશના હવાલે કરી દીધો. જ્યારે સ્ત્રીઓ હિજરત કરીને હુઝૂર પાસે આવી, જેમાં ઉમ્મે કુલસૂમ બિન્તે ઉકબા પણ હતી ત્યારે હુઝૂરે સ્ત્રીઓને પાછી સોંપી નહીં. ઉમ્મે કુલસૂમના પરવાળાંઓ પણ લેવા માટે આવ્યા અને પાછા આપવાની વિનંતી કરી, પરંતુ અલ્લાહ તઆલાએ ઇમાનવાળી સ્ત્રીઓ વિષે હુકમ ઉતાર્યો હતો. એટલે આપે ઉમ્મે કુલસૂમને પરત કર્યાં નહીં.

(૨૨૪/૪૪૬૦) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, જે સ્ત્રીઓ મુસલમાન બનીને હિજરત કરીને હુઝૂરની પાસે ચાલી આવતી હતી તેમના ઇમાનની આપ કસોટી કરતા હતા. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું હતું : **યા અય્યુહ લ્લઝીન આમનૂ ઇઝા જાઅકુમુલ મુઅમિનાતુ....** ઝુહરી કહે છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને હુકમ આપ્યો કે, કાફિરોએ જે રકમ ઓરતો માટે ખર્ચ કરી હોય (દિવા મહેર વગેરે અને તે સ્ત્રીઓ મુસલમાન બનીને આવે) તો તે રકમ તેમને પાછી આપી દેવામાં આવે. હુઝૂરે તે હુકમનું પાલન કર્યું અને અબૂ બસીર અંગેની વિસ્તૃત વિગત વર્ણવી.

(૨૨૫/૪૪૬૧) હઝરત નાફિઅ કહે છે કે, (હજ્જાજના) ફિત્નાના સમયમાં જ્યારે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર ઉમરો કરવા માટે મદીનાથી નીકળ્યા ત્યારે (લોકોએ રોક્યા.) આપે કહ્યું : જો મને કઅબા જવા દેવામાં ન આવ્યો તો અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે જે કામ કર્યું હતું તે જ હવે કરીશ. તે પછી હઝરત ઇબ્ને ઉમરે ઉમરાનો ઇહરામ બાંધી લીધો. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ હુદયબિય્યાના વરસે ઉમરાનો ઇહરામ બાંધ્યો હતો.

(૨૨૬/૪૪૬૨) નાફિઅ કહે છે કે, હઝરત ઇબ્ને ઉમરે (ઉમરાનો) ઇહરામ

..............................

(૨૨૨/૪૪૫૮) કોઇ સ્થળે કોઇની લાશ મળી આવે અને હત્યારો કોણ છે, એ જાણી ન શકાય, તો આસપાસના વિસ્તારમાં લોકોને પૂછપરછ કરવામાં આવે. જો તેઓ ન બતાવે, તો પચાસ માણસોને કસમ ખવડાવવામાં આવશે કે, અમે હત્યા કરી નથી, અને હત્યારાને જાણતા પણ નથી, તો તેમની પાસેથી "દિય્યત" (ખૂનના બદલે વળતર) લેવામાં આવશે.

બાંધીને કહ્યું કે, જો મને રોકવામાં આવ્યો તો હું તે જ કરીશ જે રસૂલુલ્લાહ (સલ.)એ તે વખતે કર્યું હતું જ્યારે કે કુરૈશના કાફિરોએ આપને ઉમરો કરતા અટકાવ્યા હતા. તે પછી ઇબ્ને ઉમરે આ આયત પઢી : **લકદ કાન લકુમ ફી રસૂલિ લ્લાહિ ઉસ્વતુન હસનતુન.**

(૨૨૭/૪૪૬૩) નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરના એક પુત્રે કહ્યું : એવો ભય છે કે, ક્યાંક આપને કઅબા સુધી જતાં અટકાવવામાં આવે, એટલે આ વરસે જો તમે થોભી જાઓ તો સારૂં છે. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે (ઉમરો કરવા માટે) નીકળ્યા હતા, પરંતુ કુરૈશના કાફિરોએ હુઝૂરને કઅબા સુધી જવા દીધા નહીં. આપે ત્યાં જ કુરબાનીઓ ઝબ્હ કરી અને માથું મુંડાવ્યું. સહાબાઓએ પણ વાળ કપાવ્યા. આ હદીસ વર્ણવીને ઇબ્ને ઉમરે કહ્યું : હું તમને સાક્ષી રાખું છું કે, મેં ઉમરાનો ઇહરામ બાંધી લીધો. હવે જો મને કઅબા સુધી જતાં અટકાવવામાં ન આવ્યો તો તવાફ કરીશ અને જો અટકાવવામાં આવ્યો તો તે જ કરીશ જે રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું હતું. આમ કહીને હઝરત અબ્દુલ્લાહ રવાના થયા. થોડીવાર ચાલ્યા પછી કહ્યું : બંનેની સ્થિતિ એકસરખી છે. એટલે હું તમને સાક્ષી રાખું છું કે, મેં ઉમરાની સાથે હજ્જ પણ મારા પર જરૂરી બનાવી લીધી. (ઇબ્ને ઉમરે મક્કા જઇને) માત્ર એક તવાફ કર્યો અને એક સઇ કરી. પછી હજ્જ અને ઉમરા બંનેનો ઇહરામ ખોલી નાખ્યો.

(૨૨૮/૪૪૬૪) નાફિઅ કહે છે કે, લોકો કહે છે કે, ઇબ્ને ઉમર હઝરત ઉમર કરતાં પહેલાં મુસલમાન થયા હતા. આ વાત ખોટી છે, બલ્કે હઝરત ઉમરે હુદયબિય્યાના દિવસે હઝરત અબ્દુલ્લાહને એક અનસારી પાસે ઘોડો લેવા માટે મોકલ્યા હતા. જેથી તેના પર સવાર થઇને જિહાદ કરે. રસ્તામાં રસૂલુલ્લાહ (સલ.) ઝાડ પાસે લોકોની બૈઅત લઇ રહ્યા હતા. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરને એની ખબર ન હતી. બૈઅત કરીને ઘોડો લેવા ચાલ્યા ગયા. ઘોડો લઇને આવ્યા ત્યારે હઝરત ઉમરને એની ખબર આપી. હઝરત ઉમર લડાઇ માટે હથિયારો તૈયાર કરી રહ્યા હતા. તરત અબ્દુલ્લાહને સાથે લઇને હુઝૂરની સેવામાં હાજર થયા અને બૈઅત કરી. બસ આટલી વાત હતી, જેની લોકો ચર્ચા કરે છે અને કહે છે કે, અબ્દુલ્લાહ હઝરત ઉમર કરતાં પહેલાં મુસલમાન થયા હતા. એક રિવાયતમાં આ પ્રમાણે છે કે, હુદયબિય્યાના દિવસે લોકો આમતેમ ઝાડોના છાંયડામાં હતા. થોડીવાર પછી હઝરત ઉમરે જોયું કે, લોકો રસૂલુલ્લાહ (સલ.)ની આજુબાજુ વર્તુળ બનાવીને બેઠા છે. તેમણે કહ્યું : અબ્દુલ્લાહ, જુઓ તો લોકો શા માટે રસૂલુલ્લાહ (સલ.)ની ચારે બાજુ એકત્ર થયા છે ? હઝરત અબ્દુલ્લાહે



જઇને જોયું તો લોકો બૈઅત કરી રહ્યા હતા. હઝરત અબ્દુલ્લાહે પણ બૈઅત કરી લીધી. પછી પાછા જઇને હઝરત ઉમરને ખબર આપી. તેમણે જઇને બૈઅત કરી.

(૨૨૯/૪૪૬૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઓફા કહે છે કે, જ્યારે હુઝૂર (સલ.)એ ઉમરો કર્યો હતો ત્યારે અમે સાથે હતા. હુઝૂરે તવાફ કર્યો ત્યારે અમે પણ કર્યો. હુઝૂર સફા અને મરવા વચ્ચે દોડયા ત્યારે અમે પણ દોડયા. હુઝૂરે નમાઝ પઢી ત્યારે અમે પણ પઢી. અમે હુઝૂરને મક્કાવાળાઓથી છુપાવ્યા હતા. જેથી કોઇ કાફિર તકલીફ પહોંચાડે નહીં.

(૨૩૦/૪૪૬૬) અબૂ વાઇલ કહે છે કે, જ્યારે સહલ ઇબ્ને હુનૈફ સિફ્ફીનમાંથી પાછા ફર્યા ત્યારે અમે માહિતી મેળવવા માટે તેમની પાસે ગયા. તેમણે કહ્યું : તમે તમારા અનુમાન પર વિશ્વાસ ન કરો. કારણ કે, હુદયબિય્યાના દિવસે મેં જોયું હતું કે, (અબૂ જન્દલ સાંકળમાં જકડાઇને પાછો કાફિરો પાસે જઇ રહ્યો હતો) તે દિવસે જો મારામાં તાકાત હોત તો રસૂલુલ્લાહ (સલ.)ના હુકમને ફેરવી નાખ્યો હોત, પરંતુ ખુદા અને તેના રસૂલ જ સારી રીતે જાણતા હતા. હવે અમે પોતપોતાની તલવારો કોઇ મુશ્કેલ કામ માટે ખભા પર મૂકી ન હતી, બલ્કે એવા કામની સગવડ માટે મૂકી હતી જેને અમે પહેલેથી જ જાણતા હતા. (ફિત્ના મુસ્લિમોની એકતા) પરંતુ અમે એક ફિત્નાનો દરવાજો બંધ કરીએ છીએ તો બીજા ફિત્નાનો દરવાજો ખુલી જાય છે. અમારી સમજમાં આવતું નથી કે, એ ફિત્નાઓને કેવી રીતે દૂર કરીએ.

(૨૩૧/૪૪૬૭) હઝરત કઅબ ઇબ્ને ઉજરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) હુદયબિય્યાના દિવસોમાં મારી પાસે આવ્યા. (માથાના વાળમાંથી) મારા ચહેરા પર જૂ પડતી જોઇને કહ્યું : શું માથાના જંતુઓ તને તકલીફ આપી રહ્યા છે ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું : માથું મુંડાવી નાખ અને ત્રણ દિવસના રોઝા રાખ અથવા છ મિસ્કીનોને ખાણું ખવડાવ અથવા એક કુરબાની કર.

(૨૩૨/૪૪૬૮) હઝરત કઅબ ઇબ્ને ઉજરા કહે છે : અમે હુદયબિય્યામાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. ઇહરામની હાલતમાં હતા. કાફિરોએ અમને (ઉમરો કરતા) અટકાવ્યા હતા. મારા માથાના વાળ લાંબા લાંબા હતા. કાનની લોથી નીચે આવતા હતા. જૂઓ ચહેરા પર પડી રહી હતી. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મારી પાસેથી પસાર થયા ત્યારે આપે કહ્યું : શું માથામાંના જંતુઓ તને તકલીફ આપે છે ? મેં કહ્યું : જી હા. તે વખતે નીચેની આયત ઉતરી : **ફમન કાન મિન્કુમ મરીદન અવબિહિ અઝા મિર્રઅ્સિહિ ફફિદયતુ મ્મિન સિયામિન અવ સદકતિન અવ નુસુકિન** (કિવા જે માણસ

તમારામાંથી બીમાર હોય અથવા તેના માથામાં કોઇ તકલીફ હોય તો (તેના પર ઇહરામ તોડવાનો) બદલ રોઝા અથવા ખૈરાત અથવા કુરબાની છે.

### ઉકલ અને ઉરયનાનો બનાવ

(૨૩૩/૪૪૬૯) હઝરત અનસ કહે છે કે, ઉકલ અને ઉરૈના કબીલાના કેટલાક લોકો નબી (સલ.)ની સેવામાં હાજર થઇને મુસલમાન બન્યા. મદીનાની આબોહવા તેમને માફક ન આવી. તેમણે મુબારક સેવામાં વિનંતી કરી : યા રસૂલલ્લાહ ! અમે ભરવાડ હતા, જમીનદાર ન હતા. (એટલે અમારી પ્રકૃતિને દૂધ જ અનુરૂપ આવશે) હુઝૂરે થોડાક ઊંટો અને એક ગોવાળને લઇ જવાનો હુકમ આપ્યો અને કહ્યું કે, તમે એમની સાથે ચાલ્યા જાઓ. એમનું દૂધ અને પેશાબ પીઓ. ઉપરોક્ત કબીલાઓ ચાલ્યા ગયા. જ્યારે પથરાળ જમીનની નજીક પહોંચ્યા ત્યારે પાછા કાફિર થઇ ગયા. ગોવાળને કત્લ કરીને ઊંટો હાંકીને લઇ ગયા. હુઝૂરને ખબર પડી તો આપે તેમની પાછળ માણસો દોડાવ્યા. તેઓ ગિરફતાર થઇને આવ્યા. હુઝૂરે હુકમ આપ્યો કે, એમની આંખોમાં સળીયો ફેરવવામાં આવે. હાથ કાપી નાખવામાં આવે અને પથરાળ જમીન પર એમને નાખી દેવામાં આવે. હુકમનું પાલન કરવામાં આવ્યું. તેઓ એ જ હાલતમાં મરી ગયા. હઝરત કતાદા કહે છે : મને ખબર મળી છે કે, આ બનાવ પછી રસૂલુલ્લાહ (સલ.) ખૈરાત કરવાનું ઉત્તેજન આપતા હતા અને હાથ, પગ, નાક, કાન વગેરે કાપવાની મનાઇ ફરમાવતા હતા.

(૨૩૪/૪૪૭૦) અબૂ કિલાબા કહે છે કે, હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે લોકો સાથે મંત્રણા કરી અને કહ્યું : આ 'કસામત' વિષે તમારો શું અભિપ્રાય છે ? (જાઇઝ છે કે નહીં ?) લોકોએ કહ્યું : એ હકીકત છે. રસૂલુલ્લાહ (સલ.)એ અને તમારાથી આગળના ખલીફાઓએ એ પ્રમાણે ચુકાદા આપ્યા છે. આ સાંભળીને અંબસા ઇબ્ને સઇદે કહ્યું કે, ઉરૈનાવાળાઓ વિષે હઝરત અનસની તે હદીસ કયાં ગઇ જેમાં વર્ણન છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બધા ઉરૈના-વાળાઓને બદલામાં મરાવી નાખ્યા હતા અને 'કસામત'નો હુકમ આપ્યો ન હતો. અબૂ કિલાબા કહે છે : હું પલંગની પાછળ બેઠો હતો. મેં કહ્યું કે, હઝરત અનસે મને તે હદીસ કહી હતી. (કિંવા હદીસ ખોટી નથી, હઝરત અનસે બયાન કરી હતી.)

**✪ ભાગ-૧૬ સમાપ્ત ✪**



# બુખારી શરીફ

સંપાદક :
**ઇમામ બુખારી (રહ.)**

અનુવાદક :
**ઇબ્રાહીમ**

**ભાગ ૧૭**

# બુખારી શરીફ

## ભાગ-૧૭

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## ઝાતુલ કરદની લડાઇનું વર્ણન

**ખૈબરથી ત્રણ દિવસ પહેલાં ગતફાન કબીલાએ રસૂલુલ્લાહ (સલ.)ની દૂધારી ઊંટણીઓને લૂંટી લીધી હતી**

(૧/૪૪૭૧) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે કે, એક દિવસ હું સવારની અઝાન પહેલાં મદીનાથી નીકળ્યો. તે સમયે રસૂલુલ્લાહ (સલ.)ની દૂધારી ઊંટણીઓ ઝીકરદ સ્થળે ચરતી હતી. થોડી વાર પછી અબ્દુર્રહમાન ઇબ્ને ઔફનો ગુલામ મને મળ્યો અને કહેવા લાગ્યો કે, રસૂલુલ્લાહ (સલ.)ની ઊંટણીઓ ગિરફતાર કરી લેવામાં આવી. મેં કહ્યું : તેમને કોણે પકડી લીધી ? તેણે કહ્યું : ગતફાન કબીલાએ. મેં તરત ચીસ પાડીને ત્રણ વાર કહ્યું : **યા સબાહાહ** મારો હેતુ એ હતો કે, મદીનાના બંને પથરાળ કિનારાઓની વચ્ચે મારો અવાજ પહોંચી જાય. ત્યાર પછી મારું જે બાજુ મોં હતું તે બાજુ ચાલતો થયો. ગતફાન-વાળાઓ સુધી પહોંચી ગયો. તેઓ ઊંટણીઓ પકડીને લઇ જઇ રહ્યા હતા અને પાણી પીવડાવવાનો પ્રયાસ કરતા હતા. હું તીરંદાઝ હતો. એટલે તેમને તીર મારવા લાગ્યો અને યુધ્ધગીત રૂપે આ શે'ર બોલવા લાગ્યો : ''હું અકવઅનો પુત્ર છું. આજે ભાગ્યહીનોની તબાહીનો દિવસ છે.'' છેવટે હું તેમની પાસેથી ઊંટણીઓ છોડાવી લાવ્યો અને તેમની ત્રીસ ચાદરો પણ છીનવી લાવ્યો. એટલામાં રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા પણ આવી ગયા. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! તે લોકો તરસ્યા હતા, પરંતુ મેં તેમને પાણી પીવા દીધું નહીં. આપ તેમની પાછળ માણસો મોકલો. આપે ફરમાવ્યું : ઇબ્ને અકવઅ, તેં કાબૂ મેળવી લીધો. હવે નરમી કર. તે પછી અમે મદીના પાછા ફર્યા. રસૂલુલ્લાહ (સલ.)એ મને પોતાની ઊંટણી પર પાછળ બેસાડયો.

## ખૈબરના ગઝવાનું વર્ણન

(૨/૪૪૭૨) હઝરત સુવૈદ ઇબ્ને નુઅમાન કહે છે કે, ખૈબરની લડાઇના

વરસે હું હુઝૂરની સાથે હતો. જ્યારે અમે ખૈબરના નીચાણવાળા ભાગની નજીક સહબા નામે સ્થળે પહોંચ્યા ત્યારે આપે ત્યાં અસ્રની નમાઝ પઢી અને સફરનું ખાણું માંગ્યું, પરંતુ સત્તૂ સિવાય બીજી કોઇ વસ્તુ રજૂ કરવામાં આવી નહીં. હુકમ અનુસાર તેને જ પલાળવામાં આવ્યું. હુઝૂરે પોતે પણ ખાધું અને અમે પણ ખાધું. પછી આપે કોગળા કર્યા. અમે પણ કર્યા. નવું વુઝૂ કર્યા વગર મગરિબની નમાઝ પઢાવી.

(૩/૪૪૭૩) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે કે, હુઝૂર (સલ.) સાથે અમે ખૈબર ગયા. રાત્રે ચાલતા રહ્યા. (સફર દરમ્યાન) એક માણસે આમિરને કહ્યું : તમે અમને તમારા થોડાક શે'ર ન સંભળાવો. આમિર શાઇર હતા. તરત ઉતરીને ગાઇને પઢવા લાગ્યા. એય અલ્લાહ ! તારી મદદ ન હોત તો અમે સીધા રસ્તા પર ન આવત, ઝકાત ન આપત, નમાઝ ન પઢત. અમે તારા પર કુરબાન. અમારા ગુનાહ માફ કરી દે. દુશ્મનોના મુકાબલામાં અમારા પગ અડગ રાખ. અમને અંતરની શાંતિ અર્પણ કર. જ્યારે અમને અસત્ય તરફ બોલાવવામાં આવે છે ત્યારે અમે માનતા નથી. દુશ્મન ચીસ પાડી પાડીને અમારી પાસે ફરિયાદની દાદ માંગે છે. આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : આ ઊંટ હાંકનાર કોણ છે ? લોકોએ કહ્યું : આમિર ઇબ્ને અકવઅ. આપે કહ્યું : ખુદા એના પર રહમ કરે. એક સહાબીએ કહ્યું : આમિર માટે મગફિરત જરૂરી થઇ ગઇ ? હુઝૂરે આ શબ્દોથી અમને લાભ પહોંચાડયો નહીં. સલમહ કહે છે : છેવટે ખૈબર જઇને અમે તેમને ઘેરો ઘાલ્યો. અહીં સુધી કે, અમને ખૂબ ભૂખ લાગી, પરંતુ (સાંજે) અલ્લાહ તઆલાએ ખૈબર જીતાડી આપ્યું. જીતની સાંજે લોકોએ ખૂબ આગ સળગાવી. હુઝૂરે પૂછયું, આ આગ કેવી છે અને કઇ વસ્તુના નીચે સળગાવવામાં આવી રહી છે ? સહાબાઓએ કહ્યું : પાલતુ ગધેડાઓની ગોશ્ત રાંધવામાં આવી રહ્યો છે. આપે કહ્યું : ગોશ્ત ફેંકી દો અને હાંડલીઓ તોડી નાંખો. એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! જો અમે ગોશ્ત ફેંકીને હાંડલીઓ ધોઇ નાંખીએ તો કંઇ વાંધો છે ? આપે કહ્યું : તો એવું કરો. રાવી કહે છે કે, આમિરની તલવાર નાની હતી. યુધ્ધ દરમ્યાન આમિરે એક યહૂદીની પિંડલી પર તલવાર મારી, પરંતુ તલવારની ધાર તૂટીને આમિરના ઘૂંટણ પર વાગી, જેના કારણે આમિરનું અવસાન થયું. હઝરત સલમહ કહે છે : પાછા ફરતી વખતે રસૂલુલ્લાહ (સલ.)એ મારો હાથ પકડીને કહ્યું : કેમ, શું વાત છે ? મેં કહ્યું : મારા માંબાપ આપ પર કુરબાન, લોકો કહે છે કે, આમિરના બધા અમલો બરબાદ થઇ ગયા. આપે ફરમાવ્યું : જે કહે છે તે ખોટું



કહે છે. બે આંગળીઓ સાથે રાખીને કહ્યું : તેને બેવડો સવાબ મળશે. તે કષ્ટ સહન કરનાર પણ છે અને મુજાહિદ પણ. પણ ઓછા અરબો તેની ચાલ પ્રમાણે ચાલ્યા છે.

(૪/૪૪૭૪) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) રાત્રે ખૈબર પહોંચ્યા હતા. હુઝૂરનો નિયમ હતો કે, જો કોઇ ઠેકાણે રાત્રે પહોંચતા હતા તો સવાર થતા પહેલાં ત્યાંના રહેવાસીઓ પાસે જતા ન હતા. જેમકે ખૈબરમાં પણ જ્યારે સવારનો વખત થયો અને યહૂદીઓ પાવડા અને કરંડિયા લઇને નીકળ્યા. હુઝૂરના લશ્કરને જોયું તો કહેવા લાગ્યા : મુહમ્મદ છે, મુહમ્મદ અને પૂરૂં લશ્કર પણ છે. હુઝૂરે કહ્યું : ખૈબર બરબાદ થઇ ગયું. કારણ કે, અમે જે કોમના મેદાનમાં ઉતરીએ છીએ ત્યારે તે લોકોની સવાર ખરાબ થઇ જાય છે જેમને (અમારા તરફથી) ડરાવવામાં આવે છે.

(૫/૪૪૭૫) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અમે સવારના અજવાળામાં ખૈબર પહોંચ્યા. ત્યાંના લોકો પાવડા લઇને જઇ રહ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.)ને જોઇને કહેવા લાગ્યા : મુહમ્મદ છે. ખુદાની કસમ ! મુહમ્મદ અને પૂરૂં લશ્કર પણ છે. હુઝૂરે કહ્યું : અલ્લાહુ અકબર, ખૈબર બરબાદ થઇ ગયું. કારણ કે, અમે જે કોમના મેદાનમાં ઉતરીએ છીએ ત્યારે તે લોકોની સવાર ખરાબ થઇ જાય છે જેમને ડરાવવામાં આવે છે. હઝરત અનસ કહે છે : ત્યાં અમુક ગધેડાઓનો ગોશ્ત અમારા હાથમાં આવ્યો, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)ના જાહેરાત કરનારાએ જાહેરાત કરી કે, ખુદા અને રસૂલ તમને ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ કરે છે. એ નાપાક છે.

(૬/૪૪૭૬) હઝરત અનસ કહે છે : (ખૈબરમાં) એક માણસે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું કે, ગધેડાઓ ખાઇ લેવામાં આવ્યા. (કેવા સહાબાઓએ ગધેડાઓનો ગોશ્ત ખાઇ લીધો) આપ ચુપ રહ્યા. ફરી બીજી વાર તેણે હાજર થઇને કહ્યું કે, ગધેડાઓ ખાઇ લેવામાં આવ્યા. છતાં, આપ ખામોશ રહ્યા. તેણે ત્રીજી વાર હાજર થઇને કહ્યું : ગધેડાઓ બિલકુલ ખલાસ થઇ ગયા. આ સાંભળીને હુઝૂરે એક જાહેરાતદારને એવી

..............................

(૩/૪૪૭૩) રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત આમિર (રદિ.) માટે **"યરહમુક લ્લાહ"** અલ્લાહ તમારા પર રહમ કરે. જેથી હઝરત ઉમર (રદિ.)એ કહ્યું કે, શહાદત વાજિબ થઇ ગઇ. જ્યારે નબી (સલ.) કોઇને "યરહમુક લ્લાહ" કહેતા હતા, ત્યારે સહાબા (રદિ.)ને એવું સમજાતું હતું કે, હવે તે માણસની ટૂંક સમયમાં શહાદત થશે. એટલે હઝરત ઉમર (રદિ.)એ હુઝૂર (સલ.)ને કહ્યું કે, તમે અમને હઝરત આમિર (રદિ.) પાસેથી લાભ ઉઠાવવાથી વંચિત કરી દીધા. હવે અમે તેમની પાસેથી વધારે ફાયદો નહીં ઉઠાવી શકીએ.

જાહેરાત કરવાનો હુકમ આપ્યો કે, ખુદા અને રસૂલ તમને પાલતુ ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ કરે છે. (હુઝૂરનો આ હુકમ મળતાં જ) જોશ મારતી હાંડલીઓને ઉલટાવી દેવામાં આવી. (ગોશ્ત ફેંકી દેવામાં આવ્યો)

(૭/૪૪૭૭) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબર નઝીક ફજ્રની નમાઝ અંધારામાં પઢી. પછી કહ્યું : અલ્લાહુ અકબર, ખૈબર બરબાદ થઇ ગયું. અમે જે કૌમના મેદાનમાં ઉતરીએ છીએ ત્યાં તે લોકોની સવાર ખરાબ થઇ જાય છે જેમને (અમારા તરફથી) ડરાવવામાં આવે છે. સવારે ખૈબરવાળાઓ શેરીઓમાં દોડતા નીકળ્યા. રસૂલુલ્લાહ (સલ.)એ લડનારા યુવાનોને કત્લ કર્યા અને સ્ત્રી-બાળકોને કેદ કર્યાં. કેદીઓમાં હઝરત સફિય્યા પણ હતાં. પ્રથમ તેઓ દિહ્યા કલબીના હિસ્સામાં આવ્યાં. પછી રસૂલુલ્લાહ (સલ.)ના હિસ્સામાં આવ્યાં. (હુઝૂરે તેમની સાથે નિકાહ કરી લીધા) તેમની આઝાદીને જ મહેર ઠેરવી.

(૮/૪૪૭૮) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સફિય્યાને કેદી બનાવ્યા પછી આઝાદ કરીને તેમની સાથે નિકાહ કર્યા હતા. સાબિતે હઝરત અનસને પૂછયું, હુઝૂરે તેમને શું મહેર આપી હતી ? તેમણે કહ્યું : તેમની જાત જ તેમને મહેર રૂપે આપી હતી. કિંવા આઝાદ કરી દીધાં હતાં. (આઝાદીને જ મહેર ઠેરવી હતી.)

(૯/૪૪૭૯) હઝરત સહલ ઇબ્ને સઅદ સાઇદી કહે છે : (ખૈબરમાં) રસૂલુલ્લાહ (સલ.)નો મુશ્રિકો સાથે મુકાબલો થયો. ભારે ખૂનામરકી પછી રસૂલુલ્લાહ (સલ.) પોતાના લશ્કર તરફ આવ્યા. મુશ્રિકો પોતાના લશ્કરમાં ચાલ્યા ગયા. સહાબાઓમાંથી એક માણસ એકલો અટૂલો કાફિરનો પીછો પકડીને મારી નાખતો હતો. સહાબાએ હુઝૂરને કહ્યું કે, આજે જેવું તે માણસે કામ કર્યું છે તેવું અમારામાંથી કોઇએ કર્યું નથી. આપે ફરમાવ્યું : સાંભળો, તે દોઝખી છે. (સહાબા કહેવા લાગ્યા : જો તે દોઝખી છે તો પછી અમારામાંથી જન્નતી કોણ હોઇ શકે છે ?) એક માણસે કહ્યું : હું તેની સાથે રહીશ અને દેખરેખ રાખીશ. જેથી જ્યારે તે ક્યાંક થોભતો તો આ માણસ પણ ઉભો થઇ જતો હતો. તે માણસ ચાલતો હતો ત્યારે એ પણ ચાલવા માંડતો હતો. રાવી કહે છે : અચાનક તે માણસ ઘાયલ થયો. તરત મૃત્યુ નિપજાવવા માટે તલવાર જમીન પર ઉભી કરી. તલવારની અણી વચ્ચે રાખીને તલવાર પર છાતીનું વજન દીધું અને આ રીતે આપઘાત કર્યો. સાથેનો માણસ તરત હુઝૂરની સેવામાં હાજર થયો અને કહ્યું : હું ગવાહી આપું છું કે, આપ ખુદાના રસૂલ છો. હુઝૂરે



કહ્યું : શું વાત બની ? તે માણસે કહ્યું : હુઝૂરે હમણાં ઉલ્લેખ કર્યો હતો કે, ફલાણો માણસ દોઝખી છે. આ વાત લોકોની સમજમાં આવતી ન હતી. મેં તે માણસની સ્થિતિ તપાસવાની જવાબદારી લીધી. હું તેની પાછળ ગયો. તે માણસ જ્યારે ખૂબ ઘાયલ થયો ત્યારે તેણે જલદી મરી જવા માટે તલવાર જમીનમાં ખોસીને તલવારની અણી બંને સ્તનની વચ્ચે રાખીને ભાર દીધો અને આપઘાત કરી લીધો. હુઝૂરે કહ્યું : અમુક માણસો (આખી ઝિન્દગી જાહેરમાં) જન્નતીઓ જેવા કામો કરે છે, પરંતુ તેઓ દોઝખી હોય છે અને અમુક માણસો (આખી ઝિન્દગી જાહેરમાં) દોઝખીઓ જેવા કામો કરે છે અને (છેવટે) તેઓ જન્નતી બને છે.

(૧૦/૪૪૮૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : અમે ખૈબરમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા, એવામાં હુઝૂરે ઇસ્લામના એક દાવેદાર સાથી વિષે કહ્યું : એ દોઝખી છે. જ્યારે લડાઇનો વખત આવ્યો ત્યારે તે માણસ ખૂબ લડયો. તેને એટલા ઘા વાગ્યા કે, અમુક માણસોને (હુઝૂરના ફરમાનની સચ્ચાઇમાં) શંકા થવા લાગી. તે માણસને જ્યારે જખમોથી ખૂબ દુખાવો થવા લાગ્યો ત્યારે તેણે હાથ નમાવીને પોતાના ભાથામાંથી અમુક તીરો કાઢયાં અને તેનાથી આપઘાત કર્યો. આ જોઇને અમુક મુસલમાનો દોડીને આવ્યા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપની વાત સાચી નીકળી. તે માણસે આપઘાત કર્યો. હુઝૂરે કહ્યું : એય ફલાણા માણસ ! ઉઠીને લોકોમાં જાહેરાત કર કે જન્નતમાં ફકત મુઅમિન જ દાખલ થશે, પરંતુ અલ્લાહ તઆલા પોતાના દીનની મદદ ગુનેહગાર માણસ મારફતે પણ કરાવે છે. એક જગ્યાએ ખૈબરના બદલે હુનૈન શબ્દ આવ્યો છે.

(૧૧/૪૪૮૧) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ખૈબરની લડાઇ લડવા અથવા તે તરફ નીકળ્યા ત્યારે જે નાળા પર ચઢતા હતા ત્યાં સહાબાઓ ઉંચા સાદે **'અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા ઇલાહ ઇલ્લ લ્લાહુ'** પઢતા હતા. હુઝૂરે કહ્યું : લોકો ! તમારી જાતને થકવી ન નાંખો. તમે જે જાતને પોકારો છો તે ન તો બહેરી છે ન ગાયબ છે, બલ્કે તમે એવી જાતને પોકારો છો જે તમારી નઝીક જ છે. તે ખૂબ સાંભળે છે અને તમારી સાથે જ છે. રાવી કહે છે : હું હુઝૂરની સવારીની પાછળ જ હતો અને **'લા હવ્લ વ લા કુવ્વત ઇલ્લાહ બિલ્લાહ'** બોલી રહ્યો હતો. હુઝૂરે સાંભળીને કહ્યું :

(૯/૪૪૭૯) તે માણસે આપઘાત કર્યો હતો. આપઘાત કરવો બહુ ભારે ગુનોહ છે. નબી (સલ.)એ તેની બદનસીબી જોઇ લીધી હતી, એટલે આગાહી કરી હતી. માનવી પોતાના કર્મોના કારણે જન્નત અથવા જહન્નમમાં જાય છે.

અબ્દુલ્લાહ, મેં કહ્યું : જી હુઝૂર, હાજર છું. આપે કહ્યું : શું હું તમને એવા શબ્દો ન બતાવું જે જન્નતના ખજાનાઓમાંનો એક ખજાનો છે. મેં કહ્યું : હે રસૂલલ્લાહ ! મારા માંબાપ આપ પર કુરબાન, જરૂર બતાવો. આપે ફરમાવ્યું : **'લા હવ્લ વ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહ'** પઢતા રહો.

(૧૨/૪૪૮૨) યઝીદ ઇબ્ને અબૂ ઉબૈદ કહે છે કે, હઝરત સલમહની પિંડલીમાં ઘાની નિશાની જોઇને મેં પૂછ્યું, અબૂ મુસ્લિમ, આ કેવો ઘા છે ? તેમણે કહ્યું : આ ઘા ખૈબરની લડાઇના દિવસે વાગ્યો હતો. લોકો કહેવા લાગ્યા કે, સલમહ કામમાં આવી ગયા. (કિંવા ઘા ખૂબ ભયંકર અને ઊંડો હતો.) હું હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. આપે ત્રણ વાર ઘાને જોરથી ફૂંક મારી ત્યારથી લઇને આજ સુધી એમાં દર્દ થયું નથી.

(૧૩/૪૪૮૩) હઝરત સહલ કહે છે : એક લડાઇમાં રસૂલુલ્લાહ (સલ.)નો કાફિરો સાથે મુકાબલો થયો. ભારે ખૂનામરકી પછી દરેક પક્ષ પોતાના લશ્કરની છાવણીમાં પાછો ચાલ્યો ગયો. મુસલમાનોમાં એક માણસ હતો, જે એકલા અટુલા કાફિરનો પીછો પકડીને મારી નાખતો હતો. તેને છોડતો ન હતો. સહાબાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! આજે ફલાણા માણસે જેવું કામ કર્યું છે તેવું કોઇએ કર્યું નથી. આપે કહ્યું : બેશક, તે દોઝખી છે. સહાબાએ કહ્યું : જો તે દોઝખી હોય તો પછી અમારામાંથી કોણ જન્નતી હોય શકે છે. છેવટે એક માણસે કહ્યું : હું એની પાછળ પાછળ રહીશ. જેથી એ માણસ તેની પાછળ થઇ ગયો. જો તે દોડતો હતો એ પણ તેની પાછળ દોડતો હતો. તે પાછળ રહી જતો તો એ પણ પાછળ રહી જતો હતો. થોડી વાર પછી તે માણસ ઘાયલ થઇ ગયો અને (ઘાની તકલીફના કારણે) જલદી મરી જવા માંગતો હતો. તેણે તલવાર જમીનમાં ખોસીને બંને સ્તનની વચ્ચે અણી રાખીને ઉપરથી ભાર દઇને આપઘાત કર્યો. સાથે રહેનારો માણસ હુઝૂરની સેવામાં હાજર થયો અને કહ્યું : હું ગવાહી આપું છું કે, આપ ખુદાના રસૂલ છો. આપે કહ્યું : શું વાત છે ? તેણે વિગત કહી. આપે ફરમાવ્યું : અમુક માણસો લોકો સામે જન્નત-વાળાઓ જેવા કામો કરે છે અને હકીકતમાં તે દોઝખી હોય છે. અમુક માણસો જાહેરમાં દોઝખીઓ જેવા કામો કરે છે અને હકીકતમાં તે જન્નતી હોય છે.

(૧૪/૪૪૮૪) હઝરત અનસ (રદિ.)એ જુમ્આના દિવસે લોકોને પીળી ચાદરો પહેરેલી હાલતમાં જોઇને કહ્યું : અત્યારે એ ખૈબરના યહૂદીઓ લાગે છે.



(૧૫/૪૪૮૫) હઝરત સલમહ કહે છે કે, હઝરત અલી (રદિ.) રસૂલુલ્લાહ (સલ.)ની સાથે ખૈબર જઇ શકયા ન હતા. કારણ કે, તેમની આંખો આવી હતી, પરંતુ એવો વિચાર કરીને કે, રસૂલુલ્લાહ (સલ.)ના સંગાથથી વંચિત રહું છું. તેઓ પાછળથી આવીને જોડાઇ ગયા. જે દિવસની સવારે ખૈબર જીતાયું તેની રાત્રે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કાલે હું એવા માણસને ઝંડો આપીશ અથવા એવો માણસ ઝંડો લેશે જેના પ્રત્યે ખુદા અને રસૂલને મુહબ્બત હશે. તેના હાથે વિજય મળશે. રાવી કહે છે : અમે બધા એની આશા રાખતા હતા, એવામાં કહેવામાં આવ્યું કે, અલી હાજર છે ! હુઝૂરે હઝરત અલીને ઝંડો આપી દીધો. તેમના હાથે વિજય મળ્યો.

(૧૬/૪૪૮૬) હઝરત સઅલ ઇબ્ને સઅદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ખૈબરની લડાઇના દિવસે ફરમાવ્યું હતું કે, કાલે હું એવા માણસને ઝંડો આપીશ જેને ખુદા અને રસૂલ પ્રત્યે મુહબ્બત હશે અને ખુદા અને રસૂલને તેના પ્રત્યે મુહબ્બત હશે અલ્લાહ તઆલા તેના હાથે વિજય અપાવશે. આ સાંભળીને લોકો આખી રાત ચર્ચા કરતા રહ્યા કે, જુઓ, કોને ઝંડો આપવામાં આવે છે. જ્યારે સવાર પડી અને લોકો હુઝૂરની સેવામાં હાજર થયા ત્યારે દરેક ઝંડો મળવાની આશા રાખતો હતો. રસૂલે પાક (સલ.)એ કહ્યું : અલી કયાં છે ? સહાબાએ કહ્યું : તેમની આંખો દુખે છે. આપે કહ્યું : બોલાવો. હઝરત અલી હાજર થયા. હુઝૂરે તેમની આંખો પર થૂંક લગાડયું અને દુઆ માંગી. તરત હઝરત અલી સારા થઇ ગયા. એવું લાગતું હતું કે, તેમને કોઇ બીમારી હતી જ નહીં. હુઝૂરે તેમને ઝંડો આપ્યો. હઝરત અલીએ કહ્યું : જ્યાં સુધી તેઓ અમારા જેવા (મુસલમાન) નહીં થઇ જાય ત્યાં સુધી હું તેમની સાથે લડતો રહીશ. હુઝૂરે કહ્યું : તમારી યુક્તિ પ્રમાણે ચાલીને જ્યારે તમે તેમની સામે જાઓ ત્યારે પ્રથમ તેમને ઇસ્લામનું આમંત્રણ આપજો. અલ્લાહ તઆલાએ તેમના પર પોતાના જે હક્કો ફર્ઝ કર્યા છે તે તેમને બતાવજો. કારણ કે, ખુદાની કસમ ! જો અલ્લાહ તઆલા તમારી મારફતે એક માણસને પણ સીધો રસ્તો બતાવી દે તો એ તમારા માટે એના કરતાં સારૂં છે કે, તમારી પાસે લાલ ઊંટ હોય.

(૧૭/૪૪૮૭) હઝરત અનસ (રદિ.) કહે છે : જ્યારે અમે ખૈબર પહોંચ્યા અને અલ્લાહ તઆલાએ કિલ્લો જીતાડી આપ્યો ત્યારે હુઝૂર (સલ.) સામે હઝરત સફિય્યાના સૌંદર્યની ચર્ચા થઇ. હઝરત સફિય્યા દુલ્હન જ હતાં, એવામાં તેમના પતિ લડાઇમાં માર્યા ગયા. રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સફિય્યાને પોતાના માટે પસંદ કરી લીધાં. તેમને લઇને રવાના થયા. 'સદ્દે સહબા' સ્થળે

જઇને સફિય્યા પાક થયાં. હુઝૂરે તેમને પોતાના ઉપયોગમાં લીધાં. ત્યાર પછી 'હૈસ' નામે ખાણું તૈયાર કરીને ચામડાના દસ્તરખ્વાન પર મૂકવામાં આવ્યું. હુઝૂરે મને કહ્યું કે, આજુબાજુના માણસોને બોલાવી લો. હઝરત સફિય્યાના નિકાહનો વલીમો બસ આટલો જ હતો. પછી અમે મદીના ગયા. રાવી કહે છે : મેં પોતે જોયું કે, હુઝૂરે હઝરત સફિય્યા માટે પાછળથી ચાદરનો પરદો કરી લીધો હતો. ઊંટની પાસે બેસીને મુબારક ઘુંટણ નીચે મૂકયા હતા. હઝરત સફિય્યા તેના પર પગ મૂકીને ઊંટ પર સવાર થયાં હતાં.

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૭/૪૪૮૭) હઝરત સફિય્યા (રદિ.) યહૂદીઓના સરદારના પુત્રી હતાં. તેમણે એક વાર સ્વપ્ન જોયું કે, તેમની છાતી પર સૂર્ય આવી પડયો. તેમણે આ સ્વપ્ન પોતાના પિતા અથવા કાકાને કહ્યું. જેથી એમને એક તમાચો માર્યો અને કહ્યું કે, તું અરબોના સરદાર સાથે લગ્ન કરવા ઇચ્છે છે ! પછી એક યહૂદી સાથે તેમનું લગ્ન કરી નાંખ્યું. ખૈબરના યુધ્ધમાં હઝરત સફિય્યાના યહૂદી પતિ માર્યા ગયા. તે કેદી બન્યા. નબી (સલ.)એ હઝરત સફિય્યાને આઝાદ કરી દીધાં, પછી તેમની સાથે શાદી કરી, જેમાં કોઇ માલ મહેર રૂપે નકકી ન થયો. એટલે સહાબીએ કહ્યું કે, આઝાદી સિવાય કોઇ મહેર ન હતી. હનફી મત અનુસાર નિકાહ માટે મહેરનું હોવું જરૂરી છે, જે માલ અથવા વસ્તુ રૂપે હોય. આઝાદી કોઇ વસ્તુ નથી. એટલે હદીસનો અર્થ એવો થયો કે, આ નિકાહ મહેર વગર થયા. જે નબી (સલ.)ની આગવી વિશિષ્ઠતા હતી, જે અન્ય મુસ્લિમોને લાગુ પડતી નથી. હઝરત સફિય્યા (રદિ.)નું સ્વપ્ન સાચું પડયું.

(૧૮/૪૪૮૮) હઝરત અનસ (રદિ.) કહે છે કે, ખૈબરના રસ્તામાં રસૂલુલ્લાહ (સલ.) હઝરત સફિય્યા સાથે ત્રણ દિવસ થોભ્યા હતા. ત્રણ દિવસ પછી ઉપયોગમાં લીધાં હતાં. હઝરત સફિય્યા તે સ્ત્રીઓમાંથી છે જેમના માટે હુઝૂરે પરદાની વ્યવસ્થા કરી હતી.

(૧૯/૪૪૮૯) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સફિય્યા સાથે ખૈબર અને મદીના વચ્ચે ત્રણ દિવસ પડાવ નાખ્યો હતો અને ત્યાં જ એકાંત કર્યો હતો. મેં મુસલમાનોને હઝરત સફિય્યાના વલીમાનું ખાણું ખાવા માટે બોલાવ્યા હતા. વલીમાના ખાણામાં ન ગોશ્ત હતો ન રોટલી ન બીજું કંઇ હતું, બલ્કે હુઝૂરે બિલાલને દસ્તરખ્વાન બિછાવવાનો હુકમ આપ્યો હતો. જ્યારે દસ્તરખ્વાન બિછાવવામાં આવ્યું ત્યારે આપે તેના પર ખજુર, પનીર અને ઘી મૂકયું. મુસલમાનો કહેવા લાગ્યા કે, એ ઉમ્મુલ મુઅમિનીન છે અથવા રસૂલુલ્લાહ (સલ.)ની લોંડી રૂપે છે ? પછી પોતે જ કહેવા લાગ્યા કે, જો હુઝૂર તેમના માટે પરદો કરે તો પત્ની છે અને પરદો ન કરે તો સમજી લો કે લોંડી છે. જેમ કે જ્યારે આપે ત્યાંથી કૂચ કરી ત્યારે હઝરત સફિય્યાને બેસાડયાં અને પરદો ખેંચાવ્યો.

(૨૦/૪૪૯૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફફલ કહે છે કે, અમે ખૈબરને





ઘેરો ઘાલ્યો હતો, એવામાં કોઇએ એક થેલી ફેંકી, જેમાં ચરબી હતી. હું તેને લેવા માટે જલદીથી ઉઠયો. પાછળ ફરીને જોયું તો રસૂલુલ્લાહ (સલ.) મોજૂદ હતા. એટલે શરમાઇને અટકી ગયો.

(૨૧/૪૪૯૧) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના દિવસે પાલતુ ગધેડાઓનો ગોશ્ત અને (કાચુ) લસણ ખાવાની મનાઇ ફરમાવી હતી.

(૨૨/૪૪૯૨) હઝરત અલી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના દિવસે સ્ત્રીઓ સાથે 'મુત્આ' કરવાની અને પાલતુ ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવી.

(૨૩/૪૪૯૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના દિવસે પાલતુ ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવી હતી.

(૨૪/૪૪૯૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના દિવસે પાલતુ ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવી છે.

(૨૫/૪૪૯૫) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, ખૈબરના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ પાલતુ ગધેડાઓનો ગોશ્ત ખાવાની મનાઇ ફરમાવી અને ઘોડાઓના ગોશ્તની રજા આપી હતી.

(૨૬/૪૪૯૬) હઝરત ઇબ્ને અબૂ ઔફા કહે છે કે, ખૈબરના દિવસે અમને ખૂબ ભૂખ લાગી હતી. હાંડલીઓ (ચૂલા પર) ઉકળતી હતી. કેટલાક લોકો કહી રહ્યા હતા કે, ગોશ્ત રંધાઇ ગયો. એવામાં રસૂલુલ્લાહ (સલ.)નો જાહેરાત કરનાર આવ્યો અને કહ્યું કે, ગધેડાઓનો ગોશ્ત ન ખાઓ. હાંડલીઓ ઉલટાવી દો. રાવી કહે છે : અમે પરસ્પર કહ્યું : આ મનાઇનું કારણ એ છે કે, આ ગોશ્તમાંથી પાંચમો ભાગ કાઢવામાં આવ્યો નથી. કેટલાક લોકોએ કહ્યું કે, ગધેડાઓનો ગોશ્ત ખાવાની સંપૂર્ણ મનાઇ થઇ ગઇ છે. કારણ કે, ગધેડાઓ ગંદકી ખાય છે.

(૨૭/૪૪૯૭) હઝરત બરા અને અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફા કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. થોડાક ગધેડાઓ અમારા હાથમાં આવ્યા. અમે તેમનો ગોશ્ત રાંધ્યો. એવામાં રસૂલુલ્લાહ (સલ.)ના જાહેરાતકારે જાહેરાત કરી કે, હાંડલીઓ ઉલટાવી દો.

(૨૮/૪૪૯૮) હઝરત બરા અને ઇબ્ને અબૂ ઔફા કહે છે કે, ખૈબરની લડાઇના દિવસે લોકોએ હાંડલીઓ ચઢાવી દીધી હતી કે, હુઝૂરે ફરમાવ્યું : હાંડલીઓ ઉલટાવી દો.

(૨૯/૪૪૯૯) હઝરત બરા કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે જિહાદ કરી હતી. હદીસનો બાકીનો ભાગ તે જ છે જે ઉપર આવી ગયો છે.

(૩૦/૪૫૦૦) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, ખૈબરની લડાઇમાં રસૂલુલ્લાહ (સલ.)એ અમને ગધેડાઓનો કાચો અને રંધાયેલો ગોશ્ત ફેંકી દેવાનો હુકમ આપ્યો હતો. પછી કદી તે ખાવાની રજા આપી નહીં.

(૩૧/૪૫૦૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હું જાણતો નથી કે, ખૈબરના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ પાલતુ ગધેડાઓનો ગોશ્ત ખાવાની શા માટે મનાઇ કરી હતી. આ કારણ હતું કે, ગધેડાઓ લોકોનો માલ વહન કરવાના કામમાં આવતા હતા અને હુઝૂરને એ ઠીક લાગ્યું નહીં કે, માલ વહન કરનાર જાનવરો ખત્મ થઇ જાય અથવા ખરેખર ગધેડાઓનો ગોશ્ત હંમેશા માટે હરામ ઠેરવ્યો હતો.

(૩૨/૪૫૦૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરના દિવસે ઘોડાના બે ભાગ અને પાયદળનો એક ભાગ આપ્યો હતો. નાફિએ એનો અર્થ એવો બતાવ્યો છે કે, ઘોડે સવારને ત્રણ ભાગ મળ્યા હતા. (બે ભાગ ઘોડાના અને એક માણસનો) જેની પાસે ઘોડો ન હતો તેને એક ભાગ આપ્યો હતો.

(૩૩/૪૫૦૩) હઝરત જુબેર ઇબ્ને મુતઇમ કહે છે : મેં અને હઝરત ઉસ્માને મુબારક સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપે ખૈબરના પાંચમાં ભાગમાંથી મુત્તલિબની ઔલાદને આપ્યું અને અમને કંઇ આપ્યું નહીં. જો કે આપની સાથે અમારા બધાનું સગપણ એકસરખું જ છે. આપે ફરમાવ્યું : બની હાશિમ અને બની અબ્દુલ મુત્તલિબ એક સરખા જ છે. (તમે એક સરખું સગપણ ધરાવતા નથી) જુબેર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની અબ્દે શમ્સ અને બની નૌફલને કંઇ આપ્યું ન હતું.

(૩૪/૪૫૦૪) હઝરત અબૂ મૂસા અશઅરી કહે છે : અમે યમનમાં હતા, એવામાં અમને રસૂલુલ્લાહ (સલ.)ના (ખૈબર તરફ) જવાની ખબર મળી. હું અને મારા બંને ભાઇ અબૂ બુરદા અને અબૂ રુહમ અમારા ખાનદાનના કેટલાક અથવા ૫૩ અથવા ૫૨ માણસોને લઇને નીકળ્યા. હું બધા ભાઇઓમાં નાનો હતો. હોડીમાં સવાર થયો તો હોડીએ અમને ઇથોપિયામાં નજ્જાશી બાદશાહ પાસે લઇ જઇને ફેંકયા. (પવનની રૂખના કારણે હોડી ઇથોપિયાના કિનારે જઇ પહોંચી) ત્યાં હઝરત જઅફર ઇબ્ને અબૂ તાલિબ સાથે અમારી મુલાકાત થઇ. અમે તેમની સાથે ત્યાં રહ્યા. પછી બધા મળીને સાથે આવ્યા. અમે પહોંચ્યા ત્યારે હુઝૂર ખૈબર જીતી ચુકયા હતા. કેટલાક લોકોએ અમને એમ પણ કહ્યું હતું કે, અમે તમારા કરતાં પહેલાં હિજરત કરી છે. હઝરત અસ્મા બિન્તે ઉમૈસ જેઓ મુહાજિરોની સાથે ઇથોપિયા ગયાં હતાં. હવે અમારી સાથે આવ્યાં હતાં. ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા પાસે મુલાકાત માટે ગયાં. એવામાં હઝરત ઉમર પણ હઝરત હફસા પાસે ગયા. અસ્માને જોઇને પૂછયું, આ કોણ છે ? હઝરત હફસાએ જવાબ આપ્યો : આ અસ્મા છે. હઝરત ઉમરે કહ્યું : શું એ ઇથોપિયન છે અને દરિયાઇ સફર કરનારી છે ? અસ્માએ કહ્યું : જી હા. હઝરત ઉમરે કહ્યું : અમે તમારા કરતાં પહેલાં હિજરત કરી છે. એટલે અમે રસૂલુલ્લાહ (સલ.)ની નિકટતાના વધારે હકદાર છીએ. આ સાંભળીને હઝરત અસ્માને ગુસ્સો આવ્યો. તેઓ કહેવા લાગ્યા : ખુદાની કસમ ! આવું કદાપિ બની શકે નહીં. કારણ કે, તમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતા. હુઝૂર તમારામાંના ભૂખ્યા માણસને ખાણું ખવડાવતા અને નાદાનોને નસીહત કરતા હતા. અમે પારકાઓ અને દુશ્મનોની ભૂમિ પર હતાં. અમારી આ હાલત માત્ર અલ્લાહ અને રસૂલની મુહબ્બતના કારણે હતી. પછી કહેવા લાગ્યાં : ખુદાની કસમ ! હું ત્યાં સુધી ખાણું નહીં ખાઉં અને પાણી નહીં પીઉં જ્યાં સુધી તમારૂં આ કથન રસૂલુલ્લાહ (સલ.)ને નહીં કહું. અમને ત્યાં તકલીફો પણ આપવામાં આવતી હતી અને ડરાવવામાં પણ આવતાં હતાં. રસૂલુલ્લાહ (સલ.)ને હું આ પણ કહીશ અને હુઝૂરને હકીકત પૂછીશ. હા, જૂઠું નહીં બોલું, સીધા રસ્તા પરથી નહીં હટું અને કહેવામાં ઉમેરો નહીં કરૂં. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) અંદર આવ્યા ત્યારે અસ્માએ કહ્યું : યા રસૂલલ્લાહ ! ઉમરે આવું આવું કહ્યું છે. હુઝૂરે કહ્યું : પછી તમે શું જવાબ આપ્યો ? અસ્માએ કહ્યું : મેં તેમને આવું આવું કહ્યું છે. આપે કહ્યું : તેઓ તમારા કરતાં વધારે હકદાર ન હોઇ શકે. તેમને અને તેમના સાથીઓએ તો ફકત એક હિજરત કરી અને તમે હોડીવાળાઓએ તો બે હિજરતો કરી.

(૩૨/૪૫૦૨) હનફી મત પ્રમાણે ઘોડે સવાર મુજાહિદને બે ભાગ અને પગપાળા જિહાદ કરનારને એક ભાગ મળે છે. આ હદીસથી એવું ફલિત થાય છે કે, ઘોડાના બે ભાગ અને ઘોડે સવારનો એક ભાગ, એમ ત્રણ ભાગ થયા. આ હદીસનો અર્થ એવો છે કે, આ જિહાદમાં નબી (સલ.)એ ઘોડે સવારોને એક ભાગ ઇનામ રૂપે આપ્યો. એટલે એક ભાગ ઘોડાનો, એક ભાગ ઘોડે સવારનો અને એક ભાગ ઇનામ રૂપે આપ્યો.

હઝરત અસ્મા કહે છે કે, અબૂ મૂસા અને બીજા હોડીવાળાઓ આવીને મને વારંવાર ઉપરોક્ત હદીસ પૂછતા હતા. તેમની દ્દષ્ટિએ દુનિયાની કોઇ વસ્તુ આ હદીસ કરતાં મોટી, ખુશ કરનારી અને ઉચ્ચ દરજ્જાની ન હતી. અબૂ બુરદા કહે છે : અસ્માએ મને કહ્યું કે, અબૂ મૂસા મારી પાસે આ હદીસ બે વાર કહેવડાવતા હતા. અબૂ મૂસાની રિવાયતથી અબૂ બુરદા કહે છે કે, હુઝૂરે ફરમાવ્યું : અશ્અરી લોકો જ્યારે મસ્જિદમાં આવીને કુર્આન પઢે છે ત્યારે હું તેમનો અવાજ ઓળખી લઉં છું. રાત્રે હું ફકત કુર્આન પઢવાથી તેમના મકાનો ઓળખી લઉં છું. જો કે જે જગ્યાએ તેઓ દિવસે ઉતરે છે તે જગ્યાઓ મેં જોઇ નથી. અશ્અરીઓમાં હકીમ નામનો પણ એક માણસ છે. જ્યારે તેની દુશ્મન સાથે મુલાકાત થાય છે ત્યારે કહે છે : તમે થોભો, મારા સાથીઓ તમને હુકમ કરે છે કે, અમારા આવવાની રાહ જુઓ.

(૩૫/૪૫૦૫) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : અમે ખૈબર જીતાયા પછી હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા હતા. આપે અમને ભાગ આપ્યો હતો. અમારા સિવાય બીજા કોઇ એવા માણસને ભાગ આપ્યો નહીં, જે જીત વખતે હાજર ન હતો.

(૩૬/૪૫૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : અમે ખૈબર જીત્યું ત્યારે માલે ગનીમતમાં અમને સોના-ચાંદી મળ્યું નહીં, બલ્કે ગાયો, ઊંટો, બીજો સામાન અને બાગો મળ્યા. પછી રસૂલુલ્લાહ (સલ.) સાથે જ્યારે કુરા નામે ખીણમાં પહોંચ્યા ત્યારે હુઝૂર સાથે મિદઅમ નામનો એક ગુલામ હતો, જેને બની દિબાબના કોઇ માણસે રસૂલુલ્લાહ (સલ.)ને ભેટ રૂપે આપ્યો હતો. મિદઅમ હુઝૂરનો કાઠડો ઉતારી રહ્યો હતો, એવામાં તેને એક તીર વાગ્યું, જેનો મારનાર જાણી શકાયો નહીં. લોકો કહેવા લાગ્યા : મિદઅમને શહાદત મુબારક. હુઝૂરે કહ્યું : એવું નથી, તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, તે ચાદર જે તેણે ખૈબરમાં માલે ગનીમત વહેંચાતા પહેલાં (ચોરી રૂપે) લઇ લીધી હતી, તે તેના શરીર પર આગ રૂપે સળગે છે. આ સાંભળીને એક માણસ જોડાની રસ્સી હુઝૂરની સેવામાં લાવ્યો અને કહ્યું : મેં આ વસ્તુ (ધોકાથી) લીધી હતી. હુઝૂરે કહ્યું : એક રસ્સી અથવા બે રસ્સી પણ આગ (માં દાખલ થવા)નું સાધન બને છે.

(૩૭/૪૫૦૭) અસ્લમ કહે છે : ફારૂકે અઅ્ઝમે કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, જો મને એવો વિચાર ન હોત કે, પાછળ આવનારા લોકો બિલકુલ નાદાર રહી જશે, તેમની પાસે કોઇ વસ્તુ નહીં હોય



તો જે ગામ જીતાયું હોત તે ત્યાંના લોકોને જ વહેંચી દેત, જેવી રીતે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરને વહેંચી દીધું હતું, પરંતુ હું પાછળના લોકો માટે તે માલ ભેગો કરીને છોડી દઉં છું, જેથી તેઓ વહેંચી લે.

(૩૮/૪૫૦૮) હઝરત ઉમર (રદિ.) કહે છે : જો પાછળના મુસલમાનોનો ખયાલ ન હોત તો જે ગામ જીતાયું હોત તે ત્યાંના જ લોકોને વહેંચી આપત, જેવી રીતે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખૈબરની વહેંચણી કરી હતી.

(૩૯/૪૫૦૯) અંબસા ઇબ્ને સઇદ કહે છે કે, અબૂ હુરૈરાએ મુબારક સેવામાં હાજર થઇને થોડોક માલ માંગ્યો. સઇદ ઇબ્ને આસના એક પુત્રે કહ્યું : હુઝૂર, એને ન આપો. અબૂ હુરૈરાએ કહ્યું : હુઝૂર, એ ઇબ્ને કૌકલનો હત્યારો છે. તેણે કહ્યું : નવાઇની વાત છે કે, એક બિલાડો 'દાન' પહાડ પરથી ઉતરીને મને આવી વાતો કહે છે. (હઝરત અબૂ હુરૈરાનું કુટુંબ દૌસ 'દાન' પહાડ પરથી આવ્યું હતું.) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અબાનને લશ્કરની એક ટુકડીનો સેનાપતિ બનાવીને નજદ તરફ રવાના કર્યા. અબાન નજદથી એવા વખતે આવ્યો જ્યારે હુઝૂર ખૈબર જીતી ચુકયા હતા. તેમના ઘોડાઓનું સાજ ખજૂરીનું બનેલું હતું. (ચામડાનું ન હતું) મેં હુઝૂરને કહ્યું : યા રસૂલલ્લાહ ! એમને ભાગ ન આપો. અબાને કહ્યું : એય બિલાડા ! તું 'દાન' પહાડના શિખર પરથી ઉતરીને આવ્યો છે. આવી વાતો કહેવાની તારી આ હિમ્મત ! એ પરથી રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : અબાન ! તું બેસી જા. હુઝૂરે તે લોકોને ભાગ આપ્યો નહીં.

(૪૦/૪૫૧૦) હઝરત સઇદ કહે છે કે, અબાન ઇબ્ને સઇદ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને સલામ કરી. અબૂ હુરૈરાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! એ ઇબ્ને કૌકલનો હત્યારો છે. અબાને અબૂ હુરૈરાને કહ્યું : એય બિલાડા ! તું 'દાન' પહાડના શિખર પરથી ઉતરીને આવ્યો છે. નવાઇની વાત છે કે, તું એક એવા માણસના કત્લના કારણે મારી ટીકા કરે છે, જેને અલ્લાહ તઆલાએ મારા હાથે ઇઝઝત આપી. (શહાદતનો દરજ્જો આપ્યો) મને તેના હાથે ઝિલ્લત ન આપી. (કુફ્રની હાલતમાં હું તેના હાથે કત્લ ન થયો.)

(૪૧/૪૫૧૧) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની પુત્રી હઝરત ફાતિમા ઝોહરાએ હઝરત અબૂબક્ર પાસે માણસ મોકલ્યો. રસૂલુલ્લાહ (સલ.)ના વારસામાં ખૈબરના પાંચમા ભાગનો બાકીનો હિસ્સો માંગ્યો. તેમજ ફિદક અને તે માલ જે અલ્લાહ તઆલાએ પોતાના

રસૂલને મદીનામાં મફત આપ્યો હતો તે માંગ્યો. હઝરત અબૂબક્રે જવાબ આપ્યો કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : અમારો કોઇ વારસદાર નથી. અમારો છોડેલો માલ અલ્લાહના રસ્તામાં ખૈરાત છે. મુહમ્મદ (સલ.)ની ઔલાદ ફક્ત તે ખાઇ શકે છે. (કોઈની માલિકી નહીં રહે) ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં જે રીતે હુઝૂરનો આ માલ કામમાં આવતો હતો તેમાં હું કોઇ ફેરફાર નહીં કરૂં. એ અંગે રસૂલુલ્લાહ (સલ.) જે વ્યવસ્થા કરતા હતા તે જ હું કરીશ. સારાંશ કે, હઝરત અબૂબક્રે હઝરત ફાતિમાને તે માલમાંથી કોઇ ભાગ આપ્યો નહીં. હઝરત ફાતિમા સિદ્દીકે અકબરથી નારાજ થઇ ગયાં અને મૃત્યુની ઘડી સુધી તેમની સાથે વાતચીત કરી નહીં. તેઓ રસૂલુલ્લાહ (સલ.) પછી ૬ મહિના જીવતાં રહ્યાં. જ્યારે વફાત થઇ ત્યારે હઝરત અલીએ પોતે રાત્રિના સમયે તેમને દફન કરી દીધાં. હઝરત અબૂબક્રને ખબર પણ ન આપી. પોતે જ નમાઝ પઢી. હઝરત ફાતિમાની હયાતીમાં લોકોનું હઝરત અલી તરફ ધ્યાન હતું, પરંતુ તેમની વફાત પછી જ્યારે હઝરત અલીએ લોકોનું ધ્યાન જોયું નહીં ત્યારે હઝરત અબૂબક્ર સાથે સુલેહ કરવા અને બૈઅત કરવાની ઇચ્છા વ્યક્ત કરી. આ ૬ મહીનાઓમાં તેમણે સિદ્દીકે અકબરની બૈઅત કરી ન હતી. એટલે હઝરત અબૂબક્રને બોલાવ્યા, પરંતુ એવું કહેવડાવ્યું કે, તમારી સાથે બીજું કોઇ આવે નહીં. આવું એટલા માટે કહ્યું હતું કે, હઝરત ઉમરનું આગમન તેમને પસંદ ન હતું. આ સંદેશ સાંભળીને હઝરત ઉમરે કહ્યું : ખુદાની કસમ ! તમે તેમની પાસે એકલા જશો નહીં. હઝરત અબૂબક્રે કહ્યું : મને તેમની પાસેથી એવી આશા નથી કે, મારૂં માન ન જાળવે. ખુદાની કસમ ! હું તેમની પાસે જરૂર જઇશ. સિદ્દીકે અકબર હઝરત અલી પાસે ગયા. હઝરત અલી શહાદતનો કલિમો પઢયા. પછી કહ્યું : અમે આપની શ્રેષ્ઠતા અને ખુદાએ બખ્શેલી ફઝીલતને જાણીએ છીએ. ખિલાફતની બાબતમાં આપની ઈર્ષા પણ કરતા નથી, પરંતુ તમે જોહુકમી અને પોતાની મરજી મુજબ વર્ત્યા. (અમારી સાથે સલાહ-મંત્રણા કરી નહીં.) રસૂલુલ્લાહ (સલ.) સાથે અમારૂં સગપણ છે. એટલે ખિલાફતમાં અમે અમારો હક્ક સમજતા હતા. આ સાંભળીને સિદ્દીકે અકબરની આંખોમાંથી અશ્રુઓ વહેતા થઇ ગયાં. તેમણે કહ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, રસૂલુલ્લાહ (સલ.)નું સગપણ મને મારા સગપણના સંબંધ કરતાં પણ વધારે પસંદ છે. હા, તે માલ અંગે મારો અને તમારો જે ઝઘડો થયો તેમાં હું ન્યાયના માર્ગથી જરા પણ ચલિત થયો નથી. જે કામ રસૂલુલ્લાહ (સલ.) કરતા હતા તેને



છોડ્યું નથી. ત્યાર પછી હઝરત અલીએ સિદ્દીકે અકબરને કહ્યું કે, ત્રીજા પો'રે હું તમારી બૈઅત કરીશ. જેથી હઝરત અબૂબક્રે ઝોહરની નમાઝ પઢીને મિમ્બર પર ચઢીને પ્રથમ શહાદતનો કલિમો પઢીને હઝરત અલીની હાલત, તેમના બૈઅતથી પાછળ રહી જવાના સંજોગો અને તે તમામ કારણો વર્ણવ્યા જે હઝરત અલીએ રજૂ કર્યાં હતાં. હઝરત અબૂબક્ર પછી હઝરત અલીએ ઇસ્તિગફાર અને તશહહુદ પઢીને હઝરત અબૂબક્રની મહાનતા જાહેર કરી અને કહ્યું કે, મેં જે કંઇ કર્યું તે એ કારણે ન હતું કે, હું મને પોતાને હઝરત અબૂબક્ર કરતાં અફઝલ સમજતો હતો અથવા એમની ખુદાએ બખ્શેલી ફઝીલતોનો ઇન્કાર કરતો હતો, બલ્કે અમે માનતા હતા કે, આ ખિલાફત(ની પસંદગી)માં અમારો હક્ક છે. હઝરત અબૂબક્રે જોહુકમી અને આપખુદીથી કામ લીધું છે. એનું અમને દુ:ખ થયું. મુસલમાનો આ સાંભળીને ખુશ થયા અને કહેવા લાગ્યા : તમે બરાબર કર્યું : હઝરત અલી 'સારી વાતના આદેશ આપવા' તરફ પાછા ફર્યા હતા. એટલે મુસલમાનોએ તેમની સાથે દોસ્તી જાહેર કરી.

(૪૨/૪૫૧૨) હઝરત આઇશા (રદિ.) કહે છે : જ્યારે ખૈબર જીતાઇ ગયું ત્યારે અમે કહ્યું : હવે આપણે પેટ ભરીને ખજૂર ખાઇશું.

(૪૩/૪૫૧૩) હઝરત ઇબ્ને ઉમર કહે છે : જ્યાં સુધી ખૈબર જીતાયું ન હતું ત્યાં સુધી અમે ધરાઇને (ખજૂર) ખાઇ શકતા ન હતા.

## રસૂલુલ્લાહ (સલ.)નું એક માણસને ખૈબરના ગવર્નર બનાવવું

(૪૪/૪૫૧૪) અબૂ સઇદ ખુદરી અને અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક માણસને ખૈબરનો ગવર્નર બનાવ્યો હતો. તે માણસ ત્યાંથી હુઝૂરની સેવામાં ઉત્તમ પ્રકારનું ખજૂર લાવ્યો. આપે કહ્યું : શું ખૈબરનું બધું જ ખજૂર આ પ્રમાણે હોય છે ? તેણે કહ્યું : ના, ખુદાની કસમ ! બલ્કે વાત એમ છે કે, અમે હલકા પ્રકારનું બે સાઅ ખજૂર આપીને ઉમદા પ્રકારનું એક સાઅ ખજૂર લઇએ છીએ અથવા હલકા પ્રકારનું ત્રણ સાઅ આપીને ઉમદા પ્રકારનું બે સાઅ લઇએ છીએ. હુઝૂરે કહ્યું : એવું ન કરો, બલ્કે હલકા પ્રકારનું ખજૂર રૂપિયાના બદલામાં વેચી દો. પછી તે રૂપિયાથી ઉમદા પ્રકારનું ખજૂર ખરીદી લો. એક રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની અદી કબીલાના એક માણસને ખૈબરના ગવર્નર બનાવીને મોકલ્યા હતા. બની અદી કબીલો અનસારની એક શાખા હતી.

## રસૂલુલ્લાહ (સલ.)નો ખૈબર-

**વાળાઓ સાથે વ્યવહાર કરવો**

(૪૫/૪૫૧૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ યહૂદીઓને ખૈબરની જમીન એવી શરતે આપી હતી કે, પોતે કારભાર અને ખેતી કરે અને ઉત્પાદનમાંથી અડધું લઇ લે.

**ખૈબરમાં એક બકરીનો ગોશ્ત ઝેર ભેળવીને રસૂલુલ્લાહ (સલ.)ને ખવડાવવામાં આવ્યો હતો. હઝરત આઇશાએ આ રિવાયત કરી છે**

(૪૬/૪૫૧૬) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, ખૈબર જીતાયા પછી એક ઝેર ભેળવેલી બકરી (યહૂદીઓ તરફથી) રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં ભેટ રૂપે રજૂ કરવામાં આવી હતી.

**ઝૈદ ઇબ્ને હારિસાના ગઝવાનું વર્ણન**

(૪૭/૪૫૧૭) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, ઉસામા ઇબ્ને ઝૈદને રસૂલુલ્લાહ (સલ.)એ એક કૌમના સરદાર બનાવીને મોકલ્યા હતા. લોકોએ તેમની સરદારી અંગે ટીકા કરી હતી. હુઝૂરે ફરમાવ્યું : હવે જો તમે ઉસામાની સરદારી અંગે ટીકા કરો છો તો એ પહેલાં એના પિતા (ઝૈદ)ની સરદારી અંગે પણ ટીકા કરતા હતા, પરંતુ ખુદાની કસમ ! તે હુકૂમતના લાયક માણસ હતો. મને ખૂબ વહાલો હતો. હવે તેના પછી એ (ઉસામા) મને ખૂબ વહાલો છે.

**કઝા ઉમરાનું વર્ણન. હઝરત અનસ એના રાવી છે**

(૪૮/૪૫૧૮) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે : ઝીલકઅદ માસમાં રસૂલુલ્લાહ (સલ.)એ ઉમરો કરવાનો ઇરાદો કર્યો, પરંતુ મક્કાવાસીઓએ હુઝૂરને મક્કામાં દાખલ થવા દીધા નહીં. છેવટે હુઝૂરે એવું સમાધાન કર્યું કે, મક્કામાં અમે ફક્ત ત્રણ દિવસ રહીશું. જ્યારે લખાણ પૂરૂં થઇ ગયું ત્યારે અંતમાં સહાબાએ લખ્યું : આ લખાણ અનુસાર મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.)એ કરાર કર્યો છે. કુરૈશીઓએ કહ્યું : અમે એનો સ્વીકાર કરતા નથી. કારણ કે, જો અમને ખાત્રી હોત કે, એઓ ખુદાના રસૂલ છે તો અમે એમને મક્કામાં દાખલ થતા રોકત નહીં. અમારી દૃષ્ટિએ એઓ મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ છે. હુઝૂરે કહ્યું : હું ખુદાનો રસૂલ છું અને મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહ પણ છું. તે પછી હઝરત અલી મુર્તઝાને કહ્યું : 'રસૂલુલ્લાહ' શબ્દ ભૂંસી નાખો. હઝરત અલીએ કહ્યું : ખુદાની કસમ ! હું કદાપિ નહીં ભૂંસુ. રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના હાથમાં કાગળ લીધો, જો કે બરાબર લખી શકતા ન હતા, છતાં પણ પોતે જ લખ્યું કે, નીચેની શરતોએ



મુહમ્મદ ઇબ્ને અબ્દુલ્લાહે સુલેહ કરી છે. મક્કામાં (ખુલ્લા) હથિયારો લઇને દાખલ નહીં થઇશું. તલવારો મ્યાનમાં હશે. જો કોઇ મક્કામાંથી તેમની સાથે જવા ઇચ્છશે તો સાથે નહીં લાવીએ. તેમના સાથીઓમાંથી જો કોઇ મક્કામાં રહેવા ઇચ્છશે તો રોકીશું નહીં. આ સુલેહનામા પછી જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં દાખલ થયા અને ઠેરવેલી મુદ્દત (ત્રણ દિવસ) પૂરી થઇ ગઇ ત્યારે કુરૈશીઓએ હઝરત અલી પાસે જઇને કહ્યું : તમે તમારા મિત્રને કહી દો કે, મુદ્દત પૂરી થઇ ગઇ. હવે તમે અહીંથી ચાલ્યા જાઓ. રસૂલુલ્લાહ (સલ.) આ સાંભળીને મક્કાથી નીકળી ગયા. હઝરત હમઝાની પુત્રી કાકા, કાકા કહેતી હુઝૂરની સાથે થઇ ગઇ. હઝરત અલીએ તેમને ઉંચકી લીધી. તેમનો હાથ પકડીને હઝરત ફાતિમાને કહ્યું : લો, આ તમારી પિત્રાઇ બહેન છે. હઝરત ફાતિમાએ તેમને ઉંચકીને ઊંટ પર બેસાડી દીધાં. તે છોકરી (ના ઉછેર) અંગે હઝરત અલી, ઝૈદ અને જઅફરમાં મતભેદ પડયો. (દરેક માણસ તેને લેવા માંગતો હતો.) હઝરત અલીએ કહ્યું : હું એને લાવ્યો છું. એ મારી પિત્રાઇ બહેન છે. જઅફરે કહ્યું : એ મારા કાકાની પુત્રી છે. એની માસી મારા નિકાહમાં છે. ઝૈદે કહ્યું : એ મારી ભત્રીજી છે. હુઝૂર (સલ.)એ માસીને છોકરી આપી અને કહ્યું : માસી માંની જગ્યા પર હોય છે. તે પછી હઝરત અલીને કહ્યું : તમે મારામાંથી છો અને હું તમારામાંથી. હઝરત જઅફરે કહ્યું : તમે રૂપ અને ગુણમાં મારી સાથે સામ્ય ધરાવો છો. ઝૈદને કહ્યું : તમે મારા ભાઇ અને દોસ્ત છો. હઝરત અલીએ કહ્યું : આપ હમઝાની પુત્રી સાથે શા માટે નિકાહ કરી લેતા નથી ? આપે કહ્યું : તે મારા રઝાઇ ભાઇની છોકરી છે.

(૪૯/૪૫૧૯) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ઉમરો કરવા માટે મદીનાથી નીકળ્યા અને કુરૈશના કાફિરોએ કઅ્બા સુધી જતા અટકાવ્યા ત્યારે આપે હુદયબિય્યામાં કુરબાનીનું જાનવર ઝબ્હ કર્યું અને માથું મુંડાવ્યું. પછી કાફિરો સાથે એવી શરતે સુલેહ કરી લીધી કે, આવતા વરસે આવીને ઉમરો કરીશું અને તલવારો સિવાય બીજા હથિયારો લઇને મક્કામાં દાખલ નહીં થઇએ. કાફિરોની ઇચ્છા અનુસાર મક્કામાં રહીશું, એનાથી વધારે નહીં રહીએ. જેથી બીજા વરસે આપે ઉમરો કર્યો અને સુલેહની શરતો મુજબ મક્કામાં દાખલ થયા. જ્યારે ત્રણ દિવસ પસાર થઇ ગયા ત્યારે કાફિરોએ જવા માટે કહ્યું. હુઝૂર મક્કાથી નીકળી ગયા.

(૫૦/૪૫૨૦) મુજાહિદ કહે છે : હું અને ઉરવા ઇબ્ને ઝુબેર મસ્જિદે નબવીમાં દાખલ થયા. ત્યાં અબ્દુલ્લાહ

ઇબ્ને ઉમર હઝરત આઇશાના રૂમની પાસે બેઠા હતા. મેં પૂછયું, હુઝૂરે કુલ કેટલી વાર ઉમરો કર્યા ? તેમણે કહ્યું : ચાર વાર. રાવી કહે છે કે, અમે ત્યાં હઝરત આઇશાના મિસ્વાક કરવાનો અવાજ સાંભળ્યો ત્યારે ઉરવાએ કહ્યું : ઉમ્મુલ મુઅમિનીન, તમે સાંભળી રહ્યા છો, આ અબૂ અબ્દુર્રહમાન શું કહી રહ્યા છે કે, રસૂલુલ્લાહે (આખી ઝિન્દગીમાં) ચાર ઉમરા કર્યા હતા. હઝરત આઇશાએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ જે ઉમરો કર્યા તેમાં ઇબ્ને ઉમર હાજર હતા, પરંતુ રજબમાં કદી ઉમરો કર્યા નથી.

(૫૧/૪૫૨૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઔફા કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ઉમરો કરી રહ્યા હતા ત્યારે અમે મુશ્રિકોના છોકરાઓથી અને મુશ્રિકોથી આપના માટે આડ ઉભી કરી લેતા હતા. જેથી તેઓ આપને કોઇ તકલીફ પહોંચાડી ન શકે.

(૫૨/૪૫૨૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) સહાબાઓ સાથે (કઝા ઉમરો કરવા માટે) મક્કા આવ્યા ત્યારે મુશ્રિકો પરસ્પર કહેવા લાગ્યા કે, તમારે ત્યાં એક ટુકડી આવી છે, જેની મદીનાના તાવના કારણે બુરી હાલત થઇ ગઇ છે. આપે સહાબાઓને હુકમ આપ્યો કે, ત્રણ ચક્કરોમાં અક્કડ થઇને ચાલે, પરંતુ બંને રૂકનોની વચ્ચે સામાન્ય ચાલથી ચાલે. બધા ચક્કરોમાં દોડીને અને અક્કડ બનીને ચાલવાનો રસૂલુલ્લાહ (સલ.)એ સહાબાને ફક્ત એટલા માટે હુકમ ન આપ્યો કે, આપને સહાબાનો ખૂબ ખયાલ હતો. તેમને તકલીફ દેવા માંગતા ન હતા.

(૫૩/૪૫૨૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે શાંતિના સમયે મક્કા આવ્યા ત્યારે કહ્યું કે, (તવાફના પ્રથમ ત્રણ ચક્કરમાં) અક્કડ થઇને ચાલો. જેથી મુશ્રિકો તેમની તાકાત જુએ. મુશ્રિકો કુઅયકિઆન પહાડ તરફ હતા.

(૫૪/૪૫૨૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કઅબાના તવાફ અને સફા અને મરવા વચ્ચે જલ્દી જલ્દી ચાલ્યા હતા. જેથી મુશ્રિકો સામે પોતાની શક્તિનું પ્રદર્શન કરે.

(૫૫/૪૫૨૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત મયમૂના સાથે ઇહરામની હાલતમાં નિકાહ કર્યા હતા, પરંતુ ઇહરામ પછી એકાંતવાસ કર્યો હતો. સરફ નામે સ્થળે હઝરત મયમૂનાનું અવસાન થયું હતું. એક રિવાયતમાં છે કે, હુઝૂરે હઝરત મયમૂના સાથે કઝા ઉમરામાં નિકાહ કર્યા હતા.



## સીરિયાનાં મૂતા સ્થળે જિહાદ કરવાનું વર્ણન

(૫૬/૪૫૨૬) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, તે દિવસે (મૂતાની લડાઇના દિવસે) હઝરત જઅફર શહીદ થયા હતા. મેં તેમની પાસે ઉભા રહીને જોયું તો શરીર પર ભાલા અને તલવારના પચાસ ઘા હતા. એમાંનો કોઇ પીઠ પર ન હતો.

(૫૭/૪૫૨૭) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મૂતાના ગઝવામાં ઝેદ ઇબ્ને હારિસાને સરસેનાપતિ બનાવ્યા હતા અને કહ્યું હતું કે, જો ઝેદ શહીદ થઇ જાય તો સરસેનાપતિ જઅફર બનશે. જઅફર શહીદ થઇ જાય તો અબ્દુલ્લાહ ઇબ્ને રવાહા સરસેનાપતિ બનશે. હઝરત અબ્દુલ્લાહ કહે છે : હું તે લડાઇમાં મુસલમાનો સાથે હતો. જ્યારે અમે હઝરત જઅફરની (શહીદ થઇ ગયા પછી) શોધ કરી ત્યારે શહીદોમાં તેમનું શબ મળ્યું. તેમના શરીર પર નેવુંથી કંઇક વધારે ઘા ભાલા અને તીરોના હતા.

(૫૮/૪૫૨૮) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત જઅફર, ઝેદ અને અબ્દુલ્લાહ ઇબ્ને રવાહાના શહીદ થવાની ખબર પહેલેથી જ લોકોને આપી દીધી હતી અને કહ્યું હતું કે, ઝેદે ઝંડો લીધો, પરંતુ તે શહીદ થઇ ગયા. પછી જઅફરે ઝંડો લીધો, તે પણ શહીદ થઇ ગયા. પછી અબ્દુલ્લાહ ઇબ્ને રવાહાએ લીધો, પરંતુ તે પણ શહીદ થઇ ગયા. છેવટે અલ્લાહની એક તલવારે (ખાલિદ બિન વલીદે) ઝંડો લીધો. અલ્લાહે જીત નસીબ કરી. આવું કહેતી વખતે હુઝૂરની આંખોમાંથી અશ્રુઓ વહી રહ્યાં હતાં.

(૫૯/૪૫૨૯) હઝરત આઇશા કહે છે કે, જ્યારે ઝેદ ઇબ્ને હારિસા, જઅફર ઇબ્ને અબૂ તાલિબ અને અબ્દુલ્લાહ ઇબ્ને રવાહાની શહાદતની ખબર હુઝૂરને મળી ત્યારે આપ ગમગીન બનીને બેસી ગયા. હું દરવાજાની ફાટ (તિરાડ)માંથી ઝાંકીને જોઇ રહી હતી, એવામાં એક માણસે આવીને કહ્યું : યા રસૂલલ્લાહ ! જઅફરની સ્ત્રીઓ રડી રહી છે. આપે ફરમાવ્યું, તેમને મના કરો. તે માણસ ચાલ્યો ગયો, પરંતુ ફરી બીજી વાર આવીને કહ્યું કે, મેં તેમને રોકયા હતાં, પરંતુ તેઓ માનતી નથી. આપે ફરી એ જ હુકમ આપ્યો. તે માણસ જઇને ફરી પાછો આવ્યો અને કહેવા લાગ્યો : ખુદાની કસમ ! તેમણે અમારી વાત માની નહીં. હુઝૂરે ફરમાવ્યું : તો પછી તેમના મોં પર માટી નાખ. હઝરત આઇશા કહે છે : મેં કહ્યું : ખુદા તને

ઝલીલ કરે, ખુદાની કસમ ! તેં રસૂલુલ્લાહ (સલ.)ના હુકમનું પાલન પણ કર્યું નથી અને હુઝૂરને તકલીફ દેતાં પણ ખંચકાટ અનુભવ્યો નહીં.

(૬૦/૪૫૩૦) આમિર કહે છે કે, જ્યારે ઇબ્ને ઉમર હઝરત જઅફરના પુત્રને સલામ કરતા ત્યારે આ પ્રમાણે કહેતા હતા : **અસ્સલામુ અલયક યા ઇબ્ન ઝલજનાહૈનિ !**

(૬૧/૪૫૩૧) હઝરત ખાલિદ ઇબ્ને વલીદ કહે છે કે, મૂતાની લડાઇના દિવસે મારા હાથમાં નવ તલવારો તૂટી ગઇ હતી. છેલ્લે એક યમની તલવાર બાકી રહી.

(૬૨/૪૫૩૨) હઝરત ખાલિદ ઇબ્ને વલીદ કહે છે કે, મૂતાની લડાઇના દિવસે મારા હાથમાં નવ તલવારો તૂટી ગઇ હતી. છેલ્લે એક યમની તલવાર બાકી રહી, તે તૂટી નહીં.

(૬૩/૪૫૩૩) હઝરત નુઅમાન ઇબ્ને બશીર કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને રવાહા ઉગ્ર બીમારીના કારણે જ્યારે બેભાન થઇ ગયા ત્યારે તેમની બહેન રૂદન આક્રંદ કરતાં કહેવા લાગ્યાં : હાય પહાડ હાય, એમ હાય, તેમ હાય, અબ્દુલ્લાહને ભાન આવ્યું ત્યારે કહેવા લાગ્યા : તમે મારા વિષે જે કંઇ કહ્યું હતું તે અંગે મને પૂછવામાં આવ્યું કે, શું તું આવો હતો ?

(૬૪/૪૫૩૪) હઝરત નુઅમાન ઇબ્ને બશીર કહે છે કે, જ્યારે અબ્દુલ્લાહ ઇબ્ને રવાહાનું અવસાન થયું ત્યારે તેમના બહેન (તેમના નસીહત કરવાના કારણે) તેમના પર રડયાં નહીં.

**રસૂલુલ્લાહ (સલ.)નું હઝરત ઉસામા ઇબ્ને ઝૈદને હુરૂકાત કબીલા સાથે લડવા માટે મોકલવું. હુરૂકાત કબીલો જુહયના કબીલાની શાખા હતો**

(૬૫/૪૫૩૫) હઝરત ઉસામા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને સરસેનાપતિ બનાવીને હુરકા કબીલા સાથે જિહાદ કરવા માટે મોકલ્યો. અમે સવારે જઇને તેમના પર હુમલો કરી દીધો અને નસાડી મૂકયા. એક માણસ પર મેં અને એક અનસારીએ સાથે મળીને હુમલો કર્યો. જ્યારે અમે તેને ઘેરી લીધો ત્યારે તેણે **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'** બોલી દીધું. આ સાંભળતાં જ અનસારીએ તો હાથ રોકી લીધો, પરંતુ મેં તેને ભાલો મારીને કત્લ કરી દીધો. જ્યારે ત્યાંથી પાછા આવ્યા અને રસૂલુલ્લાહ (સલ.)ને

. . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૫૯/૪૫૨૯) હઝરત આઇશા (રદિ.)એ એટલા માટે અફસોસ વ્યક્ત કર્યો કે, હઝરત જઅફર (રદિ.)ના ઘરવાળાઓ રડી રહ્યાં હતાં, તે એક જાઇઝ હદમાં રહીને રડતાં હતાં. દેખાડાર રૂદન-આક્રંદ કરતાં ન હતાં, જે હરામ છે. છતાં, જેમ બને તેમ રડવાનું બંધ હોય તો સારૂં.



આ ખબર મળી ત્યારે આપે મને કહ્યું : ઉસામા, તેં એને **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'** બોલ્યા પછી મારી નાખ્યો ? મેં કહ્યું : હુઝૂર, તેણે આશ્રય લેવા માટે કહ્યું હતું, પરંતુ હુઝૂર વારંવાર આ પ્રમાણે કહેતા રહ્યા. અહીં સુધી કે, મારા દિલમાં એવો વિચાર આવ્યો કે, કાશ ! આજ પહેલાં મુસલમાન જ થયો ન હોત. (જેથી એક મુસલમાનને કત્લ કરવાનો ગુનોહ મારા માથા પર ન હોત.)

(૬૬/૪૫૩૬) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે કે, સાત જિહાદોમાં તો હું હુઝૂર (સલ.)ની સાથે રહ્યો છું અને નવ વખત તે લશ્કર સાથે રહીને મેં જિહાદ કરી છે, જેને રસૂલુલ્લાહ (સલ.)એ જિહાદ માટે મોકલ્યું હતું. એક વાર અમારા સરસેનાપતિ હઝરત અબૂબક્ર હતા અને એક વાર હઝરત ઉસામા ઇબ્ને ઝૈદ હતા.

(૬૭/૪૫૩૭) હઝરત સલમહ ઇબ્ને અકવઅ કહે છે કે, સાત જિહાદો તો મેં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે કરી હતી. હઝરત ઝૈદ ઇબ્ને હારિસાની સરદારી હેઠળ પણ મેં જિહાદ કરી હતી. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ તેમને અમારા સરદાર બનાવ્યા હતા.

(૬૮/૪૫૩૮) હઝરત સલમહે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મેં સાત જિહાદો કરી છે. ખૈબર, હુદયબિય્યા, હુનૈન, કરદ યઝીદ નામે રાવી કહે છે કે, બીજી લડાઇઓના નામો હું ભૂલી ગયો.

**મક્કાના વિજયનું વર્ણન અને એ બાબતની વિગત કે હાતિબે મક્કાવાસીઓને રસૂલુલ્લાહ (સલ.)ના મક્કાના વિજયના ઇરાદાની ખબર આપવા માટે પત્ર મોકલ્યો હતો**

(૬૯/૪૫૩૯) હઝરત અલી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને, ઝુબેર અને મિકદાદને હુકમ આપ્યો કે, 'ખાખ' નામે બાગ પાસે જાઓ, ત્યાં ઊંટ પર સવાર એક સ્ત્રી મળશે. તેની પાસે એક કાગળ હશે. તે કાગળ લઇ આવો. હુકમ અનુસાર અમે ઘોડા દોડાવતા નીકળ્યા. ઉપરોક્ત બાગ પાસે ગયા ત્યારે ત્યાં ઊંટ પર સવાર એક ઓરત મળી. અમે કહ્યું : કાગળ કાઢીને આપી દે. તેણે કહ્યું : મારી પાસે કોઇ કાગળ નથી. અમે કહ્યું : કાઢીને આપતી હોય તો આપી દે, નહીં તો અમે તારા કપડાં ઉતારીશું. તેણે ચોટલામાંથી કાઢીને કાગળ અમને આપી દીધો. અમે ઓરતને લઇને હુઝૂરની સેવામાં હાજર થયા. હાતિબ ઇબ્ને અબી બલ્તઆએ મક્કાના મુશ્રિકોના નામે કાગળ લખ્યો હતો. હાતિબે મુશ્રિકોને રસૂલુલ્લાહ (સલ.)ની અમુક બાબતોની ખબર આપી દીધી હતી. હુઝૂરે હાતિબને કહ્યું : કેમ હાતિબ, આ શું વાત છે ? હાતિબે કહ્યું : યા રસૂલલ્લાહ ! ઉતાવળ

ન કરો. મારી વાત સાંભળી લો. હું કુરૈશનો મિત્ર હતો. તેમનો સ્નેહી ન હતો. આપની સાથે બીજા જે મુહાજિરો છે તેમનું મક્કાવાસીઓ સાથે સગપણ છે. જેના કારણે કુરૈશીઓ તેમના સ્ત્રી-બાળકો અને માલની દેખરેખ રાખે છે. મારી તેમની સાથે કોઇ સગાઇ ન હતી, એટલે મને થયું કે, તેમના પર કોઇ એવો ઉપકાર કરૂં, જેના કારણે તેઓ મારા સંબંધીઓની દેખરેખ રાખે, નહીં તો મારા દીનમાંથી ફરી જઇને અથવા તો મુસલમાન થયા પછી કાફિર થઇને મેં આ વસ્તુ કરી નથી. હુઝૂરે સહાબાને કહ્યું : એણે તમને સાચે સાચું કહી દીધું. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! મને રજા આપો તો એ મુનાફિકની ગરદન ઉડાવી દઉં. આપે ફરમાવ્યું : એ બદરમાં શામિલ રહ્યો છે. તમને શું ખબર કે, બદરમાં ભાગ લેનારાઓની હાલત ખુદા પહેલેથી જાણતો હોય. પછી કહ્યું : જે ચાહો તે કરો, મેં તમને માફ કર્યા. એ અંગે ખુદા તઆલાએ આ સૂરત ઉતારી : **યા અય્યુહલ્લઝીન આમનૂ લા તત્તખિઝૂ અદુવ્વી વ અદુવ્વકુમ અવલિયાઅ** ઉવા હે મુસલમાનો ! મારા અને તમારા દુશ્મનને મિત્ર બનાવો નહીં.

## રમઝાન માસમાં મક્કા જીતાયું હોવાનું વર્ણન

(૭૦/૪૫૪૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મક્કાનો ગઝવો રમઝાનમાં કર્યો હતો. એક રિવાયતમાં એટલું વધુ છે કે, રસૂલુલ્લાહ (સલ.) રોઝા રાખતા હતા, પરંતુ જ્યારે કદીદ નામે સ્થળે ઉવા તે પાણી પાસે પહોંચ્યા જે કુદૈદ અને ઉસ્ફાન વચ્ચે છે ત્યારે આપે રોઝો ખોલી નાખ્યો, પછી પૂરો મહીનો પસાર થઇ ગયો, પરંતુ આપે રોઝો રાખ્યો નહીં.

(૭૧/૪૫૪૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હિજરતના સાડા આઠ વરસ પછી રસૂલુલ્લાહ (સલ.) દસ હઝાર માણસોને સાથે લઇને રમઝાન માસમાં મદીનાથી નીકળ્યા. સફર દરમ્યાન આપ પણ અને મુસલમાનો પણ રોઝા રાખતા હતા, પરંતુ કદીદ નામે તળાવ પાસે જઇને આપે અને બધા મુસલમાનોએ રોઝા ખોલી નાખ્યા. કદીદ પાણીના એક સ્થળનું નામ છે જે ઉસ્ફાન અને કુદૈદ વચ્ચે હતું. ઝુહરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)નો સૌથી છેલ્લો હુકમ લેવામાં આવે છે અને તેના પર અમલ કરવામાં આવે છે.

(૭૨/૪૫૪૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રમઝાન માસમાં રસૂલુલ્લાહ (સલ.) હુનૈનના ગઝવા માટે નીકળ્યા. સાથેના માણસોમાંથી કેટલાકનો રોઝો હતો અને કેટલાકનો ન હતો. જ્યારે હુઝૂર ઊંટણી પર બરાબર સવાર



થઇને બેસી ગયા ત્યારે આપે એક વાસણમાં દૂધ અથવા પાણી મંગાવ્યું. તેને મુબારક હાથ પર મૂક્યું. લોકોએ હુઝૂરને (રોઝો ખોલતા) જોયા. જેમનો રોઝો ન હતો, તેઓ રોઝાદારોને કહેવા લાગ્યા : હવે તમે પણ રોઝો ખોલી નાખો.

(૭૩/૪૫૪૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : એક વાર હુઝૂર (સલ.)એ રમઝાન માસમાં રોઝાની હાલતમાં પ્રવાસ કર્યો. જ્યારે ઉસ્ફાન સ્થળે પહોંચ્યા ત્યારે એક વાસણમાં પાણી મંગાવીને લોકોને દેખાડવા માટે દિવસે પીધું અને રોઝો ખોલી નાખ્યો. મક્કા પહોંચતા સુધી રસ્તામાં રોઝો રાખ્યો નહીં. ઇબ્ને અબ્બાસ કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ સફરમાં રોઝો રાખ્યો પણ છે અને નથી રાખ્યો પણ. એટલે જે માણસ ચાહે તે રાખે અને ન ચાહે તે ન રાખે.

## મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ કઇ જગ્યાએ ઝંડો ખોસ્યો હતો ?

(૭૪/૪૫૪૪) હઝરત ઉરવા કહે છે કે, મક્કાના વિજયના વરસે જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીનાથી (મક્કા જવા) નીકળ્યા ત્યારે કુરૈશીઓને તેની ખબર થઇ ગઇ. અબૂ સુફયાન, હકીમ ઇબ્ને હિઝામ અને બુદૈલ ઇબ્ને વરકા રસૂલુલ્લાહ (સલ.)ની ખબર મેળવવા માટે મક્કાથી નીકળ્યા. ચાલતા ચાલતા મર્રુઝ ઝહરાન સ્થળે પહોંચ્યા. અહીં તેમને (જુદા જુદા સ્થળોએ) આગ સળગતી દેખાઇ. એવું લાગતું હતું કે, અરફાની આગ છે. સુફયાને કહ્યું : આ કેવી આગ છે ? એવું લાગે છે કે, અરફાની આગ છે. બુદૈલે કહ્યું : બની અમ્ર કબીલાની આગ છે. અબૂ સુફયાને કહ્યું : બની અમ્ર કબીલાવાળા એટલા નથી કે, તેમની આગ આટલી બધી હોય. એવામાં રસૂલુલ્લાહ (સલ.)ના ચોકીદારોએ તેમને જોયા. તેમને પકડીને રસૂલુલ્લાહ (સલ.) પાસે લઇ ગયા. અબૂ સુફયાન મુસલમાન થઇ ગયા. જ્યારે પાછા ફરવા લાગ્યા ત્યારે હુઝૂરે હઝરત અબ્બાસને કહ્યું : અબૂ સુફયાનને ઘોડાઓના ટોળા પાસે થોભાવો. જેથી મુસલમાનો (ના સૈન્ય)ને એ જોઇ શકે. હઝરત અબ્બાસે અબૂ સુફયાનને થોભાવ્યા. બધા કબીલાઓ ટુકડીઓ બનાવીને અબૂ સુફયાન પાસેથી પસાર થવા લાગ્યા. એક ટુકડી પસાર થઇ ત્યારે અબૂ સુફયાને પૂછ્યું : એ કોણ છે ? હઝરત અબ્બાસે કહ્યું : એ ગિફાર કબીલો છે. અબૂ સુફયાને કહ્યું : મને ગિફાર કબીલા સાથે શું નિસ્બત. ગિફાર પછી જુહયના કબીલો પસાર થયો. અબૂ

(૭૧/૪૫૪૨) જિહાદ વખતે કમજોરીથી બચવા માટે અને દુશ્મન સામે તાકાત બતાવવા માટે ફર્જ રોઝો તોડવાની છુટ છે.

સુફયાને તે જ શબ્દો કહ્યા, જે પહેલાં કહ્યા હતા. પછી સઅદ ઇબ્ને હુઝૈમનો કબીલો પસાર થયો. અબૂ સુફયાને તે જ કહ્યું : પછી બની સુલૈમ પસાર થયા. અબૂ સુફયાને તે જ શબ્દો કહ્યા. ત્યાર પછી એક મોટી લશ્કરી કંપની આવી. જેની જોડ અબૂ સુફયાને જોઇ ન હતી. અબૂ સુફયાને પૂછ્યું : આ કોણ છે ? હઝરત અબ્બાસે કહ્યું : એ અનસાર છે. સઅદ ઇબ્ને ઉબાદા એમના સેનાપતિ છે. તેમની પાસે જ એમનો ઝંડો છે. સઅદ ઇબ્ને ઉબાદ કહેવા લાગ્યા : અબૂ સુફયાન આજે કત્લનો દિવસ છે. આજે કઅબામાં ખૂનરેઝી હલાલ છે. અબૂ સુફયાને કહ્યું : અબ્બાસ આજે તબાહીનો દિવસ કેવો સારો છે. છેલ્લે સૌથી નાની એક ટુકડી આવી, જેમાં રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા હતા. હુઝૂરનો ઝંડો જુબેર ઇબ્ને અવ્વામ પાસે હતો. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે અબૂ સુફયાન પાસેથી પસાર થયા ત્યારે અબૂ સુફયાને કહ્યું : આપને ખબર છે કે, સઅદ ઇબ્ને ઉબાદાએ શું કહ્યું ? હુઝૂરે પૂછ્યું, શું કહ્યું ? અબૂ સુફયાને કહ્યું કે, આવું આવું કહ્યું હતું. આપે ફરમાવ્યું : સઅદે ખોટું કહ્યું ? આજે તો અલ્લાહ તઆલા કઅબાને મહત્તા આપશે. તેના પર ગિલાફ ચઢાવવામાં આવશે. રાવી કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ હુકમ આપ્યો હતો કે, હજૂન સ્થળે ઝંડો ઉભો કરવામાં આવે. હઝરત ઉરવા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખાલિદ ઇબ્ને વલીદને હુકમ આપ્યો હતો કે, 'કદા' બાજુએથી મક્કાના ઉપરવાસના ભાગમાંથી શહેરમાં દાખલ થાય. રસૂલુલ્લાહ (સલ.) પોતે 'કુદા' તરફથી દાખલ થયા હતા. હઝરત ખાલિદના લશ્કરના હાથે તે દિવસે બે માણસો હુબૈશ ઇબ્ને અશઅર અને કુર્ઝ ઇબ્ને જાબિર માર્યા ગયા હતા.

(૭૫/૪૫૪૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફફલ કહે છે : મેં પોતે જોયું કે, મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ઊંટણી પર સવાર હતા અને 'તરજીઅ' સાથે સૂરએ ફત્હ પઢી રહ્યા હતા. અબ્દુલ્લાહ કહે છે : જો મને એવો વિચાર ન હોત કે લોકો મારી પાસે આવીને ભેગા થઇ જશે, તો જેવી રીતે હુઝૂર 'તરજીઅ'થી પઢયા હતા તેવી રીતે હું પણ પઢત. ('તરજીઅ'નો અર્થ એ છે કે, એક અક્ષરને ગળામાંથી અદા કરીને બીજી વાર તેને ગળા તરફ પાછો વાળવામાં આવે.)

(૭૬/૪૫૪૬) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ કહે છે કે, મક્કાના વિજય વખતે મેં હુઝૂર (સલ.)ને પૂછ્યું, કાલે હુઝૂર ક્યાં ઉતરશે ? આપે ફરમાવ્યું : શું અકીલે અમારા માટે વારસામાં કોઇ મકાન છોડયું છે ? પછી કહ્યું : મુઅમિન કાફિરના માલનો વારસદાર બનતો નથી અને ન



કાફિર મુઅમિનનો. ઝુહરી કહે છે કે, અબૂ તાલિબના વારસદાર અકીલ અને તાલિબ બન્યા હતા. (અલી અને જઅફર બન્યા ન હતા. કારણ કે, એ બંને તેમના મૃત્યુ વખતે મુસલમાન હતા.) મઅમર કહે છે કે, ઉસામાએ હુઝૂરને આ શબ્દોમાં પ્રશ્ન કર્યો હતો કે, કાલે હુઝૂર હજ્જમાં ક્યાં ઉતરશે ?

(૭૭/૪૫૪૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, ઇન્શાઅલ્લાહ કાલે આપણો ઉતારો 'ખૈફ' નામે જગ્યાએ હશે જ્યાં કાફિરોએ બેસીને કુફ્ર (ને ટેકો આપવા)ની કસમો ખાધી હતી, એ શરતે કે, અલ્લાહ તઆલા આપણને વિજય આપે.

(૭૮/૪૫૪૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે (મક્કાની વિજયી લડાઇમાં જ્યારે કે પહેલેથી) હુનૈનની લડાઇનો ઇરાદો કર્યો હતો ત્યારે કહ્યું હતું કે, ઇન્શાઅલ્લાહ કાલે આપણો પડાવ બની કિનાનાના ટેકરા પર હશે, જ્યાં કાફિરોએ બેસીને કુફ્રના સમર્થનમાં કસમો ખાધી હતી.

(૭૯/૪૫૪૯) હઝરત અનસ કહે છે કે, મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ખોદ (લોખંડી ટોપ) પહેરીને મક્કામાં દાખલ થયા. ખોદ ઉતાર્યો જ હતો, એવામાં એક માણસે હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! ઇબ્ને ખતલે કઅબાનો પરદો પકડેલો છે. આપે ફરમાવ્યું : તેને મારી નાખો. માલિક કહે છે : અમારા ખયાલ પ્રમાણે હુઝૂર તે સમયે ઇહરામની હાલતમાં ન હતા.

(૮૦/૪૫૫૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં દાખલ થયા. કઅબાની આજુબાજુ ૩૬૦ મૂર્તિઓ હતી. આપ તેને પોતાની મુબારક લાકડીથી હટાવતા જતા હતા અને બોલતા હતા : **જાઅલ્ હક્કુ વ ઝહકલ્ બાતિલુ વ મા યુબ્દિઉલ્ બાતિલુ વ મા યુઇદુ** ઉવા સત્ય આવ્યું અને અસત્ય ચાલ્યું ગયું. અસત્ય ન કોઇ વસ્તુને જન્મ આપે છે ન તેને પુનર્જન્મ આપી શકે છે.

(૮૧/૪૫૫૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મક્કા આવ્યા ત્યારે મૂર્તિઓની હાજરીમાં હુઝૂરે મક્કામાં દાખલ થવાનો ઇન્કાર કર્યો. બધી મૂર્તિઓને કાઢી મૂકવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર કાઢી મૂકવામાં આવી. તેમાં હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઇલ

(૭૯/૪૫૪૯) તેણે ઇસ્લામ લાવ્યા પછી એક માણસનું ખૂન કર્યું હતું, જેથી કિસાસના ભયથી મુરતદ બનીને નાસી છૂટયો હતો. એટલે તેને મુરતદ થવાની શિક્ષા રૂપે તથા કિસાસ રૂપે કત્લ કરવામાં આવ્યો.

સુફયાને તે જ શબ્દો કહ્યા, જે પહેલાં કહ્યા હતા. પછી સઅદ ઇબ્ને હુઝૈમનો કબીલો પસાર થયો. અબૂ સુફયાને તે જ કહ્યું : પછી બની સુલૈમ પસાર થયા. અબૂ સુફયાને તે જ શબ્દો કહ્યા. ત્યાર પછી એક મોટી લશ્કરી કંપની આવી. જેની જોડ અબૂ સુફયાને જોઇ ન હતી. અબૂ સુફયાને પૂછ્યું : આ કોણ છે ? હઝરત અબ્બાસે કહ્યું : એ અનસાર છે. સઅદ ઇબ્ને ઉબાદા એમના સેનાપતિ છે. તેમની પાસે જ એમનો ઝંડો છે. સઅદ ઇબ્ને ઉબાદ કહેવા લાગ્યા : અબૂ સુફયાન આજે કત્લનો દિવસ છે. આજે કઅબામાં ખૂનરેઝી હલાલ છે. અબૂ સુફયાને કહ્યું : અબ્બાસ આજે તબાહીનો દિવસ કેવો સારો છે. છેલ્લે સૌથી નાની એક ટુકડી આવી, જેમાં રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા હતા. હુઝૂરનો ઝંડો જુબેર ઇબ્ને અવ્વામ પાસે હતો. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે અબૂ સુફયાન પાસેથી પસાર થયા ત્યારે અબૂ સુફયાને કહ્યું : આપને ખબર છે કે, સઅદ ઇબ્ને ઉબાદાએ શું કહ્યું ? હુઝૂરે પૂછ્યું, શું કહ્યું ? અબૂ સુફયાને કહ્યું કે, આવું આવું કહ્યું હતું. આપે ફરમાવ્યું : સઅદે ખોટું કહ્યું ? આજે તો અલ્લાહ તઆલા કઅબાને મહત્તા આપશે. તેના પર ગિલાફ ચઢાવવામાં આવશે. રાવી કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ હુકમ આપ્યો હતો કે, હજૂન સ્થળે ઝંડો ઉભો કરવામાં આવે. હઝરત ઉરવા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખાલિદ ઇબ્ને વલીદને હુકમ આપ્યો હતો કે, 'કદા' બાજુએથી મક્કાના ઉપરવાસના ભાગમાંથી શહેરમાં દાખલ થાય. રસૂલુલ્લાહ (સલ.) પોતે 'કુદા' તરફથી દાખલ થયા હતા. હઝરત ખાલિદના લશ્કરના હાથે તે દિવસે બે માણસો હુબૈશ ઇબ્ને અશઅર અને કુર્ઝ ઇબ્ને જાબિર માર્યા ગયા હતા.

(૭૫/૪૫૪૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ કહે છે : મેં પોતે જોયું કે, મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ઊંટણી પર સવાર હતા અને 'તરજીઅ' સાથે સૂરએ ફત્હ પઢી રહ્યા હતા. અબ્દુલ્લાહ કહે છે : જો મને એવો વિચાર ન હોત કે લોકો મારી પાસે આવીને ભેગા થઇ જશે, તો જેવી રીતે હુઝૂર 'તરજીઅ'થી પઢયા હતા તેવી રીતે હું પણ પઢત. ('તરજીઅ'નો અર્થ એ છે કે, એક અક્ષરને ગળામાંથી અદા કરીને બીજી વાર તેને ગળા તરફ પાછો વાળવામાં આવે.)

(૭૬/૪૫૪૬) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ કહે છે કે, મક્કાના વિજય વખતે મેં હુઝૂર (સલ.)ને પૂછ્યું, કાલે હુઝૂર ક્યાં ઉતરશે ? આપે ફરમાવ્યું : શું અકીલે અમારા માટે વારસામાં કોઇ મકાન છોડ્યું છે ? પછી કહ્યું : મુઅમિન કાફિરના માલનો વારસદાર બનતો નથી અને ન



કાફિર મુઅમિનનો. ઝુહરી કહે છે કે, અબૂ તાલિબના વારસદાર અકીલ અને તાલિબ બન્યા હતા. (અલી અને જઅફર બન્યા ન હતા. કારણ કે, એ બંને તેમના મૃત્યુ વખતે મુસલમાન હતા.) મઅમર કહે છે કે, ઉસામાએ હુઝૂરને આ શબ્દોમાં પ્રશ્ન કર્યો હતો કે, કાલે હુઝૂર હજ્જમાં ક્યાં ઉતરશે ?

(૭૭/૪૫૪૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, ઇન્શાઅલ્લાહ કાલે આપણો ઉતારો 'ખૈફ' નામે જગ્યાએ હશે જ્યાં કાફિરોએ બેસીને કુફ્ર (ને ટેકો આપવા)ની કસમો ખાધી હતી, એ શરતે કે, અલ્લાહ તઆલા આપણને વિજય આપે.

(૭૮/૪૫૪૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂરે (મક્કાની વિજયી લડાઇમાં જ્યારે કે પહેલેથી) હુનૈનની લડાઇનો ઇરાદો કર્યો હતો ત્યારે કહ્યું હતું કે, ઇન્શાઅલ્લાહ કાલે આપણો પડાવ બની કિનાનાના ટેકરા પર હશે, જ્યાં કાફિરોએ બેસીને કુફ્રના સમર્થનમાં કસમો ખાધી હતી.

(૭૯/૪૫૪૯) હઝરત અનસ કહે છે કે, મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ખોદ (લોખંડી ટોપ) પહેરીને મક્કામાં દાખલ થયા. ખોદ ઉતાર્યો જ હતો, એવામાં એક માણસે હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! ઇબ્ને ખતલે કઅબાનો પરદો પકડેલો છે. આપે ફરમાવ્યું : તેને મારી નાખો. માલિક કહે છે : અમારા ખયાલ પ્રમાણે હુઝૂર તે સમયે ઇહરામની હાલતમાં ન હતા.

(૮૦/૪૫૫૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં દાખલ થયા. કઅબાની આજુબાજુ ૩૬૦ મૂર્તિઓ હતી. આપ તેને પોતાની મુબારક લાકડીથી હટાવતા જતા હતા અને બોલતા હતા : **જાઅલ્ હક્કુ વ ઝહકલ્ બાતિલુ વ મા યુબ્દિઉલ્ બાતિલુ વ મા યુઇદુ** કિંવા સત્ય આવ્યું અને અસત્ય ચાલ્યું ગયું. અસત્ય ન કોઇ વસ્તુને જન્મ આપે છે ન તેને પુનર્જન્મ આપી શકે છે.

(૮૧/૪૫૫૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મક્કા આવ્યા ત્યારે મૂર્તિઓની હાજરીમાં હુઝૂરે મક્કામાં દાખલ થવાનો ઇન્કાર કર્યો. બધી મૂર્તિઓને કાઢી મૂકવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર કાઢી મૂકવામાં આવી. તેમાં હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઇલ

(૭૯/૪૫૪૯) તેણે ઇસ્લામ લાવ્યા પછી એક માણસનું ખૂન કર્યું હતું, જેથી કિસાસના ભયથી મુરતદ બનીને નાસી છૂટયો હતો. એટલે તેને મુરતદ થવાની શિક્ષા રૂપે તથા કિસાસ રૂપે કત્લ કરવામાં આવ્યો.

(અલ.)ની મૂર્તિઓ પણ હતી. જેમના હાથોમાં ફાલ લેવાના તીરો હતાં. હુઝૂરે કહ્યું : તેમના પર ખુદાનો માર, એ લોકો સારી રીતે જાણે છે કે, ઇબ્રાહીમ અને ઇસ્માઇલ (અલ.)એ કદી તીરોથી ફાલ લીધો નથી. તે પછી હુઝૂર કઅબામાં દાખલ થયા. તેની આજુબાજુ તકબીર કહી, પરંતુ નમાઝ પઢી નહીં.

### રસૂલુલ્લાહ (સલ.)નું ઉપરવાસ તરફથી મક્કામાં દાખલ થવાનું વર્ણન

(૮૨/૪૫૫૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, મક્કાના વિજયના દિવસે નામદાર હુઝૂર (સલ.) ઊંટણી પર સવાર થઇને ઉસામા ઇબ્ને ઝેદને પાછળ બેસાડીને ઉપરવાસ તરફથી મક્કામાં દાખલ થયા. તે વખતે આપની સાથે હઝરત બિલાલ અને ઉસ્માન ઇબ્ને તલહા કઅબાના ચોકીદાર હતા. આપે મસ્જિદ પાસે જઇને ઊંટ બેસાડયું. ઇબ્ને તલહાને કઅબાની ચાવી લાવવાનો હુકમ આપ્યો. (ઇબ્ને તલહા ચાવી લાવ્યા અને કઅબાને ખોલ્યો) હુઝૂર બિલાલ, ઉસામા ઇબ્ને ઝેદ અને ઇબ્ને તલહાને સાથે લઇને કઅબામાં દાખલ થયા. ઘણી વાર સુધી અંદર રહ્યા. ઘણી વાર પછી બહાર આવ્યા. બધા લોકો જોઇને દોડયા. સૌ પ્રથમ હું દાખલ થયો. હઝરત બિલાલને દરવાજાની પાછળ ઉભેલા જોયા. મેં પૂછયું, રસૂલુલ્લાહ (સલ.)એ કયાં નમાઝ પઢી હતી ? બિલાલે હુઝૂરની નમાઝ પઢવાની જગ્યા ઇશારાથી બતાવી દીધી. હું એવું પૂછવાનું ભૂલી ગયો કે, હુઝૂરે કેટલી રકઅત પઢી હતી ?

(૮૩/૪૫૫૩) હઝરત આઇશા કહે છે કે, મક્કાના વિજયના વરસે રસૂલુલ્લાહ (સલ.) 'કદા' તરફથી ઉપરવાસમાંથી મક્કામાં દાખલ થયા.

(૮૪/૪૫૫૪) હઝરત ઉરવા કહે છે કે, મક્કાના વિજયના વરસે રસૂલુલ્લાહ (સલ.) 'કદા' તરફથી ઉપરવાસમાંથી મક્કામાં દાખલ થયા.

### રસૂલુલ્લાહ (સલ.) મક્કાના વિજયના દિવસે કયાં ઉતર્યા હતા ?

(૮૫/૪૫૫૫) હઝરત ઉમ્મે હાની કહે છે કે, મક્કાના વિજયને દિવસે હુઝૂર (સલ.)એ મારા મકાનમાં ગુસ્લ કરીને આઠ રકઅત પઢી. એનાથી વધારે ટૂંકી નમાઝ પઢતાં મેં કદી આપને જોયા નથી, પરંતુ રૂકૂઅ અને સજદો સંપૂર્ણપણે અદા કરતા હતા. ઇબ્ને અબૂ લયલા કહે છે કે, ઉમ્મે હાની સિવાય બીજા કોઇએ હુઝૂર (સલ.)ની ચાશ્તની નમાઝ પઢવાનો ઉલ્લેખ કર્યો નથી.

(૮૬/૪૫૫૬) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) રૂકૂઅ અને



સજદામાં આ શબ્દો બોલતા હતા : **સુબ્હાનક લ્લાહુમ્મ રબ્બના વ બિહમ્દિક અલ્લાહુમ્મ ગ્ફિર્લી.**

(૮૭/૪૫૫૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હઝરત ઉમર ફારૂક બદરી બુઝુર્ગોની સાથે મને પોતાની મજલિસમાં સમાવી લેતા હતા. એક દિવસ એક વડીલે કહ્યું : તમે આ યુવાનને અમારી સાથે શા માટે બેસાડો છો ? આટલી વયના તો અમારા છોકરાઓ છે. હઝરત ઉમરે કહ્યું : એ એવા લોકોમાંથી છે, જેમની ફઝીલત તમે જાણો છો. એક દિવસ હઝરત ઉમરે તે બુઝુર્ગોને પણ બોલાવ્યા અને મને પણ બોલાવ્યો. તે દિવસે મને ફકત મારી કક્ષા જાણવા માટે બોલાવ્યો હતો. જ્યારે બધા લોકો આવી ગયા ત્યારે કહ્યું : સૂરએ **ઇઝા જાઅ નસ્રૂલ્લાહિ** નો તમે લોકો શું ભાવાર્થ સમજો છો ? કેટલાક માણસોએ તો કંઇ જવાબ જ ન આપ્યો. કેટલાકે કહ્યું : અમને ખબર નથી, પરંતુ કેટલાક માણસોએ કહ્યું : અમને હુકમ થયો છે કે, જ્યારે અમને વિજય મળે ત્યારે અલ્લાહ તઆલાના વખાણ કરીએ અને તેની પાસે ઇસ્તિગ્ફાર કરીએ. હઝરત ઉમરે મને કહ્યું : ઇબ્ને અબ્બાસ, તમે શું કહો છો ? મેં કહ્યું : એ ભાવાર્થ નથી. તેમણે કહ્યું : બીજો શું ભાવાર્થ છે ? મેં કહ્યું : એનાથી રસૂલુલ્લાહ (સલ.)ની વફાત મુરાદ છે. જેની ખબર અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને આપી છે. વિજયથી મક્કાનો વિજય મુરાદ છે. ભાવાર્થ એ છે કે, જ્યારે અલ્લાહ તઆલા તરફથી મદદ આવી ગઇ અને વિજય મળી ચુકયો, જે રસૂલુલ્લાહ (સલ.)ના અવસાનની નિશાની છે, ત્યારે હવે તમે અલ્લાહ તઆલાનો આભાર માનો. તેના વખાણ કરો. તેની પાસે ગુનાહોની મગફિરત માંગો. કારણ કે, એ તૌબા કબૂલ કરનાર છે. હઝરત ઉમરે કહ્યું : હું પણ એનો એ જ ભાવાર્થ જાણું છું.

(૮૮/૪૫૫૮) હઝરત અબૂ શુરૈહ કહે છે કે, અમ્ર ઇબ્ને સઇદ મક્કા પર ચઢાઇ કરવા માટે લશ્કર મોકલી રહ્યો હતો. મેં કહ્યું : અમીર, મને રજા આપો કે, રસૂલુલ્લાહ (સલ.)ની એક હદીસ તમને સંભળાવું. જે હુઝૂરે મક્કાના વિજયના બીજા દિવસે ફરમાવી હતી. હુઝૂરને મેં મારી આંખોથી વાત કરતા જોયા હતા અને મુબારક ફરમાન મારા કાનોથી સાંભળીને દિલથી યાદ કર્યું હતું. હુઝૂરે અલ્લાહ તઆલાના વખાણ પછી ફરમાવ્યું હતું કે, અલ્લાહ તઆલાએ મક્કાને હરમ ઠેરવ્યું છે. માનવીઓએ એને હરમ ઠેરવ્યું નથી. એટલે જે માણસનું ખુદા અને કિયામતના દિવસ પર ઇમાન હોય તેના માટે હલાલ નથી કે ત્યાં ખૂનરેઝી કરે અથવા ત્યાંના ઝાડ કાપે. જો કોઇ માણસ રસૂલુલ્લાહ (સલ.)ના યુધ્ધ કરવાના કારણે અહીં

ખૂનરેઝીને જાઇઝ સમજતો હોય તો તેને કહી દો કે, અલ્લાહ તઆલાએ ફકત પોતાના રસૂલને રજા આપી હતી અને તે પણ દિવસની માત્ર એક પળ માટે આપી હતી. હવે મક્કાની હુરમત ફરી તેવી જ થઇ ગઇ જેવી કાલે હતી. આ સંદેશ હાજરજનો ગેરહાજર લોકોને પહોંચાડી દે. અમ્રે કહ્યું : અબૂ શુરૈહ, હું એને તમારા કરતાં વધારે જાણું છું, પરંતુ હરમ કોઇ ગુનેહગારને અને ખૂન કરીને અથવા લૂંટમાર કરીને નાસી છુટનારને આશ્રય આપતું નથી.

(૮૯/૪૫૫૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, મક્કાના વિજયના વરસે રસૂલુલ્લાહ (સલ.)એ મક્કામાં કહ્યું હતું કે, અલ્લાહ અને તેના રસૂલે દારૂનું વેચાણ હરામ ઠેરવ્યું છે.

**મક્કાના વિજય વખતે રસૂલુલ્લાહ (સલ.)નો મક્કામાં પડાવ નાખવો**

(૯૦/૪૫૬૦) હઝરત અનસ કહે છે કે, અમે હુઝૂરની સાથે દસ દિવસ રહ્યા અને કસ્ર નમાઝ પઢતા રહ્યા.

(૯૧/૪૫૬૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મક્કામાં ૧૯ દિવસ વસવાટ કર્યો હતો. આપ નમાઝની બે રકઅત પઢતા હતા. (કસ્ર નમાઝ પઢતા હતા.)

(૯૨/૪૫૬૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : અમે હુઝૂર (સલ.)ની સાથે સફરમાં ૧૯ દિવસ પડાવ નાખ્યો હતો. નમાઝ કસ્ર કરીને પઢતા હતા. એ જ કારણસર ૧૯ દિવસ સુધી તો અમે કસ્ર નમાઝ પઢીએ છીએ અને વધારે રહેવાનું હોય તો પૂરી પઢીએ છીએ.

(૯૩/૪૫૬૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને સઅ્લબા કહે છે કે, મક્કાના વિજય પછી હુઝૂરે મારા ચહેરા પર હાથ ફેરવ્યો હતો.

(૯૪/૪૫૬૪) અબૂ જમીલા કહે છે : હું ઇબ્ને મુસય્યિબની સાથે હતો. હું હુઝૂરના સમયમાં હતો અને મક્કાના વિજયના વરસે હુઝૂરની સાથે નીકળ્યો છું.

(૯૫/૪૫૬૫) હઝરત અમ્ર ઇબ્ને સલમા કહે છે કે, અમે પાણીના કાંઠે જાહેર રસ્તા પર હતા. ત્યાંથી સવારો પસાર થતા હતા. અમે તેમને પૂછ્યા કરતા હતા કે, લોકોની શું હાલત છે અને તે માણસ (રસૂલુલ્લાહ)ની શું ખબર છે ? સવારો કહેતા હતા કે, તે માણસનો ખયાલ છે કે, અલ્લાહે મને રસૂલ બનાવીને મોકલ્યો છે. મારી પાસે વહી મોકલે છે અને આ વહી મારા પર ઉતરી છે. અમ્ર કહે છે : હું સવારો પાસેથી સાંભળીને તે વાત યાદ કરી લેતો હતો. તેના શબ્દો મારા દિલમાં ઉતરી જતા હતા.



તે સમયે અરબો મુસલમાન થવાની બાબતમાં મક્કાના વિજયની રાહ જોતા હતા. તેઓ કહેતા હતા કે, તે માણસ અને તેની કૌમને જે કંઇ કરવું હોય તે કરવા દો. જો એ માણસ પોતાની કૌમ પર વિજયી બન્યો તો સાચો નબી છે. એટલે જ્યારે મક્કાના વિજયનો બનાવ બન્યો ત્યારે દરેક કૌમ મુસલમાન થવા માટે આગળ આવી. મારા પિતા પણ પોતાની કૌમના મુસલમાન થવા માટે ઘણા જલદી રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં પહોંચી ગયા. પાછા આવીને કહ્યું કે, હું તમારી પાસે સાચા નબીની પાસેથી આવ્યો છું. તેમણે ફરમાવ્યું છે કે, ફલાણી ફલાણી નમાઝો ફલાણા ફલાણા વખતે પઢો. જ્યારે નમાઝનો વખત થાય ત્યારે તમારામાંનો કોઇ માણસ અઝાન આપે. જેને સૌથી વધારે કુર્આન યાદ હોય તે ઇમામત કરે. અમ્ર કહે છે : મારી કૌમમાં કોઇને મારાથી વધારે કુર્આન યાદ ન હતું. કારણ કે, હું સવારો પાસેથી શીખ્યા કરતો હતો. એ જ કારણે લોકોએ મને આગળ કર્યો. તે વખતે મારી ઉંમર છ-સાત વરસની હતી. નાની ચાદર ઓઢતો હતો. સજદો કરતો હતો ત્યારે તે ચાદર પાછળથી સંકોચાઇ જતી હતી. આ જોઇને કબીલાની એક ઓરતે કહ્યું કે, તમારા ઇમામતના નિતંબ અમારાથી છુપાવો. લોકોએ કપડું ખરીદીને મારા માટે એક કુરતો બનાવી લીધો. જેટલી ખુશી મને તે કુરતાથી થઇ હતી તેટલી કોઇ વસ્તુથી થઇ નથી.

(૯૬/૪૫૬૬) હઝરત આઇશા કહે છે કે, ઉત્બા ઇબ્ને અબી વક્કાસે પોતાના ભાઇ સઅદને વસિય્યત કરી હતી કે, (મક્કા જઇને) ઝમઆની લૉંડીના છોકરાને લઇ લેજો. કારણ કે, તે મારા વીર્યથી છે. જેથી જ્યારે રસૂલુલ્લાહ (સલ.) વિજય પછી મક્કામાં દાખલ થયા ત્યારે સઅદ ઇબ્ને અબી વક્કાસે ઝમઆની લૉંડીના છોકરાને લઇ લીધો. તેને લઇને હુઝૂરની સેવામાં હાજર થયા. તેમની સાથે અબ્દ ઇબ્ને ઝમઆ પણ આવ્યા. સઅદે કહ્યું : આ મારો ભત્રીજો છે. મારા ભાઇએ મને વસિય્યત કરી હતી કે, તે મારો પુત્ર છે, તેને લઇ લેજો. અબ્દ ઇબ્ને ઝમઆએ કહ્યું : યા રસૂલુલ્લાહ ! આ મારો ભાઇ છે. ઝમઆના બિસ્તરા પર પેદા થયો છે. તેમની લૉંડીના પેટથી છે. રસૂલુલ્લાહ (સલ.)એ તે છોકરાને જોયો તો તેની શિકલ ઉત્બા ઇબ્ને અબી વક્કાસને ખૂબ મળતી આવતી હતી, પરંતુ હુઝૂરે ફરમાવ્યું : અબ્દ ઇબ્ને ઝમઆ, તમે એને લઇ લો, એ તમારો ભાઇ છે. કારણ કે, ઝમઆના બિસ્તરા પર પેદા થયો છે. રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત સૌદા બિન્તે ઝમઆને તેનાથી પરદો કરવા માટે કહ્યું હતું. હઝરત આઇશા કહે છે : હુઝૂરે એમ પણ કહ્યું હતું કે, બાળક બિસ્તરવાળાનું છે અને વ્યભિચારી માટે

પત્થર છે.

(૯૭/૪૫૬૭) હઝરત ઉરવા કહે છે કે, મક્કાના વિજયની લડાઇમાં એક ઓરતે ચોરી કરી હતી. તેની કોમવાળા ગભરાઇને હઝરત ઉસામા પાસે ભલામણ કરાવવા માટે આવ્યા. ઉસામાએ હુઝૂરને કહ્યું : સાંભળીને મુબારક ચહેરાનો રંગ બદલાઇ ગયો. આપે ફરમાવ્યું : ઉસામા, તું મને ખુદાઇ કાનૂન અંગે ભલામણ કરે છે ! ઉસામાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ મારી માફી માટે દુઆ કરો. ત્રીજા પ્રહરનો સમય થયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) ખુત્બો પઢવા ઉભા થયા. અલ્લાહ તઆલાના યોગ્ય વખાણ કર્યા પછી કહ્યું : તમારાથી પહેલાંની કોમો ફક્ત એટલા માટે બરબાદ થઇ કે, જો તેમનામાંનો કોઇ મોટો માણસ ચોરી કરતો હતો તો તેને છોડી દેતા હતા અને કમજોર માણસ ચોરી કરતો હતો તો તેને શિક્ષા કરતા હતા. તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે, જો મુહમ્મદની પુત્રી ફાતિમા ચોરી કરશે તો હું તેનો હાથ પણ કાપીશ. ત્યાર પછી હુઝૂરે તે સ્ત્રીનો હાથ કાપવાનો હુકમ આપ્યો. હુકમનું પાલન કરવામાં આવ્યું. આ રીતે તેની તૌબા સારી રીતે થઇ ગઇ. પછી તેણે (એક માણસ સાથે) નિકાહ પણ કરી લીધા. હઝરત આઇશા કહે છે : પાછળથી તે મારી પાસે આવતી હતી અને હું તેનો હેતુ રસૂલુલ્લાહ (સલ.)ને કહી દેતી હતી.

(૯૮/૪૫૬૮) હઝરત મુજાશિઅ કહે છે કે, મક્કાના વિજય પછી હું મારા ભાઇને લઇને મુબારક સેવામાં હાજર થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું આપની સેવામાં મારા ભાઇને લાવ્યો છું. આપ હિજરતની શરતે તેની બૈઅત લઇ લો. આપે ફરમાવ્યું : હિજરતવાળા તો સવાબ લઇને ચાલ્યા ગયા. (હવે હિજરતનો હુકમ બાકી રહ્યો નથી) મેં કહ્યું : પછી આપ કઇ વસ્તુની બૈઅત લેશો ? આપે ફરમાવ્યું : ઇસ્લામની, ઇમાનની અને જિહાદની.

(૯૯/૪૫૬૯) હઝરત મુજાશિઅ ઇબ્ને મસઊદ કહે છે કે, હું અબૂ મઅબદને લઇને હુઝૂરની સેવામાં હાજર થયો. જેથી આપ હિજરત માટે તેની બૈઅત લઇ લે. આપે ફરમાવ્યું : હિજરતનો સવાબ તો હિજરતવાળાઓ માટે ખત્મ થઇ ગયો. હું ઇસ્લામ અને જિહાદ અંગે તેની બૈઅત લઇશ. એક રિવાયતમાં છે કે, હઝરત મુજાશિઅ પોતાના ભાઇ મુજાલિદને લઇને મુબારક સેવામાં હાજર થયા હતા.

(૧૦૦/૪૫૭૦) હઝરત મુજાહિદ કહે છે : મેં હઝરત ઇબ્ને ઉમરને કહ્યું કે, હું હિજરત કરીને સીરિયા જવા માંગું છું. તેમણે કહ્યું : હિજરતનો હુકમ તો બાકી રહ્યો નથી. હા, જિહાદનો હુકમ બાકી છે. તમે (જિહાદના ઇરાદે) જાઓ અને તેની તપાસ કરો. જો મળે તો ઠીક, નહીં તો પાછા આવો. એક રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ (સલ.) પછી હિજરતનો હુકમ બાકી રહ્યો નથી.



(૧૦૧/૪૫૭૧) મુજાહિદ ઇબ્ને જબ્ર મક્કી કહે છે કે, ઇબ્ને ઉમર કહેતા હતા કે, મક્કાના વિજય પછી હિજરતનો હુકમ બાકી રહ્યો નથી.

(૧૦૨/૪૫૭૨) અતા ઇબ્ને અબી રબાહ કહે છે કે, ઉબૈદ ઇબ્ને ઉમૈર સાથે હું હઝરત આઇશાની સેવામાં હાજર થયો. ઉબૈદે હઝરત આઇશાને હિજરતનો હુકમ પૂછ્યો. તેમણે કહ્યું : હવે હિજરતનો હુકમ તો બાકી રહ્યો નથી. પહેલાં મુસલમાનો ફિત્નામાં ફસાઇ પડવાના ભયથી પોતાના દીનને લઇને અલ્લાહ અને રસૂલ તરફ નાસી જતા હતા. હવે અલ્લાહ તઆલાએ ઇસ્લામને પ્રભુત્વ આપ્યું. એટલે હવે મુસલમાન જ્યાં ઇચ્છે ત્યાં પોતાના પાલનહારની ઇબાદત કરી શકે છે, પરંતુ જિહાદ અને જિહાદની નિય્યત બાકી છે.

(૧૦૩/૪૫૭૩) હઝરત મુજાહિદ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ મક્કાના વિજયના દિવસે ફરમાવ્યું હતું કે, જે દિવસે અલ્લાહ તઆલાએ આકાશ અને પૃથ્વી બનાવ્યાં હતાં તે દિવસથી જ મક્કાને હરમ ઠેરવ્યું હતું. એટલે મક્કા કિયામત સુધી અલ્લાહ તઆલાએ આપેલી હુરમતના કારણે હુરમતવાળું રહેશે. ન મારાથી પહેલાં કોઇના માટે હલાલ હતું અને ન મારા પછી કોઇના માટે (ત્યાં ખૂનામરકી કરવી) હલાલ હશે. મારા માટે પણ ફક્ત એક પળ માટે હલાલ થયું હતું. અહીંના શિકારોને નસાડવામાં ન આવે. અહીંના ઝાડો કાપવામાં ન આવે, ન ઘાસ કાપવામાં આવે અને ન તો પડેલી વસ્તુ કોઇના માટે હલાલ છે. ફક્ત તે માણસ માટે હલાલ છે જે એની જાહેરાત કરીને મૂળ માલિકને પહોંચાડવા માંગે. આ સાંભળીને હઝરત અબ્બાસે કહ્યું : યા રસૂલલ્લાહ ! ઇઝખિર ઘાસને બાકાત રાખો. કારણ કે, એ આપણા લુહારો માટે એ જરૂરી છે અને ઘરોના કામમાં આવે છે. આપ ચુપ થઇ ગયા. પછી થોડી વાર પછી કહ્યું : હા, ઇઝખિર કાપવી જાઇઝ છે.

(૧૦૦/૪૫૭૦) એટલે મક્કાથી મદીના હિજરત કરવાનો હુકમ ખત્મ થઇ ગયો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ યવ્મ હુનયનિન ઇઝ અઅ્જબત્કુમ કસ્રતુકુમ ફલમ તુગ્નિ અન્કુમ શય્અં વ્વ દાકત અલયકુમુલ અર્દુ બિમા રહુબત સુમ્મ વલ્લયતુમ મુદબિરીન. સુમ્મ અન્ઝલ લ્લાહુ સકીનતહુ.....' કિંવા હુનૈનના દિવસોને યાદ કરો જ્યારે કે તમે તમારી વધારે સંખ્યા પર અતડાયા હતા, પરંતુ વધારે સંખ્યાએ તમને ફાયદો**

**પહોંચાડયો નહીં અને પુષ્કળ હોવા છતાં જમીન તમારા માટે તંગ બની ગઇ અને તમે પીઠ ફેરવીને નાસભાગ કરી, પરંતુ અલ્લાહ તઆલાએ તમને પોતાના તરફથી સંતોષ (અડગતા) આપ્યો.**

(૧૦૪/૪૫૭૪) ઇસ્માઇલ કહે છે કે, મેં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઓફાના હાથ પર ઘાની નિશાની જોઇ. (મેં પૂછયું, આ શાની નિશાની છે ?) અબ્દુલ્લાહે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હુનૈનની લડાઇમાં આ ઘા વાગ્યો હતો. મેં પૂછયું, શું તમે હુનૈનની લડાઇમાં હાજર હતા ? તેમણે કહ્યું : હા, બલ્કે તેનાથી પહેલાં (ની લડાઇમાં) પણ.

(૧૦૫/૪૫૭૫) હઝરત બરા પાસે આવીને એક માણસે કહ્યું : અબૂ ઉમારા ! શું તમે હુનૈનની લડાઇના દિવસે નાસી છુટયા હતા ? તેમણે કહ્યું : હું ગવાહી આપું છું કે, રસૂલુલ્લાહ (સલ.) નાસી છુટયા ન હતા, પરંતુ ઉતાવળીયા મુસલમાનોએ ઉતાવળ કરી હતી. હવાઝિન કૌમે તેમને તીરોનું લક્ષ્ય બનાવ્યા હતા. નામદાર હુઝૂર (સલ.) તે વખતે સફેદ ખચ્ચર પર સવાર હતા. અબૂ સુફયાને લગામ પકડી હતી. આપ કહી રહ્યા હતા : હું નબી છું, એમાં લેશ માત્ર જૂઠું નથી, હું અબ્દુલ મુત્તલિબનો પુત્ર છું.

(૧૦૬/૪૫૭૬) અબૂ ઇસ્હાક કહે છે : હું સાંભળી રહ્યો હતો કે, એક માણસે હઝરત બરાને કહ્યું : શું તમે લોકો હુનૈનની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે નાસી ગયા હતા ? હઝરત બરાએ કહ્યું : રસૂલુલ્લાહ (સલ.) તો નાસી છુટયા ન હતા. એનું કારણ એ હતું કે, હવાઝિન કૌમના માણસો તીરંદાઝ હતા. (તે દિવસે) હુઝૂરે કહ્યું હતું : હું નબી છું, એમાં લેશ માત્ર અસત્ય નથી. હું અબ્દુલ મુત્તલિબનો પુત્ર છું.

(૧૦૭/૪૫૭૭) અબૂ ઇસ્હાક કહે છે કે, કૈસ કબીલાના એક માણસે હઝરત બરાને પૂછયું : શું તમે લોકો હુનૈનની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ની સાથેથી નાસી છુટયા હતા ? તેમણે કહ્યું : પરંતુ રસૂલુલ્લાહ (સલ.) તો નાસી છુટયા ન હતા. વાત એમ હતી કે, બની હવાઝિન તીરંદાઝ હતા. શરૂઆતમાં જ્યારે અમે તેમના પર હુમલો કર્યો ત્યારે તેઓ નાસી છુટયા. અમે માલે ગનીમત પર તૂટી પડયા. તેમણે તક જોઇને અમને તીરોનું લક્ષ્ય બનાવ્યા. મેં જોયું હતું કે, હુઝૂર તે દિવસે સફેદ ખચ્ચર પર સવાર હતા. અબૂ સુફયાને ખચ્ચરની લગામ પકડી હતી. આપ કહી રહ્યા હતા : હું નબી છું, એમાં જરાયે જૂઠું નથી. અમુક



રિવાયતોમાં આટલું વધારે છે કે, હુઝૂર ખચ્ચર પરથી ઉતરી પડયા હતા.

(૧૦૮/૪૫૭૮) મરવાન અને મિસ્વર ઇબ્ને મખ્રમા કહે છે કે, જ્યારે બની હવાઝિનના પ્રતિનિધિઓ મુસલમાન બનીને હુઝૂર પાસે આવ્યા ત્યારે હુઝૂર ઉભા થઇ ગયા. પ્રતિનિધિઓએ પોતાનો માલ અને કેદીઓ પાછા આપવાની વિનંતી કરી. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : મારી સાથે જે (લશ્કર) છે તેને તમે જોઇ રહ્યા છો. મને સાચી વાત સૌથી વધારે સારી લાગે છે. તમે બંને વસ્તુઓમાંથી એક વસ્તુ પસંદ કરી લો. કેદી અથવા માલ. કારણ કે, એક મુદ્દત સુધી મેં તમારી રાહ જોઇ. (જ્યારે તમે આવ્યા નહીં ત્યારે મેં વહેંચી દીધો) રાવી કહે છે કે, તાઇફથી પાછા ફર્યા પછી રસૂલુલ્લાહ (સલ.)એ બની હવાઝિનની દસ દિવસ કરતાં કંઇક વધારે સમય સુધી રાહ જોઇ હતી. જ્યારે પ્રતિનિધિઓને ખાત્રી થઇ ગઇ કે, રસૂલુલ્લાહ (સલ.) ફકત એક વસ્તુ પાછી આપશે ત્યારે તેમણે કહ્યું : અમે કેદીઓ લેવા માંગીએ છીએ. રસૂલુલ્લાહ (સલ.) મુસલમાનો સામે ખુત્બો પઢવા ઉભા થયા. ખુદા તઆલાના યોગ્ય વખાણ કર્યા પછી કહ્યું : લોકો ! તમારા ભાઇઓ તૌબા કરીને તમારી પાસે આવ્યા છે. હું ઇચ્છું છું કે, તેમના કેદીઓ પાછા આપી દઉં. હવે તમારામાંથી જે માણસ વળતર વગર ખુશીથી પાછો આપવા માંગે તો પાછો આપી દે અને જે માણસ પોતાના ભાગ પર કાયમ રહેવા માંગે તો અલ્લાહ તઆલા અમને સૌથી પહેલો જે માલે ગનીમત આપશે અમે તે માલમાંથી તે માણસનો ભાગ આપી દઇશું. બધા લોકોએ કહ્યું : અમે પાછા આપવા માટે ખુશ છીએ. હુઝૂરે કહ્યું : અમને એ ખબર પડી નહીં કે, તમારામાંથી કોણે રજા આપી અને કોણે નહીં. એટલે તમે પાછા જઇને અમારી પાસે તમારા મુખીઓને મોકલો. લોકો પાછા ચાલ્યા ગયા. તેમના આગેવાનો વાતચીત કર્યા પછી હુઝૂરની સેવામાં હાજર થયા અને કહ્યું કે, બધા લોકો વળતર વગર ખુશીથી પાછા આપવા રાજી છે. તેમણે એની રજા આપી છે.

(૧૦૯/૪૫૭૯) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, અમે હુનૈનની લડાઇમાંથી પાછા આવ્યા ત્યારે હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ને તે ઇઅતિકાફનો હુકમ પૂછયો, જેની અંધકાર યુગના સમયમાં હઝરત ઉમરે મન્નત માની હતી. હુઝૂરે મન્નત પૂરી કરવાનો હુકમ આપ્યો.

(૧૧૦/૪૫૮૦) હઝરત અબૂ કતાદા કહે છે કે, હુનૈનની લડાઇના વરસે અમે હુઝૂરની સાથે લડાઇમાં ગયા. જ્યારે મુકાબલો થયો ત્યારે મુસલમાનોના કદમ ડગમગી ઉઠયા. મેં એક કાફિરને જોયો કે, એક મુસલમાન પર વિજયી બની રહ્યો

છે ત્યારે મેં પાછળથી તેની ગરદન પર તલવાર મારી. તેનું બખ્તર કપાઇ ગયું (અને ખભો પણ કપાઇ ગયો.) તે પેલા મુસલમાનને છોડીને મને વળગી પડયો અને મને એવો દબાવ્યો કે, મૃત્યુની વાસ આવવા લાગી, પરંતુ થોડી વાર પછી તે મરી ગયો. તેણે મને છોડી દીધો. મેં હઝરત ઉમર પાસે જઇને કહ્યું : આ લોકોની કેવી હાલત થઇ ગઇ ? હઝરત ઉમરે કહ્યું : ખુદાનો હુકમ. થોડી વાર પછી મુસલમાનો પાછા ફર્યા (અને કાફિરોને નસાડી મૂકયા) તે પછી રસૂલુલ્લાહ (સલ.)એ બેસીને કહ્યું : જો કોઇએ કોઇને કત્લ કર્યો હોય અને તેની પાસે ગવાહ હોય તો તેનો માલ કત્લ કરનારનો જ છે. હું ઉભો થયો, પરંતુ મનમાં વિચાર આવ્યો કે, મારી સાક્ષી કોણ આપશે ? થોડી વાર પછી હુઝૂરે ફરી તે જ શબ્દો કહ્યા. હું ઉભો થઇ ગયો અને કંઇ બોલવાનો વિચાર કર્યો, પરંતુ મને થયું કે, મારી સાક્ષી કોણ આપશે, એવું વિચારીને બેસી ગયો. ત્રીજી વાર ફરી હુઝૂરે તે પ્રમાણે કહ્યું અને મેં ઉભા થઇને બોલવાનો ઇરાદો કર્યો. હુઝૂરે કહ્યું : અબૂ કતાદા, શું વાત છે ? મેં હકીકત કહી દીધી. આ સાંભળીને એક માણસે કહ્યું : હુઝૂર, એ માણસ સાચું બોલે છે. તે છીનવેલો માલ મારી પાસે છે. મારા તરફથી હુઝૂર એને રાજી કરી લે. હઝરત અબૂબક્રે કહ્યું : આવું બની શકે નહીં. ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.) આ પ્રમાણે નહીં કરે કે, ખુદાનો એક વાઘ માત્ર અલ્લાહ અને રસૂલને ખુશ કરવા માટે લડે અને તેનો માલે ગનીમત તને આપી દે. હુઝૂરે કહ્યું : અબૂબક્રે સાચું કહ્યું : તમે તેને આપી દો. તે માણસે મને તે સામાન આપી દીધો. તેને વેચીને મેં બની સલમહના મહોલ્લામાં એક બાગ ખરીદયો. ઇસ્લામી યુગમાં મેં સૌ પ્રથમ આ માલ જ ભેગો કર્યો.

(૧૧૧/૪૫૮૧) હઝરત અબૂ કતાદા કહે છે કે, હુનૈનની લડાઇના દિવસે મેં જોયું કે, એક મુસલમાન એક મુશ્રિક સાથે લડી રહ્યો છે, પરંતુ બીજો એક મુશ્રિક મુસલમાનની પાછળથી છુપાઇને તેને શહીદ કરવાની પેરવી કરી રહ્યો હતો. હું તરત પેલા બીજા મુશ્રિક પાસે જઇ પહોંચ્યો. તેણે મને મારવા માટે હાથ ઉગામ્યો. મેં તલવારથી તેનો હાથ કાપી નાખ્યો. તેણે મને પકડીને એટલા જોરથી દબાવ્યો કે, મને મરવાનો ડર લાગ્યો, પરંતુ થોડીવાર પછી કંઇક ઢીલા પડીને તેણે મને છોડી દીધો. મેં તેને કત્લ કરી નાખ્યો. છેવટે મુસલમાનો નાસી છુટયા. હું પણ તેમની સાથે નાસી છુટયો. મેં હઝરત ઉમરને પૂછયું કે, આ લોકોની શું હાલત થઇ ગઇ ? હઝરત ઉમરે કહ્યું : ખુદાનો હુકમ. થોડીવાર પછી મુસલમાનો પાછા ફરીને હુઝૂર પાસે આવ્યા (અને કાફિરોને પરાજય આપ્યો) રસૂલુલ્લાહ



(સલ.)એ ફરમાવ્યું : જે માણસે કોઇને કત્લ કર્યો હોય તેના હથિયારો કત્લ કરનારના જ છે, એ શરતે કે ગવાહ રજૂ કરે. હું મારા માટે ગવાહ શોધવા માટે ઉઠયો, પરંતુ કોઇ એવો માણસ દેખાયો નહીં, જે મારી ગવાહી આપી શકે. નાછૂટકે બેસી ગયો. થોડીવાર પછી મારા દિલમાં વિચાર આવ્યો અને રસૂલુલ્લાહ (સલ.)ને હકીકત કહી દીધી. આ સાંભળીને એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! જે કત્લ થયેલાનો એ ઉલ્લેખ કરે છે તેના હથિયારો મારી પાસે છે, પરંતુ આપ એને મારા તરફથી રાજી કરી લો. હઝરત અબૂબક્રે કહ્યું : આવું કદાપિ બની શકે નહીં. રસૂલુલ્લાહ (સલ.) ખુદાના તે વાઘને છોડીને જે અલ્લાહ અને રસૂલ તરફથી લડયો છે કુરૈશના એક કમજોર જાનવરને નહીં આપે. તે પછી રસૂલુલ્લાહ (સલ.) ઉભા થયા અને તે હથિયારો મને આપ્યા. મેં તેને વેચીને એક બાગ ખરીદયો. ઇસ્લામી યુગમાં આ માલ મેં સૌ પ્રથમ ભેગો કર્યો.

## અવતાસના યુધ્ધનું વર્ણન

(૧૧૨/૪૫૮૨) હઝરત અબૂ મૂસા અશઅરી કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.) હુનૈનની લડાઇમાંથી પરવારી ગયા ત્યારે આપે અબૂ આમિરને સરસેનાપતિ બનાવીને અવતાસ મોકલ્યા. અબૂ આમિરનો ત્યાં દુરૈદ ઇબ્ને સિમ્મા સાથે મુકાબલો થયો. દુરૈદ માર્યો ગયો. તેના સાથીઓની હાર થઇ. અબૂ મૂસા કહે છે : મને પણ હુઝૂરે અબૂ આમિરની સાથે મોકલ્યો હતો. ત્યાં અબૂ આમિરના ઘૂંટણમાં એક તીર આવીને વાગ્યું હતું, જે એક જશમીએ માર્યું હતું. તીર ઘૂંટણમાં પેસી ગયું હતું. હું અબૂ આમિર પાસે ગયો અને પૂછયું, કાકા, કોણે માર્યું ? અબૂ આમિરે ઇશારો કરીને મને બતાવ્યું કે, મને મારનાર તે છે જેણે તીર છોડયું છે. હું આ સાંભળીને તે માણસ તરફ દોડયો. તેણે મને જોઇને નાસભાગ કરી. મેં તેનો પીછો કર્યો અને કહેવા માંડયું. તને શરમ નથી આવતી ! (નાસતો જાય છે) ઉભો તો રહે. છેવટે તે ઉભો રહ્યો. અમે પરસ્પર તલવાર ચલાવી. મેં તેને મારી નાખ્યો. પછી અબૂ આમિર પાસે જઇને મેં કહ્યું : ખુદાએ તમારા હરીફને કત્લ કરાવી દીધો. અબૂ આમિરે કહ્યું : આ તીર તો કાઢો. મેં ખેંચીને કાઢયું તો ઉછળીને ઘામાંથી પાણી નીકળ્યું. અબૂ આમિરે કહ્યું : ભત્રીજા, મારા તરફથી રસૂલુલ્લાહ (સલ.)ને સલામ કહેજે અને કહેજે કે, મારા માટે અલ્લાહ તઆલા પાસે મગફિરતની દુઆ માંગે. ત્યાર પછી અબૂ આમિરે મને પોતાની જગ્યાએ નિયુક્ત કર્યો. થોડી વાર પછી તેમનું અવસાન થયું. હું પાછો જઇને હુઝૂરની સેવામાં હાજર થયો. આપ

મકાનમાં રસ્સીઓથી વણેલા પલંગ પર બેઠા હતા. પલંગ પર બિસ્તરો પડેલો હતો, પરંતુ રસ્સીઓના નિશાનો હુઝૂરની પીઠ અને પડખાઓ પર પડયા હતાં. મેં હુઝૂરને બધી વિગત કહી દીધી અને કહી દીધું કે, અબૂ આમિરે વિનંતી કરી છે કે, હુઝૂર મારા માટે મગફિરતની દુઆ કરે. આપે પાણી મંગાવીને વુઝૂ કર્યું અને હાથ ઉઠાવીને કહ્યું : એય અલ્લાહ ! ઉબૈદ અબૂ આમિરને બખ્શી દે. કિયામતના દિવસે ઘણી મખ્લૂક (સર્જન-જનતા) પર તેને અઝીમતા આપ. મેં કહ્યું : હુઝૂર, મારા માટે પણ મગફિરતની દુઆ કરો. આપે કહ્યું : એય અલ્લાહ ! અબ્દુલ્લાહ ઇબ્ને કૈસના ગુનાહ માફ કર. કિયામતના દિવસે તેને શ્રેષ્ઠ જગ્યામાં દાખલ કર. દુઆ કરતી વખતે હુઝૂરની બગલોની સફેદી દેખાઇ હતી.

## હિજરી સન ૮ માં તાઇફનું યુધ્ધ

(૧૧૩/૪૫૮૩) હઝરત ઉમ્મે સલમહ કહે છે : એક દિવસ એક હીજડો (સ્ત્રીઓની કક્ષામાં ગણાય છે તે) મારી પાસે બેઠો હતો, એવામાં રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. હીજડો અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઉમય્યાને કહેવા લાગ્યો : અબ્દુલ્લાહ, જુઓ, જો અલ્લાહ તઆલા કાલે તાઇફ જીતાડી આપે તો ગીલાનની પુત્રી પર તમે જરૂર કબજો કરી લેજો. કારણ કે, તે ચાર વસ્તુઓ સાથે સામે આવે છે અને આઠ વસ્તુઓ સાથે પીઠ ફેરવીને જાય છે. (આ શબ્દોનું વિવરણ નિકાહના પ્રકરણમાં આવશે. સારાંશ કે, તે ઘણી ખૂબસૂરત અને સુડોળ છે.) આ સાંભળીને હુઝૂરે કહ્યું : હરમ (સ્ત્રીઓની રૂમ)માં આ લોકો પ્રવેશે નહીં. હીજડાનું નામ હૈત હતું.

(૧૧૪/૪૫૮૪) હિશામની હવાલો આપીને અબૂ ઉસામાની રિવાયતથી મહમૂદે આ હદીસના અંતમાં એટલું વધુ બયાન કર્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તે સમયે તાઇફને ઘેરો ઘાલ્યો હતો.

(૧૧૫/૪૫૮૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ તાઇફવાળાઓને ઘેરો ઘાલ્યો અને પરિણામ કંઇ આવ્યું નહીં ત્યારે કહ્યું કે, ઇન્શાઅલ્લાહ આપણે પાછા ચાલ્યા જઇશું. સહાબાઓને આ વાત ગમી નહીં. તેઓ કહેવા લાગ્યા : જીત્યા વગર ચાલ્યા જઇશું ? (આ વાત સારી ન કહેવાય) હુઝૂરે કહ્યું : તો કાલે સવારે જ લડવા જાઓ. સહાબા સવારે લડવા ગયા, પરંતુ ઘાયલ થયા. (કંઇ પરિણામ આવ્યું નહીં.) હુઝૂરે કહ્યું : તો હવે ઇન્શાઅલ્લાહ આપણે કાલે પાછા ચાલ્યા જઇશું. સહાબાને આપનું આ ફરમાન પસંદ પડયું. આ જોઇને રસૂલુલ્લાહ (સલ.)એ સ્મિત કર્યું.

(૧૧૬/૪૫૮૬) અબૂ ઉસ્માન કહે છે



કે, હઝરત સઅદ અને અબૂબક્ર મને કહેતા હતા કે, સઅદ એવા માણસ છે જેમણે સૌ પ્રથમ અલ્લાહના રસ્તામાં તીરંદાઝી કરી અને અબૂબક્રહ એવા માણસ છે જેઓ તાઇફના કિલ્લાની દીવાલ પર અમુક માણસો સાથે ચઢયા હતા. એવામાં રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ જાણી જોઇને પોતાના પિતાને છોડીને બીજા માણસ તરફ પોતાના વંશને જોડે તેના પર જન્નત હરામ છે.

(૧૧૭/૪૫૮૭) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) મક્કા અને મદીના વચ્ચે જીઅરાના નામે સ્થળે ઉતર્યા હતા. હું પણ સેવામાં હાજર હતો. બિલાલ પણ હાજર હતા. એવામાં એક આદિવાસી આવ્યો અને કહેવા લાગ્યો : શું તમે તમારો વાયદો પૂરો નહીં કરો ? હુઝૂરે કહ્યું : ખુશ થાઓ. (જન્નતની ખુશખબરીથી) તેણે કહ્યું : તમે મને 'ખુશ થાઓ, ખુશ થાઓ' તો ઘણી વાર કહ્યું. (થોડોક માલ પણ આપો) રસૂલુલ્લાહ (સલ.)એ રોષે ભરાઇને મારા અને બિલાલ તરફ મોં કરીને કહ્યું : એ માણસે ખુશખબરી કબુલ કરી નહીં. તમે બંને ખુશખબરી કબુલ કરો. અમે કહ્યું : હુઝૂર અમે કબુલ કરીએ છીએ. હુઝૂરે એક મોટા વાસણમાં પાણી મંગાવીને બંને હાથ અને મોં તેમાં ધોયાં. તેમાં કુલ્લી પણ કરી. પછી કહ્યું : તમે બંને આ પાણી પી લો અને તમારા મોં અને છાતી પર નાખો. તમારા માટે ખુશખબરી પુરવાર થાય. અમે હુકમનું પાલન કર્યું. પરદા પાછળથી હઝરત ઉમ્મે સલમહએ અવાજ દીધો કે, તમારી માં માટે (કિંવા મારા માટે) પણ થોડુંક રહેવા દો. અમે તેમના માટે પણ રહેવા દીધું.

(૧૧૮/૪૫૮૮) હઝરત સફવાન ઇબ્ને યઅલા કહે છે કે, યઅલા કહ્યા કરતા હતા કે, વહીના ઉતરાણ વખતે જો હું રસૂલુલ્લાહ (સલ.)ને જોઉં તો કેવું સારૂં થાય. અચાનક એક વાર રસૂલુલ્લાહ (સલ.) જીઅરાના સ્થળે હતા. આપની ઉપર એક કપડું ખેંચીને છાંયડો કરવામાં આવ્યો, જેના નીચે થોડાક સહાબાઓ પણ હાજર હતા. એવામાં એક આદિવાસી ખૂશ્બૂદાર ઝભ્ભો પહેરીને આવ્યો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! જો કોઇ માણસ ઉમરાનો ઇહરામ બાંધી લે, પછી ખૂશ્બૂદાર ઝભ્ભો પહેરે તો શું હુકમ છે ? હઝરત ઉમરે યઅલાને હાથના ઇશારાથી બોલાવ્યા કે, અત્યારે આવીને જોઇ લો. યઅલાએ આવીને કપડામાં મોં નાંખીને જોયું તો હુઝૂરનો ચહેરો લાલ હતો. આપ ખૂબ ઝડપે શ્વાસ લઇ રહ્યા હતા. થોડી વાર પછી જ્યારે એ સ્થિતિ દૂર થઇ ગઇ ત્યારે ફરમાવ્યું : હમણા જે માણસે મને ઉમરાનો હુકમ પૂછયો હતો તે કયાં છે ? તે માણસને શોધીને બોલાવવામાં આવ્યો. હુઝૂરે કહ્યું : ખૂશ્બૂને

ત્રણ વાર ધોઇ નાંખો અને ઝભ્ભો ઉતારી નાખો. પછી જેવી રીતે હજ્જમાં કરો છો તેવી જ રીતે ઉમરામાં કરો.

(૧૧૯/૪૫૮૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝેદ કહે છે કે, હુનૈનની લડાઇના દિવસે જ્યારે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને માલે ગનીમત આપ્યો ત્યારે હુઝૂરે તે માલ એવા લોકોને વહેંચ્યો જેમના દિલોને આકર્ષવાની નેમ હતી. અનસારીઓને કંઇ આપ્યું નહીં. અનસારીઓને જ્યારે કંઇ મળ્યું નહીં ત્યારે તેમને દુ:ખ થયું. હુઝૂરે તેમની સામે પ્રવચન કર્યું અને કહ્યું : એય અનસારીઓ ! શું મેં તમને ગુમરાહ જોયા ન હતા ? પછી મારી મારફતે અલ્લાહ તઆલાએ તમને સીધો રસ્તો બતાવ્યો. શું તમારામાં પરસ્પર ફાટફુટ પડી ન હતી ? પછી મારી મારફતે અલ્લાહ તઆલાએ તમારામાં એકતા સ્થાપી. શું તમે મોહતાજ ન હતા ? પછી મારી મારફતે અલ્લાહ તઆલાએ તમને ધનવાન બનાવ્યા. અનસારીઓએ કહ્યું : ખુદા અને તેના રસૂલના અમારા પર ઘણા ઉપકારો છે. આપે કહ્યું : જ્યારે તમને રસૂલ કોઇ વાત કહે છે ત્યારે તમે જવાબ કેમ આપતા નથી ? અનસારીઓએ ફરી આ પ્રમાણે જ કહ્યું : ખુદા અને તેના રસૂલના અમારા પર ઘણા ઉપકારો છે. હુઝૂરે કહ્યું : જો તમે ધાર્યું હોત તો આ જવાબ આપી શકતા હતા. પછી કહ્યું : શું તમે આ વાતથી ખુશ નથી કે, બીજા લોકો તો બકરી અને ઊંટ લઇને ઘેર પાછા જાય અને તમે ખુદાના રસૂલને લઇને તમારા ઘેર જાઓ. જો હિજરતનો પ્રશ્ન ન હોત તો હું અનસારમાંનો એક માણસ હોત. (કિંવા મને પોતાને અનસારી ગણત) જો લોકો એક ખીણનો રસ્તો પસંદ કરે અને અનસારીઓ બીજી ખીણમાં ચાલવાનું પસંદ કરે તો હું અનસારનો રસ્તો પસંદ કરીશ. અનસાર હકીકતમાં અંદરનો પોષાક છે અને બીજા લોકો બહારનો પોષાક છે. તમે મારા પછી ટૂંક સમયમાં બીજા લોકોને તમારા કરતાં આગળ જોશો, પરંતુ સબ્ર કરજો, અહીં સુધી કે, હોઝ પર મારી સાથે મુલાકાત થાય.

(૧૨૦/૪૫૯૦) હઝરત અનસ કહે છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને બની હવાઝિનનો માલે ગનીમત આપ્યો અને રસૂલુલ્લાહ (સલ.) અમુક લોકોને સો સો ઊંટો દેવા લાગ્યા ત્યારે અનસારમાંના અમુક માણસો કહેવા લાગ્યા : ખુદા પોતાના રસૂલને માફ કરે, કુરૈશને તો આપ આપી રહ્યા છો અને અમને આપતા નથી, જો કે અમારી તલવારોમાંથી તેમનું લોહી ટપકી રહ્યું છે. હુઝૂરને અનસારની આ વાતની ખબર પડી. આપે તેમને બોલાવીને ચામડાના એક તંબુમાં ભેગા કર્યા. બીજાઓને તેમની સાથે આવવાની રજા આપી નહીં. જ્યારે બધા ભેગા થઇ



ગયા ત્યારે હુઝૂરે ઉભા થઇને કહ્યું : તે શું વાત છે જે મને તમારા તરફથી મળી છે ? સમજદાર અનસારીઓએ તો કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારામાંથી મોટા મોટા માણસોએ તો કંઇ કહ્યું નથી. હા, અમુક યુવાનો જરૂર બોલ્યા હતા કે, ખુદા પોતાના રસૂલને માફ કરે, કુરૈશને તો આપે છે અને અમને આપતા નથી, જો કે અમારી તલવારોમાંથી લોહી ટપકી રહ્યું છે. આપે કહ્યું : જે લોકો હાલમાં જ મુસલમાન થયા છે અને જેમનો કુફ્રનો સમય હમણાં જ પસાર થયો છે, હું તેમનું દિલ જીતવા માટે આપું છું. શું તમે એ વાતથી ખુશ નથી કે, બીજા લોકો તો માલ લઇને જાય અને તમે નબીને લઇને તમારા ઘેર પાછા ફરો. ખુદાની કસમ ! જે વસ્તુ તમે લઇને પાછા ફરશો તે તેના કરતાં સારી છે જેને તે લોકો લઇને પાછા ફરશે. અનસારે કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે ખુશ છીએ. હુઝૂરે કહ્યું : ટૂંક સમયમાં તમે બીજા લોકોને તમારા કરતાં આગળ જોશો. તે વખતે સબ્ર કરજો. અહીં સુધી કે, ખુદા અને તેના રસૂલ સાથે (કિયામતના દિવસે) મુલાકાત થાય. હું હોઝ પર તમને મળીશ. હઝરત અનસ કહે છે : પરંતુ અનસારે ધીરજ રાખી નહીં.

(૧૨૧/૪૫૯૧) હઝરત અનસ કહે છે કે, મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ કુરૈશને માલે ગનીમત વહેંચ્યો. આ જોઇને અનસારો નારાજ થઇ ગયા. હુઝૂરે કહ્યું : શું તમે એ વાતથી ખુશ નથી કે, બીજા લોકો દુનિયા લઇને પાછા ફરે અને તમે રસૂલુલ્લાહને લઇને પાછા જાઓ. અનસારોએ કહ્યું : અમે ખુશ છીએ. આપે કહ્યું : જો બીજા લોકો એક ખીણમાં ચાલે અને અનસારો બીજી ખીણમાં ચાલે તો હું અનસારના રસ્તા પર ચાલીશ.

(૧૨૨/૪૫૯૨) હઝરત અનસ કહે છે કે, હુનૈનની લડાઇના દિવસે જ્યારે હવાઝિન કબીલાનો રસૂલુલ્લાહ (સલ.) સાથે મુકાબલો થયો ત્યારે હુઝૂરની સાથે દસ હઝાર માણસો હતા. કેટલાક એવા લોકો હતા, જેમને મક્કાના વિજયના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ ઉપકાર કરીને છોડી મૂકયા હતા, કેદી બનાવ્યા ન હતા. (જેમ કે અબૂ સુફયાન વગેરે) પરંતુ લોકો પીઠ ફેરવીને નાસી છુટયા. હુઝૂરે કહ્યું : એય અનસારીઓ ! અનસારીઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે હાજર છીએ. હુઝૂરની સામે છીએ. હુઝૂરે ઉતરીને કહ્યું : હું ખુદાનો બંદો અને રસૂલ છું. તરત મુશ્રિકોનો પરાજય થયો. હુઝૂરે મુહાજિરોને પણ માલ આપ્યો અને તે લોકોને પણ આપ્યો જેમને મક્કાના વિજયના દિવસે કેદ કર્યા વગર છોડી મૂકયા હતા, પરંતુ અનસારીઓને કંઇ આપ્યું નહીં. (અનસારીઓને આ વાત ગમી નહીં.) નામદાર રસૂલુલ્લાહ

(સલ.)એ તેમને એક તંબુમાં ભેગા કરીને કહ્યું કે, શું તમે આ વાતથી ખુશ નથી કે, બીજા લોકો તો બકરીઓ અને ઊંટો લઈને જાય અને તમે રસૂલુલ્લાહ (સલ.)ને લઈ જાઓ. પછી કહ્યું : જો બીજા લોકો એક રસ્તા પર ચાલે અને અનસાર બીજા રસ્તા પર ચાલે તો હું અનસારના રસ્તાને પસંદ કરીશ.

(૧૨૩/૪૫૯૩) હઝરત અનસ કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.)એ થોડાક અનસારીઓને ભેગા કરીને ફરમાવ્યું કે, કુરૈશીઓ પર નવી મુસીબત આવી છે. હાલમાં જ તેમણે કુફ્ર છોડયું છે. મેં તેમના દિલોને જીતવા અને તેમને ઈનામ આપવાનું નક્કી કર્યું હતું. શું તમે એ વાતથી ખુશ નથી કે, બીજા લોકો માલ લઈને ઘેર પાછા ફરે અને તમે રસૂલુલ્લાહ (સલ.)ને લઈને તમારા ઘેર જાઓ. અનસારોએ કહ્યું : અમે એનાથી રાજી છીએ. આપે કહ્યું : જો લોકો એક રસ્તા પર ચાલે અને અનસારો બીજા રસ્તા પર ચાલે તો હું અનસારવાળો રસ્તો પસંદ કરીશ.

(૧૨૪/૪૫૯૪) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે હુનૈનની લડાઈનો માલે ગનીમત વહેંચ્યો ત્યારે એક અનસારીએ કહ્યું : આ વહેંચણીનો હેતુ ખુદાને ખુશ કરવાનો નથી. મેં જઈને હુઝૂરને આ વાતની ખબર આપી. આ સાંભળતાં જ મુબારક ચહેરાનો રંગ બદલાઈ ગયો. આપે કહ્યું : મૂસા પર ખુદા રહમ કરે, તેમને આના કરતાં વધારે તકલીફ આપવામાં આવી હતી, પરંતુ તેમણે સબ્રથી કામ લીધું.

(૧૨૫/૪૫૯૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ કહે છે કે, હુનૈનની લડાઈના દિવસે અલ્લાહના રસૂલે (માલે ગનીમત આપવા માટે) કેટલાક માણસોને (બીજાઓ પર) અગ્રતા આપી. જેમકે અકરઅને સો ઊંટો આપ્યા. ઉયયનાને પણ એટલા જ આપ્યા. બીજા કેટલાકને પણ આપ્યા. એક માણસે કહ્યું : આ વહેંચણીનો હેતુ ખુદાને ખુશ કરવાનો નથી. મેં કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ને આ ખબર જરૂર આપીશ. આપે ફરમાવ્યું : અલ્લાહ તઆલા મૂસા (અલ.) પર રહમ કરે, તેમને આના કરતાં પણ વધારે તકલીફ આપવામાં આવી હતી, પરંતુ તેમણે સબ્રથી કામ લીધું.

(૧૨૬/૪૫૯૬) હઝરત અનસ કહે છે કે, હુનૈનની લડાઈના દિવસે હવાઝિન, ગતફાન વગેરે કબીલાઓ પોતાના ઊંટો અને સ્ત્રી-બાળકોને લઈને આવ્યા. હુઝૂરની સાથે પણ દસ હઝાર માણસો હતા. તે લોકો પણ હતા, જેમને મક્કાના વિજયના દિવસે આપે કેદ કર્યા વગર છોડી મૂકયા હતા, પરંતુ આ બધા માણસો



હુઝૂરને એકલા છોડીને નાસી ગયા. તે દિવસે હુઝૂરે અલગ અલગ બે અવાજ દીધા. જમણી તરફ મોં ફેરવીને કહ્યું : એય અનસારીઓ ! અનસારીઓએ જવાબ આપ્યો : યા રસૂલલ્લાહ ! અમે હાજર છીએ. આપ ખુશ રહો. અમે આપની સાથે જ છીએ. પછી હુઝૂરે ડાબી બાજુએ મોં ફેરવી અવાજ દીધો : એય અનસારીઓ ! અનસારીઓએ જવાબ આપ્યો : યા રસૂલલ્લાહ ! અમે હાજર છીએ. આપ ખુશ રહો. અમે આપની સાથે જ છીએ. આપ તે દિવસે સફેદ ખચ્ચર પર સવાર હતા. અવાજ દીધા પછી (ખચ્ચર પરથી) ઉતરી પડયા અને કહ્યું : હું ખુદાનો બંદો અને તેનો રસૂલ છું. આ પ્રમાણે બોલતાં જ મુશ્રિકો નાસી છૂટયા. તે દિવસે પુષ્કળ માલ હાથમાં આવ્યો. આપે મુહાજિરોને અને જે લોકોને મક્કાના વિજયના દિવસે આપે કેદ કર્યા વગર છોડી મૂકયા હતા, તેમને માલે ગનીમત આપ્યો. અનસારોને કંઈ આપ્યું નહીં. અનસારો કહેવા લાગ્યા : જ્યારે કોઈ મુશ્કેલીનો સમય આવે છે ત્યારે અમને બોલાવવામાં આવે છે અને માલે ગનીમત બીજાઓને આપવામાં આવે છે. આપને આ ખબર મળી ત્યારે અનસારોને એક તંબુમાં ભેગા કરીને ફરમાવ્યું : તમારા તરફથી આ કેવી વાત મને મળી ? અનસારો ચૂપ રહ્યા. આપે ફરમાવ્યું : એય અનસારો ! શું તમે આ વાતથી ખુશ નથી કે, લોકો દુનિયાનો માલ લઈને જશે અને તમે રસૂલુલ્લાહ (સલ.)ને તમારા કબજામાં લઈને તમારા ઘેર જશો. અનસારોએ કહ્યું : અમે રાજી છીએ. આપે ફરમાવ્યું : જો બીજા લોકો એક રસ્તા પર ચાલે અને અનસારો બીજા રસ્તા પર ચાલે તો હું અનસારનો રસ્તો પસંદ કરીશ.

## નજદ તરફ લશ્કરી ટુકડી મોકલવાનું વર્ણન

(૧૨૭/૪૫૯૭) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ નજદ તરફ એક લશ્કરી ટુકડી મોકલી. હું પણ તેમાં હતો. અમારામાંથી દરેકના ભાગ બાર બાર ઊંટો આવ્યા અને એક એક ઊંટ અમને વધારે મળ્યું. જેથી તેર તેર ઊંટો લઈને અમે પાછા ફર્યા.

## રસૂલુલ્લાહ (સલ.)નું ખાલિદ ઇબ્ને વલીદને જઝીમા કબીલા તરફ ઇસ્લામના આમંત્રણ માટે મોકલવાનું વર્ણન

(૧૨૮/૪૫૯૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ખાલિદ ઈબ્ને વલીદને (ઈસ્લામના પ્રચાર અર્થે) બની જઝીમા કબીલા પાસે મોકલ્યા. ખાલિદે જઈને તેમને ઈસ્લામનું આમંત્રણ આપ્યું, પરંતુ તેમણે સ્પષ્ટ શબ્દોમાં આ પ્રમાણે કહ્યું

નહીં કે, અમે મુસલમાન થઇ ગયા, બલ્કે આ પ્રમાણે કહ્યું કે, અમે અમારો ધર્મ બદલી નાખ્યો. ખાલિદે તેમને કત્લ કરવાનું અને ગિરફતાર કરવાનું શરૂ કર્યું. અમારામાંથી દરેક માણસને એક એક કેદી આપ્યો. પછી એક દિવસ હુકમ આપ્યો કે, અમારામાંથી દરેક મ ણસ પોતપોતાના કેદીને કત્લ કરી દે. મેં કહ્યું : ખુદાની કસમ ! ન તો હું મારા કેદીને કત્લ કરીશ અને ન મારા સાથીઓમાંથી કોઇ માણસ પોતાના કેદીને મારશે. છેવટે અમે હુઝૂર પાસે ગયા અને આપની સામે વિગત રજૂ કરી. હુઝૂરે મુબારક હાથ ઉઠાવીને બે વાર કહ્યું : એય અલ્લાહ ! ખાલિદે જે કંઇ કર્યું તેનાથી હું તારી સામે મારી અલિપ્તતા (બેઝારી) જાહેર કરૂં છું.

## અબ્દુલ્લાહ ઇબ્ને હુઝાફા સહમી, અલ્કમા ઇબ્ને મુજઝઝિઝ મુદલિજી અને અનસારની લશ્કરી ટુકડીઓ મોકલવાનું વર્ણન

(૧૨૯/૪૫૯૯) હઝરત અલી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક અનસારીની સરદારી હેઠળ એક લશ્કરી ટુકડી મોકલી. લશ્કરવાળાઓને હુકમ આપ્યો કે, અનસારીના હુકમનું પાલન કરજો. (એક દિવસ) અનસારીએ ગુસ્સામાં આવીને કહ્યું : શું રસૂલુલ્લાહ (સલ.)એ તમને મારા હુકમનું પાલન કરવાનો હુકમ આપ્યો ન હતો ? લશ્કરવાળાઓએ કહ્યું : આપ્યો હતો. અનસારીએ કહ્યું : તો લાકડાં ભેગા કરો. લશ્કરવાળાઓએ લાકડાં ભેગા કર્યાં. અનસારીએ કહ્યું : એમાં આગ લગાડો. લશ્કરે આગ લગાડી. અનસારીએ કહ્યું : હવે એમાં કુદી પડો. આ સાંભળીને કેટલાક લોકોએ કુદી પડવાનો ઇરાદો કર્યો. કેટલાક લોકો બીજાઓને રોકવા લાગ્યા. આ ખેંચતાણમાં આગ ઓલવાઇ ગઇ અને અનસારીની ગુસ્સાની હાલત પણ દૂર થઇ ગઇ. હુઝૂરને જ્યારે આ ખબર મળી ત્યારે કહ્યું : જો આગમાં કુદી પડયા હોત તો પછી કિયામત સુધી તેમાંથી નીકળી શકયા ન હોત. કારણ કે સારી વાતમાં (સરદારના) હુકમનું પાલન કરવું જોઇએ. (ગુનાહમાં હુકમનું પાલન કરવું હરામ છે.)

## અબૂ મૂસા અને મુઆઝ ઇબ્ને જબલને હજ્જે વદાઅ પહેલાં (ઇસ્લામના પ્રચાર અને જિહાદ માટે) યમન મોકલવાનું વર્ણન

(૧૩૦/૪૬૦૦) હઝરત અબૂ બુરદા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબૂ મૂસા અને હઝરત મુઆઝને યમન મોકલ્યા. દરેકને યમનના એક ભાગ માટે મુકર્રર કર્યા. કારણ કે, યમનના બે ભાગ હતા. (ઉપરવાસનો ભાગ અને નીચાણવાળો ભાગ) આપે કહ્યું કે, નરમી



કરજો, સખ્તી કરશો નહીં. ખુશખબરી આપજો. લોકોમાં ઇસ્લામ પ્રત્યે તિરસ્કાર ન જન્માવશો. હુકમ અનુસાર બંને સજ્જનો પોતાના કામ માટે ચાલ્યા ગયા. બંને સજ્જનોનો નિયમ હતો કે, જ્યારે પોતાના પ્રદેશનો પ્રવાસ કરતા કરતા પોતાના સાથીના પ્રદેશ પાસે ચાલ્યા જતા તો જૂની મૈત્રીને તાજી કરી લેતા અને સલામની વિનિમય કરી લેતા હતા. જેમ કે એક વાર હઝરત મુઆઝ પોતાના પ્રદેશમાં ફરતા ફરતા પોતાના મિત્ર હઝરત અબૂ મૂસાના પ્રદેશ પાસે પહોંચ્યા ત્યારે ખચ્ચર પર સવાર થઇને તેમની પાસે પણ ગયા. હઝરત અબૂ મૂસા બેઠા હતા. તેમની પાસે થોડાક માણસો ભેગા થયેલા હતા. એક માણસના હાથ ગરદન સાથે બંધાયેલા હતા. હઝરત મુઆઝે કહ્યું : અબ્દુલ્લાહ, આ શું છે ? હઝરત અબૂ મૂસાએ કહ્યું : આ માણસ મુસલમાન થયા પછી મુરતદ થઇ ગયો. હઝરત મુઆઝે કહ્યું : જ્યાં સુધી એને કત્લ કરવામાં નહીં આવે ત્યાં સુધી હું ખચ્ચર પરથી નહીં ઉતરૂં. અબૂ મૂસાએ કહ્યું : એટલા માટે તો એને બોલાવવામાં આવ્યો છે, આપ ઉતરી પડો. મુઆઝે કહ્યું : જ્યાં સુધી એને કત્લ કરવામાં નહીં આવે ત્યાં સુધી ઉતરીશ નહીં. છેવટે અબૂ મૂસાએ હુકમ આપ્યો અને તે માણસને કત્લ કરી દેવામાં આવ્યો. હઝરત મુઆઝ ઉતર્યા પછી પૂછયું, અબ્દુલ્લાહ, તમે કુર્આન કયા સમયે પઢો છો ? હું રાત દિવસ દરેક સમયે પઢું છું. કોઇ ચોક્કસ સમય મુકર્રર નથી. તમે કયા સમયે પઢો છો ? મુઆઝે કહ્યું : હું રાત્રિના શરૂઆતના ભાગમાં સૂઇ જાઉં છું અને થોડીક વાર ઉંઘીને ઉઠું છું. અલ્લાહ તઆલાએ મારા માટે જે કંઇ મુકર્રર કર્યું છે તે પઢું છું. હું ઉંઘને પણ ઉભા રહેવાની જેમ સવાબમાં ગણું છું.

(૧૩૧/૪૬૦૧) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને યમનનો ગવર્નર બનાવીને મોકલ્યો. મેં હુઝૂરને તે શરાબોનો હુકમ પૂછયો જે ત્યાં તૈયાર થાય છે. હુઝૂરે પૂછયું, તે શરાબોનું શું શું નામ છે ? મેં કહ્યું : 'બત્અ' અને 'મિઝર'. હુઝૂરે કહ્યું : નશો લાવનારી દરેક વસ્તુ હરામ છે. અબૂ બુરદા કહે છે : બત્અ મધનો નીચોડ હોય છે અને મિઝર જવના નીચોડને કહેવામાં આવે છે.

(૧૩૨/૪૬૦૨) હઝરત અબૂ બુરદા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબૂ મૂસા અને હઝરત મુઆઝને યમનના ગવર્નર બનાવીને મોકલ્યા અને કહ્યું : નરમી કરજો, સખ્તી કરશો નહીં. ખુશખબરી આપજો. લોકોમાં ઇસ્લામ પ્રત્યે ધિક્કાર જન્માવશો નહીં. પરસ્પર એકબીજાની વાત માનજો. હઝરત અબૂ મૂસાએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારા

પ્રદેશમાં 'મિઝર' નામનો જવનો દારૂ બને છે અને એક મધનો દારૂ જેને 'બત્અ' કહેવામાં આવે છે. આપે ફરમાવ્યું : નશો લાવનારી દરેક વસ્તુ હરામ છે. તે પછી અબૂ મૂસા અને મુઆઝ રવાના થઇ ગયા. હઝરત મુઆઝે હઝરત અબૂ મૂસાને પૂછ્યું, તમે કયા સમયે કુર્આન પઢો છો ? તેમણે કહ્યું : ઉભા રહીને, બેસીને, સવારી પર, રાત-દિવસમાં દરેક વખતે. હઝરત મુઆઝે કહ્યું : હું તો (રાત્રિની શરૂઆતમાં) સૂઇ જાઉં છું. પછી ઉઠી જાઉં છું. જેવી રીતે મારા ઉભા રહેવાથી સવાબની આશા રાખું છું તેવી જ રીતે ઉંઘને પણ સવાબના કારણ રૂપ સમજું છું. (યમન જઇને) હઝરત મુઆઝે એક તંબુ ખેંચ્યો. બંને સજ્જનો પરસ્પર એકબીજાની મુલાકાત કરતા રહેતા હતા. એકવાર હઝરત મુઆઝ હઝરત અબૂ મૂસાની મુલાકાત માટે ગયા. તેમણે જોયું કે, એક માણસને બાંધેલો છે. તેમણે પૂછ્યું, આ શું વાત છે ? હઝરત અબૂ મૂસાએ કહ્યું : એ યહૂદી હતો, પછી મુસલમાન થઇ ગયો હતો. હવે ફરી મુરતદ થઇ ગયો. હઝરત મુઆઝે કહ્યું : હું એની ગરદન ઉડાવી દઇશ.

(૧૩૩/૪૬૦૩) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને મારી કોમના પ્રદેશનો ગવર્નર બનાવીને મોકલ્યો હતો. જ્યારે હું ત્યાંથી પાછો આવ્યો ત્યારે હુઝૂરે અબ્તહ સ્થળે પડાવ નાંખ્યો હતો. આપે મને કહ્યું : અબ્દુલ્લાહ શું તમે હજ્જનો ઇહરામ બાંધ્યો છે ? મેં કહ્યું : જી હા, યા રસૂલલ્લાહ ! આપે પૂછ્યું, ઇહરામ બાંધતી વખતે શું કહ્યું હતું ? મેં કહ્યું : જેવી રીતે હુઝૂરે ઇહરામ બાંધ્યો છે તેવી જ રીતે મેં પણ બાંધ્યો છે. ઇહરામ બાંધતી વખતે આ પ્રમાણે કહ્યું હતું કે, '**લબ્બૈક ઇહલાલી કઇહલાલિ રસૂલિલ્લાહ**'. આપે પૂછ્યું, શું તમે તમારી સાથે કુરબાનીનું જાનવર પણ લાવ્યા છો ? મેં કહ્યું : ના, જાનવર લાવ્યો નથી. આપે ફરમાવ્યું : તો પછી કઅબાનો તવાફ અને સફા-મરવા વચ્ચે 'સઇ' કરીને ઇહરામ ખોલી નાખજે. મેં સૂચના અનુસાર અમલ કર્યો. અહીં સુધી કે, બની કૈસની એક સ્ત્રીએ મારા માથામાં કાંસકી પણ કરી. હઝરત ઉમરના ખલીફા બનતા સુધી અમે આ પ્રમાણે કરતા રહ્યા.

(૧૩૪/૪૬૦૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુઆઝ ઇબ્ને જબલને યમન મોકલતી વખતે કહ્યું કે, ટૂંક સમયમાં તમે કિતાબવાળી કોમ પાસે પહોંચી જશો. જ્યારે ત્યાં પહોંચી જાઓ ત્યારે તેમને તૌહીદ અને રિસાલતના સ્વીકારનું આમંત્રણ આપજો. જો તેઓ તમારી વાત માની લે તો તેમને કહેજો કે, અલ્લાહ તઆલાએ તેમના પર રાત-દિવસમાં પાંચ વખતની નમાઝ ફર્ઝ કરી છે. એ પણ



માની લે તો કહેજો કે, અલ્લાહ તઆલાએ તમારા પર ઝકાત ફર્ઝ કરી છે, જે તમારામાંના ધનિકો પાસેથી લઇને તમારા ગરીબોને આપવામાં આવશે. જો તે લોકો આ વાત પણ માની લે તો તમે તેમનો સર્વોત્તમ માલ લેશો નહીં. મઝલૂમ (પીડિત)ની બદદુઆથી બચતા રહેજો. કારણ કે, મઝલૂમની બદદુઆ અને ખુદાની વચ્ચે કોઇ પરદો નથી.

(૧૩૫/૪૬૦૫) હઝરત અમ્ર ઇબ્ને મયમૂન કહે છે કે, હઝરત મુઆઝ જ્યારે યમન પહોંચ્યા ત્યારે તેમણે ફજરની નમાઝમાં આયત **વ ત્તખઝ લ્લાહુ ઇબ્રાહીમ ખલીલા** પઢી. એક માણસે કહ્યું : **લકદ કર્રત અયનુ ઉમ્મે ઇબ્રાહીમ** (કિંવા મુઆઝ પઢયા કે, અલ્લાહ તઆલાએ ઇબ્રાહીમ (અલ.)ને પોતાના નિસ્વાર્થ મિત્ર બનાવ્યા ત્યારે પાછળથી એક માણસે કહ્યું કે, હઝરત ઇબ્રાહીમની માંની આંખો ઠંડી થઇ.) અમુક રિવાયતોમાં આ પ્રમાણે શબ્દો આવ્યા છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જ્યારે હઝરત મુઆઝને યમન મોકલ્યા ત્યારે (ત્યાં જઇને) હઝરત મુઆઝે ફજરની નમાઝમાં સૂરએ નિસાઅ પઢી. જ્યારે આયત **વ ત્તખઝ લ્લાહુ ઇબ્રાહીમ ખલીલા** પર પહોંચ્યા ત્યારે પાછળથી એક માણસે કહ્યું : **લકદ કર્રત અયનુ ઉમ્મે ઇબ્રાહીમ.**

## હજ્જે વદાઅ પહેલાં હઝરત અલી અને ખાલિદ ઇબ્ને વલીદને યમન મોકલવાનું વર્ણન

(૧૩૬/૪૬૦૬) હઝરત બરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમને ખાલિદ ઇબ્ને વલીદ સાથે યમન મોકલ્યા હતા. થોડા દિવસ પછી ખાલિદના બદલે હઝરત અલીને મોકલ્યા. હઝરત અલીને કહ્યું કે, તમે જઇને લોકોને કહી દેજો કે, જે માણસ મારી સાથે (જિહાદ માટે બીજી વાર) પાછો આવવા માંગે તે પાછો આવી શકે છે અને જે માણસ (ખાલિદ સાથે) મદીના જવા માંગતો હોય તે મદીના જાય. હઝરત બરા કહે છે : હું હઝરત અલી સાથે બીજી વાર જિહાદ માટે ગયો. માલે ગનીમતમાં મારી પાસે પુષ્કળ ચાંદી આવી.

(૧૩૭/૪૬૦૭) હઝરત બુરૈદા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલી મુર્તઝાને 'પાંચમો ભાગ' વસૂલ કરવા માટે હઝરત ખાલિદ પાસે મોકલ્યા. મારે હઝરત અલી સાથે દુશ્મનાવટ હતી. (પાંચમો ભાગ વસૂલ કરીને) હઝરત અલી ગુસ્લ કરી રહ્યા હતા, એવામાં મેં ખાલિદને કહ્યું : જુઓ તો એ માણસે કેટલો માલ લીધો ? પરંતુ જ્યારે અમે રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા અને આપની સામે એનો ઉલ્લેખ કર્યો ત્યારે હુઝૂરે કહ્યું : બુરૈદા, શું તને અલી પ્રત્યે દ્વેષ છે ? મેં કહ્યું : જી હા. આપે કહ્યું :

તેની સાથે દુશ્મનાવટ ન રાખ. કારણ કે, પાંચમા ભાગમાં તેનો એના કરતાં વધારે હિસ્સો છે.

(૧૩૮/૪૬૦૮) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, હઝરત અલી (રદિ.)એ સોનાનો એક ટુકડો રંગીન ચામડામાં બાંધીને હુઝૂર પાસે મોકલ્યો. સોનું (કાચું હતું) સાફ કરેલું ન હતું. હુઝૂરે તે સોનું ચાર માણસોને વહેંચી દીધું. ઉયયના ઇબ્ને બદર, અકરઅ ઇબ્ને હાબિસ, ઝૈદુલ ખૈલ અને ચોથો માણસ અલકમા કે આમિર ઇબ્ને તુફૈલ હતો. એક સહાબી કહેવા લાગ્યા : અમે એના વધારે હકદાર હતા. હુઝૂરને જ્યારે આ વાતની ખબર મળી ત્યારે કહ્યું : શું તમે લોકો મને અમાનતદાર સમજતા નથી ? જો કે હું તે ખુદાનો અમાનતદાર છું જે આસ્માનોમાં છે. સવાર-સાંજ મારી પાસે આસ્માનોની ખબરો આવે છે. આ સાંભળીને એક માણસ ઉભો થયો. તે માણસની આંખો ખાડામાં ઘુસેલી, ગાલની હડપચીઓ ઉપસેલી, પેશાની ઉપસેલી, ગીચ દાઢી, માથું મુંડેલું અને તેહબંદ ઉંચું પકડેલું હતું. તે કહેવા લાગ્યો : યા રસૂલલ્લાહ ! ખુદાથી ડરો. હુઝૂરે કહ્યું : કમનસીબ, શું હું પૃથ્વીના બધા માણસો કરતાં વધારે અલ્લાહથી ડરનાર નથી ? રાવી કહે છે : તે પછી તે માણસ પીઠ ફેરવીને ચાલ્યો ગયો. ખાલિદ ઇબ્ને વલીદે કહ્યું : યા રસૂલલ્લાહ ! શું હું તેની ગરદન ઉડાવી દઉં ? આપે કહ્યું : ના, કારણ કે, બનવાજોગ છે કે, એ નમાઝ પઢતા હોય. હઝરત ખાલિદે કહ્યું : ઘણા નમાઝીઓ ઝબાનથી તો (નમાઝ) પઢે છે, પરંતુ તેમના દિલમાં કંઇ હોતું નથી. આપે કહ્યું : મને એ હુકમ થયો નથી કે, લોકોના દિલ ચીરીને અથવા ફાડીને જોઉં. પછી તે માણસની પીઠ તરફ જોઇને કહ્યું : એ માણસના વંશથી કેટલાક એવા લોકો પેદા થશે કે તેઓ મઝા લઇ લઇને કુર્આન તો પઢશે, પરંતુ કુર્આન તેમના ગળાથી આગળ વધશે નહીં. તે લોકો દીનમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે કે તીર નિશાનમાંથી પસાર થઇ જાય છે. જો તેઓ મને મળશે તો હું સમૂદ કૌમના જેમ તેમને કત્લ કરીશ.

(૧૩૯/૪૬૦૯) હઝરત જાબિર કહે છે કે, (હઝરત અલી યમનથી પાછા આવ્યા ત્યારે) હુઝૂરે તેમને હુકમ આપ્યો કે, તમારા ઇહરામ પર કાયમ રહો. અમુક રિવાયતોમાં ઉપરોક્ત હદીસ આ પ્રમાણે આવી છે કે, હઝરત અલી જ્યારે પોતાનો પાંચમા ભાગનો માલ લઇને પાછા ફર્યા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ પૂછ્યું, અલી, તમે કઇ વસ્તુનો ઇહરામ બાંધ્યો છે ? હઝરત અલીએ કહ્યું : જે વસ્તુનો હુઝૂરે ઇહરામ બાંધ્યો છે. આપે ફરમાવ્યું : તો કુરબાનીનું જાનવર લઇ આવો અને ઇહરામ બાંધી રાખો. હુકમ અનુસાર હઝરત અલી કુરબાનીનું



જાનવર લઇ આવ્યા.

(૧૪૦/૪૬૧૦) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક વાર ઉમરા અને હજ્જનો ઇહરામ બાંધ્યો. (કિવા કિરાન કર્યો) આપે હજ્જનો ઇહરામ બાંધ્યો તો અમે લોકોએ પણ હજ્જનો જ ઇહરામ બાંધ્યો. મક્કા જઇને હુઝૂરે ફરમાવ્યું કે, જે માણસ પાસે કુરબાની ન હોય તે હજ્જને ઉમરામાં ફેરવી નાંખે. રસૂલુલ્લાહ (સલ.) પાસે કુરબાની હતી. એવામાં હઝરત અલી પણ યમનથી હજ્જનો ઇહરામ બાંધીને આવી ગયા. હુઝૂરે કહ્યું : અલી, તમે કઇ વસ્તુનો ઇહરામ બાંધ્યો છે ? તમારા પત્ની અમારી સાથે છે. હઝરત અલીએ કહ્યું : જે વસ્તુનો હુઝૂરે ઇહરામ બાંધ્યો છે. આપે ફરમાવ્યું : તમે તમારા ઇહરામ પર કાયમ રહો. કારણ કે, અમારી પાસે તો કુરબાનીનું જાનવર છે.

## ઝુલ ખલસા (યમાની કઅબા)ની જિહાદનું વર્ણન

(૧૪૧/૪૬૧૧) હઝરત જરીર કહે છે કે, અંધકાર યુગમાં (યમનમાં) એક મકાન હતું, જેનું નામ ઝુલ ખલસા અથવા યમાની કઅબા અથવા શામી કઅબા હતું. હુઝૂરે મને કહ્યું : શું તમે આ ઝુલ ખલસાની વાત પતાવી દઇને મને એનાથી છુટકારો આપી શકો છો ? સૂચના અનુસાર હું દોઢસો સવાર લઇને રવાના થઇ ગયો. યમાની કઅબા તોડીને, જે લોકો ત્યાં હાજર હતા તેમને કત્લ કરીને હુઝૂરને આવીને ખબર આપી. આપે અમારા માટે અને અહમસ કબીલા માટે દુઆ કરી. (કારણ કે તે સવાર અહમસ કબીલાના જ હતા.)

(૧૪૨/૪૬૧૨) હઝરત જરીર કહે છે કે, (યમનમાં) ખસ્અમ કૌમનું એક મકાન હતું, જેનું નામ યમાની કઅબા અને ઝુલ ખલસા હતું. હુઝૂરે મને કહ્યું : શું તમે ઝુલ ખલસાનું કામ પતાવીને મને (એ ઝઘડામાંથી) મુક્ત ન કરો ? હું હુકમ મળતાં જ અહમસ કબીલાના દોઢસો સવારોને લઇને રવાના થયો. એ બધા લોકો તો ઘોડાઓના ઘણા સારા સવારો હતા. હું ઘોડા પર બરાબર બેસી શકતો ન હતો. હુઝૂરે મારી છાતી પર હાથ માર્યો, જેથી મારી છાતી પર આંગળાની છાપ પડી ગઇ. આપે કહ્યું : એય અલ્લાહ ! એને (ઘોડા પર) બરાબર બેસાડ. એને હિદાયત પામેલ આગેવાન બનાવી દે. મેં ત્યાં જઇને તે કઅબાને તોડી પાડયો અને બાળી નાંખ્યો. રસૂલુલ્લાહ (સલ.)ને ખબર આપવા માટે એક માણસને મોકલ્યો. સંદેશ વાહકે હાજર થઇને કહ્યું : તે ખુદાની કસમ છે જેણે આપને સાચો ધર્મ આપીને મોકલ્યા છે. હું ઝુલ ખલસાને ખુજલીવાળા ઊંટના જેમ (બળી ગયેલું અને કાળું) જોઇને આવ્યો છું. હુઝૂરે આ સાંભળીને અહમસ

કબીલાના સવારો અને ઘોડાઓ માટે પાંચ વાર દુઆ કરી.

(૧૪૩/૪૬૧૩) હઝરત જરીર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : શું તમે ઝુલ ખલસાની વાત પતાવી દઇને મને એમાંથી મુકત નહીં કરો ? મેં કહ્યું : હું હુકમનું જરૂર પાલન કરીશ. જેથી હું અહમસ કબીલાના દોઢસો સવારો લઇને રવાના થઇ ગયો. એ બધા લોકો સારા ઘોડે સવાર હતા. હું ઘોડા પર બરાબર સવાર થઇ શકતો ન હતો. મેં હુઝૂરને એની વાત કરી. આપે મારી છાતી પર મુબારક હાથ માર્યો. જેથી મારી છાતી પર મુબારક આંગળાની છાપ પડી ગઇ. પછી કહ્યું : એય અલ્લાહ ! એને (ઘોડા પર) બરાબર બેસાડ. એને હિદાયત પામેલ આગેવાન બનાવી દે. ત્યાર પછી હું ઘોડા પરથી પડયો નહીં. ઝુલ ખલસા હકીકતમાં ખુસ્અમ અને બજીલા કબીલા-વાળાઓનું એક મકાન હતું, જેમાં મૂર્તિઓ મૂકેલી હતી. તેમની પૂજા કરવામાં આવતી હતી. તે મકાનને લોકો કઅબા કહેતા હતા. સારાંશ કે, મેં ત્યાં જઇને તેને બાળી નાખ્યું અને તોડી પાડયું. હઝરત જરીર કહે છે કે, જ્યારે હું યમનમાં હતો ત્યારે ત્યાં એક માણસ હતો, જે તીરો વડે ફાલ કાઢતો હતો. કોઇએ તેને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)નો સંદેશ-વાહક અહીં આવ્યો છે. જો તારા પર તેણે કાબુ મેળવી લીધો તો તે તારી ગરદન ઉડાવી દેશે. તે તીરો વડે ફાલ કાઢી રહ્યો હતો, એવામાં હું પણ તેની પાસે જઇ પહોંચ્યો. મેં તેને કહ્યું : આ તીરોને તોડી નાખ અને **'લા ઇલાહ ઇલ્લલ્લાહ'**નો સ્વીકાર કર, નહીં તો તારી ગરદન ઉડાવી દઇશ. તેણે તરત તીરો તોડી નાખ્યાં અને કલિમો પઢી લીધો. આ કામમાંથી પરવારીને મેં બની અહમસના એક માણસને રસૂલુલ્લાહ (સલ.) પાસે ખુશખબરી આપવા માટે મોકલ્યો, તેની કુન્નિયત અબૂ અર્તાત હતી. તેણે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! તે ખુદાની કસમ છે જેણે આપને સાચો ધર્મ આપીને મોકલ્યા છે. હું એ મકાનને ખુજલીવાળા ઊંટના જેમ (કાળી) ખાખ જોઇને આવ્યો છું. હુઝૂરે આ સાંભળીને અહમસ કબીલાના સવારો અને ઘોડાઓ માટે પાંચ વાર બરકતની દુઆ કરી.

**ઝાતુસ્સુલાસિલની લડાઇનું વર્ણન. આ લડાઇ લખ્મ અને જુઝામ કબીલાઓ સાથે થઇ હતી. ઇબ્ને ઇસ્હાક કહે છે કે, આ લડાઇ બલી, ઉઝરા અને બની કૈનના પ્રદેશમાં લડાઇ હતી**

(૧૪૪/૪૬૧૪) હઝરત અબૂ ઉસ્માન કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઝાતુસ્સુલાસિલના લશ્કરના સરસેનાપતિ



હઝરત અમ્ર ઇબ્ને આસને બનાવીને રવાના કર્યા. અમ્ર જ્યારે (લડાઇ જીતીને) પાછા ફર્યા ત્યારે હુઝૂરની સેવામાં હાજર થઇને પૂછયું, આપની નઝરમાં સૌથી વધુ વહાલું કોણ છે ? આપે ફરમાવ્યું : આઇશા. અમ્રે કહ્યું : પુરૂષોમાં કોણ છે ? આપે કહ્યું : તેના પિતા. અમ્રે કહ્યું : તે પછી ? આપે કહ્યું : ઉમર. હુઝૂરે આ પ્રમાણે થોડાક માણસો ગણાવ્યા. છેવટે અમ્ર એમ વિચારીને ચુપ થઇ ગયા કે, કયાંક મારૂં નામ સૌથી છેલ્લે ન લે.

**હઝરત જરીરનું યમન તરફ રવાના થવાનું વર્ણન**

(૧૪૫/૪૬૧૫) હઝરત જરીર કહે છે : યમનમાં બે માણસો સાથે મારી મુલાકાત થઇ, જેમનું નામ ઝૂકલાઅ અને ઝૂઅમ્ર હતાં. એક દિવસ હું તેમની સામે રસૂલુલ્લાહ (સલ.)ની હદીસ બયાન કરી રહ્યો હતો ત્યારે ઝૂઅમ્રે કહ્યું : તું જે તારા મિત્ર (રસૂલુલ્લાહ)ની વાતો કરી રહ્યો છે, જો એ સાચી છે તો એમના અવસાનને તો ત્રણ દિવસ થઇ ગયા. તે પછી તે બંને મારી સાથે મદીના આવવા નીકળ્યા. રસ્તામાં અમને મદીનાથી આવતા થોડાક સવારો મળ્યા. અમે તેમને પૂછયું. સવારોએ કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)નું અવસાન થઇ ગયું. હઝરત અબૂબક્રને આપના ખલીફા બનાવવામાં આવ્યા છે. બીજા બધા લોકો મજામાં છે. ઝૂકલાઅ અને ઝૂઅમ્રે મને કહ્યું કે, તમે તમારા મિત્રને કહી દેજો કે, અમે આવ્યા હતા અને શકય છે કે, ઇન્શાઅલ્લાહ અમે બીજી વાર ફરી આવીએ. આ પ્રમાણે કહીને બંને યમન પાછા ચાલ્યા ગયા. મેં હઝરત અબૂબક્રને એમની વાતની જાણ કરી. તેમણે કહ્યું : તમે તેમને લઇ આવ્યા નહીં ? હઝરત અબૂબક્ર પછી જ્યારે હઝરત ઉમરની ખિલાફતનો સમય આવ્યો ત્યારે ઝૂઅમ્રે મને કહ્યું : જરીર તમને મારા પર શ્રેષ્ઠતા મળેલ છે. એટલે હું તમને એક વાત કહું છું કે, તમે અરબોની જમાઅત છો. તમે લોકો ત્યાં સુધી સારા રહેશો જ્યાં સુધી એક ખલીફાના અવસાન પછી બીજા વિષે સલાહ મંત્રણા કરીને તેને ખલીફા બનાવશો. જો આ અનુગામીપણું તલવારના જોર વડે થઇ જશે તો પછી તેઓ બાદશાહ બની જશે. બાદશાહોના જેમ તેમનો ગુસ્સો અને ખુશી હશે. (ખલીફાઓ રહેશે નહીં.)

**દરિયા કિનારાના ગઝવાનું વર્ણન. આ ગઝવામાં અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહ સરસેનાપતિ હતા. તેઓ કુરૈશના કાફલાના આગમનની રાહ જોતા હતા.**

(૧૪૬/૪૬૧૬) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ત્રણસો માણસોનું એક સૈન્ય હઝરત અબૂ ઉબૈદા

ઇબ્ને જર્રાહની સરદારી હેઠળ દરિયા કિનારા તરફ મોકલ્યું. અમે મદીનાથી નીકળીને રવાના થઇ ગયા. અચાનક રસ્તામાં ભાથું ખલાસ થઇ ગયું. હઝરત અબૂ ઉબૈદાએ આખા સૈન્યનું ભાથું એકત્ર કરાવ્યું તો ફક્ત બે થેલીઓ ખજુર થયું. દરરોજ એમાંથી જ અમને જીવન નિર્વાહ માટે થોડું થોડું મળતું હતું. અહીં સુધી કે, તે ખજુર પણ ખલાસ થઇ ગયું. અમારા ભાગ ફક્ત એક એક ખજૂર આવવા લાગ્યું. મેં કહ્યું : આ એક ખજુરથી તમારૂં શું થઇ શકે છે ? પરંતુ જ્યારે તે એક પણ ન મળ્યું ત્યારે તેની કદર થઇ. છેવટે અમે બધા દરિયા સુધી પહોંચી ગયા. ત્યાં અમને મોટા ટેકરા જેટલી એક મોટી માછલી મળી. બધા માણસો અઢાર દિવસ સુધી તે ખાતા રહ્યા. હઝરત અબૂ ઉબૈદાએ તે માછલીની બે પાંસળીઓ ઉભી કરાવીને તેની નીચેથી ઊંટને પસાર કરવા માટે કહ્યું : ઊંટને તેની નીચેથી પસાર કરવામાં આવ્યું, પરંતુ તેની બરાબર પહોંચી શક્યું નહીં. (ઊંચા ઊંટથી પણ લાંબી હતી.)

(૧૪૭/૪૬૧૭) હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ત્રણસો સવારોનું એક લશ્કર હઝરત અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહની સરદારી હેઠળ રવાના કર્યું. જેથી અમે કુરૈશના કાફલાની રાહ જોઇએ. અમે દરિયા કિનારે પંદર દિવસ પડાવ નાખ્યો. જ્યારે ખૂબ ભૂખ લાગતી હતી અને ખાવા માટે કંઇ મળતું ન હતું તો ઝાડના પાંદડાંઓ ખાયા કરતા હતા. આ કારણે જ એ લશ્કરને 'ખબતનુ લશ્કર' કહેવામાં આવે છે. એક દિવસ દરિયામાંથી અંબર નામનું એક જાનવર બહાર આવી પડ્યું. અમે પંદર દિવસ સુધી તેનો ગોશ્ત ખાધો. તેની ચરબીનું જ તેલ વાપર્યું. અહીં સુધી કે, અમારા શરીરમાં પહેલાંના જેમ જાડાપણું આવી ગયું. હઝરત અબૂ ઉબૈદાએ તેની એક પાંસળી લઇને લાંબી લાંબી ઉભી કરી. એક માણસને એક ઊંટ પર સવાર થઇને તે પાંસળીના નીચેથી પસાર થવાનો હુકમ આપ્યો. (પરંતુ ઊંટ પાંસળી સુધી પહોંચી શક્યું નહીં.) હઝરત જાબિર કહે છે કે, (જ્યારે અમે વધારે ભૂખ્યા થઇ ગયા ત્યારે) એક માણસે ત્રણ ઊંટો ઝબ્હ કર્યાં, પછી બીજી વાર ત્રણ ઊંટો ઝબ્હ કર્યાં પછી ત્રીજી વાર ત્રણ ઊંટો ઝબ્હ કર્યાં, પરંતુ છેવટે હઝરત અબૂ ઉબૈદાએ તેને રોક્યો. (કારણ કે, એવી રીતે બધા ઊંટો ખલાસ થઇ જાત અને અમે લોકો જીવતા પાછા ફરી શક્યા ન હોત.)

(૧૪૮/૪૬૧૮) હઝરત જાબિર કહે છે : અમે 'જયશુલ ખબત'ના ગઝવામાં હતા. હઝરત અબૂ ઉબૈદાને અમારા સરદાર બનાવવામાં આવ્યા હતા. અમારા ત્યાં ટંકો પર ટંકો જતા હતા. દરિયામાંથી એટલી મોટી માછલી કિનારા પર આવી પડી કે, આવી માછલી અમે કદી જોઇ ન હતી. તે માછલીને લોકો



અંબર કહેતા હતા. અમે પંદર દિવસ સુધી તે માછલીને ખાધી હતી. હઝરત અબૂ ઉબૈદાએ તેનું એક હાડકું લઇને ઉભું કર્યું હતું. તેની નીચેથી સવાર નીકળી ગયો હતો. હઝરત જાબિર કહે છે કે, હઝરત અબૂ ઉબૈદાએ અમને કહ્યું હતું કે, ખાઓ. જ્યારે અમે મદીના આવ્યા ત્યારે અમે હુઝૂરને એની વાત કરી. આપે ફરમાવ્યું : જે રોઝી અલ્લાહ તઆલાએ તમને આપી તેને ખાઓ. જો તેમાંથી કંઇ હોય તો અમને પણ ખવડાવો. એક માણસ પાસે તેનો કંઇક ભાગ હતો. તેણે રજૂ કર્યો. આપે તે ખાધો.

**હિજરી સન ૯ માં હઝરત અબૂબકરનું લોકોને સાથે લઇને હજ્જ કરવાનું બયાન**

(૧૪૯/૪૬૧૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : જે હજ્જમાં રસૂલુલ્લાહ (સલ.)એ સિદ્દીકે અકબરને અમીરે હજ્જ બનાવ્યા હતા તે હજ્જમાં હઝરત અબૂબકરે ૧૦ ઝીલહજ્જના અમુક માણસોને લોકોમાં એવી જાહેરાત કરવા માટે મોકલ્યા કે, આ વરસ પછી કોઇ મુશ્રિક હજ્જ કરે નહીં અને કોઇ નગ્ન માણસ કઅબાનો તવાફ કરે નહીં. આ હજ્જતુલ વદાઅ પહેલાંની વાત છે.

(૧૫૦/૪૬૨૦) હઝરત બરા કહે છે કે, (વારસાની આયત ઉતર્યા પછી) સમૂહગત રીતે જે સૂરત ઉતરી તે સૂરએ બરાઅત છે. સૂરએ નિસાનો જે છેલ્લો ભાગ ઉતર્યો તે આ આયત છે : **યસ્તફતૂનક કુલિ લ્લાહુ યુફતીકુમ ફીલ કલાલતિ.**

**બની તમીમના પ્રતિનિધિઓના આવવાનું વર્ણન**

(૧૫૧/૪૬૨૧) હઝરત ઇમ્રાન હુસૈન કહે છે કે, કબીલા બની તમીમના કેટલાક માણસો રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા. હુઝૂરે કહ્યું : બની તમીમ, ખુશખબરી કબૂલ કરો. તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુશખબરી તો હુઝૂરે આપી દીધી. થોડોક માલ પણ આપો. આ સાંભળતાં જ મુબારક ચહેરા પર થોડોક ફેરફાર જણાવા લાગ્યો. એવામાં યમનથી થોડાક માણસો આવ્યા. આપે કહ્યું : બની તમીમે તો ખુશખબરી કબૂલ કરી નહીં. તમે કબૂલ કરો. યમનવાસીઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમે કબૂલ કરીએ છીએ.

**ઇબ્ને ઇસ્હાક કહે છે કે, ઉયયના ઇબ્ને હિસ્નને રસૂલુલ્લાહ (સલ.)એ બની અંબર સાથે લડાઇ કરવા માટે મોકલ્યા હતા. ઉયયનાએ જઇને તેમને લૂટ્યા. થોડાક માણસોને**

**કત્લ કર્યા અને સ્ત્રીઓને ગિરફતાર કરી**

(૧૫૨/૪૬૨૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : જ્યારથી મેં બની તમીમ વિષે હુઝૂરના ત્રણ ફરમાનો સાંભળ્યા છે ત્યારથી મને તેમના પ્રત્યે મુહબ્બત છે. હુઝૂર કહેતા હતા કે, એ લોકો મારી ઉમ્મતમાં દજ્જાલના મુકાબલામાં સૌથી વધુ સખ્ત હશે. બની તમીમમાંની એક લોંડી હઝરત આઇશા પાસે હતી. હુઝૂરે હઝરત આઇશાને કહ્યું : એને આઝાદ કરી દો. એ હઝરત ઇસ્માઇલ (અલ.)ની ઓલાદમાંથી છે. એક વાર બની તમીમની ઝકાતનો માલ આવ્યો હતો ત્યારે આપે કહ્યું હતું કે, આ મારી કોમની ઝકાતનો માલ છે.

(૧૫૩/૪૬૨૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈર કહે છે કે, બની તમીમના અમુક સવારો હુઝૂર (સલ.) પાસે આવ્યા. હઝરત અબૂબક્રે કહ્યું : કઅકાઅ ઇબ્ને મઅબદને એમનો સરદાર બનાવો. હઝરત ઉમરે કહ્યું : નહીં, બલ્કે અકરઅ ઇબ્ને હાબિસને સરદાર બનાવો. હઝરત અબૂબક્રે કહ્યું : ઉમર, તમે મારો વિરોધ કરવા માંગો છો ? હઝરત ઉમરે કહ્યું : મારો હેતુ તમારો વિરોધ કરવાનો નથી. છેવટે બંનેનો અવાજ ઉંચો થયો અને આ આયત ઉતરી : **યા અય્યુહલ્લઝીન આમનૂ લા તુકદ્દિમુ બય્ન યદયિ લ્લાહિ વ રસૂલિહિ.....** (હે ઇમાનવાળાઓ ! ખુદા અને રસૂલથી આગળ વધો નહીં.

**અબ્દુલ કૈસ કબીલાના પ્રતિનિધિઓનું મુબારક સેવામાં હાજર થવાનું વર્ણન**

(૧૫૪/૪૬૨૪) અબૂ જમરા કહે છે : મેં હઝરત ઇબ્ને અબ્બાસને કહ્યું કે, મારે ત્યાં એક ખાડી છે, જેમાં 'નબીઝ' ભીંજાવવામાં આવે છે. હું તેને મીઠું મીઠું પીઉં છું, પરંતુ જો હું તેને વધારે પી જાઉં, પછી લોકો સાથે વધારે વાર બેસી રહું તો ઝલીલ થવાથી ડરૂં છું. (કિંવા નબીઝ ખૂબ તીવ્ર હોય છે) ઇબ્ને અબ્બાસે કહ્યું કે, અબ્દુલ કૈસ કબીલાના કેટલાક પ્રતિનિધિઓ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા. હુઝૂરે કહ્યું : ભલે પધારો, તમે ઝલીલ ન બનો, શરમિંદા ન થાઓ. પ્રતિનિધિઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારી અને આપની વચ્ચે મુદર કબીલાના મુશ્રિકો વસેલા છે. જેના લીધે હરામ મહીનાઓ સિવાય બીજા સમયે અમે મુબારક સેવામાં હાજર થઇ શકતા નથી. એટલે આપ નામદાર અમને દીનની બાબતોનો એવો નીચોડ બતાવી દો કે, અમે પોતે પણ એના પર અમલ કરીને જન્નતમાં દાખલ થઇએ અને તે બાજુવાળાઓને પણ એની ખબર આપીએ. હુઝૂરે કહ્યું : હું તમને ચાર વાતો કરવાનો હુકમ આપું છું અને ચાર વાતોથી રોકું છું. (હું તમને હુકમ કરૂં છું) ખુદા પર ઇમાન લાવવાનો. તમે જાણો છો કે, ખુદા પર ઇમાન લાવવાનો શું અર્થ છે. કિંવા એ વાતનો સ્વીકાર કે, ખુદા સિવાય કોઇ પૂજ્ય નથી. (હું તમને હુકમ આપું છું) પધ્ધતિસર નિયમિત નમાઝ પઢવાનો, ઝકાત આપવાનો, રમઝાનના રોઝા રાખવાનો અને માલે ગનીમતમાંથી પાંચમો ભાગ આપવાનો. ચાર વસ્તુઓના ઉપયોગની હું તમને મનાઇ કરૂં છું. કિંવા તે વસ્તુ જે દૂધીની તામણીમાં અથવા ખજુરના કોડિયામાં અથવા લીલી (તાજી) બરણીમાં અથવા ચીકણા વાસણમાં ભીંજાવવામાં આવે. (તેને ન પીઓ.)

(૧૫૫/૪૬૨૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, અબ્દુલ કૈસ કબીલાના અમુક પ્રતિનિધિઓ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! અમારો કબીલો રબીઆ (કબીલા)ની શાખા છે. અમારી અને આપની વચ્ચે મુઝર કબીલાના કાફિરો આવેલા છે. એટલે હરામ મહીનાઓ સિવાય બીજા દિવસોમાં અમે આપની પાસે આવી શકતા નથી. આપ અમને થોડીક એવી વસ્તુઓ બતાવો, જેના પર અમે પોતે પણ અમલ કરીએ અને તે બાજુવાળાઓને પણ એ પહોંચાડી દઇએ. આપે કહ્યું : હું તમને ચાર કામો કરવાનો હુકમ કરૂં છું અને ચાર કામો કરવાની મનાઇ કરૂં છું. (જે ચાર કામો કરવાનો હુકમ આપું છું, તે આ પ્રમાણે છે :) **'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'**નો સ્વીકાર કરવો. પધ્ધતિસર નિયમિત નમાઝ પઢવી. ઝકાત આપવી અને માલે ગનીમતમાંથી પાંચમો ભાગ અલ્લાહના માટે આપવો. દૂધીની તામણી, ખજુરનું કોડિયું, લીલી (તાજી) બરણી અને ચીકણા વાસણનો ઉપયોગ કરવાની હું તમને મનાઇ કરૂં છું.

(૧૫૬/૪૬૨૬) હઝરત કુરૈબ કહે છે કે, ઇબ્ને અબ્બાસ, અબ્દુર્રહમાન ઇબ્ને અઝહર અને મિસ્વર ઇબ્ને મખ્રમાએ મને હઝરત આઇશા પાસે મોકલ્યો અને કહ્યું કે, તેમને અમારા બધા તરફથી સલામ કહેજો અને અસર પછી બે રકઅતનો હુકમ પૂછજો. એમ કહેજો કે, અમને ખબર મળી છે કે, તમે એ બે રકઅત પઢો છો. જો કે અમને એવી પણ હદીસ મળી છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તેના પઢવાની મનાઇ કરી છે. ઇબ્ને અબ્બાસે એમ પણ કહ્યું હતું કે, હું હઝરત ઉમર સાથે

મળીને લોકોને તે રકઅતો પઢવાના કારણે મારતો હતો. કુરૈબ કહે છે : મેં હઝરત આઇશા પાસે જઇને બધા સદ્‌ગૃહસ્થોનો સંદેશ પહોંચાડી દીધો. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું : તમે હઝરત ઉમ્મે સલમહને પૂછો. મેં પાછા જઇને ઉપરોક્ત સદ્‌ગૃહસ્થોને હઝરત આઇશાનો જવાબ કહી દીધો. તેમણે મને એ જ સંદેશ આપીને હઝરત ઉમ્મે સલમહ પાસે મોકલ્યો. હઝરત ઉમ્મે સલમહએ કહ્યું : મેં પોતે સાંભળ્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.) એ રકઅતો પઢવાની મનાઇ કરતા હતા. એક દિવસ અસ્રની નમાઝ પઢીને હુઝૂર મારી પાસે આવ્યા હતા. તે વખતે મારી પાસે બની હરામ કબીલાની અમુક અનસારી ઓરતો બેઠી હતી. હુઝૂરે આવીને તે બંને રકઅત પઢી. મેં નોકરાણીને કહ્યું કે, હુઝૂર પાસે જઇને ઉભી થઇ જા અને કહે કે, ઉમ્મે સલમહ કહે છે : મેં હુઝૂર પાસેથી સાંભળ્યું હતું કે, આપ એ બંને રકઅત પઢવાની મનાઇ કરતા હતા, પરંતુ હવે હું જોઉં છું કે, આપ પોતે પઢી રહ્યા છો. જો હુઝૂર હાથ વડે ઇશારો કરે તો પાછળ હટી જજે. નોકરાણીએ મારા હુકમનું પાલન કર્યું. હુઝૂરે હાથથી ઇશારો કર્યો. તે હટી ગઇ. જ્યારે આપ નમાઝમાંથી પરવાર્યા ત્યારે ફરમાવ્યું : એય અબૂ ઉમય્યાની પુત્રી, તેં મને અસ્ર પછીની બે રકઅતો વિષે પૂછ્યું હતું. વાત એમ હતી કે, અબ્દુલ કૈસ કબીલાના પ્રતિનિધિઓ મારી પાસે પોતાની કોમના મુસલમાન થવાનો સંદેશ લાવ્યા હતા. તેમના લીધે હું ઝુહર પછીની બે રકઅતો પઢી શક્યો ન હતો. આ તે જ બે રકઅતો હતી.

(૧૫૭/૪૬૨૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, મસ્જિદે નબવીની જુમ્આ (ની નમાઝ) પછી જે સૌથી પહેલી જુમ્આની નમાઝ થઇ તે બેહરૈન પ્રદેશમાં જુવાસા સ્થળે આવેલ અબ્દુલ કૈસ કબીલાની મસ્જિદમાં થઇ હતી.

**બની હનીફાના પ્રતિનિધિઓનું આગમન અને ઇબ્ને ઉસાલનો બનાવ**

(૧૫૮/૪૬૨૮) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ અમુક સવારોને નજદ તરફ મોકલ્યા. એ સવારો બની હનીફાના એક માણસને પકડી લાવ્યા, જેનું નામ સુમામા ઇબ્ને ઉસાલ હતું. સવારોએ તેને લાવીને મસ્જિદના એક થાંભલા સાથે બાંધી દીધો. રસૂલુલ્લાહ (સલ.)એ જઇને તેને પૂછ્યું, સુમામા તારી શું ખબર છે ? સુમામાએ કહ્યું : મુહમ્મદ, હું સારો છું. જો તમે મને કત્લ કરશો તો એક ખૂનીને કત્લ કરશો. જો



ઉપકાર કરીને છોડી મૂકશો તો એક આભાર માનનાર માણસ પર ઉપકાર કરશો. જો તમે ધન ઇચ્છતા હોય તો જેટલું ઇચ્છો તેટલું તમે માંગી શકો છો. હુઝૂર (સલ.) તેને તેવો જ રહેવા દઇને ચાલ્યા ગયા. બીજા દિવસે ફરી આવીને પૂછ્યું, સુમામા, શું વિચાર છે ? સુમામાએ કહ્યું : મારો તો તે જ વિચાર છે જે કહી ચુકયો છું કે, જો તમે ઉપકાર કરીને છોડી મૂકશો તો એક આભાર માનનાર માનવીને છોડી મૂકશો. હુઝૂર તેને તેવો જ રહેવા દઇને ચાલ્યા ગયા. ત્રીજા દિવસે ફરી આવીને તેને પૂછ્યું, સુમામા, શું વિચાર છે ? સુમામાએ કહ્યું : તે જ જે હું કહી ચૂકયો છું. હુઝૂરે કહ્યું : એને છોડી મૂકો. સુમામા છુટીને મસ્જિદની નજીકમાં જ ખજૂરીઓના ઝાડોમાં ગયો અને ગુસ્લ કરીને મસ્જિદમાં આવીને કહ્યું : **'અશ્હદુ અલ્લા ઇલાહ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદ રસૂલુલ્લાહ'** પછી કહેવા લાગ્યો : મુહમ્મદ ખુદાની કસમ ! પૃથ્વીની સપાટી પર તમારી શિકલ કરતાં વધારે નફરતપાત્ર શિકલ મારી નજરમાં કોઇ ન હતી, પરંતુ આજે મને તમારો ચહેરો બીજા ચહેરાઓ કરતાં વધારે પ્રિય છે. ખુદાની કસમ ! તમારા ધર્મ કરતાં વધારે નફરતપાત્ર ધર્મ મારી નજરમાં બીજો કોઇ ન હતો, પરંતુ આજે તમારો ધર્મ બધા ધર્મો કરતાં મને વધારે પ્રિય છે. ખુદાની કસમ ! તમારા શહેર કરતાં વધારે દુશ્મનાવટ પાત્ર કોઇ શહેર મારી નજરમાં ન હતું, પરંતુ આજે તમારૂં શહેર બધા શહેરો કરતાં મને વધારે પ્રિય છે. મેં ઉમરો કરવાનો ઇરાદો કર્યો હતો, એવામાં આપના સવારોએ મને પકડી લીધો. હવે તમે મને શું હુકમ આપો છો ? રસૂલુલ્લાહ (સલ.)એ તેને ખુશખબરી સંભળાવી અને ઉમરો કરવાનો હુકમ આપ્યો. જ્યારે તે મક્કા ગયો ત્યારે કોઇએ તેને કહ્યું કે, તું બેદીન (ધર્મહીન) થઇ ગયો. તેણે જવાબ આપ્યો : ના, ખુદાની કસમ ! હું તો મુહમ્મદની સાથે મુસલમાન થયો છું. હવે ખુદાની કસમ ! રસૂલુલ્લાહ (સલ.)ની પરવાનગી વગર તમારી પાસે યમામાથી ઘઉંનો એક દાણો પણ આવશે નહીં.

(૧૫૯/૪૬૨૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, મુસય્લમા કઝઝાબ પોતાની સાથે ઘણા માણસોને સાથે લઇને રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં મદીના આવ્યો હતો અને કહેતો હતો કે, જો મુહમ્મદ મને પોતાના પછી અનુગામી નિયુક્ત કરે તો હું તેમનો અનુયાયી બની જાઉં. રસૂલુલ્લાહ (સલ.) હાથમાં ખજૂરીની એક લાકડી

લઇને અને સાબિત ઇબ્ને કૈસને સાથે લઇને મુસય્લમા પાસે ગયા અને કહ્યું : જો તું મારી પાસે લાકડીનો આ ટુકડો પણ માંગીશ તો હું નહીં આપું. તું ખુદાના હુકમથી આગળ વધી શકતો નથી. જો તું ઇસ્લામથી ફરી ગયો તો ખુદા તને તબાહ કરી દેશે. બેશક, હું તને તેવી જ રીતે ઓળખું છું જેવી રીતે મને સ્વપ્નમાં બતાવવામાં આવ્યો છે. આ સાબિત તને મારા તરફથી જવાબ આપશે. આમ કહીને હુઝૂર ચાલ્યા ગયા. હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : મેં અબૂ હુરૈરાને પૂછ્યું કે, નામદાર હુઝૂર (સલ.)ના આ કથનનો શું અર્થ છે કે, હું તને તેવો જ જાણું છું જેવો મને સ્વપ્નમાં બતાવવામાં આવ્યો છે. અબૂ હુરૈરાએ કહ્યું : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે, મેં સ્વપ્નમાં જોયું કે, મારા હાથોમાં સોનાના બે કંગન છે. મને તેનાથી કંઇક ચિંતા થઇ. સ્વપ્નમાં જ મારા પર વહી આવી, એના પર ફૂંક મારો. મેં તેના પર ફૂંક મારી. તે બંને ઉડી ગયા. મેં તેનો એવો સ્વપ્નાર્થ કર્યો કે, મારા પછી બે જુઠાઓ નીકળશે, એક અનસી અને બીજો મુસય્લમા.

(૧૬૦/૪૬૩૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હું સૂઇ રહ્યો હતો, એવામાં મને પૃથ્વીના બધા ખજાના બતાવવામાં આવ્યા. સોનાના બે કંગન મારી બંને હથેળીઓ પર મૂકી દેવામાં આવ્યા. તેનાથી હું પરેશાન થઇ ગયો, પરંતુ (સ્વપ્નમાં જ) મારા પર વહી આવી કે, એના પર ફૂંક મારો. મેં ફૂંક મારી. બંને કંગન ગાયબ થઇ ગયા. મેં તેનો એવો સ્વપ્નાર્થ કર્યો કે, તેઓ જૂઠા માણસો હશે, જેમની વચ્ચે હું રહું છું. એક સનઆવાળો, બીજો યમામા-વાળો.

(૧૬૧/૪૬૩૧) અબૂ રજા કહે છે કે, અમે પત્થરને પૂજતા હતા. જો તે પત્થર કરતાં બીજો કોઇ પત્થર સારો મળી જતો તો પહેલા પત્થરને ફેંકીને તેને લઇ લેતા. પત્થર મળતો નહીં ત્યારે માટીનો ઢગલો કરીને બકરી લાવીને તે ઢગ પર દોહતા હતા. (જેથી રેતી ચોંટી જાય) પછી તેનો તવાફ કરતા હતા. જ્યારે રજબનો મહીનો આવતો ત્યારે અમે કહેતા હતા કે, તીરો અને ધારિયાઓમાંથી ભાળ કાઢવાનો મહિનો આવી ગયો. એટલે કોઇ ભાલા અથવા તીરનો ફાલ કાઢ્યા વગર રહેતા ન હતા. અબૂ રજા કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ને પયગમ્બર પદ મળ્યું ત્યારે હું કિશોર હતો. ઘરવાળાઓના ઊંટો ચરાવ્યા કરતો હતો. જ્યારે અમે રસૂલુલ્લાહ



(સલ.)ના વિજયની ખબર સાંભળી ત્યારે નાસીને આગ કિંવા મુસય્લમા કઝઝાબ પાસે ચાલ્યા ગયા.

## અસ્વદ અનસીનો કિસ્સો

(૧૬૨/૪૬૩૨) ઉબૈદુલ્લાહ ઇબ્ને અબ્દુલ્લાહ ઇબ્ને ઉત્બા કહે છે : અમને એવી ખબર મળી કે, મુસય્લમા કઝઝાબ મદીના આવ્યો અને હારિસની પુત્રીને ત્યાં ઉતર્યો. કારણ કે, તે તેની પત્ની હતી. રસૂલુલ્લાહ (સલ.) સાબિત ઇબ્ને કૈસને સાથે લઇને તેની પાસે ગયા. આ તે જ સાબિત હતા જેમને રસૂલુલ્લાહ (સલ.)ના પ્રવકતા (ખતીબ) કહેવામાં આવતા હતા. તે વખતે રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક હાથમાં એક લાકડી હતી. આપ મુસય્લમા પાસે જઇને ઉભા રહ્યા. તેની સાથે વાતચીત કરી. મુસય્લમાએ કહ્યું : જો તમારી ઇચ્છા હોય તો આ હુકૂમત તમારા એકલા માટે છોડી જાઉં છું. એ શરતે કે તમારા પછી તમે એ મારે માટે નક્કી કરી દો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : જો તું મારી પાસે આ લાકડી માંગશે તો હું તને એ પણ આપીશ નહીં. હું તો તને તે પ્રમાણે જ ઓળખું છું જેવો મને સ્વપ્નમાં બતાવવામાં આવ્યો છે. આ સાબિત ઇબ્ને કૈસ તને મારા તરફથી જવાબ આપશે. આમ કહીને હુઝૂર પાછા ફર્યા. ઉબૈદુલ્લાહ ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : જે સ્વપ્નનો હુઝૂરે હવાલો આપ્યો હતો તેના વિષે મેં ઇબ્ને અબ્બાસને પૂછ્યું : તેમણે કહ્યું : અમને જાણવા મળ્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હું સૂઇ રહ્યો હતો, એવામાં મેં સ્વપ્નમાં જોયું કે, મારા બંને હાથોમાં સોનાના બે કંગન છે. એનાથી હું પરેશાન થઇ ગયો. બંને કંગન ખરાબ લાગ્યા. મને હુકમ આપવામાં આવ્યો કે, એના પર ફૂંક માર. મેં ફૂંક મારી. બંને ઉડી ગયા. મેં તેનો એવો સ્વપ્નાર્થ કર્યો કે, બે જુઠાઓ જાહેર થશે. ઉબૈદુલ્લાહ કહે છે : તેમાંનો એક અનસી હતો, જેને ફયરૂઝે યમનમાં કત્લ કર્યો. બીજો મુસય્લમા હતો.

## નજરાનવાસીઓનો કિસ્સો

(૧૬૩/૪૬૩૩) હઝરત હુઝયફા કહે છે કે, નજરાનવાળા આકિબ અને સય્યિદ હુઝૂર પાસે મુબાહલો[1] કરવાના ઇરાદે આવ્યા, પરંતુ એકે (સય્યિદે) બીજાને કહ્યું : ભાઇ મુબાહલો કરો નહીં. કારણ કે, જો એ નબી નીકળ્યા અને આપણે તેમની સાથે મુબાહલો કર્યો તો પછી કદી આપણને સફળતા મળશે નહીં ન આપણી ભાવી પેઢીને. છેવટે બંનેએ હુઝૂરને કહ્યું : તમે જે

[1] સત્ય-જૂઠના પારખા માટે મેદાનમાં નીકળીને ખુદાઇ આદેશની પ્રતિજ્ઞા કરવી.

કંઇ ઇચ્છો છો તે અમે તમને આપીશું, પરંતુ કોઇ અમાનતદાર માણસને અમારી સાથે મોકલી આપો. હા, માણસ (સંપૂર્ણપણે) અમાનતદાર હોવો જોઇએ. હુઝૂરે કહ્યું : હું તમારી સાથે સંપૂર્ણ અમાનતદાર રવાના કરીશ. આ સાંભળીને સહાબા રાહ જોવા લાગ્યા (કે, જોઇએ હુઝૂર કોને રવાના કરે છે) થોડી વાર પછી આપે ફરમાવ્યું : અબૂ ઉબૈદા ઉભા થઇ જાઓ. અબૂ ઉબૈદા ઉભા થઇ ગયા. આપે ફરમાવ્યું : આ ઉમ્મતના એ અમાનતદાર છે.

(૧૬૪/૪૬૩૪) હઝરત હુઝયફા કહે છે કે, નજરાનવાસીઓ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું કે, અમારી સાથે કોઇ અમાનતદાર માણસને મોકલો. હુઝૂરે કહ્યું : હું તમારી પાસે એક સંપૂર્ણ અમાનતદારને જરૂર મોકલીશ. લોકો રાહ જોતા હતા, પરંતુ હુઝૂરે હઝરત અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહને રવાના કરી દીધા.

(૧૬૫/૪૬૩૫) હઝરત અનસ કહે છે : રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું : દરેક ઉમ્મતનો એક અમાનતદાર હોય છે. આ ઉમ્મતના અમાનતદાર અબૂ ઉબૈદા ઇબ્ને જર્રાહ છે.

**ઉમાન અને બેહરૈનનો કિસ્સો**

(૧૬૬/૪૬૩૬) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું હતું : જો બેહરૈનથી માલ આવશે તો હું તને આટલું, આટલું અને આટલું આપીશ, પરંતુ હુઝૂરના અવસાન સુધી ત્યાંથી કંઇ આવ્યું નહીં. હઝરત અબૂબક્રના સમયમાં આવ્યો. તેમણે જાહેરાત કરનારને જાહેરાત કરવાનો હુકમ આપ્યો કે, જે માણસનું રસૂલુલ્લાહ (સલ.) પાસે કંઇ લેણું હોય અથવા હુઝૂરે તેને કંઇ આપવાનો વાયદો કર્યો હોય તે મારી પાસે આવે. હું આ જાહેરાત સાંભળીને હઝરત અબૂબક્ર પાસે ગયો. તેમણે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું કે, જ્યારે બેહરૈનથી માલ આવશે ત્યારે હું તને આટલું, આટલું અને આટલું આપીશ. તે પછી હઝરત અબૂબક્રે મને થોડુંક આપ્યું. હઝરત જાબિર કહે છે કે, ત્યાર પછી હું ફરી હઝરત અબૂબક્રને મળ્યો અને માલની વિનંતી કરી, પરંતુ તેમણે કંઇ આપ્યું નહીં. હું બીજી વાર ગયો, પરંતુ કંઇ આપ્યું નહીં. ત્રીજી વાર ગયો, તો પણ કંઇ આપ્યું નહીં. છેવટે મેં કહ્યું કે, હું તમારી પાસે એક વાર આવ્યો, પરંતુ તમે કંઇ આપ્યું નહીં. બીજી વાર આવ્યો, તો પણ કંઇ આપ્યું નહીં. ત્રીજી વાર આવ્યો, તો પણ કંઇ આપ્યું નહીં. હવે કયાં તો તમે મને આપો, નહીં તો (હું સમજીશ કે,) તમે મારી સાથે



કંજૂસાઇથી વર્તો છો. તેમણે કહ્યું : શું તમે એમ સમજશો કે, હું કંજૂસાઇ કરૂં છું. કંજૂસાઇથી વધીને બીજી કઇ બીમારી હોય શકે છે. હઝરત અબૂબક્રે ત્રણ વાર આ શબ્દો કહ્યા હતા. મેં તને ફકત એટલા માટે રોકયો હતો કે, ('ખુમ્સ'ના માલમાંથી) આપવાનો ઇરાદો હતો. એક રિવાયતમાં એટલું વધારે છે કે, હઝરત જાબિર કહે છે : જ્યારે હું હઝરત અબૂબક્ર પાસે ગયો ત્યારે તેમણે મને એક ખોબો (દિરહમ) આપીને કહ્યું : એને ગણો. મેં ગણ્યા તો પાંચસો હતા. તેમણે કહ્યું : બીજા એટલા બે વાર લઇ લો.

**અશ્અરીઓ અને યમન-વાસીઓના આગમનનું વર્ણન**

**હઝરત અબૂ મૂસાએ રિવાયત કરી છે કે, આ (અશ્અરી) લોકો મારા છે અને હું તેમનો છું.**

(૧૬૭/૪૬૩૭) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : હું અને મારા ભાઇ જ્યારે યમનથી આવ્યા ત્યારે એક મુદ્દત સુધી અમે ઇબ્ને મસ્ઊદ અને તેમની માંને ''અહલે બૈત''માંથી સમજતા હતા. કારણ કે, એ લોકો ખૂબ આવ-જા કરતા હતા. દરેક વખતે હુઝૂરની સાથે રહેતા હતા.

(૧૬૮/૪૬૩૮) ઝહદમ કહે છે કે, હઝરત અબૂ મૂસા અશ્અરી જ્યારે (કૂફામાં સરદાર બનીને) આવ્યા ત્યારે બની જર્મ કબીલાની કીર્તિમાં તેમણે વધારો કર્યો. એક વાર અમે તેમની પાસે બેઠા હતા. તેઓ તે વખતે બપોરના ભોજનમાં મરઘી ખાઇ રહ્યા હતા. બીજો એક માણસ પણ બેઠો હતો. હઝરત અબૂ મૂસાએ તેને ખાવા માટે બોલાવ્યો. તે માણસે કહ્યું : મેં એને ગંદકી ખાતાં જોઇ છે. હઝરત અબૂ મૂસાએ કહ્યું : મેં રસૂલુલ્લાહ (સલ.)ને મરઘી ખાતાં જોયા છે. તે માણસ કહેવા લાગ્યો : હું કસમ ખાઇ ચૂકયો છું કે, એને ખાઇશ નહીં. હઝરત અબૂ મૂસાએ કહ્યું : આવો, હું તમને તમારી કસમની વિગત સમજાવું. એક વાર અમે અમુક અશ્અરીઓ હુઝૂર પાસે ગયા. હુઝૂર પાસે જિહાદ માટે સવારી માંગી. તેમણે સવારી આપવાનો ઇન્કાર કર્યો. અમે બીજી વાર માંગણી કરી. આપે સવારી ન આપવાની કસમ ખાઇ લીધી, પરંતુ થોડી વાર પછી લૂંટાયેલા અમુક ઊંટો આપની સેવામાં રજૂ કરવામાં આવ્યા. હુઝૂરે અમને પાંચ ઊંટો આપવાનો હુકમ આપ્યો. અમે ઊંટો લઇને (પરસ્પર) કહ્યું : આપણે રસૂલુલ્લાહ (સલ.)ને એમની કસમ યાદ અપાવી નહીં. એટલે આપણું કદી ભલું થશે

નહીં. આમ વિચારીને હું મુબારક સેવામાં હાજર થયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપે તો અમને સવારી ન આપવાની કસમ ખાધી હતી અને હવે આપે અમને આપી. હુઝૂરે ફરમાવ્યું : જો હું કોઇ વાતની કસમ ખાઇ લઉં છું, પછી તેનાથી સારી કોઇ બીજી વાત મારા ધ્યાનમાં આવે છે તો હું સારી વાત કરૂં છું. (કસમને તોડી નાખીને કફફારો આપી દઉં છું.)

(૧૬૯/૪૬૩૯) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસૈન કહે છે કે, બની તમીમ જ્યારે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા ત્યારે આપે ફરમાવ્યું : બની તમીમ, તમને ખુશખબરી આપું છું. તેમણે કહ્યું : ખુશખબરી તો આપે આપી દીધી. હવે થોડોક માલ પણ આપો. હુઝૂરના મુબારક ચહેરાનો રંગ બદલાઇ ગયો. એવામાં થોડાક યમનવાસીઓ આવી પહોંચ્યા. હુઝૂરે કહ્યું : બની તમીમે ખુશખબરી સ્વીકારી નહીં, તમે સ્વીકારો. યમન-વાસીઓએ જવાબ આપ્યો : યા રસૂલલ્લાહ ! અમે સ્વીકારીએ છીએ.

(૧૭૦/૪૬૪૦) હઝરત અબૂ મસ્ઊદ કહે છે : હુઝૂરે યમન તરફ હાથનો ઇશારો કરીને ફરમાવ્યું હતું કે, ઇમાન તે તરફ છે અને પાષાણ હૃદયતા અને ઉગ્ર સ્વભાવ તે લોકોમાં છે, જેઓ ઊંટોના પૂંછડાઓ પાસે શોર કરે છે, જે તરફ શયતાનના શીંગડા (સૂર્ય) નીકળે છે કિંવા રબીઆ અને મુઝર કબીલાઓ.

(૧૭૧/૪૬૪૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, તમારી પાસે યમનવાસીઓ આવ્યા છે. એ લોકો સૌથી વધુ નરમ દિલ અને રહમતવાળા છે. શ્રેષ્ઠ ઇમાન યમનનું અને હુકૂમત પણ યમનની છે. હા, ગર્વ કરવો અને અતડાવું ઊંટવાળાઓમાં છે. વિનમ્રતા અને ગંભીરતા બકરીવાળાઓમાં છે.

(૧૭૨/૪૬૪૨) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : ઉત્તમ ઇમાન યમનનું છે અને તોફાન ત્યાંથી શરૂ થશે જ્યાંથી શયતાનનું શીંગડું (સૂર્ય) નીકળે છે.

(૧૭૩/૪૬૪૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું હતું કે, તમારી પાસે યમનવાસીઓ આવ્યા છે. એ લોકો ઘણા નરમદિલ અને દયાળુ છે. બુધ્ધિમતા યમનની જ છે. હિકમત પણ યમનવાસીઓની જ છે.

(૧૭૪/૪૬૪૪) અલકમા કહે છે : અમે ઇબ્ને મસ્ઊદ પાસે બેઠા હતા, એવામાં ખબ્બાબ પણ આવી ગયા. તેઓ કહેવા લાગ્યા : અબૂ



અબ્દુર્રહમાન, શું આ જવાન પણ તમારા જેવું કુર્આન પઢી શકે છે ? ઇબ્ને મસ્ઊદે કહ્યું : જો તમે કહો તો કોઇનું કુર્આન સંભળાવું. ખબ્બાબે કહ્યું : સંભળાવો. ઇબ્ને મસ્ઊદે મને કહ્યું : અલકમા, થોડુંક પઢો. ઝેદ ઇબ્ને હુદૈરે કહ્યું : તમે અલકમાને પઢવાનો હુકમ આપો છો. જો કે એ અમારામાંથી મોટો કારી નથી. ઇબ્ને મસ્ઊદે કહ્યું : તમે કહો તો હું તમને તે કથન બતાવું જે રસૂલુલ્લાહ (સલ.)એ તમારા અને એના કબીલા વિષે કહ્યું હતું. અલકમા કહે છે : મેં સૂરએ મરયમની પચાસ આયતો પઢીને સંભળાવી. ઇબ્ને મસ્ઊદે કહ્યું : બોલો, એ કેવું કુર્આન પઢે છે ? ઝેદે કહ્યું : સારૂં પઢે છે. ઇબ્ને મસ્ઊદે કહ્યું : જેવું હું પઢું છું તેવું એ પણ પઢે છે. ત્યાર પછી ખબ્બાબ તરફ ફરીને કહ્યું : (ખબ્બાબે તે વખતે સોનાની વીંટી પહેરી હતી.) શું હજુ આ વીંટી ફેંકવાનો સમય આવ્યો નથી ? ખબ્બાબે જવાબ આપ્યો : આજ પછી આ વીંટી પહેરેલી હાલતમાં તમે મને જોશો નહીં. આમ કહીને ખબ્બાબે વીંટી કાઢી નાખી.

**દૌસ કબીલો અને તુફૈલ ઇબ્ને અમ્ર દૌસીનો કિસ્સો**

(૧૭૫/૪૬૪૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, તુફૈલ ઇબ્ને અમ્ર દૌસીએ મુબારક સેવામાં હાજર થઇને કહ્યું કે, દૌસ કબીલાએ અલ્લાહના રસૂલની નાફરમાની કરી. ઇસ્લામનો ઇન્કાર કરી દીધો. એટલે તબાહ થઇ ગયા. આપ તેમના માટે ખુદા પાસે બદદુઆ કરો. હુઝૂરે કહ્યું : અય અલ્લાહ ! દૌસને સીધો રસ્તો બતાવ અને તેમને મારી પાસે લઇ આવ.

(૧૭૬/૪૬૪૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થતી વખતે રસ્તામાં મેં કહ્યું હતું :

**યા લયલત મ્મિન તૂલિહા વ અનાઇહા અલા અન્નહા મિન દારતિલ કુફ્રિ નજ્જતિ**

અર્થાત્ : અય રાત ! તારી લંબાઇ અને કષ્ટદાયકતાની ફરિયાદ છે, તે છતાં કે તેં મને કુફ્રના ઘરમાંથી મુકિત આપી છે.

હઝરત અબૂ હુરૈરા કહે છે : રસ્તામાં મારો ગુલામ નાસી ગયો હતો, પરંતુ જ્યારે હું હુઝૂરની સેવામાં હાજર થઇ ગયો અને બૈઅત કરી લીધી, તેવામાં અચાનક ગુલામ આવી ગયો. હુઝૂરે કહ્યું : અબૂ હુરૈરા, લો, આ તમારો ગુલામ છે. મેં કહ્યું : એ ખુદાના માટે આઝાદ છે.

## બની તયનું પ્રતિનિધિમંડળ અને અદી ઇબ્ને હાતિમનો કિસ્સો

(૧૭૭/૪૬૪૭) હઝરત અદી ઇબ્ને હાતિમ કહે છે કે, અમે પ્રતિનિધિમંડળ લઇને હઝરત ઉમર પાસે ગયા. તેમણે દરેક માણસને નામવાર બોલાવવાનું શરૂ કર્યું. મેં કહ્યું : અમીરૂલ મુઅમિનીન, શું તમે મને ઓળખો છો ? તેમણે કહ્યું : કેમ ન ઓળખું, તમે એવા સમયે મુસલમાન થયા જ્યારે એ બધા કાફિર હતા. તમે એવા સમયે આવ્યા જ્યારે એ બધાએ ઇસ્લામથી પીઠ ફેરવી હતી. તમે એવા વખતે વચન આપ્યું જ્યારે એમણે દગો કર્યો હતો. તમે એવા વખતે ઇસ્લામની સચ્ચાઇને ઓળખી જ્યારે કે તેમણે ઓળખી ન હતી. અદીએ કહ્યું : તો હવે મને કંઇ પરવા નથી.

✪ ભાગ–૧૭ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

ભાગ ૧૮

# બુખારી શરીફ

## ભાગ-૧૮

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

## હજ્જતુલ વદાઅનું વર્ણન

(૧/૪૬૪૮) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે (મદીનાથી) હજ્જતુલ વદાઅમાં નીકળ્યા અને ઉમરાનો ઇહરામ બાંધ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : જેની પાસે કુરબાનીનું જાનવર હોય તે ઉમરાની સાથે હજ્જનો પણ ઇહરામ બાંધે. જ્યાં સુધી બંનેમાંથી પરવારી ન જાય ત્યાં સુધી ઇહરામ ખોલે નહીં. હું હુઝૂર સાથે મક્કા પહોંચીને હૈઝ (માસિક)માં સપડાઇ ગઇ. એટલે ન કઅબાનો તવાફ કરી શકી ન સફા-મરવા વચ્ચે સઇ કરી શકી. હુઝૂરને આ વાત કરી. આપે કહ્યું : માથું ખોલી નાંખો. વાળમાં કાંસકી કરી લો અને હજ્જનો ઇહરામ બાંધી લો. ઉમરો છોડી દો. મેં હુકમનું પાલન કર્યું. જ્યારે અમે હજ્જ કરી ચુકયા ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મને અબ્દુર્રહમાન સાથે તનઇમ સ્થળે મોકલી અને કહ્યું : તમારા (છુટી ગયેલા) ઉમરાના બદલામાં એ છે. મેં ત્યાંથી ઉમરાનો ઇહરામ બાંધ્યો. હઝરત આઇશા કહે છે : જે લોકોએ ઉમરાનો ઇહરામ બાંધ્યો હતો તેમણે કઅબાનો તવાફ અને સફા-મરવા વચ્ચે સઇ કરીને ઇહરામ ખોલી નાખ્યો. પછી બીજી વાર મિનાથી પાછા ફરીને (હજ્જનો) તવાફ કર્યો. જેમણે કિરાન કર્યો હતો તેમણે ફકત એક તવાફ કર્યો.

(૨/૪૬૪૯) ઇબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે બયતુલ્લાહનો તવાફ કરી લે તો ઇહરામથી હલાલ થઇ જાય છે. ઇબ્ને જુરૈજ કહે છે : મેં અતાને કહ્યું કે, ઇબ્ને અબ્બાસ, કઇ દલીલના આધારે આવું કહે છે ? અતાએ જવાબ આપ્યો : અલ્લાહ તઆલા ફરમાવે છે : **સુમ્મ મહિલ્લુહા ઇલલ બયતિલ અતીક** કિવા પછી તેના હલાલ થવાનું સ્થળ બયતુલ્લાહ તરફ છે. તેમજ રસૂલુલ્લાહ (સલ.)એ સહાબાને હજ્જતુલ વદાઅમાં હુકમ

**નોંધ** : આ ભાગમાં આગળના ભાગોની ઘણી હદીસોનું પુનરાવર્તન થયું છે, એટલે જો કોઇ હદીસ અંગે ખુલાસાની કે ચોખવટની જરૂર જણાય તો આગળના ભાગોમાં આપેલી જે તે હદીસની ફુટનોટ જોઇ લેવી.

આપ્યો હતો કે, ઇહરામ ખોલી નાંખે. મેં અતાને કહ્યું : આ હુકમ તો અરફાતમાં થોભ્યા પછી હતો. અતાએ કહ્યું કે, ઇબ્ને અબ્બાસની દષ્ટિએ અરફાતમાં થોભ્યા પહેલાં અને પછી, બંને રીતે જાઇઝ છે.

(૩/૪૬૫૦) હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) કહે છે કે, હું હુઝૂર (સલ.)ની સેવામાં બતહા સ્થળે હાજર થયો. હુઝૂરે કહ્યું : શું તેં હજ્જનો ઇહરામ બાંધ્યો છે ? મેં જવાબ આપ્યો : જી હા. આપે કહ્યું : તેં કેવો ઇહરામ બાંધ્યો છે ? મેં કહ્યું : આ શબ્દો કહ્યા હતા કે, **'લબ્બૈક બિઇહલાલિન કઇહલાલિ રસૂલિલ્લાહ'** આપે ફરમાવ્યું : તું કઅબાનો તવાફ અને સફા-મરવા વચ્ચે સઇ કરીને ઇહરામ ખોલી નાંખ. હુકમ અનુસાર હું કઅબાનો તવાફ કરીને અને સફા-મરવા વચ્ચે સઇ કરીને કૈસ કબીલાની એક ઓરત પાસે ગયો. તેણે મારા વાળમાં કાંસકી કરી.

(૪/૪૬૫૧) હઝરત હફસા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હજ્જતુલ વદાઅમાં પોતાની પત્નીઓને ઇહરામ ખોલી નાખવાનો હુકમ આપ્યો હતો. મેં કહ્યું : તો પછી તમે ઇહરામ કેમ ખોલતા નથી ? આપે ફરમાવ્યું : હું વાળ લપેટી ચુકયો છું અને કુરબાનીના ગળામાં હાર નાખી ચુકયો છું. એટલે કુરબાની કર્યા પહેલાં હું ઇહરામ નહીં ખોલું.

(૫/૪૬૫૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, બની ખસ્અમની એક સ્ત્રીએ હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.)ને મસ્અલો પૂછયો કે, ખુદાની તે ફર્ઝ જે તેના બંદાઓ પર છે તે મારા પિતા ઉપર પણ જરૂરી છે, પરંતુ તે ખૂબ વૃધ્ધ છે. સવારી ઉપર પણ બરાબર બેસી શકતા નથી. શું હું તેના તરફથી હજ્જ કરી શકું છું ? આપે ફરમાવ્યું : હા. તે વખતે ફઝલ ઇબ્ને અબ્બાસ રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ હતા.

(૬/૪૬૫૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મક્કાના વિજય વખતે રસૂલુલ્લાહ (સલ.) કસ્વા નામે ઊંટણી પર ઉસામાને પાછળ બેસાડીને બિલાલ અને ઉસ્માન ઇબ્ને તલહાને સાથે લઇને આવ્યા. કઅબાની પાસે ઊંટણી બેસાડીને ઉસ્માનને કહ્યું : ચાવી લાવો. ઉસ્માન ચાવી લઇને આવ્યા. કઅબાનો દરવાજો ખોલવામાં આવ્યો. હુઝૂર (સલ.) ઉસામા, બિલાલ અને ઉસ્માનને લઇને અંદર દાખલ થયા. લોકોએ પાછળથી દરવાજો બંધ કરી દીધો. હુઝૂર ઘણી વાર અંદર રહ્યા પછી બહાર આવ્યા. લોકો તરત અંદર જવા માટે દોડયા. સૌ પ્રથમ હું અંદર ગયો. મેં બિલાલને દરવાજા પાછળ ઉભા રહેલા જોયા. મેં તેમને પૂછયું કે, રસૂલુલ્લાહ (સલ.)એ નમાઝ કયાં પઢી ? બિલાલે જવાબ આપ્યો હતો કે, આ બંને આગળના થાંભલાઓ વચ્ચે



પઢી હતી. કઅબાનો દરવાજો પીઠ પાછળ હતો અને મોં દીવાલ તરફ હતું. ઇબ્ને ઉમર કહે છે : હું બિલાલને એવું પૂછવાનું ભુલી ગયો કે, હુઝૂરે કેટલી રકઅત પઢી હતી ? કઅબાનું બાંધકામ છ થાંભલાઓ પર છે. તેની બે લાઇનો છે. (ત્રણ થાંભલાની એક લાઇન આગળ અને ત્રણ થાંભલાની બીજી લાઇન પાછળ) રસૂલુલ્લાહ (સલ.)એ આગળની લાઇનના બે થાંભલાઓ વચ્ચે લાલ મરમરની જગ્યાએ નમાઝ પઢી હતી.

(૭/૪૬૫૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, હજ્જતુલ વદાઅમાં હઝરત સફિય્યા માસિક (હૈઝ)માં સપડાયાં. હુઝૂરે કહ્યું : શું તે આપણને (જવાથી) રોકી રાખશે ? મેં કહ્યું : તેમણે તવાફે ઝિયારત તો કરી લીધો છે. આપે કહ્યું : તો પછી (મદીના) ચાલો.

(૮/૪૬૫૫) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : અમે પરસ્પર હજ્જતુલ વદાઅ વિષે વાતચીત કરી રહ્યા હતા, પરંતુ અમને ખબર ન હતી કે, હજ્જતુલ વદાઅનો અર્થ શું છે ? રસૂલુલ્લાહ (સલ.) પણ અમારી પાસે હતા. એવામાં હુઝૂરે અલ્લાહ તઆલાના વખાણ કર્યા પછી દજ્જાલનું લાંબું વર્ણન કર્યું. આપે કહ્યું : અલ્લાહ તઆલાએ જે નબીને પેદા કર્યો, તે નબીએ પોતાની ઉમ્મતને દજ્જાલથી ડરાવી. હઝરત નૂહ (અલ.)એ પોતાની ઉમ્મતને ડરાવી અને તે પછીના બીજા નબીઓએ પોતપોતાની ઉમ્મતોને ડરાવી. તે દજ્જાલ તમારામાં આવશે. જો તેની હાલતથી તમે અજાણ છો તો આ વાત તો અજાણી હોય શકતી નથી કે, અલ્લાહ તઆલા કાણો નથી અને દજ્જાલ જમણી આંખે કાણો હશે. તેની આંખ ફૂલેલી દ્રાક્ષ જેવી હશે. સાંભળી લો, જેવી રીતે તમારા આ શહેરમાં આ મહીનામાં આજના દિવસને હુરમત મળેલી છે તેવી રીતે અલ્લાહ તઆલાએ પરસ્પર તમારી અંદર એકબીજાનું ખૂન વહેવડાવવાનું અને માલ છીનવી લેવાનું હરામ ઠેરવ્યું છે. હવે શું મેં તમને અલ્લાહનો હુકમ પહોંચાડી દીધો ? સહાબાએ કહ્યું : જી હા, પહોંચાડી દીધો. તે પછી હુઝૂરે ત્રણ વાર કહ્યું : એય અલ્લાહ ! ગવાહ રહેજે. પછી કહ્યું : જુઓ, મારા પછી ફરી કાફિર ન બની જશો કે, એકબીજાની ગરદનો કાપવા માંડો.

(૯/૪૬૫૬) હઝરત ઝૈદ ઇબ્ને અરકમ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ૧૯ જિહાદો કરી. હિજરત પછી ફકત એક હજ્જ કિંવા હજ્જે વદાઅ કરી. તે પછી કોઇ હજ્જ કરી નહીં. અબૂ ઇસ્હાક કહે છે કે, હુઝૂર મક્કામાં હતા ત્યારે બીજી હજ્જો કરી હતી.

(૧૦/૪૬૫૭) હઝરત જરીર કહે

છે : હજ્જતુલ વદાઅમાં હુઝૂરે મને કહ્યું : લોકોને કહો, ચૂપ થઇ જાય. પછી કહ્યું : મારા પછી કાફિર ન થઇ જશો કે, એકબીજાની ગરદનો કાપવા લાગો.

(૧૧/૪૬૫૮) હઝરત અબૂબક્ર કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : સમય ચક્કર ખાઇને ફરી તે જ હાલત પર આવી ગયો જે હાલતમાં તે દિવસે હતો જ્યારે કે અલ્લાહ તઆલાએ પૃથ્વી અને આકાશ બનાવ્યાં હતાં. વરસ બાર મહીનાનું છે, જેમાંના ચાર મહીના હરામ છે. (જેમાં લડાઇ-ઝઘડો કરવો ઠીક નથી) ત્રણ મહીના ઉંવા ઝીલકઅદ, ઝીલહજ્જ અને મુહર્રમ તો એકી સાથે છે અને ચોથો મહીનો મુઝરનો રજબ છે, જે જમાદીયુલ આખર અને શઅબાનની વચ્ચે છે. પછી કહ્યું : આ કયો મહીનો છે ? અમે કહ્યું : અલ્લાહ અને તેના રસૂલ સારી રીતે જાણે છે. આપ ચૂપ થઇ ગયા. અમને થયું કે, કદાચ હુઝૂર એ મહીનાનું બીજું કોઇ નામ રાખશે. આપે કહ્યું : શું આ ઝીલહજ્જ નથી ? અમે કહ્યું : છે. આપે કહ્યું : આ કયું શહેર છે ? અમે કહ્યું : અલ્લાહ અને તેના રસૂલ જ સારી રીતે જાણે છે. આપ ચૂપ રહ્યા. અહીં સુધી કે, અમને એમ લાગ્યું કે, કદાચ આપ એનું બીજું કંઇ નામ રાખશે. આપે કહ્યું : શું આ મક્કા નથી ? અમે કહ્યું : છે. પછી કહ્યું : આ કયો દિવસ છે ? અમે કહ્યું : અલ્લાહ અને તેના રસૂલ જ સારી રીતે જાણે છે. આપ ચૂપ રહ્યા. અહીં સુધી કે અમને વિચાર આવ્યો કે, કદાચ હુઝૂર એનું બીજું કોઇ નામ રાખશે. આપે કહ્યું : શું આ કુરબાનીનો દિવસ નથી ? અમે કહ્યું : છે. આપે ફરમાવ્યું : જેવી રીતે આ શહેર અને આ મહીનામાં તમારા આ દિવસને હુરમત મળેલી છે, એવી જ રીતે અલ્લાહ તઆલાએ તમારી અંદર પરસ્પર ખૂનામરકી, લૂંટમાર અને બેઆબરૂ કરવાનું એકબીજા માટે હરામ ઠેરવ્યું છે. ટૂંક સમયમાં તમે તમારા પાલનહાર સામે જશો. તે તમને તમારા અમલો અંગે પૂછપરછ કરશે. જુઓ, મારા પછી ફરી ગુમરાહ ન થઇ જશો કે, એકબીજાની ગરદનો કાપવા લાગો. સાંભળો, આ સંદેશ હાજર રહેલા લોકો તે લોકોને પહોંચાડી દે, જે હાજર નથી. કારણ કે, બનવાજોગ છે કે, કેટલાક એવા લોકો જેમને આ હુકમ સંભળાવવામાં આવે તે લોકો કરતાં વધારે યાદ રાખનારા હોય જેમને (અહીં) હુકમ પહોંચાડવામાં આવ્યો છે. ત્યાર પછી આપે બે વાર કહ્યું : શું મેં અલ્લાહનો હુકમ પહોંચાડી દીધો ?

(૧૨/૪૬૫૯) હઝરત તારિક ઇબ્ને શિહાબ કહે છે કે, કેટલાક યહૂદીઓએ કહ્યું કે, જો આ આયત અમારામાં (અમારી કિતાબમાં) ઉતરી હોત તો અમે ઉતરાણના દિવસને ઇદ બનાવી લેત. હઝરત ઉમરે કહ્યું : કઇ આયત ? યહૂદીઓએ કહ્યું : **અલયવ્મ અકમલ્તુ**



**લકુમ દીનકુમ વ અત્મમ્તુ અલય્કુમ નિઅમતી** હઝરત ઉમરે કહ્યું : મને ખબર છે કે, આ આયત ક્યાં ઉતરી છે. રસૂલુલ્લાહ (સલ.) અરફાતમાં ઉભા હતા ત્યારે આ આયત ઉતરી હતી.

(૧૩/૪૬૬૦) હઝરત આઇશા કહે છે : અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે મદીનાથી નીકળ્યા ત્યારે અમારામાંના અમુક માણસોએ ઉમરાનો ઇહરામ બાંધ્યો હતો. અમુકે હજ્જનો ઇહરામ બાંધ્યો હતો અને અમુકે હજ્જ અને ઉમરાનો સાથે બાંધ્યો હતો. રસૂલુલ્લાહ (સલ.)એ હજ્જનો ઇહરામ બાંધ્યો હતો. જે લોકોએ ફક્ત હજ્જનો ઇહરામ બાંધ્યો હતો અથવા 'કિરાન' કર્યો હતો તેમણે કુરબાનીના દિવસ પહેલાં ઇહરામ ખોલ્યો નહીં.

(૧૪/૪૬૬૧) એક રિવાયતમાં છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હજ્જતુલ વદાઅમાં ગયા હતા.

(૧૫/૪૬૬૨) હઝરત સઅદ ઇબ્ને અબી વક્કાસ કહે છે કે, હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.) મારી ખબર લેવા માટે આવ્યા. હું બીમારીના કારણે મરવાની અણી પર આવી ગયો હતો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! બીમારીના કારણે મારી હાલત જે સ્થિતિએ પહોંચી ગઇ છે તેને આપ જોઇ રહ્યા છો. એક પુત્રી સિવાય મારૂં બીજું કોઇ વારસદાર નથી. શું હું બે તૃત્યાંશ માલ ખેરાત કરી શકું છું ? આપે કહ્યું : ના. મેં કહ્યું : વારૂ, અડધો માલ ખેરાત કરૂં ? આપે કહ્યું : ના. મેં કહ્યું : એક તૃત્યાંશ માલ ખેરાત કરૂં ? આપે કહ્યું : કરી દો, પરંતુ એ પણ વધુ છે. કારણ કે, જો તમે તમારા વારસદારોને માલદાર મૂકીને મરો તો તે એના કરતાં સારૂં છે કે, તમે તેમને મોહતાજ મૂકીને મરો કે જેથી તે લોકો પાસે માંગતા ફરે. અલ્લાહને ખુશ કરવા માટે તમે જે કંઇ ખર્ચ કરશો, અહીં સુધી કે, જે કોળીયો પોતાની પત્નીના મોંમાં આપશો તેનો સવાબ પણ તમને મળશે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! હું મારા સાથીઓ પાછળ (મક્કામાં જ) રહી જઇશ. આપે ફરમાવ્યું : તમે પાછળ રહી ગયા પછી અલ્લાહ તઆલાને ખુશ કરવા માટે જે અમલ કરશો તેનાથી તમારો દરજ્જો ઉંચો થશે. આશા તો એવી છે કે, તમે જીવંત રહેશો. કેટલાક લોકો તમારા કારણે લાભ ઉઠાવશે અને કેટલાક નુકસાન. (કિંવા મુસ્લિમો લાભ ઉઠાવશે અને ઇસ્લામના દુશ્મનો નુકસાન પામશે.) એય અલ્લાહ ! મારા સહાબાની હિજરતને કાયમ રાખ અને ઉલટા પગે તેમને પાછા ન ફેરવ, પરંતુ બીચારા સઅદ ઇબ્ને ખોલા પર રસૂલુલ્લાહ (સલ.)એ દુઃખ વ્યક્ત કર્યું. કારણ કે, તેમનું અવસાન (હિજરત કર્યા પછી પાછા ફરતાં) મક્કામાં થયું હતું.

(૧૬/૪૬૬૩) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.)એ માથું મુંડાવ્યું હતું.

(૧૭/૪૬૬૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.) અને અમુક સહાબાઓએ માથું મુંડાવ્યું હતું અને અમુકે વાળ કપાવ્યા હતા.

(૧૮/૪૬૬૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હજ્જતુલ વદાઅના દિવસે રસૂલુલ્લાહ (સલ.) મિનામાં ઉભા રહીને લોકોને નમાઝ પઢાવી રહ્યા હતા. હું ગધેડા પર સવાર થઇને ગયો. ગધેડો સફના થોડાક ભાગની આગળથી પસાર થયો. પછી હું ઉતરીને સફમાં શામિલ થઇ ગયો.

(૧૯/૪૬૬૬) હઝરત ઉરવા કહે છે કે, મારી સામે હઝરત ઉસામાને પૂછવામાં આવ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ની ચાલ (ની ગતિ) હજ્જતુલ વદાઅમાં કેવી હતી ? તેમણે કહ્યું : મધ્યમ ચાલે ચાલતા હતા. ખુલ્લી જગ્યા મળી જતી તો ખૂબ ઝડપે ચાલતા હતા.

(૨૦/૪૬૬૭) હઝરત અબૂ અય્યૂબ (રદિ.) કહે છે કે, મેં હજ્જતુલ વદાઅમાં રસૂલુલ્લાહ (સલ.) સાથે મગરિબ અને ઇશાની નમાઝ સાથે પઢી હતી.

**તબૂકના ગઝવાનું વર્ણન. એને તંગીનો ગઝવા પણ કહેવામાં આવે છે**

(૨૧/૪૬૬૮) હઝરત અબૂ મૂસા કહે છે કે, મારા સાથીઓએ મને સવારીઓ માંગવા માટે રસૂલુલ્લાહ (સલ.) પાસે મોકલ્યો. કારણ કે, એ લોકો હુઝૂરની સાથે તંગીના લશ્કર કિંવા તબૂકની લડાઇમાં શામિલ હતા. મેં જઇને કહ્યું કે, મારા સાથીઓએ મને આપની પાસે સવારીઓ લેવા માટે મોકલ્યો છે. હુઝૂર તે વખતે ગુસ્સામાં હતા. મને એની જાણ ન હતી. આપે કહ્યું : ખુદાની કસમ ! હું તમને કોઇ સવારી નહીં આપું. હું હુઝૂરના ઇન્કાર કરવાના કારણે તથા એ વાતના ભયથી કે, ક્યાંક હુઝૂર મારાથી નારાઝ ન થઇ ગયા હોય, ગમગીન થઇને પાછો ફર્યો. સાથીઓ પાસે આવીને હુઝૂરની વાત કહી, પરંતુ થોડીવાર પણ ન થઇ હતી કે, બિલાલ બુમ પાડતા આવ્યા, અબ્દુલ્લાહ ઇબ્ને કૈસ ક્યાં છે ? મેં જવાબ આપ્યો : બિલાલે કહ્યું : ચાલો, રસૂલુલ્લાહ (સલ.) તમને બોલાવે છે. હું મુબારક સેવામાં હાજર થયો. હુઝૂરે છ ઊંટો તરફ ઇશારો કરીને કહ્યું : જેમને સઅદ પાસેથી ખરીદ્યાં હતાં, આ ઊંટોની જોડીઓ લઇ જાઓ અને તમારા સાથીઓને જઇને કહી દો કે, રસૂલુલ્લાહ (સલ.)એ સવારી માટે તમને આ ઊંટો આપ્યાં છે. તમે એમના પર સવાર થઇ



જાઓ. હું ઊંટો લઇને સાથીઓ પાસે ગયો અને તેમને કહી દીધું કે, રસૂલુલ્લાહ (સલ.)એ તમને આ ઊંટો સવારી માટે આપ્યા છે, પરંતુ મેં એમ પણ કહી દીધું કે, તમારે એવો વિચાર ન કરવો જોઇએ કે, મેં તમારી પાસે આવીને પહેલાં રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન ખોટી રીતે રજૂ કર્યું હતું. તમારામાંથી કોઇ માણસ મારી સાથે એવા માણસ પાસે આવે, જેણે રસૂલુલ્લાહ (સલ.)નું પહેલું ફરમાન સાંભળ્યું હતું. મારા સાથીઓએ કહ્યું : ખુદાની કસમ ! અમે તમને સાચા માનીએ છીએ અને તમે જે ઇચ્છો છો તે અમે કરીશું. જેથી હું થોડાક માણસોને સાથે લઇને તે લોકો પાસે ગયો, જેમણે રસૂલુલ્લાહ (સલ.)નું પ્રથમ ઇન્કાર કરવું અને પાછળથી ઊંટ આપવાનું જોયું હતું. તે લોકોએ આવીને સાથીઓને તે જ કહ્યું જે મેં તેમને કહ્યું હતું.

(૨૨/૪૬૬૯) હઝરત સઅદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) તબૂકની લડાઇમાં જતી વખતે હઝરત અલીને મદીનામાં પોતાના નાયબ બનાવી ગયા હતા. હઝરત અલીએ કહ્યું કે, હુઝૂર, મને સ્ત્રીઓ અને બાળકો માટે મૂકી જાઓ છો ? આપે કહ્યું : શું તમે એ વાતથી ખુશ નથી કે, તમે મારા માટે એવા બની જાઓ જેવા મૂસા (અલ.) માટે હારૂન હતા, પરંતુ મારા પછી કોઇ નબી નથી.

(૨૩/૪૬૭૦) હઝરત યઅલા કહે છે કે, તંગી (તબૂક)ની લડાઇમાં હું રસૂલુલ્લાહ (સલ.) સાથે હતો. આ જિહાદ મારા બધા કામોમાંનું શ્રેષ્ઠ કામ હતું. મારી પાસે તે જિહાદમાં એક મજૂર હતો. તેની એક માણસ સાથે લડાઇ થઇ. એકે બીજાને કરડી ખાધો. બીજાએ ઝટકો માર્યો. તેનો આગળનો દાંત તૂટી ગયો. બંને રસૂલુલ્લાહ (સલ.) પાસે ગયા, પરંતુ હુઝૂરે દાંતનું વળતર અપાવ્યું નહીં. આપે કહ્યું : શું તે તારા મોંમાં પોતાનો હાથ રહેવા દે કે, તું ઊંટના જેમ તેને ચાવી નાખે.

**કઅબ ઇબ્ને માલિક (રદિ.)નો બનાવ અને આયત 'વ અલસ્સલાસતિ લ્લઝીન ખુલ્લિફૂ'ની તફસીર**

(૨૪/૪૬૭૧) હઝરત કઅબ ઇબ્ને માલિક કહે છે કે, તબૂકના ગઝવા સિવાય મેં બીજી કોઇ જિહાદમાં રસૂલુલ્લાહ (સલ.)નો સાથ છોડયો નથી. હા, બદરના ગઝવામાં શામિલ થયો નથી અને બદરમાં શામિલ ન થનારાઓને કોઇ શિક્ષા પણ કરવામાં આવી નથી. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) માત્ર કુરૈશના કાફલાને રોકવાના ઇરાદે ગયા હતા. (લડાઇનો વિચાર ન હતો.) લડાઇના ઇરાદા વગર અલ્લાહ તઆલાએ મુસલમાનોને દુશ્મનો સાથે ભીડાવી દીધા

હતા. હું બૈઅતે અકબાની રાત્રે પણ હુઝૂરની સાથે હતો. જ્યાં અમે બધાએ મળીને ઇસ્લામના વચનને મજબૂત કર્યું હતું. હું એવું ઇચ્છતો પણ નથી કે, એ બૈઅતના બદલામાં બદરની લડાઇમાં ભાગ લીધો હોત. જો કે બદરની લડાઇ લોકોમાં એના કરતાં વધારે મશહૂર છે. મારી વાત એમ છે કે, આ જિહાદ વખતે હું જેટલો માલદાર હતો એટલો કદી ન હતો. ખુદાની કસમ ! આ લડાઇ વખતે મારી પાસે એકસામટી બે ઊંટણીઓ હતી. આ પહેલાં કોઇ લડાઇમાં મારી પાસે બે સવારીઓ ભેગી થઇ ન હતી. રસૂલુલ્લાહ (સલ.)નો નિયમ હતો કે, જો કોઇ લડાઇનો ઇરાદો કરતા હતા તો બીજી લડાઇનો (સંભવિત અને દ્વિઅર્થી) ઉલ્લેખ કરીને મૂળ લડાઇને છુપાવતા હતા, પરંતુ જ્યારે તબૂકની લડાઇનો સમય આવ્યો ત્યારે ભયંકર ગરમીનો સમય હતો. લાંબો પ્રવાસ હતો. ઘાસ-પાણી વગરનું જંગલ પસાર કરવાનું હતું. દુશ્મનોની મોટી સંખ્યા સાથે મુકાબલો કરવાનો હતો. એટલે આપે મુસલમાનો સામે સ્પષ્ટપણે કહી દીધું કે, યુધ્ધ માટે તૈયારી કરી લે. હુઝૂરનો જે ઇરાદો હતો તે લોકોને કહી દીધો. મુસલમાનોની સંખ્યા ઘણી મોટી હતી. કોઇ એવો ચોપડો ન હતો, જેમાં બધાના નામોનો સમાવેશ થઇ શકે. જે માણસ લડાઇમાં ભાગ લેવા ન માંગતો તે સમજી લેતો હતો કે, જ્યાં સુધી મારા વિષે વહી ઉતરશે નહીં ત્યાં સુધી મારી હાલત છુપાયેલી રહેશે. રસૂલુલ્લાહ (સલ.)એ આ જિહાદનો ઇરાદો એવા સમયે કર્યો હતો જ્યારે ફળો પાકી ગયાં હતાં. ઝાડો પુરતા છાંયડાવાળા થઇ ગયાં હતાં. રસૂલુલ્લાહ (સલ.)એ અને બધા મુસલમાનોએ લડાઇની તૈયારી શરૂ કરી દીધી. હું પણ દરરોજ સવારે મુસલમાનો સાથે લડાઇની તૈયારી કરવાના ઇરાદે જતો હતો, પરંતુ સાંજે કંઇ કામ કર્યા વગર પાછો ફરતો હતો. હું મારા મનમાં વિચાર કરતો હતો કે, (હજુ ઘણો સમય છે) હું આ કામ પછી પણ કરી શકું તેમ છું. આવી દ્વિધામાં એક મુદ્દત પસાર થઇ ગઇ. મુસલમાનોએ ભારે પરિશ્રમ કરીને સરસામાન ઠીક કર્યો. એક દિવસ સવારે રસૂલુલ્લાહ (સલ.) મુસલમાનોને સાથે લઇને નીકળ્યા. હું ત્યાં સુધી કંઇ પણ તૈયારી કરી શકયો નહીં, પરંતુ મનમાં વિચાર કરી લીધો કે, એક બે દિવસમાં સરસામાન ઠીક કરીને મુસલમાનો સાથે થઇ જઇશ. જ્યારે બીજા દિવસે મુસલમાનો (મદીનાથી) દૂર ચાલ્યા ગયા ત્યારે હું સરસામાન ઠીક કરવાના ઇરાદે નીકળ્યો, પરંતુ કંઇ કર્યા વગર પાછો ફર્યો. હું આમ આળસ કરતો રહ્યો અને મુસલમાનો જલદી જલદી ખૂબ આગળ નીકળી ગયા. મેં તેમની સાથે થઇ જવાનો ઇરાદો કર્યો, પરંતુ ખુદાનો હુકમ ન હતો. કાશ ! હું મુસલમાનો સાથે થઇ ગયો



હોત. રસૂલુલ્લાહ (સલ.)ના ગયા પછી હવે જ્યારે હું બહાર નીકળીને લોકોને મળતો હતો અને આમતેમ ફરતો હતો ત્યારે એ જોઇને મને દુઃખ થતું હતું કે, મુનાફિકો અને એવા કમજોર લોકો જેમને રસૂલુલ્લાહ (સલ.) લાચાર સમજીને મૂકી ગયા હતા તેમના સિવાય બીજું કોઇ દેખાતું ન હતું. રસ્તામાં રસૂલુલ્લાહ (સલ.)ને હું કયાંય યાદ આવ્યો નહીં. જ્યારે હુઝૂર તબૂક પહોંચી ગયા ત્યારે લોકો સામે બેસીને કહ્યું : આ કઅબે શું કર્યું ? બની સલિમાના એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! તે તેની બન્ને ચાદરોને જોતો રહ્યો. એટલે આવ્યો નહીં. મુઆઝ ઇબ્ને જબલે કહ્યું : ખુદાની કસમ ! તેં ખરાબ વાત કહી. યા રસૂલલ્લાહ ! અમને તેની પાસેથી નેકીની જ આશા છે. હુઝૂર ચુપ થઇ ગયા. કઅબ ઇબ્ને માલિક કહે છે : જ્યારે મને ખબર મળી કે, હુઝૂર પાછા આવી રહ્યા છે ત્યારે મને ચિંતા થઇ. મેં જૂઠું બહાનું કાઢવાનો વિચાર કર્યો. મનોમન કહ્યું કે, કઇ યુક્તિથી હુઝૂરની નારાજીથી બચી શકાય. ઘરમાંના બધા સમજદાર માણસો સાથે સલાહ મંત્રણા કરી. એવામાં ખબર પડી કે, રસૂલુલ્લાહ (સલ.) નજીક આવ્યા છે ત્યારે મેં મનમાંથી જૂઠું બોલવાના બધા વિચારો કાઢી નાખ્યા. હું સમજી ગયો કે, જૂઠું ભેળવીને હું હુઝૂરની નારાજીમાંથી બચી શકતો નથી. એટલે સાચું બોલવાનો પાકો નિર્ધાર કર્યો. સવારે હુઝૂર આવ્યા. આપનો નિયમ હતો કે, જ્યારે સફરમાંથી પાછા ફરતા હતા ત્યારે શરૂઆતમાં મસ્જિદમાં જઇને બે રકઅત નમાઝ પઢતા હતા. પછી ત્યાં લોકો પાસે વાતચીત કરવા બેસી જતા હતા. જેથી હુઝૂરે એ પ્રમાણે જ કર્યું. લડાઇમાં ન જનારા લોકો આવીને કસમો ખાઇ ખાઇને બહાનાઓ કાઢવા લાગ્યા. એ બધાની સંખ્યા એંસીથી કંઇક વધારે હતી. રસૂલુલ્લાહ (સલ.)એ બધાના જાહેર બહાનાઓ કબૂલ કર્યાં. બૈઅત લીધી. તેમના માટે મગફિરતની દુઆ કરી. તેમના દિલની હાલતને અલ્લાહના હવાલે કરી દીધી. સૌથી છેલ્લે મેં હાજર થઇને સલામ કરી. હુઝૂરે રોષે ભરાઇને સ્મિત ફરકાવ્યું અને કહ્યું : નજીક આવો. હું નજીક ગયો. અહીં સુધી કે, હુઝૂરની સામે જઇને બેસી ગયો. પછી કહ્યું : તમે કેમ આવ્યા ન હતા ? શું તમે સવારી ખરીદી ન હતી ? મેં કહ્યું : ખરીદી તો હતી. ખુદાની કસમ ! જો હું હુઝૂર સિવાય બીજા કોઇ દુનિયાદાર પાસે બેઠો હોત તો તેના ક્રોધથી બચવા બહાનું કાઢીને છુટી જાત. કારણ કે, અલ્લાહ તઆલાએ મને સુંદર વકતૃત્વ આપ્યું હતું, પરંતુ ખુદાની કસમ ! હું જાણું છું કે, જો હું આપની સામે જુઠી વાતો બનાવું અને આપ મારાથી રાજી પણ થઇ જાવ તો થોડાક જ સમયમાં અલ્લાહ તઆલા

આપને મારા પર ક્રોધિત કરી દેશે અને જો આપને સાચી વાત કહીશ અને આપ મારાથી નારાઝ થઇ જશો તો આશા છે કે, અલ્લાહ તઆલા (ભવિષ્યમાં) મને માફ કરી દેશે. ખુદાની કસમ ! મારી કોઇ મજબૂરી ન હતી. જે વખતે હું તમારી સાથે આવવાથી પાછળ રહી ગયો હતો તે વખતથી વધારે માલદાર હું કદી ન હતો. હુઝૂરે કહ્યું : તે માણસે સાચું કહ્યું, હવે તું ઉઠી જા. અહીં સુધી કે, અલ્લાહ તઆલા તારા વિષે કોઇ ચુકાદો આપે. હું તરત ઉઠી ગયો. મારી પાછળ પાછળ બની સલમહ કબીલાના લોકો પણ ઉઠીને આવ્યા અને કહેવા લાગ્યા : ખુદાની કસમ ! અમે જાણીએ છીએ કે, તેં આ પહેલાં કોઇ કસૂર કર્યો નથી. જેવી રીતે બીજા લડાઇમાં ન આવનારાઓએ મજબૂરી જાહેર કરી તેવી રીતે તું કોઇ મજબૂરી જાહેર ન કરી શક્યો. તારા કસૂરની માફી માટે તો રસૂલુલ્લાહ (સલ.)નું મગફિરતની દુઆ માંગવું જ બસ હતું. કઅબ કહે છે : ખુદાની કસમ ! તેઓ મને એટલી તાકીદ કરતા હતા કે, મેં બીજી વાર હુઝૂર પાસે જઇને મેં મારી પહેલી વાતને જૂઠી ઠેરવવાનો ઇરાદો કર્યો, પરંતુ મેં તેમને પૂછ્યું કે, આ અપરાધમાં મારા જેવું બીજું કોઇપણ છે ? તેમણે જવાબ આપ્યો : હા, તારા જેવા બીજા બે માણસો પણ છે. જે તેં કહ્યું છે તે જ તેમણે કહ્યું છે. તેમને તે જ જવાબ મળ્યો છે જે તને મળ્યો છે. મેં પૂછ્યું, તે કયા લોકો છે ? તેમણે કહ્યું : મુરારા ઇબ્ને રબીઅ અમ્રી અને હિલાલ ઇબ્ને ઉમય્યા વાકિફી. આ બંને માણસોએ બદરની લડાઇમાં ભાગ લીધો હતો. તેમનું ચરિત્ર ઉત્તમ હતું. જ્યારે તેમણે તે બંને માણસોનો ઉલ્લેખ કર્યો ત્યારે હું મારી વાત પર અડગ રહ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ ફકત અમારા ત્રણ સાથે વાતચીત કરવાની મનાઇ ફરમાવી હતી. બીજા લડાઇમાં ગેરહાજર રહેનારા લોકો સાથે વાતચીત કરવાની મનાઇ ન હતી. હુકમ અનુસાર લોકો અમારાથી બચવા લાગ્યા. તેઓ તદ્દન બદલાઇ ગયા. અહીં સુધી કે, ધરતી મને અપરિચિત લાગવા માંડી. સમજમાં આવતું ન હતું કે, શું કરૂં. પચાસ રાત્રીઓ એ હાલતમાં પસાર થઇ ગઇ. મારા બે સાથીઓ તો કમજોર હતા. ઘરમાં બેસીને રડતા રહ્યા. હું યુવાન અને શકિતશાળી હતો. બજારમાં ફરતો હતો. બહાર નીકળતો હતો. મુસલમાનો સાથે નમાઝમાં શામિલ થતો હતો, પરંતુ મારી સાથે કોઇ વાત કરતું ન હતું. હું નમાઝ પછી રસૂલુલ્લાહ (સલ.)ની મજલિસમાં પણ ભાગ લેતો હતો. હુઝૂરને સલામ કરીને મનોમન કહેતો હતો, જોઉં, હુઝૂર સલામના જવાબ માટે મુબારક હોઠ હલાવે છે કે નહીં. પછી હું હુઝૂરની પાસે ઉભો રહીને નમાઝ પણ પઢતો હતો અને આંખના ખૂણાથી (કાતરમાં) જોતો



હતો કે હુઝૂર મારા તરફ જુએ છે કે નહીં. જ્યારે હું જોતો હતો ત્યારે હુઝૂર મારા તરફ જોતા હતા. જ્યારે હું મોં ફેરવીને જોતો હતો ત્યારે આપ મોં ફેરવી લેતા હતા. જ્યારે લોકોની બેપરવાઇ ખૂબ વધી ગઇ ત્યારે હું એક દિવસ અબૂ કતાદાના બાગની દીવાલ પર ચઢી ગયો. કારણ કે, અબૂ કતાદા મારા પિત્રાઇ ભાઇ હતા અને મને પ્રિય હતા. મેં તેને સલામ કરી, પરંતુ તેણે સલામનો જવાબ આપ્યો નહીં. મેં કહ્યું : અબૂ કતાદા, હું તમને ખુદાની કસમ આપીને પૂછું છું, શું તમને ખબર છે કે, મને ખુદા અને રસૂલ પ્રત્યે મુહબ્બત છે કે નહીં ? અબૂ કતાદા ચુપ રહ્યા. મેં બીજી વાર કસમ આપી, પરંતુ તેઓ તેવા જ ચુપ રહ્યા. ત્રીજી વાર કસમ દેવાથી તેણે કહ્યું કે, ખુદા અને રસૂલ જ સારી રીતે જાણે છે. મારી આંખોમાંથી અશ્રુઓ ટપકી પડયાં. હું પીઠ ફેરવીને દીવાલ પાર કરીને ચાલ્યો આવ્યો. મદીનાના બજારમાં જઇ રહ્યો હતો કે, એક સીરિયાનો ખેડુત જે મદીનામાં અનાજ લાવીને વેચતો હતો, તે બાજુમાંથી એવું કહેતો જતો હતો કે, કોઇ કઅબ ઇબ્ને માલિકનું સરનામું બતાવો. લોકોએ મારા તરફ ઇશારો કર્યો. તેણે આવીને ગસ્સાનના બાદશાહનો પત્ર મને આપ્યો, જેમાં આ પ્રમાણે લખ્યું હતું : મને ખબર પડી છે કે, તમારા સાથી (નબી)એ તમારા પર ઝુલ્મ કર્યો છે. અલ્લાહ તઆલાએ તમને ઝિલ્લતની જગ્યા અને હક્કો બરબાદ થવાના સ્થળે રહેવા માટે બનાવ્યા નથી. તમે અમારી પાસે ચાલ્યા આવો. અમે તમારી કદર કરીશું. કાગળ વાંચીને મેં કહ્યું : આ પણ મારી એક કસોટી છે. મેં કાગળ લઇને ચૂલામાં સળગાવી મૂકયો. આ પ્રમાણે જ્યારે ૪૦ દિવસો પસાર થઇ ગયા ત્યારે એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)નો કાસિદ (દૂત) મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો : રસૂલુલ્લાહ (સલ.) તમને હુકમ કરે છે કે, તમારી પત્નીથી અલગ રહો. મેં કહ્યું : તલાક આપું ? શું કરૂં ? કાસિદે કહ્યું : પત્નીથી જુદા રહો. તેની પાસે ન જાઓ. આ પ્રમાણે રસૂલુલ્લાહ (સલ.)એ મારા બંને સાથીઓને પણ કહેવડાવ્યું હતું. મેં હુકમ અનુસાર મારી પત્નીને કહ્યું : તમારા પિયર ચાલી જાઓ. ત્યાં જ રહો. અહીં સુધી કે, અલ્લાહ તઆલા આ બાબતમાં કોઇ ચુકાદો આપે. કઅબ કહે છે કે, હિલાલ ઇબ્ને ઉમય્યાની પત્નીએ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! હિલાલ ઇબ્ને ઉમય્યા ખૂબ વૃધ્ધ છે. તેની પાસે કોઇ નોકર પણ નથી. જો હુઝૂરને અયોગ્ય ન લાગે તો હું તેનું કામ કરી આપ્યા કરૂં. આપે કહ્યું : વારૂ, પરંતુ તે તારી નજીક ન આવે. ઓરતે કહ્યું : ખુદાની કસમ ! તેને તો કોઇ પ્રકારની ચેતના જ નથી. જ્યારથી આ બનાવ બન્યો છે ત્યારથી

આજ સુધી રડતા રહ્યા છે. કઅબ કહે છે કે મારા ઘરવાળાઓએ પણ મને કહ્યું : જો તમે પણ તમારી પત્ની માટે રજા લઇ લો, જેવી રીતે હિલાલની પત્નીએ લીધી, તો તમારી પત્ની તમારી સેવા કર્યા કરશે. મેં જવાબ આપ્યો કે, હું હુઝૂર પાસે એવી રજા નહીં લઉં. ખબર નહીં, આપ શું ફરમાવે. કારણ કે, હું યુવાન માણસ છું. એવી જ રીતે બીજા દસ દિવસ પસાર થઇ ગયા. કુલ પચાસ દિવસ થઇ ગયા. પચાસ દિવસ પછી ફજની નમાઝમાં મારી છત પર ચઢીને બેઠો હતો. એવી પરિસ્થિતિ હતી કે, સમગ્ર ધરતી મારા માટે તંગ બની ગઇ હતી. મારો જાન મારા માટે આફતરૂપ હતો. એવામાં એક પોકારનારાએ સલઅ પહાડ પર ચઢીને ખૂબ ઉંચા સાદે કહ્યું : એય કઅબ ઇબ્ને માલિક ! તારા માટે ખુશખબરી છે. આ સાંભળીને હું તરત સજદામાં પડી ગયો કે, છુટકારાનો સમય આવ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ ફજની નમાઝ પઢીને અમારી તૌબા કબૂલ થવાની જાહેરાત કરી હતી. લોકો મને ખુશખબરી દેવા આવ્યા. મારા બંને સાથીઓ પાસે પણ થોડાક ખુશખબરી આપનારા ગયા. મારી પાસે એક માણસ ઘોડો દોડાવતો આવ્યો. બની અસ્લમના એક માણસે સલઅ પહાડ પર ચઢીને અવાજ દીધો. તેનો અવાજ ઘોડાના આગમન પહેલાં આવ્યો. જે માણસનો ખુશખબરીનો અવાજ મેં સાંભળ્યો હતો તે જ્યારે મારી પાસે આવ્યો ત્યારે મેં મારા બંને કપડાં ઉતારીને તેને આપી દીધાં. જો કે ખુદાની કસમ ! તે દિવસે મારી પાસે તે બંને કપડાંઓ સિવાય બીજું કપડું ન હતું. મેં માંગીને બે કપડાં પહેરી લીધાં અને હુઝૂરની સેવામાં હાજર થવા માટે નીકળ્યો. રસ્તામાં તૌબા કબૂલ થવાની મુબારકબાદ આપવા સંખ્યાબંધ લોકો મને મળતા હતા. તેઓ કહેતા હતા : કઅબ, તને મુબારક, તારી તૌબા અલ્લાહ તઆલાએ કબૂલ કરી. કઅબ કહે છે : હું મસ્જિદમાં ગયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) બેઠા હતા. આજુબાજુ સહાબાઓ હતા. તલહા મને જોઇને તરત ઉઠીને દોડતા આવ્યા. હસ્તધુનન કર્યું અને મુબારકબાદી આપી. ખુદાની કસમ ! તલહા સિવાય મુહાજિરોમાંથી બીજું કોઇ ઉઠયું નહીં. તલહાની આ વાત હું કદી ભૂલીશ નહીં. મેં જઇને રસૂલુલ્લાહ (સલ.)ને સલામ કરી. તે વખતે મુબારક ચહેરો ખુશીથી ચમકી રહ્યો હતો. કારણ કે, ખુશીના સમયે રસૂલુલ્લાહ (સલ.)નો ચહેરો ચમકતો હતો. આપે ફરમાવ્યું : કઅબ, જ્યારથી તું પેદા થયો છે ત્યારથી લઇને આજ સુધીના બધા દિવસોમાં આજનો દિવસ તારા માટે શ્રેષ્ઠ છે. તારા માટે એ ખુશખબરી છે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! આ ખુશખબરી આપના તરફથી છે કે અલ્લાહના તરફથી ? આપે ફરમાવ્યું : મારા તરફથી નથી, બલ્કે



ખુદાના તરફથી છે. ખુશીના કારણે હુઝૂર (સલ.)નો ચહેરો ચાંદના જેવો ચમકતો હતો. જેના પરથી અમે સમજી જતા હતા કે, આપ ખુશ છે. હું હુઝૂરની સામે બેસી ગયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું મારી તૌબા કબૂલ થવાના શુક્રિયા રૂપે મારો બધો માલ અલગ કરીને સદકા રૂપે અલ્લાહ અને રસૂલ સામે હાજર કરવા માંગું છું. આપે ફરમાવ્યું : થોડો માલ રહેવા દે, એ તારા માટે સારૂં છે. મેં કહ્યું : વારૂ, હું મારો ખૈબરવાળો ભાગ રહેવા દઉં છું. ત્યાર પછી મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! સાચું બોલવાના કારણે અલ્લાહ તઆલાએ મને છુટકારો આપ્યો છે. એટલે મારી તૌબાનો એક ભાગ એ પણ છે કે, જ્યાં સુધી જીવંત છું ત્યાં સુધી સાચી વાત સિવાય બીજી વાત નહીં કહું. ખુદાની કસમ ! જ્યારથી હું હુઝૂર સામે સાચું બોલ્યો છું તે દિવસથી આજ સુધી મેં જોયું નથી કે, અલ્લાહ તઆલાએ કોઇ મુસલમાનને સાચું બોલવાનું આનાથી સારૂં ઇનામ આપ્યું હોય, જેવું કે મને આપ્યું. જે દિવસથી મેં આપને વાત કરી ત્યારથી મેં જૂઠું બોલવાનો ઇરાદો કર્યો નથી. મને આશા છે કે, અલ્લાહ તઆલા બાકી રહેલી ઝિન્દગીમાં પણ જૂઠું બોલવાથી મને બચાવશે. અલ્લાહ તઆલાએ તૌબા કબૂલ થવા અંગે આ આયત ઉતારી હતી; **લકદ તાબ લ્લાહુ અલ ન્નબિય્યિ વલ મુહાજિરીન.... વકૂનૂ મઅસ્સાદિકીન.** કઅબ કહે છે : ખુદાની કસમ ! ઇસ્લામનો રસ્તો બતાવ્યા પછી અલ્લાહ તઆલાએ આ સાચું બોલવા કરતાં મોટી બીજી કોઇ નેઅમત મને આપી નથી. કારણ કે, જો હું જૂઠું બોલત તો જેવી રીતે જૂઠું બોલનારા તબાહ થઇ ગયા એવી રીતે હું પણ તબાહ થઇ જાત. આ જૂઠું બોલનારાઓ વિષે અલ્લાહ તઆલાએ નીચેની આયત ઉતારી હતી : **સયહ્ લિફૂન બિલ્લાહિ લકુમ ઇઝ ન્કલબ્તુમ ઇલયહિમ.... ફઇન્ન લ્લાહ લા યરદા અનિલ કવમિલ ફાસિકીન.** કઅબ કહે છે : જે લોકોએ કસમો ખાઇને પોતાની મજબૂરી જાહેર કરી હતી અને રસૂલુલ્લાહ (સલ.)એ તેમની મજબૂરી માન્ય રાખી હતી. તેમની બૈઅત લીધી હતી. તેમના માટે મગફિરતની દુઆ કરી હતી. તેમના બનાવ પછી અમારા ત્રણેનો (તૌબા કબૂલ થવાનો) બનાવ બન્યો. રસૂલુલ્લાહ (સલ.)એ અમારી બાબતમાં ઢીલ મૂકી હતી. અહીં સુધી કે, અલ્લાહ તઆલાએ પોતે તેનો ચુકાદો આપ્યો. આયત **વ અલ સ્સલાસતિ લ્લઝીન ખુલ્લિફૂ**માં ત્રણેના પાછળ રહી જવાનો એ જ હેતુ છે. લડાઇમાં ભાગ ન લેવાનો આશય છે, બલ્કે અમારી બાબતમાં રસૂલુલ્લાહ (સલ.)એ જે વિલંબ કર્યો હતો અને બહાનું કાઢનારાઓનું બહાનું તરત કબૂલ કર્યું હતું, બસ એ જ મુરાદ છે.

**રસૂલુલ્લાહ (સલ.)નું હિજ સ્થળે ઉતરવું**

(૨૫/૪૬૭૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ હિજ નામે જગ્યા પાસેથી પસાર થતી વખતે કહ્યું : ઝાલિમોના રહેઠાણોમાં ન જાઓ. કારણ કે, જે અઝાબ તેમના પર ઉતર્યો છે તે ક્યાંક તમારા પર ન ઉતરી પડે. હા, (અલ્લાહના ડરથી) જો તમે રૂદન કરતાં પસાર થઇ જાવ (તો કંઇ વાંધો નથી.) ત્યાર પછી હુઝૂર શિર ઝુકાવીને જલદી જલદી તે ખીણમાંથી પસાર થઇ ગયા.

(૨૬/૪૬૭૩) ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હિજ સ્થળે જનારા લોકોને કહ્યું : તે લોકો પાસે ન જાઓ જેઓ અઝાબમાં સપડાયા છે. કારણ કે, ભય છે કે, જે અઝાબ તેમના પર ઉતર્યો છે તે ક્યાંક તમારા પર ન ઉતરે. હા, જો રૂદન કરતાં (ત્યાંથી) પસાર થઇ જાઓ તો કંઇ વાંધો નથી.

(૨૭/૪૬૭૪) હઝરત મુગીરા ઇબ્ને શુઅબા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હાજત કરવા માટે ગયા. હું પાણી નાખવા માટે ઉઠયો. આપે પ્રથમ મોં ધોયું. કોણીઓ સુધી હાથ ધોવા માટે બાંયો ચઢાવવાનો પ્રયાસ કર્યો, પરંતુ બાંયો સાંકડી હતી. એટલે આપે ઝભ્ભામાંથી હાથ કાઢીને ધોયા. પછી મોજાઓ પર મસહ કર્યો. આ તબૂકની લડાઇનો બનાવ છે.

(૨૮/૪૬૭૫) હઝરત અબૂ હુમૈદ કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે તબૂકની લડાઇમાંથી પાછા ફર્યા. મદીનાની સામે પહોંચ્યા ત્યારે હુઝૂરે કહ્યું : આ તાબહ (શહેર) છે અને આ ઉહદ પહાડ છે. એને અમારી સાથે મુહબ્બત છે અને અમને એની સાથે.

(૨૯/૪૬૭૬) હઝરત અનસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે તબૂકની લડાઇમાંથી પાછા ફરતાં મદીના નજીક પહોંચ્યા ત્યારે કહ્યું : મદીનામાં કેટલાક લોકો એવા પણ છે કે, તમે જે રસ્તા પર ચાલો છો અને જે ખીણમાંથી પસાર થાઓ છો ત્યારે તેઓ તમારી સાથે હોય છે. સહાબાંએ કહ્યું : યા રસૂલલ્લાહ ! તે લોકો તો મદીનામાં છે. (પછી આપણી સાથે કેવી રીતે હોય શકે ?) આપે કહ્યું : મજબૂરીના કારણે તેઓ લાચાર છે.

**રસૂલુલ્લાહ (સલ.)એ કિસ્રા અને કૈસરનો લખેલા મુબારક પત્રો**

(૩૦/૪૬૭૭) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કિસ્રાનો લખેલો પોતાનો પત્ર અબ્દુલ્લાહ ઇબ્ને હુઝાફા સહમીને



આપીને હુકમ કર્યો કે, આ પત્ર બેહરૈનના ગવર્નરને આપી આવો. હુકમ અનુસાર અબ્દુલ્લાહે જઇને પત્ર આપી દીધો. બેહરૈનના ગવર્નરે કિસ્રાને મોકલી આપ્યો. કિસ્રાએ પત્ર વાંચીને ટુકડે ટુકડા કરી નાખ્યા. ઇબ્ને મુસય્યિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ તેમના માટે ટુકડે ટુકડા થઇ જવાની બદદુઆ કરી.

(૩૧/૪૬૭૮) હઝરત અબૂબકહ કહે છે : હું 'જમલ'ની લડાઇમાં હઝરત આઇશાના ટેકેદારો સાથે મળીને યુધ્ધમાં ભાગ લેનાર જ હતો કે, મને રસૂલુલ્લાહ (સલ.)નું એક ફરમાન યાદ આવ્યું અને તે મારા માટે લાભદાયક પુરવાર થયું. જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ને આ ખબર મળી કે, ઇરાનવાસીઓએ એક ઓરતને પોતાની સરદાર બનાવી લીધી ત્યારે કહ્યું : જે કૌમે ઓરતને પોતાની સરદાર બનાવી લીધી તે કૌમ સફળ થઇ શકતી નથી.

(૩૨/૪૬૭૯) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ કહે છે : મને યાદ છે કે, હું છોકરાઓ સાથે મળીને રસૂલુલ્લાહ (સલ.)ને મળવા 'સનિય્યતુલ વદાઅ' તરફ ગયો હતો.

(૩૩/૪૬૮૦) હઝરત સાઇબ ઇબ્ને યઝીદ (રદિ.) કહે છે : મને યાદ છે કે, હું બાળકો સાથે રસૂલુલ્લાહ (સલ.)ને મળવા 'સનિય્યતુલ વદાઅ' તરફ એવા સમયે ગયો હતો જ્યારે હુઝૂર તબૂકની લડાઇમાંથી પાછા ફરી રહ્યા હતા.

**રસૂલુલ્લાહ (સલ.)ની બીમારી અને વફાતનું વર્ણન અને આયત 'ઇન્નક મય્યિતુંવ વ ઇન્નહુમ મય્યિતૂન સુમ્મ ઇન્નકુમ યવ્મલ કિયામતિ ઇન્દ રબ્બિકુમ તખ્તસિમૂન'ની તફસીર કિવા તમે પણ મરનાર છો અને તેઓ પણ મરનાર છે. પછી તમે બધા તમારા પાલનહાર પાસે કિયામતના દિવસે ઝઘડો કરશો.**

(૩૪/૪૬૮૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જીવલેણ બીમારીમાં કહ્યું હતું : આઇશા, જે ખાણું મેં ખૈબરમાં ખાધું હતું તેની તકલીફ મને હંમેશા થતી રહી. હવે મને લાગે છે કે, મારી જીવાદોરીનું કપાઇ જવું, એ ઝેરની અસરના કારણે જ છે.

(૩૫/૪૬૮૨) ઉમ્મે ફઝલ કહે છે કે, મગરિબની નમાઝમાં મેં પોતે રસૂલુલ્લાહ (સલ.)ને સૂરએ 'વલ મુર્સલાત' પઢતા સાંભળ્યા, પરંતુ ત્યાર પછી હુઝૂરે ફરી કદી અમને નમાઝ પઢાવી નહીં. અહીં સુધી કે, આપની વફાત થઇ ગઇ.

(૩૬/૪૬૮૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, ફારૂકે અઅઝમ મને પોતાનો સલાહકાર બનાવતા હતા. એ

પરથી અબ્દુર્રહમાન ઇબ્ને ઔફે કહ્યું કે, (તમે એને આવો નિકટનો માણસ કેમ બનાવ્યો છે ?) એના જેટલી ઉમરના તો અમારા છોકરાઓ છે. હઝરત ઉમરે કહ્યું : તમે એને જાણો છો ? ત્યાર પછી હઝરત ઉમરે મને આયત **ઇઝા જાઅ નસ્રુ લ્લાહિ વલ ફત્હુ**નો અર્થ પૂછયો. મેં કહ્યું : એનાથી રસૂલુલ્લાહ (સલ.)ની વફાત મુરાદ છે. જેની ખબર આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને આપી છે. હઝરત ઉમરે કહ્યું : હું પણ એ જ જાણું છું.

(૩૭/૪૬૮૪) હઝરત ઇબ્ને અબ્બાસે એક દિવસ કહ્યું હતું : ગુરૂવારનો દિવસ, આહ ! ગુરૂવારનો દિવસ પણ કેવો હતો. રસૂલુલ્લાહ (સલ.)ની બીમારીએ તે દિવસે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું હતું. હુઝૂરે કહ્યું હતું : લાવો, હું તમને એક લખાણ લખી આપું. જેથી મારા પછી આ લખાણના કારણે તમે ગુમરાહ ન બનો. લોકો વચ્ચે પરસ્પર મતભેદ ઉભો થયો. (કોઈએ કહ્યું : લખાણ લખાવી લો અને કોઈએ કહ્યું : કુર્આન પૂરતું છે, લખાણ લખાવો નહીં.) જો કે રસૂલુલ્લાહ (સલ.) સામે ઝઘડો કરવો, એ ઠીક ન હતું. સહાબાએ કહ્યું : હુઝૂરની જીભ નિરંકુશ બની ગઇ છે. (બીમારી ઉગ્ર છે) બીજી વાર હુઝૂરનો હેતુ પૂછો. હકીકત જાણવા માટે સહાબા હુઝૂર પાસે હાજર થયા. આપે ફરમાવ્યું : મને છેડો નહીં. જે હાલતમાં હું છું તે એના કરતાં સારી છે જેના વિશે તમે પૂછી રહ્યા છો. પછી હુઝૂરે ત્રણ વાતોની વસિય્યત કરી : ૧ અરબ ટાપુમાંથી કાફિરોને હાંકી કાઢજો. ૨. પ્રતિનિધિમંડળોને જેવી રીતે હું ઇનામ આપતો હતો તેવી રીતે તમે ઇનામ આપજો. ત્રીજી વાત હુઝૂરે કરી નહીં અથવા હું ભુલી ગયો.

(૩૮/૪૬૮૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)ની વફાતનો સમય જ્યારે નજીક આવ્યો, ઘરમાં ઘણા માણસો હતા, ત્યારે હુઝૂરે કહ્યું : લાવો, હું તમને એક લખાણ લખી દઉં. જેથી તેની હાજરીમાં તમે કદી ગુમરાહ ન બનો. આ સાંભળીને અમુક માણસો કહેવા લાગ્યા : હુઝૂર તકલીફના કારણે બેકાબુ બની ગયા છે. તમારી પાસે કુર્આન મૌજૂદ છે, જે આપણા માટે પૂરતું છે. (લખાવવાની કંઇ જરૂર નથી) સારાંશ કે, ઘરવાળાઓમાં ભારે મતભેદ જાગ્યો. કેટલાક લોકો કહેતા હતા કે, (કાગળ અને શાહી) લઇ આવો. જેથી હુઝૂર એક લખાણ લખી આપે કે, તે પછી તમે ગુમરાહ ન બનો. કેટલાક લોકો એના વિરોધી હતા. જ્યારે શોરબકોર અને વાદવિવાદ વધી પડયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ઉઠી જાઓ. ઇબ્ને અબ્બાસ કહે છે : ભારે મુસીબત અને તકલીફ એ થઇ કે, લોકોના શોરબકોર અને મતભેદના કારણે રસૂલુલ્લાહ (સલ.) લખાણ લખી શકયા નહીં.



(૩૯/૪૬૮૬) હઝરત આઇશા કહે છે કે, જીવલેણ બીમારીમાં રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ફાતિમાને બોલાવીને ધીરેથી કંઇ કહ્યું : હઝરત ફાતિમા સાંભળીને રડવા લાગ્યાં. હુઝૂરે બીજી વાર બોલાવીને ફરી ધીરેથી કંઇક કહ્યું. હઝરત ફાતિમા સાંભળીને હસવા લાગ્યાં. મેં હઝરત ફાતિમાને કારણ પૂછયું ત્યારે કહ્યું : પહેલી વાર હુઝૂરે મને ધીરેથી કહ્યું હતું કે, આ બીમારીમાં જ મારૂં અવસાન થઇ જશે. હું આ સાંભળીને રડવા લાગી. બીજી વાર હુઝૂરે ધીરેથી કહ્યું કે, ઘરવાળાઓમાંથી સૌ પ્રથમ તું મારી પાછળ આવશે. હું આ સાંભળીને હસવા લાગી.

(૪૦/૪૬૮૭) હઝરત આઇશા કહે છે : હું સાંભળ્યા કરતી હતી કે, કોઇ નબી ત્યાં સુધી મરતો નથી જ્યાં સુધી તેને દુનિયા અને આખિરતમાંથી એક વસ્તુ પસંદ કરવાનો અધિકાર આપવામાં આવે નહીં. જેમ કે જીવલેણ બીમારીમાં જ્યારે હુઝૂરના ગળામાં કોઇ વસ્તુ અટકેલી લાગતી હતી ત્યારે હુઝૂરે આ આયત પઢી : **મઅ લ્લઝીન અન્અમ લ્લાહુ અલયહિમ....** ત્યારે હું સમજી ગઇ કે, હુઝૂરને દુનિયા અને આખિરતમાંથી એક વસ્તુ પસંદ કરવાનો અધિકાર આપી દેવામાં આવ્યો. (હવે અવસાનનો સમય નજીક છે.)

(૪૧/૪૬૮૮) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે જીવલેણ બીમારીમાં સપડાયા ત્યારે (અંતિમ સમયે) કહેવા લાગ્યા : **ફી ર્રફીકીલ અઅ્લા.**

(૪૨/૪૬૮૯) હઝરત આઇશા કહે છે કે, તંદુરસ્તીની હાલતમાં રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું : કોઇ નબીનું ત્યાં સુધી અવસાન થતું નથી જ્યાં સુધી તેને જન્નતમાં તેની જગ્યા બતાવી દેવામાં ન આવે. ત્યાર પછી કયાં તો તે જીવતો રહે છે અથવા દુનિયા અને આખિરતમાંથી એક વસ્તુ પસંદ કરવાનો તેને અધિકાર આપી દેવામાં આવે છે. (તે આખિરતને પસંદ કરી લે છે.) જેથી હુઝૂર જ્યારે બીમાર પડયા અને અવસાનનો સમય નજીક આવ્યો ત્યારે હુઝૂરે મારી જાંઘ પર શિર મૂકેલું અને બેભાન અવસ્થામાં હતા. જરા ભાન આવ્યું ત્યારે મકાનની છત તરફ આંખો ઉંચી કરીને કહ્યું : **'અલ્લાહુમ્મ ફી ર્રફીકીલ અઅ્લા'**. મેં કહ્યું : હવે હુઝૂર અમારી પાસે નહીં રહે. હું સમજી ગઇ કે, આ તે જ વાત છે જે તંદુરસ્તીની હાલતમાં હુઝૂરે કહી હતી.

(૪૩/૪૬૯૦) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મારી છાતીનો ટેકો લગાડીને બેઠા હતા,

એવામાં અબ્દુર્રહમાન ઇબ્ને અબૂબક્ર મિસ્વાકનું એક તાજું લાકડું લઇને મિસ્વાક કરતા કરતા આવ્યા. રસૂલુલ્લાહ (સલ.)એ ઘણીવાર સુધી તેમને જોયા. હું સમજી ગઇ કે, હુઝૂર મિસ્વાક કરવા માંગે છે. જેથી મેં મિસ્વાક લઇને મારા મોંમાં ચાવીને ઝટકીને સ્વચ્છ કરીને હુઝૂરના મુબારક મોંમાં મૂક્યું. મેં હુઝૂરને આનાથી સારૂં મિસ્વાક કરતાં કદી જોયા નથી. મિસ્વાકથી પરવારીને આપે હાથ અથવા આંગળી ઉંચકીને ત્રણ વાર કહ્યું : **ફી ર્રફીકીલ અઅ્‌લા** હુઝૂરની જ્યારે વફાત થઇ ત્યારે આપ મારી હાંસલી અને દાઢીની વચ્ચે (શિર મૂકેલી હાલતમાં) હતા.

(૪૪/૪૬૯૧) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે બીમાર પડતા હતા ત્યારે પોતાના શરીર પર ત્રણે **કુલની** ફૂંક મારીને હાથ ફેરવતા હતા, પરંતુ જ્યારે હુઝૂર જીવલેણ બીમારીમાં સપડાયા ત્યારે હું ત્રણે **કુલ** પઢીને મારા હાથ મુબારક શરીર પર ફેરવતી હતી.

(૪૫/૪૬૯૨) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મારી સાથે પોતાની પીઠ ટેકો લગાડીને બેઠા હતા. અવસાન પહેલાં મેં કાન લગાડીને સાંભળ્યું તો આપ બોલી રહ્યા હતા : **અલ્લાહુમ્મ ગ્ફિરલી વરહમ્‌ની વ અલ્‌હિક્‌ની બિર્રફીકી.**

(૪૬/૪૬૯૩) હઝરત આઇશા કહે છે કે, જીવલેણ બીમારીમાં હુઝૂરે કહ્યું હતું : યહૂદીઓ પર અલ્લાહની લઅનત, તેમણે પોતાના નબીઓની કબરોને મસ્જિદો બનાવી લીધી. હઝરત આઇશા કહે છે : જો પાક રોઝાને મસ્જિદ બનાવી લેવાનો ભય ન હોત તો પવિત્ર મઝાર સંપૂર્ણપણે ખોલી નાખવામાં આવત.

(૪૭/૪૬૯૪) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે બીમાર પડયા અને તકલીફ વધી પડી ત્યારે આપે પોતાની પત્નીઓ પાસે બીમારીના દિવસો મારા ઘરમાં પસાર કરવાની રજા માંગી. બધી પત્નીઓએ રજા આપી. હુઝૂર બે માણસોના સહારે, જેમાંના એક હઝરત અબ્બાસ હતા, ઘરમાં આવ્યા. હઝરત અબ્દુલ્લાહ કહે છે : બીજા માણસ હઝરત અલી હતા. હઝરત આઇશા કહે છે : જ્યારે હુઝૂરની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે આપે કહ્યું : મારા પર સાત મશકો નાખો. જેથી (કંઇક સારૂં થાય અને) હું લોકોને વસિય્યત કરી શકું. અમે હઝરત હફસાના ટબમાં હુઝૂરને બેસાડીને મશકો વડે પાણી નાખવાનું શરૂ કર્યું. આપે હાથના ઇશારાથી કહ્યું : બસ. ત્યાર પછી હુઝૂર બહાર નીકળ્યા. લોકોને નમાઝ પઢાવી અને પ્રવચન કર્યું. હઝરત આઇશા અને ઇબ્ને અબ્બાસ કહે છે કે, બીમારી દરમ્યાન હુઝૂર મોં પર કામળો નાખી લેતા હતા, પરંતુ ગભરાઇને ફરી



ઉતારી નાખતા હતા. આવી હાલતમાં જ આપે કહ્યું : યહૂદીઓ અને ઇસાઇઓ પર ખુદાની લઅનત, તેમણે પોતાના નબીઓની કબરોને મસ્જિદો બનાવી લીધી છે. એનાથી હુઝૂરનો હેતુ ઉમ્મતને યહૂદીઓ અને ઇસાઇઓના કૃત્યથી ડરાવવાનો હતો. હઝરત આઇશા કહે છે કે, (હઝરત અબૂબક્રની ઇમામત વિષે) મેં વારંવાર હુઝૂરને જે (વિરોધ સૂચક શબ્દોમાં) વિનંતી કરી, તેનું કારણ એ હતું કે, મારા દિલમાં જે એવો વિચાર આવ્યો હતો કે, લોકો રસૂલુલ્લાહ (સલ.)ની જગ્યા પર કોઇ માણસના ઉભા રહેવાનું પસંદ કરશે નહીં. મને ખાત્રી હતી કે, જે માણસ રસૂલુલ્લાહ (સલ.)ની જગ્યાએ ઉભો રહેશે તેના લોકો દુશ્મન બની જશે. એટલે મને થયું કે, રસૂલુલ્લાહ (સલ.) આ બાબત (ઇમામત) હઝરત અબૂબક્ર પાસેથી હઠાવી દે.

(૪૮/૪૬૯૫) હઝરત આઇશા કહે છે કે, હુઝૂર (સલ.)ની વફાત મારી હાંસલી અને દાઢી વચ્ચે થઇ. હવે રસૂલુલ્લાહ (સલ.) પછી કોઇ માણસ માટે મૃત્યુની તકલીફને હું ખરાબ ગણીશ નહીં.

(૪૯/૪૬૯૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જીવલેણ બીમારીમાં હઝરત અલી રસૂલુલ્લાહ (સલ.) પાસેથી ઉઠીને આવ્યા. લોકોએ પૂછ્યું, અબુલ હસન, આજે સવારે રસૂલુલ્લાહ (સલ.)ને કેમ હતું ? તેમણે કહ્યું : ખુદાનો શુક્ર છે, સારા છે. એવામાં હઝરત અબ્બાસે હઝરત અલીનો હાથ પકડીને કહ્યું : ખુદાની કસમ ! ત્રણ દિવસ પછી તમે લાકડીના ગુલામ હશો. (કિંવા બીજાના તાબે હશો.) ખુદાની કસમ ! હું જાણું છું કે, ટૂંક સમયમાં રસૂલુલ્લાહ (સલ.)નું આ બીમારીમાં અવસાન થઇ જશે. મને મરતી વખતે અબ્દુલ મુત્તલિબની ઔલાદના ચહેરાઓની પરખ છે. એટલે તમે અમારી સાથે રસૂલુલ્લાહ (સલ.) પાસે ચાલો. આપણે પૂછી લઇએ કે, આ ખિલાફત કોને મળશે ? જો ખિલાફત આપણને મળશે ત્યારે આપણને ખબર પડશે અને બીજાઓને મળશે ત્યારે ખબર પડશે. હુઝૂર આપણને કંઇ વસિય્યત કરશે. હઝરત અલીએ કહ્યું : ખુદાની કસમ ! જો આપણે રસૂલુલ્લાહ (સલ.)ને આ વાત પૂછી અને હુઝૂરે આપણને ખિલાફતની મનાઇ કરી તો પછી લોકો આપણને કદી આપશે નહીં. ખુદાની કસમ ! હું તો હુઝૂરને આ વાત નહીં પૂછું.

(૫૦/૪૬૯૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, સોમવારના દિવસે મુસલમાનો ફજ્રની નમાઝમાં પ્રવૃત્ત હતા. હઝરત અબૂબક્ર ઇમામત કરી રહ્યા હતા, એવામાં અચાનક રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત આઇશાના રૂમનો પરદો હઠાવીને લોકોની સફોને જોઇ અને હસ્યા. હઝરત

અબૂબક્રને લાગ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) નમાઝ માટે બહાર આવવા માંગે છે. એટલે પાછળ સફમાં જવા માટે ઉલટા પગે હટયા. ભારે ખુશીના કારણે મુસલમાનોની નમાઝમાં વિક્ષેપ પડે એમ હતું. હુઝૂરે હાથના ઇશારાથી કહ્યું : તમારી નમાઝ પૂરી કરો. આમ કહીને હુઝૂરે પરદો છોડી દીધો અને અંદર ચાલ્યા ગયા.

(૫૧/૪૬૯૮) હઝરત આઇશા કહે છે કે, અલ્લાહ તઆલાનો મારા પર ભારે ઉપકાર થયો કે, રસૂલુલ્લાહ (સલ.)ની મારા ઘરમાં, મારા વારાના દિવસે, મારી છાતી અને હાંસલી વચ્ચે વફાત થઇ. વફાત વખતે અલ્લાહ તઆલાએ મારૂં થૂંક અને હુઝૂરનું થૂંક એક કરી દીધું હતું. કારણ કે, હું હુઝૂરને ટેકો આપીને બેઠી હતી, એવામાં અબ્દુર્રહમાન હાથમાં મિસ્વાક લઇને આવ્યા. હુઝૂર તેમને જોવા લાગ્યા. હું સમજી ગઇ કે, આપ મિસ્વાક કરવા ઇચ્છે છે. મેં કહ્યું : હું આપના માટે મિસ્વાક લઇ લઉં ? આપે શિરના ઇશારાથી કહ્યું : હા. મેં મિસ્વાક લઇ લીધું. એવામાં આપ પર બીમારીનો હુમલો થયો. મેં કહ્યું : શું એને હું નરમ બનાવી દઉં ? આપે શિરના ઇશારાથી કહ્યું : હા. મેં મિસ્વાક લઇને નરમ બનાવ્યું. હુઝૂરે તેને દાંતો પર ફેરવ્યું. તે વખતે આપની સામે પાણીનું વાસણ મૂકેલું હતું. આપ તેમાં બંને હાથ ડુબાડીને ચહેરા પર ફેરવતા હતા અને બોલતા હતા : '**લા ઇલાહ ઇલ્લ લ્લાહુ**' મૃત્યુની તકલીફ ભારે છે. ત્યાર પછી હાથ ફેલાવીને કહેવા લાગ્યા : '**ફી ર્રફીકીલ અઅ્લા**' એ દરમ્યાન જ આપની વફાત થઇ ગઇ. મુબારક હાથ નીચે લટકી પડયો.

(૫૨/૪૬૯૯) હઝરત આઇશા કહે છે કે, જીવલેણ બીમારીમાં રસૂલુલ્લાહ (સલ.) (દરરોજ) પૂછયા કરતા હતા કે, કાલે હું કયાં હોઇશ ? કાલે હું કયાં હોઇશ ? આ વાતથી હુઝૂરનો મૂળ હેતુ મારા વારાનો દિવસ હતો. છેવટે બધી પત્નીઓએ આપને રજા આપી કે, જયાં ચાહો ત્યાં રહો. હુઝૂર મારા મકાનમાં ચાલ્યા આવ્યા. મારા ઘરમાં જ આપની વફાત થઇ. મારા વારાના દિવસે જ આપનું અવસાન થયું. મારી છાતી અને હાંસલીની વચ્ચે જ મુબારક રૂહ નીકળી. (અવસાનની ઘડીએ) મારૂં થૂંક અને આપનું થૂંક અલ્લાહ તઆલાએ એક કરી દીધું. કારણ કે, અબ્દુર્રહમાન મિસ્વાક કરતા કરતા મારા ઘેર આવ્યા હતા. હુઝૂરે (ઘણી વાર સુધી) તેમને જોયા હતા. મેં અબ્દુર્રહમાનને કહ્યું : મિસ્વાક મને આપી દો. અબ્દુર્રહમાને મને આપ્યું. મેં પોતે ચાવીને હુઝૂરને આપ્યું. આપે મુબારક દાંતો પર ઘસ્યું. તે વખતે હુઝૂરે મારી છાતીનો ટેકો લીધો હતો.

(૫૩/૪૭૦૦) હઝરત આઇશા કહે



છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વફાત મારા ઘેર મારા વારાના દિવસે, મારી છાતી અને હાંસલી વચ્ચે (શિર મૂકેલી હાલતમાં) થઇ હતી. હઝરત આઇશા કહે છે કે, હુઝૂર જયારે બીમાર પડતા હતા ત્યારે આશ્રય રૂપે કોઇ ન કોઇ હુઝૂર માટે (તંદુરસ્તીની) દુઆ કરતું હતું. જેથી હું દુઆ કરવા માટે હુઝૂર પાસે ગઇ. આપે આસ્માન તરફ શિર કરીને બે વાર કહ્યું : '**ફી ર્રફીકીલ અઅ્લા**'. હઝરત આઇશા કહે છે કે, અબ્દુર્રહમાન એક તાજી લાકડી લઇને આવ્યા અને હુઝૂર પાસેથી પસાર થયા. હુઝૂરે તેમના તરફ ધ્યાનથી જોયું. મને લાગ્યું કે, આપ તે લાકડી લેવા માંગે છે. જેથી મેં તે લાકડી લઇને તેનો આગળનો ભાગ ચાવીને, ઝટકીને હુઝૂરને આપ્યું. આપે સારી રીતે મિસ્વાક કર્યું. પછી મને આપ્યું. તે પછી હુઝૂરનો હાથ લટકી પડયો. આ રીતે અલ્લાહ તઆલાએ મારા અને આપના થૂંકને દુનિયાના સૌથી છેલ્લા અને આખિરતના સૌ પ્રથમ દિવસે ભેગું કર્યું.

(૫૪/૪૭૦૧) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, હઝરત અબૂબક્ર (રદિ.) 'સુન્હ' સ્થળે આવેલ પોતાના નિવાસસ્થાનેથી ઘોડા પર સવાર થઇને આવ્યા. ઘોડા પરથી ઉતરીને મસ્જિદમાં જઇને લોકો સાથે વાતચીત કર્યા વગર મારી પાસે આવ્યા અને રસૂલુલ્લાહ (સલ.)ને જોવાનો ઇરાદો કર્યો. હુઝૂર (સલ.) પર તે વખતે કિનારીવાળી ચાદર નાખવામાં આવી હતી. હઝરત અબૂબક્રે મુબારક ચહેરા પરથી ચાદર હટાવી અને ઝૂકીને મુબારક ચહેરાને ચુંબન કર્યું અને રડયા. તેમણે કહ્યું : મારા માં-બાપ આપ પર કુરબાન, ખુદા તઆલા તમારા પર બે અવસાનો એકત્ર નહીં કરે. હા, જે અવસાન નિશ્ચિત હતું તે તો આપ પર આવી ગયું. હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હઝરત અબૂબક્ર બહાર નીકળ્યા ત્યારે હઝરત ઉમર (રદિ.) લોકો સાથે વાતચીત કરી રહ્યા હતા. તેમણે કહ્યું : ઉમર, બેસી જાઓ. હઝરત ઉમરે બેસવાનો ઇન્કાર કર્યો. લોકો હઝરત ઉમરને છોડીને હઝરત અબૂબક્ર તરફ ગયા. સિદ્દીકે અકબરે કહ્યું : સાંભળો, જે માણસ મુહમ્મદ (સલ.)ની પૂજા કરતો હોય તો (તે જાણી લે કે) તેમનું તો અવસાન થઇ ગયું. (હવે તેણે પૂજા કરવી જોઇએ નહીં) જે માણસ અલ્લાહની ઇબાદત કરતો હોય તો (તે જાણી લે કે) અલ્લાહ તઆલા જીવંત છે, તેનું મૃત્યુ થતું નથી. અલ્લાહ તઆલાએ કહ્યું છે : **વ મા મુહમ્મદુન ઇલ્લા રસૂલ, કદ ખલત મિન કબ્લિહિ ર્રુસુલુ**.... ઇબ્ને અબ્બાસ કહે છે : ખુદાની કસમ ! એવું લાગતું હતું કે, લોકોને આ આયતની ખબરે જ ન હતી. અહીં સુધી કે, હઝરત અબૂબક્રે આ આયત પઢી અને લોકોએ તેમના મોંથી સાંભળીને યાદ કરી

લીધી. એવી હાલત થઇ ગઇ કે, હું જે માણસ પાસેથી સાંભળતો હતો તે આ જ આયત પઢતો હતો. સઇદ ઇબ્ને મુસય્યિબ કહે છે : હઝરત ઉમર કહેતા હતા કે, મને તે આયતની ખબર ન હતી, અહીં સુધી કે, હઝરત અબૂબક્ર (રદિ.)ને પઢતાં સાંભળ્યા. એ સાંભળીને હું એવો ગભરાયો કે, પગ કાબૂમાં રહ્યા નહીં અને હું પડી ગયો.

(૫૫/૪૭૦૨) હઝરત આઇશા અને ઇબ્ને અબ્બાસ કહે છે : વફાત પછી હઝરત અબૂબક્ર (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ.)ને ચુંબન કર્યું હતું.

(૫૬/૪૭૦૩) હઝરત આઇશા કહે છે કે, બીમારીની હાલતમાં અમે રસૂલુલ્લાહ (સલ.)ના મોંમાં દવા નાખી. આપે ઇશારાથી કહ્યું : મારા મોંમાં દવા નાખો નહીં. અમે સમજ્યા કે, બીમાર દવાથી નફરત કરે છે. (એટલે હુઝૂરે આ પ્રમાણે કહ્યું છે.) જ્યારે આપને ભાન આવ્યું ત્યારે કહ્યું : શું મેં તમને મોંમાં દવા નાખવાની મનાઇ કરી ન હતી ? અમે કહ્યું કે, અમે એવું સમજ્યા કે, બીમાર દવાથી નફરત કરે છે એવી રીતે તમે પણ મનાઇ કરી. આપે કહ્યું કે, અબ્બાસ સિવાય ઘરમાંના દરેક માણસના મોંમાં મારી સામે દવા નાખવામાં આવે, અબ્બાસના મોંમાં નાખવામાં આવે નહીં. કારણ કે, તેઓ તમારી પાસે ન હતા.

(આ ફરમાન હુઝૂરે ઠપકા રૂપે બહાર પાડયું હતું.)

(૫૭/૪૭૦૪) અસ્વદ કહે છે : હઝરત આઇશા (રદિ.) સામે વાત નીકળી કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલીને કંઇ વસિય્યત કરી હતી ? તેમણે કહ્યું : કોણ કહે છે ? મેં તો હુઝૂરને મારી છાતીનો સહારો આપ્યો હતો. આપે પ્યાલો માંગ્યો હતો અને શરીર ઢીલું કરીને તેના તરફ ઝુકયા હતા. પછી વફાત થઇ ગઇ. મને ખબર પણ ન પડી. પછી હઝરત અલીને કેવી રીતે વસિય્યત કરી ?

(૫૮/૪૭૦૫) હઝરત તલહા કહે છે : મેં અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઓફાને પૂછયું કે, રસૂલુલ્લાહ (સલ.)એ કંઇ વસિય્યત કરી હતી ? અબ્દુલ્લાહે કહ્યું : ના. મેં કહ્યું : તો પછી લોકોને વસિય્યતનો હુકમ કેવી રીતે આપવામાં આવ્યો હતો ? અબ્દુલ્લાહે કહ્યું કે, હુઝૂરે કિતાબુલ્લાહ (કુર્આન) પર અમલ કરવાની વસિય્યત કરી હતી.

(૫૯/૪૭૦૬) હઝરત અમ્ર ઇબ્ને હારિસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ છોડેલા માલમાં ન કોઇ દિરહમ છોડયો હતો ન અશરફી, ન ગુલામ છોડયો ન લોંડી. ફકત એક સફેદ ખચ્ચર મૂકી ગયા હતા, જેના પર સવારી કરતા હતા. હથિયાર મૂકી ગયા હતા અને મુસાફિરો



માટે ખેરાત રૂપે થોડીક જમીન મૂકી ગયા હતા.

(૬૦/૪૭૦૭) હઝરત અનસ (રદિ.) કહે છે : જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું અને હુઝૂરને ચક્કર આવવા લાગ્યા ત્યારે હઝરત ફાતિમાએ કહ્યું : હાય, મારા પિતાની તકલીફ ! હુઝૂરે કહ્યું : આજ પછી તમારા પિતાને તકલીફ નહીં થાય. જ્યારે વફાત થઇ ત્યારે હઝરત ફાતિમાએ કહ્યું : હાય પિતા, તમને ખુદાએ બોલાવ્યા હતા. તમે ખુદાનો હુકમ કબૂલ કર્યો. હા, પિતા, જન્નતુલ ફિરદોસમાં તમારી જગ્યા છે. હાય, જિબ્રઇલને અમે તમારી વફાતની ખબર આપીએ છીએ. દફન થયા પછી હઝરત ફાતિમાએ મને કહ્યું : શું તમારા દિલોએ એ વાત માની કે, રસૂલુલ્લાહ (સલ.) પર તમારા હાથો વડે માટી નાખો ?

## રસૂલુલ્લાહ (સલ.)એ છેલ્લી શું વાતચીત કરી ?

(૬૧/૪૭૦૮) હઝરત આઇશા કહે છે કે, તંદુરસ્તીની હાલતમાં હુઝૂર કહ્યા કરતા હતા કે, કોઇ નબીનું ત્યાં સુધી અવસાન થયું નહીં જ્યાં સુધી તેને જન્નતમાં તેની જગ્યા બતાવવામાં આવી નહીં. ત્યાર પછી તેને અધિકાર આપવામાં આવ્યો. (કે તે ચાહે તો દુન્યવી ઝિન્દગી પસંદ કરે અને ચાહે તો આખિરતની ઝિન્દગી પસંદ કરે) જ્યારે હુઝૂરની વફાતનો સમય નજીક આવ્યો ત્યારે મુબારક શિર મારી જાંઘ પર હતું. આપ બેભાન હતા. થોડીવાર પછી ભાન આવ્યું ત્યારે છત તરફ નજર કરીને કહ્યું : **'અલ્લાહુમ્મ ર્રફીકીલ અઅ્લા'.** મેં કહ્યું : હવે હુઝૂર અમારામાં રહેવાનું પસંદ નહીં કરે. હું સમજી ગઇ કે, આ તે જ વાત છે જે તંદુરસ્તીની હાલતમાં આપ કહ્યા કરતા હતા. સૌથી છેલ્લે હુઝૂરે જે શબ્દ કહ્યો તે આ હતો : **'અલ્લાહુમ્મ ર્રફીકીલ અઅ્લા'.**

## રસૂલુલ્લાહ (સલ.)ની વફાતનું વર્ણન

(૬૨/૪૭૦૯) હઝરત આઇશા અને ઇબ્ને અબ્બાસની રિવાયત છે કે, વહીના ઉતરાણ વેળા રસૂલુલ્લાહ (સલ.) દસ વરસ મક્કામાં રહ્યા અને દસ વરસ મદીનામાં.

(૬૩/૪૭૧૦) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વફાત ત્રેસઠ વરસની વયે થઇ.

(૬૪/૪૭૧૧) હઝરત આઇશા કહે છે કે, વફાત સમયે રસૂલુલ્લાહ (સલ.)નું બખ્તર ત્રીસ સાઅમાં એક યહૂદી પાસે ગીરો મૂકેલું હતું.

## જીવલેણ બીમારીમાં રસૂલુલ્લાહ (સલ.)નું હઝરત ઉસામાને જિહાદમાં મોકલવાનું વર્ણન

(૬૫/૪૭૧૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉસામા (રદિ.)ને સરસેનાપતિ મુકર્રર કર્યા ત્યારે લોકોએ તેમની ટીકા કરી. હુઝૂરે કહ્યું : મને ખબર મળી છે કે, તમે ઉસામાની ટીકા કરી છે. જો કે તે મને ખૂબ વહાલો છે.

(૬૬/૪૭૧૩) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ જિહાદમાં એક લશ્કર મોકલ્યું. તેના સરસેનાપતિ હઝરત ઉસામાને મુકર્રર કર્યા. લોકોએ ઉસામાની સરદારી અંગે ટીકા કરી. હુઝૂરે ઉભા થઇને કહ્યું : જો તમે હવે એની સરદારી અંગે ટીકા કરો છો તો એ પહેલાં એના પિતાની સરદારી અંગે ટીકા કરતા હતા. જો કે ખુદાની કસમ ! તે એ સરદારીનો હક્કદાર હતો. મને તેના પ્રત્યે મુહબ્બત હતી અને તેના પછી હવે એના પ્રત્યે મુહબ્બત છે.

(૬૭/૪૭૧૪) અબૂલ ખૈર કહે છે : મેં સુનાબિજીને પૂછ્યું કે, તમે હિજરત ક્યારે કરી હતી ? સુનાબિજીએ જવાબ આપ્યો : અમે યમનથી હિજરત કરીને નીકળ્યા હતા. જ્યારે જુહ્ફા પહોંચ્યા ત્યારે સામેથી એક સવાર આવ્યો. અમે પૂછ્યું, શું ખબર છે ? તે કહેવા લાગ્યો : હુઝૂરને દફન કરવાને પાંચ દિવસ થયા. મેં કહ્યું : લયલતુલ કદ્ર વિષે તેં કોઇ હદીસ સાંભળી છે ? તે કહેવા લાગ્યો : હા, રસૂલુલ્લાહ (સલ.)ના મુઅઝ્ઝિન હઝરત બિલાલ કહેતા હતા કે, લયલતુલ કદ્ર છેલ્લા દાયકાની સાતમી કિંવા સત્તાવીસમી તારીખે છે.

## રસૂલુલ્લાહ (સલ.)એ કેટલી જિહાદો કરી હતી ?

(૬૮/૪૭૧૫) અબૂ ઇસ્હાક કહે છે : મેં હઝરત ઝેદ ઇબ્ને અરકમને પૂછ્યું કે, તમે રસૂલુલ્લાહ (સલ.) સાથે કેટલી જિહાદો કરી ? તેમણે કહ્યું : સત્તર. મેં પૂછ્યું, રસૂલુલ્લાહ (સલ.)એ (કુલ) કેટલી જિહાદો કરી ? તેમણે કહ્યું : ઓગણીસ.

(૬૯/૪૭૧૬) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.) સાથે પંદર જિહાદો કરી છે.

(૭૦/૪૭૧૭) હઝરત બુરૈદા કહે છે કે, મેં હુઝૂર સાથે સોળ જિહાદો કરી છે.

# તફસીર

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**'રહમાન' અને 'રહીમ' 'રહમત'માંથી બન્યા છે અને ગુણવાચક નામ છે. 'રહીમ' અને 'રાહિમ'નો એક જ અર્થ છે. જેમ કે 'અલીમ' અને 'આલિમ'નો.**



**'ફાતિહતુલ કિતાબ' કિંવા 'અલહમ્દુ'ની સૂરતનું વર્ણન. 'અલહમ્દુ'ને 'ઉમ્મુલ કિતાબ' પણ કહેવામાં આવે છે. કારણ કે, એ સૂરત કુર્આનની શરૂઆતમાં લખવામાં આવે છે. નમાઝમાં એને પ્રથમ પઢવામાં આવે છે.**

**'દીન'નો અર્થ બદલો થાય છે. પછી તે નેકીનો હોય કે બદીનો હોય. અરબોના મહાવરામાં કહેવામાં આવે છે : 'કમા તદીનુ તુદાનુ' કિંવા તમે જેવો વ્યવહાર કરશો તેવો જ તમને બદલો આપવામાં આવશે. મુજાહિદ કહે છે કે, આયત 'કલ્લા બલ તુકઝ્ઝિબૂન બિદ્દિનિ'માં 'દીન'નો અર્થ હિસાબ થાય છે. 'ગયર મદીનીન'નો અર્થ છે એવા લોકો જેમનો હિસાબ કરવામાં આવ્યો ન હોય.**

(૭૧/૪૭૧૮) હઝરત અબૂ સઇદ ઇબ્ને મુઅલ્લા કહે છે કે, હું મસ્જિદમાં નમાઝ પઢી રહ્યો હતો. રસૂલુલ્લાહ (સલ.)એ મને અવાજ દીધો, પરંતુ મેં જવાબ આપ્યો નહીં. પાછળથી કહ્યું : યા રસૂલુલ્લાહ ! હું નમાઝ પઢી રહ્યો હતો. આપે કહ્યું : શું અલ્લાહ તઆલાએ ફરમાવ્યું નથી કે **ઇસ્તજીબૂ લિલ્લાહિ વ લિર્રસૂલિ ઇઝા દઆકુમ** કિંવા અલ્લાહ અને રસૂલના હુકમનું પાલન કરો. ત્યાર પછી કહ્યું : હું તમને એક એવી સૂરત શીખવું છું જે કુર્આનની બધી સૂરતો કરતાં દરજ્જામાં શ્રેષ્ઠ છે. તે પછી હુઝૂરે મારો હાથ પકડયો. જ્યારે મસ્જિદમાંથી નીકળવાનો ઇરાદો કર્યો ત્યારે મેં કહ્યું : હુઝૂરે કુર્આનની બધી સૂરતો કરતાં શ્રેષ્ઠ સૂરત શીખવવાનો વાયદો કર્યો હતો. આપે ફરમાવ્યું, તે **અલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન** છે. એ જ 'સબ્એ મસાની' (સાત આયતો) છે. એ જ કુર્આને અઝીમ છે, જે મને અર્પણ થયેલું છે.

## આયત 'ગયરિલ મગદૂબિ અલયહિમ'નું વર્ણન

(૭૨/૪૭૧૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે ઇમામ **ગયરિલ મગદૂબિ અલયહિમ વલ દ્દાલ્લીન** કહે ત્યારે **આમીન** કહો. કારણ કે, જે માણસનું કથન ફરિશ્તાઓના કથનને અનુરૂપ હશે તેના આગલા ગુનાહો માફ થઇ જશે.

# સૂરએ બકરહ

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ અલ્લમ આદમલ અસ્માઅ કુલ્લહા' કિંવા અલ્લાહ તઆલાએ આદમ (અલ.)ને બધી**

**વસ્તુઓ બતાવી દીધી હતી.**

(૭૩/૪૭૨૦) હઝરત અનસ (રદિ.) કહે છે કે, કિયામતના દિવસે મુસલમાનો ભેગા થઇને કહેશે : કાશ ! અલ્લાહ સામે અમારી ભલામણ કરનાર કોઇ હોત જેથી (સૌ પ્રથમ) હઝરત આદમ (અલ.) પાસે જશે અને કહેશે : તમે બધા માનવીઓના પિતા છો. ખુદાએ તમને પોતાના હાથ વડે બનાવ્યા હતા. બધા ફરિશ્તાઓ પાસે તમને સજદો કરાવ્યો હતો. બધી વસ્તુઓના નામો તમને શીખવ્યા હતા. આપ અલ્લાહ તઆલા પાસે અમારી ભલામણ કરો કે, અલ્લાહ તઆલા આ જગ્યાએથી અમને છુટકારો આપે. હઝરત આદમ (અલ.) કહેશે : હું એ દરજ્જાના લાયક નથી. હઝરત આદમ (અલ.) પોતાના ગુનાહોને યાદ કરીને શરમાશે. તેઓ કહેશે : તમે નૂહ (અલ.) પાસે જાઓ. કારણ કે, તેઓ સૌ પ્રથમ પયગમ્બર છે જેમને અલ્લાહ તઆલાએ જમીનવાળાઓ માટે મોકલ્યા હતા. લોકો હઝરત નૂહ (અલ.) પાસે જશે. તેઓ પણ કહેશે કે, હું આ દરજ્જાના લાયક નથી. હઝરત નૂહ (અલ.) પોતાના તે સવાલને યાદ કરશે જેના વિષે અજાણ હોવા છતાં ખુદાને તે કર્યો હતો. તેઓ પોતે શરમ અનુભવશે અને કહેશે : તમે ખલીલુર્રહમાન (હઝરત ઇબ્રાહીમ) પાસે જાઓ. લોકો હઝરત ઇબ્રાહીમ (અલ.) પાસે જશે. હઝરત ઇબ્રાહીમ (અલ.) પણ કહેશે : હું આ દરજ્જાના લાયક નથી. તમે મૂસા (અલ.) પાસે જાઓ. તેમની સાથે અલ્લાહ તઆલાએ વાતચીત કરી હતી. તેમને તૌરાત આપી હતી. લોકો હઝરત મૂસા (અલ.) પાસે જશે. મૂસા (અલ.) જવાબ આપશે : હું આ દરજ્જાના લાયક નથી. તેઓ યાદ કરશે કે, મેં નાહક એક માણસનું ખૂન કર્યું હતું. આવો વિચાર કરીને શરમાશે અને કહેશે : તમે ઇસા (અલ.) પાસે જાઓ. તેઓ ખુદાના બંદા, રસૂલ, રૂહ અને કલિમા હતા. લોકો હઝરત ઇસા (અલ.) પાસે જશે. હઝરત ઇસા (અલ.) કહેશે : હું એને લાયક નથી. તમે મુહમ્મદ પાસે જાઓ. તેઓ ખુદાના એવા બંદા છે કે, અલ્લાહ તઆલાએ તેમના આગલા અને પાછલા બધા ગુનાહો માફ કરી દીધા હતા. છેવટે લોકો મારી પાસે આવશે. હું જઇને મારા પાલનહાર પાસે રજા લઇશ. મને રજા આપવામાં આવશે. હું મારા પાલનહારને જોઇને સજદામાં પડી જઇશ. જ્યાં સુધી ખુદાની ઇચ્છા હશે ત્યાં સુધી પડી રહીશ. પછી હુકમ થશે, માથું ઉંચકો અને માંગો. જે કંઇ તમે માંગશો તે તમને આપવામાં આવશે. વાત કરો, જે કંઇ તમે કહેશો તે સાંભળવામાં આવશે. ભલામણ કરો, તમારી ભલામણ કબૂલ કરવામાં આવશે. હું શિર ઉંચકીશ. પ્રથમ અલ્લાહના એવા વખાણ કરીશ જે



અલ્લાહ તઆલા મને શીખવશે. પછી ભલામણ કરીશ. અલ્લાહ તઆલા એક ચોક્કસ સંખ્યા મારા માટે મુકર્રર કરશે. હું એટલા જ લોકોને (દોઝખમાંથી કાઢીને) જન્નતમાં દાખલ કરીશ. ફરી બીજી વાર પાછો મારા પાલનહાર પાસે જઇશ. તેને જોઇને તેવું જ કરીશ જેવું પહેલી વાર કર્યું હતું. ખુદા તઆલા મારા માટે એક ચોક્કસ સંખ્યા નક્કી કરી દેશે. હું તેટલા જ માણસોને (દોઝખમાંથી કાઢીને) જન્નતમાં દાખલ કરીશ. છેવટે ચોથી વાર હું કહીશ કે, હવે તો દોઝખમાં તે લોકો સિવાય કોઇ બાકી રહ્યું નથી, જેઓ કુર્આનના હુકમથી દોઝખમાંથી નીકળી શકતા નથી. તેમના માટે દોઝખમાં હંમેશ માટે રહેવાનું જરૂરી બની ગયું છે.

**મુજાહિદ કહે છે : 'વ ઇઝા ખલવ ઇલા શયાતીનિહિમ'માં શયાતીનથી કાફિરોના સાથીઓ કિંવા મુનાફિકો અને મુશ્રિકો મુરાદ છે. 'મુહીતુમ બિલ કાફિરીન'નો ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલા કાફિરોને દોઝખમાં ભેગા કરશે. 'લકબીરતુન ઇલ્લા અલલ ખાશિઇન'માં ખાશિઇનથી મજબૂત ઇમાનવાળાઓ મુરાદ છે. 'ખુઝૂમા આતયનાકુમ બિકુવ્વતિન'માં કુવ્વતનો ભાવાર્થ એ છે કે, કિતાબમાં જે કંઇ છે તેના પર અમલ કરો.**

**અબૂલ આલિયહ કહે છે કે, 'ફી કુલૂબિહિમ મરદુન'માં મરઝથી શંકા મુરાદ છે. 'સિબ્ગતુન'થી દીન મુરાદ છે. 'જઅલ્નાહા નકાલ લિમા બયૂન યદયૂહા વ મા ખલ્ફહા'નો ભાવાર્થ એ છે કે, અમે એને હાલના લોકો માટે અને આવનારા લોકો માટે ઇબ્રત (બોધપાઠ) ઠેરવી. 'મુસલ્લમતુન લાશિયત ફીહા' કિંવા એમાં સફેદી નથી.**

**ઇબ્ને કાસિમ ઇબ્ને સલામ વગેરે કહે છે કે, આયત 'યસૂમૂનકુમ સૂઅલ અઝાબિ'માં યસૂમૂનકુમનો અર્થ છે યૂલૂનકુમ. કિંવા તમને સખ્ત સઝા આપવા માટે ઉશ્કેરતા હતા અને તમારી પાસે તેની માંગણી કરતા હતા. 'વલાયત' 'વલા'નું મૂળ સ્વરૂપ છે. કિંવા પાલન કરવું. 'વિલાયત'નો અર્થ સરદારી થાય છે.**

**કેટલાક લોકો કહે છે કે, 'ફૂમ' એવા અનાજને કહેવામાં આવે છે, જેને રાંધીને ખાવામાં આવે છે.**

**'ફદ્દારઅતુમ' જ્યારે તમે મતભેદ કર્યો. કતાદા કહે છે કે, આયત 'ફબાઊ બિગદબિન'માં 'બાઊ'નો અર્થ પાછા ફર્યા, એવો થાય છે.**

**'વ કાનૂ મિન કબ્લુ યસ્તફતિહૂન' કિંવા પહેલાં તેઓ મદદ માંગતા હતા અને વિજય ઇચ્છતા હતા. 'લબિઅ્સ મા શરવ બિહિ અન્ફુસહુમ' કિંવા તેમણે પોતાની જાતને ખરાબ કિંમતે વેચી. 'રાઇના' 'રાઇ' આજ્ઞાર્થ છે. 'રાઇનન' 'રઊિતન'માંથી બન્યું છે. અરબો જ્યારે કોઇ માણસને બેવકૂફી સાથે સાંકળવા માંગતા હતા ત્યારે તેને 'રાઇન' કહેતા હતા. 'લા તુજઝી નફ્સુન'માં 'લા તુજઝી'નો અર્થ બીન લાભકારક થાય છે. 'ઇબ્તલા ઇબ્રાહીમ રબ્બુહુ' કિંવા ખુદાએ ઇબ્રાહીમ (અલ.)ની કસોટી કરી. 'ખુતુવાતિ શ્શયતાનિ' 'ખત્વુન'માંથી બન્યું છે. એનાથી 'પગલાં' મુરાદ છે. કિંવા શયતાનના પગલાંનું અનુકરણ ન કરો.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે, 'ફલા તજઅલૂ લિલ્લાહિ અન્દાદં વ્વ અન્તુમ તઅ્લમૂન' કિંવા જાણી જોઇને કોઇને અલ્લાહના ભાગીદાર ન બનાવો.**

(૭૪/૪૭૨૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : મેં હુઝૂરને પૂછ્યું કે, અલ્લાહ તઆલાની દ્દષ્ટિએ સૌથી મોટો ગુનોહ કયો છે ? આપે ફરમાવ્યું : સૌથી મોટો ગુનોહ એ છે કે, તું કોઇને ખુદાનો ભાગીદાર ન બનાવ, જો કે તેણે જ તને પેદા કર્યો છે. (બીજા કોઇએ પેદા કર્યો નથી) મેં કહ્યું : એ તો ખરેખર મોટો ગુનોહ છે, પરંતુ તે પછી કયો ગુનોહ છે ? આપે ફરમાવ્યું : તે પછી એ છે કે, તું તારી ઔલાદને એવા ભયથી મારી નાખે કે, તે તારી સાથે ખાવામાં ભાગ પાડે. મેં કહ્યું : તે પછી કયો ગુનોહ છે ? આપે ફરમાવ્યું : તે પછી એ છે કે, તું તારા પાડોશીની પત્ની સાથે વ્યભિચાર કરે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઝલ્લલ્ના અલયકુમુલ ગમામ વ અન્ઝલ્ના અલયકુમુલ મન્ન વ સ્સલવા, કુલૂ મિન તય્યિબાતિ મા રઝકનાકુમ વ માઝલમૂના વ લાકિન કાનૂ અન્ફુસહુમ યઝલિમૂન' કિંવા અમે તમારા પર છાંયડો કર્યો. 'મન્ન' અને 'સલ્વા' (એક પ્રકારની વાનગી) તમારા પર ઉતાર્યું. તમને કહી દીધું કે, અમે તમને જે કંઇ આપ્યું છે તેમાંથી સ્વચ્છ વસ્તુઓ ખાઓ. તેમણે અમારૂં કંઇ નુકસાન કર્યું નથી, બલ્કે પોતાની જાતનું જ નુકસાન કરતા રહ્યા.**

**મુજાહિદ કહે છે કે, 'મન્ન'**



**એક પ્રકારનો ગુંદર હોય છે અને 'સલ્વા' એક પક્ષી હોય છે.**

(૭૫/૪૭૨૨) હઝરત સઇદ ઇબ્ને ઝૈદ કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : છત્રાક (બિલાડીનો ટોપ) 'મન્ન'નો એક પ્રકાર છે. છત્રાકનું પાણી આંખ માટે ફાયદાકારક છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝ કુલ્ના દ્ખુલુ હાઝિહિલ કર્યત ફકુલૂ મિન્હા હય્સૂ શિઅ્તુમ રગદં વ્વદ્ખુલૂલ બાબ સુજ્જદં વ્વ કુલૂ હિત્તતુ ન્નગ્ફિર લકુમ ખતાયાકુમ વ સનઝીદુલ મુહસિનીન' કિંવા જ્યારે અમે કહ્યું કે, આ શહેરમાં દાખલ થાઓ. જ્યાં ઇચ્છો ત્યાં મોજથી ખાઓ. સજદો કરીને દરવાજામાં દાખલ થાઓ અને કહો : (એય અલ્લાહ !) અમારા ગુનાહો ઉતાર. અમે તમારા ગુનાહો માફ કરીશું અને નેકી કરનારાઓને વધારે આપીશું. 'રગદ'નો અર્થ પુષ્કળ અને વધુ થાય છે.**

(૭૬/૪૭૨૩) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, બની ઇસ્રાઇલને કહેવામાં આવ્યું હતું કે, દરવાજામાં સજદો કરીને દાખલ થાઓ અને "**હિત્તતુન**" કહો. કિંવા એમ કહો કે, એય અલ્લાહ ! અમે ગુનાહોની માફી માંગીએ છીએ, પરંતુ તેઓ નિતંબ પર ઢસડાઇને દાખલ થયા અને **હિત્તતુન** ના બદલે **હબ્બતુન ફી શઅ્રતિન** કહેવા લાગ્યા. કિંવા વાળમાં દાણા સારા છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : મન કાન અદુવ્વ લિલજિબ્રીલ.... ઇકરિમા કહે છે : 'જબ્ર', 'મીક' અને 'સિરાફ'નો અર્થ બંદા અને 'ઇલ' અલ્લાહને કહે છે.**

(૭૭/૪૭૨૪) હઝરત અનસ (રદિ.) કહે છે કે, અબ્દુલ્લાહ ઇબ્ને સલામને બાગનો મેવો તોડતી વખતે રસૂલુલ્લાહ (સલ.)ના મદીનામાં આવવાની ખબર પડી. તરત રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા અને કહ્યું : હું તમને ત્રણ વાતો પૂછું છું, જેને નબી સિવાય બીજું કોઇ જાણતું નથી.
૧. કિયામતની સૌ પ્રથમ નિશાની શું છે ?
૨. જન્નતવાળાઓનું પ્રથમ ખાણું શું હશે ?
૩. બાળક પોતાના માંબાપને અથવા માંને મળતું કેમ આવે છે ? હુઝૂરે કહ્યું : જિબ્રઇલે મને હમણાં જ એના વિષે ખબર આપી છે. અબ્દુલ્લાહ ઇબ્ને સલામે કહ્યું : જિબ્રઇલ ? આપે કહ્યું : હા. તેમણે કહ્યું : ફરિશ્તાઓમાં જિબ્રઇલ તો યહૂદીઓના દુશ્મન છે. હુઝૂરે આ આયત પઢી : **'મન કાન અદુવ્વ લિલ જિબ્રીલ**

**ફઇન્નહુ નઝ્ઝલહુ અલા કલ્બિક'** પછી કહ્યું : કિયામતની સૌ પ્રથમ નિશાની એક આગ હશે, જે લોકોને પૂર્વથી પશ્ચિમ તરફ ભેગી કરીને લઇ જશે. જન્નતીઓનું સૌ પ્રથમ ખાણું માછલીની કલેજીની કોર હશે. જો પુરૂષનું પાણી પ્રભુત્વ મેળવે તો બાળક બાપને મળતું આવે છે અને જો સ્ત્રીનું પાણી પ્રભુત્વ મેળવે તો બાળક માંને મળતું આવે છે. અબ્દુલ્લાહ ઇબ્ને સલામ આ સાંભળીને તરત બોલી ઉઠયા : **'અશ્હદુ અલ્લાઇલાહ ઇલ્લ લ્લાહુ વ અશ્હદુ અન્નક રસૂલુલ્લાહ** ! ત્યાર પછી કહ્યું : યા રસૂલલ્લાહ ! યહૂદીઓ ભારે આક્ષેપબાજ છે. જો તેમને મારા મુસલમાન થવાની ખબર પડશે, તે પહેલાં આપ તેમને મારી હાલત પૂછો, તો તેઓ મારા પર આક્ષેપ મૂકશે. એવામાં યહૂદીઓ પણ આવી પડયા. રસૂલુલ્લાહ (સલ.)એ પૂછયું કે, તમારામાં અબ્દુલ્લાહ ઇબ્ને સલામ કેવા માણસ છે ? યહૂદીઓએ જવાબ આપ્યો : સજ્જન છે : સજ્જનનો પુત્ર છે : અમારો સરદાર છે અને સરદારનો પુત્ર છે. હુઝૂરે કહ્યું : જો તે મુસલમાન થઇ જાય તો પછી તમારો તેના વિશે શું અભિપ્રાય હશે ? યહૂદીઓએ કહ્યું : અલ્લાહ તેને મુસલમાન થતાં અટકાવે. આ સાંભળતાં જ અબ્દુલ્લાહ ઇબ્ને સલામ **'અશ્હદુ અલ્લાઇલાહ ઇલ્લ લ્લાહુ વ અન્ન મુહમ્મદ રસૂલુલ્લાહ'** પઢતા નીકળ્યા. યહૂદીઓ કહેવા લાગ્યા : એ અમારા બધામાં ખરાબ છે. એનો બાપ પણ ખરાબ હતો. સારાંશ કે, યહૂદીઓએ અબ્દુલ્લાહમાં ઘણી ખામીઓ કાઢી. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : યા રસૂલલ્લાહ ! એનો જ તો મને ભય હતો.

## આયત 'મા નન્સખ મિન આયતિન અવ નુન્સિહા'ની તફસીર

(૭૮/૪૭૨૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ફારૂકે અઅ્ઝમ (રદિ.)એ કહ્યું હતું : આપણામાં સૌથી શ્રેષ્ઠ કારી ઉબય છે. દીનના હુકમો અનુસાર શ્રેષ્ઠ ચુકાદો આપનાર અલી છે, પરંતુ અમે ઉબયની અમુક વાતોને છોડી દઇએ છીએ. કારણ એ છે કે, ઉબય કહે છે : મેં (કુર્આનનો) જે ભાગ રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યો છે તેને હું નહીં છોડું. જો કે અલ્લાહ તઆલા પોતે ફરમાવે છે : **'મા નન્સખ મિન આયતિન અવ નુન્સિહા'** (આ આયત પરથી એમ લાગે છે કે, અમુક આયતો મન્સૂખ છે).

## આયત 'વ કાલૂ તખઝ લ્લાહુ વલદન સુબ્હાનહુ'ની તફસીર

(૭૯/૪૭૨૬) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા



ફરમાવે છે : માનવી મને જુઠો માને છે, જો કે તેણે એવું ન કરવું જોઇએ. માનવી મને ગાળ આપે છે, જો કે તેણે એવું ન કરવું જોઇએ. જુઠો માનવાની રીત તો આ પ્રમાણે છે કે, માનવી માને છે કે, અલ્લાહ તઆલા પહેલાંની જેમ મને બીજી વાર પૈદા કરી શકતા નથી. ગાળ દેવાની રીત એ છે કે, માનવી કહે છે : અલ્લાહનો પુત્ર છે, જો કે હું પત્ની અને ઓલાદ બંનેથી અલિપ્ત છું.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝ જઅલ્નલ બય્ત મસાબત લિન્નાસિ વ અમ્ના, વ તખિઝૂ મિમ્મકામિ ઇબ્રાહીમ મુસલ્લા' જ્યારે અમે કઅબાને ઠેકાણું અને શાંતિનું સાધન બનાવ્યું. તમે મકામે ઇબ્રાહીમને નમાઝની જગ્યા મુકર્રર કરો. ઉપરોકત આયતમાં 'મસાબતન'નો અર્થ 'પાછા ફરવું' થાય છે. એ 'યસૂબૂન'નું મૂળ છે. 'યસૂબૂન' 'યરજિઊન'ના અર્થમાં છે.**

(૮૦/૪૭૨૭) હઝરત ઉમર (રદિ.) કહે છે કે, મારા પાલનહારે ત્રણ વાતોમાં મારૂં સમર્થન કર્યું : ૧. મેં કહ્યું હતું : યા રસૂલલ્લાહ ! જો તમે મકામે ઇબ્રાહીમને નમાઝની જગ્યા મુકર્રર કરી લો તો સારૂં છે. એ પરથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **વ તખિઝૂ મિમ્મકામિ ઇબ્રાહીમ મુસલ્લા** ૨. મેં કહ્યું હતું : યા રસૂલલ્લાહ ! તમારી પાસે સારી ચાલચલગત અને ખરાબ ચાલચલગતવાળા, બધા પ્રકારના માણસો હોય છે. જો તમે પવિત્ર પત્નીઓને પરદાનો હુકમ આપી દો તો સારૂં. આ પરથી અલ્લાહ તઆલાએ પરદાવાળી આયત ઉતારી. ૩. મને ખબર મળી હતી કે, રસૂલુલ્લાહ (સલ.) પોતાની અમુક પત્નીઓથી નારાજ છે. હું તે પત્નીઓ પાસે ગયો અને કહ્યું : જો તમે ઠીક થઇ જાઓ તો સારૂં છે, નહીં તો અલ્લાહ તઆલા પોતાના રસૂલને તમારા બદલામાં તમારા કરતાં સારી ઓરતો આપશે. જ્યારે હું એક પત્ની પાસે ગયો ત્યારે તેમણે કહ્યું : ઉમર, શું રસૂલુલ્લાહ (સલ.) પોતાની પત્નીઓને નસીહત કરી શકતા નથી કે, તમે નસીહત કરવા આવ્યા છો. તે પછી અલ્લાહ તઆલાએ નીચેની આયત ઉતારી : **અસા રબ્બુહુ ઇન તલ્લક કુન્ન અંય્યુબ્દિલહુ અઝવાજન ખયર મિન્કુન્ન મુસ્લિમાતિન** કિવા જો તે તમને તલાક આપી દે તો શકય છે કે, અલ્લાહ તઆલા તમારા બદલામાં તમારા કરતાં સારી મુસ્લિમ ઓરતો તેમને આપે.

## આયત 'વ ઇઝ યર્ફઉ ઇબ્રાહીમુલ કવાઇદ મિનલ બયતિ વ ઇસ્માઈલુ રબ્બના તકબ્બલ મિન્ના ઇન્નક અન્ત સ્સમીઉલ અલીમ'ની

**તફસીર. કિંવા જ્યારે ઇબ્રાહીમ અને ઇસ્માઈલ (અલ.) કઅબાની દીવાલો બનાવી રહ્યા હતા અને કહેતા જતા હતા કે, એય અલ્લાહ ! અમારા તરફથી એને કબૂલ કર. તું સાંભળનાર અને જાણનાર છે.**

**'કવાઇદ' 'કાઇદતુન'નું બહુવચન છે કિંવા દીવાલો. સ્ત્રીઓ વિષે જે 'કવાઇદ'નો શબ્દ આવ્યો છે તેનું એકવચન 'કાઇદ' છે. કિંવા માસિકના દિવસોના લીધે બેસનારી સ્ત્રીઓ**

(૮૧/૪૭૨૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ મને કહ્યું : શું તને ખબર નથી કે, તારી કૌમે કઅબાને બનાવ્યું ત્યારે ઇબ્રાહીમી બુનિયાદ કરતાં નાનું બનાવ્યું. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! પછી તમે બીજી વાર તેને ઇબ્રાહીમી બુનિયાદ પ્રમાણે કેમ બનાવતા નથી ? આપે કહ્યું : જો તારી કૌમના કુફ્રનો સમય નજીક ન હોત તો હું એવું કરત. હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, જો હઝરત આઈશાએ ખરેખર રસૂલુલ્લાહ (સલ.) પાસેથી આ હદીસ સાંભળી છે તો મારા ખયાલ મુજબ હિજ (હતીમ) પાસેના બંને રૂકનોને હુઝૂરના ચુંબન ન દેવાનું કારણ એ છે કે, કઅબાને ઇબ્રાહીમી બુનિયાદ પ્રમાણે પરિપૂર્ણ કરવામાં આવ્યું નથી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કૂલુ આમન્ના બિલ્લાહિ વ મા ઉન્ઝિલ ઇલયના' કિંવા કહી દો કે, અમે અલ્લાહ પર અને તે (હુકમો) પર ઇમાન લાવ્યા જે અમારા માટે ઉતર્યા છે**

(૮૨/૪૭૨૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, 'અહલે કિતાબ' ઇબ્રાની (હીબ્રુ)માં તૌરાત પઢીને મુસલમાનો સામે અરબીમાં તેનું વર્ણન કરતા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું કે, તમે અહલે કિતાબનું ન સમર્થન કરો ન વિરોધ, બલ્કે કહી દો કે, અમે ખુદા પર અને તે (કિતાબ) પર ઇમાન લાવ્યા જે અમારા માટે ઉતરી છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'સયકૂલુ સ્સુફહાઉ મિન ન્નાસિ મા વલ્લાહુમ અન કિબ્લતિ હિમુ લ્લતી કાનૂ અલયહા, કુલ લિલ્લાહિલ મશ્રિકુ વલ મગ્રિબુ યહદી મંય્યશાઉ ઇલા સિરાતિ મ્મુસ્તકીમ'. કિંવા હવે બેવકુફ લોકો કહેશે કે, મુસલમાનોને પહેલા કિબ્લા પરથી કોણે ફેરવી નાખ્યા. તમે કહી દો કે, પૂર્વ-પશ્ચિમ બધું અલ્લાહનું છે. તે જેને ઇચ્છે છે તેને સીધો રસ્તો બતાવે છે**

(૮૩/૪૭૩૦) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બયતુલ મુકદ્દસ તરફ સોળ અથવા સત્તર મહીના નમાઝ પઢી, પરંતુ આપને મનપસંદ એ જ વસ્તુ હતી કે, મારો કિબ્લો ખાનએ કઅબા હોય. એક દિવસ આપે અસ્રની નમાઝ ખાનએ કઅબા તરફ મોં કરીને પઢી. આપની સાથે થોડાક સહાબાઓ પણ એ નમાઝમાં શામિલ હતા. એ સહાબાઓમાંનો એક માણસ એક મસ્જિદ પાસેથી પસાર થયો. ત્યાં લોકો તે વખતે રૂકૂઅમાં હતા. (બયતુલ મુકદ્દસ તરફ મોં કરીને નમાઝ પઢી રહ્યા હતા.) તે માણસે કહ્યું : હું ખુદાને ગવાહ રાખીને કહું છું કે, હું રસૂલુલ્લાહ (સલ.) સાથે મક્કા તરફ નમાઝ પઢીને આવ્યો છું. લોકો તરત કઅબા તરફ ફરી ગયા. કિબ્લામાં ફેરફાર થતા પહેલાં બયતુલ મુકદ્દસ તરફ નમાઝ પઢનારાઓમાંથી કેટલાક લોકો પહેલાં શહીદ થઇ ગયા. અમે જાણતા ન હતા કે, તેમના વિષે શું કહીએ ? ત્યારે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **વ મા કાન લ્લાહુ લિયુદીઅ ઇમાનકુમ, ઇન્ન લ્લાહ બિન્નાસિ લરઊફુ ર્રહીમ.** કિંવા અલ્લાહ એવો નથી કે, તમારા ઇમાનને નકામું જવા દે, બેશક. અલ્લાહ તઆલા લોકો પર મહેરબાન અને દયાળુ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કઝાલિક જઅલ્નાકુમ ઉમ્મતંવ્વસત લિતકૂનૂ શુહદાઅ અલ ન્નાસિ વ યકૂન ર્રસૂલૂ અલયકુમ શહીદા' એવી જ રીતે અમે તમને પસંદગી પાત્ર ઉમ્મત બનાવી છે. જેથી (કિયામતના દિવસે) તમે લોકોની ગવાહી આપો અને રસૂલ તમારી ગવાહી આપે**

(૮૪/૪૭૩૧) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે હઝરત નૂહ (અલ.)ને બોલાવવામાં આવશે. હઝરત નૂહ (અલ.) કહેશે : એય અલ્લાહ ! હું હાજર છું. ખુદા તઆલા કહેશે : શું તમે મારા હુકમો પહોંચાડી દીધા હતા ? હઝરત નૂહ (અલ.) જવાબ આપશે : જી હા. પછી હઝરત નૂહ (અલ.)ની ઉમ્મતને પૂછવામાં આવશે કે, શું તમને તેમણે મારા હુકમો પહોંચાડયા હતા ? તેઓ કહેશે : અમારી પાસે તો (તારા અઝાબથી) ડરાવનાર કોઇ આવ્યો નથી. અલ્લાહ તઆલા નૂહને કહેશે : તમારૂં સાક્ષી કોણ છે ? નૂહ (અલ.) કહેશે : મુહમ્મદ અને તેમની ઉમ્મત. જેથી આ ઉમ્મતના માણસો ગવાહી આપશે કે, હઝરત નૂહ (અલ.)એ અલ્લાહના હુકમો પહોંચાડી દીધા હતા. રસૂલુલ્લાહ (સલ.) ઉમ્મતવાળાઓના કથનનું સમર્થન કરશે. અલ્લાહ તઆલાના આ ફરમાન **વ કઝાલિક જઅલ્નાકુમ ઉમ્મતં વ્વસત**

**લિતકૂનૂ શુહદાઅ અલ ન્નાસિ વ યકૂન ર્રસૂલુ અલયકુમ** શહીદાનો એ જ હેતુ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મા જઅલ્નલ કિબ્લત લ્લતી કુન્ત અલયહા ઇલ્લા લિનઅ્લમ મંય્યતબિઉ ર્રસૂલ મિમ્મંય્યન્કલિબુ અલા અકીબયહિ, વ ઇન કાનત લકબીરતન ઇલ્લા અલ લ્લઝીન હુદ લ્લાહુ, વ મા કાન લ્લાહુ લિયુદીઅ ઇમાનકુમ ઇન્ન લ્લાહ બિન્નાસિ લરઊફુ ર્રહીમ'. કિંવા તમે જે કિબ્લા પર હતા તેને અમે એટલા માટે કિબ્લો મુકર્રર કર્યો હતો કે, ખબર પડી જાય કે, કોણ રસૂલનું અનુકરણ કરે છે અને કોણ ઉલટા પગે પાછું ફરે છે. આ વાત જો કે (લોકો માટે) મુશ્કિલ છે, પરંતુ તે લોકો માટે મુશ્કિલ નથી, જેમને અલ્લાહે હિદાયત આપી. અલ્લાહ એવો નથી કે, તમારા ઇમાનને બેકાર જવા દે. કારણ કે, અલ્લાહ તઆલા લોકો પર ભારે મહેરબાન અને દયાળુ છે**

(૮૫/૪૭૩૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, લોકો ફજની નમાઝ કુબા મસ્જિદમાં પઢી રહ્યા હતા, એવામાં એક માણસે આવીને કહ્યું : અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.) પર કુર્આનમાં એવો હુકમ ઉતાર્યો છે કે, કઅબા તરફ મોં કરો. એટલે તમે કઅબા તરફ મોં કરો. લોકોએ તરત કઅબા તરફ મોં કર્યું.

**આયત 'કદ નરા તકલ્લુબ વજિહક ફી સ્સમાઇ......'ની તફસીર**

(૮૬/૪૭૩૩) હઝરત અનસ (રદિ.) કહે છે કે, મારા સિવાય બંને કિબ્લાઓ તરફ નમાઝ પઢનારાઓમાંથી કોઇ બાકી રહ્યું નથી.

**આયત 'વ લઇન અતરત લ્લઝીન ઊતૂલ કિતાબ બિકૂલિ આયતિ મ્માતબિઊ કિબ્લતક.....' કિંવા જો તમે અહલે કિતાબ પાસે બધી નિશાનીઓ લઇ આવો તો પણ તેઓ તમારા કિબ્લા પર નહીં ચાલે**

(૮૭/૪૭૩૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, કુબા મસ્જિદમાં લોકો ફજની નમાઝમાં પ્રવૃત્ત હતા, એવામાં એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો કે, આજે રાત્રે રસૂલુલ્લાહ (સલ.) પર આયત ઉતરી છે અને હુકમ થયો છે કે, તમે કિબ્લા તરફ મોં કરો. એટલે તમે પણ કિબ્લા તરફ મોં કરો. તે વખતે લોકોનું મોં સીરિયા તરફ હતું, પરંતુ આ



સાંભળીને તરત લોકોએ ફરી જઇને કિબ્લા તરફ મોં કરી લીધું.

**આયત 'અલ્લઝીન આતયના-હુમુલ કિતાબ યઅ્રિફૂનહુ કમા યઅ્રિફૂન અબ્નાઅહુમ વ ઇન્ન ફરીક મ્મિન્હુમ લયકતુમૂનલ હક્ક.....'ની તફસીર. કિંવા જે લોકોને અમે કિતાબ આપી છે, તેઓ રસૂલને એવી રીતે જાણે છે જેવી રીતે પોતાના પુત્રોને જાણે છે, પરંતુ તેમનામાંથી એક જૂથ જાણી જોઇને સત્ય છુપાવે છે**

(૮૮/૪૭૩૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, લોકો કુબા મસ્જિદમાં ફજની નમાઝ પઢી રહ્યા હતા, એવામાં એક માણસે આવીને કહ્યું : આજે રાત્રે રસૂલુલ્લાહ (સલ.) પર એક આયત ઉતરી છે અને હુકમ થયો છે કે, આપ કઅબા તરફ મોં કરો. એટલે તમે લોકો પણ કઅબા તરફ મોં કરો. તે વખતે લોકોનું મોં સીરિયા તરફ હતું, પરંતુ બધા તરત ઘુમીને કઅબા તરફ થઇ ગયા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લિકુલ્લિં વ્વિજહતુન હુવ મુવલ્લીહા ફસ્તબિકૂલ ખયરાતિ અયન મા તકૂનુ યઅ્તિ બિકુમુ લ્લાહુ જમીઅન ઇન્ન લ્લાહ અલા કુલ્લિ શયઇન કદીર'. દરેક માણસની એક દિશા છે, જેના તરફ તે મોં કરે છે. એટલે તમે નેકીઓ કરવામાં જલદી કરો. તમે જ્યાં હશો (ત્યાંથી) અલ્લાહ તઆલા તમને એકત્ર કરી લાવશે. કારણ કે, અલ્લાહ બધું કરી શકે છે**

(૮૯/૪૭૩૬) હઝરત બરા ઇબ્ને આઝિબ (રદિ.) કહે છે કે, અમે સોળ કે સત્તર મહીના સુધી રસૂલુલ્લાહ (સલ.) સાથે બયતુલ મુકદ્દસ તરફ નમાઝ પઢી હતી. પછી અલ્લાહ તઆલાએ આપને કઅબા તરફ ફરી જવાનો હુકમ આપ્યો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વમિન હયસુ ખરજ્ત ફવલ્લિ વજ્હક શત્રલ મસ્જિદિલ હરામિ વ ઇન્નહુ લલહક્કુ મિર્રબ્બિક વ મ લ્લાહુ બિગાફિલિન અમ્મા તઅ્મલૂન' જે જગ્યાએથી તમે નીકળો ત્યાંથી કઅબા તરફ મોં કરો. આ વાત તમારા પાલનહાર તરફથી બિલકુલ સાચી છે. અલ્લાહ તમારા કામથી અજાણ નથી**

(૯૦/૪૭૩૭) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, કુબા મસ્જિદમાં લોકો ફજની નમાઝ પઢી રહ્યા હતા. એવામાં એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો : આજે રાત્રે રસૂલુલ્લાહ (સલ.) પર એક

આયત ઉતરી છે. આપને હુકમ થયો છે કે, કઅબા તરફ મોં કરે. એટલે તમે પણ કઅબા તરફ મોં કરો. તે વખતે લોકોનું મોં સીરિયા તરફ હતું, પરંતુ આ સાંભળતા જ બધા ઘુમીને કઅબાની દિશામાં ફરી ગયા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મિન હય્સુ ખરજ્ત ફવલ્લિ વજ્હક શત્રલ મસ્જિદિલ હરામિ વ હય્સુ મા કુન્તુમ ફવલ્લુ વુજૂહકુમ' તમે જ્યાંથી નીકળો ત્યાં તમારૂં મોં કઅબા તરફ કરો. તમે લોકો જ્યાં હોવ ત્યાં તમારૂં મોં કઅબા તરફ કરો**

(૯૧/૪૭૩૮) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, લોકો કુબાની મસ્જિદમાં ફજની નમાઝમાં મશગૂલ હતા, એવામાં એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો કે, આજે રાત્રે રસૂલુલ્લાહ (સલ.) પર એક આયત ઉતરી છે અને હુકમ થયો છે કે, આપ કઅબા તરફ મોં કરો. એટલે તમે પણ કઅબા તરફ મોં કરો. લોકોનું મોં તે વખતે સીરિયા તરફ હતું. આ સાંભળીને તરત કિબ્લા તરફ ફરી ગયા.

**'ઇન્નસ્સફા વલ મર્વત મિન શઆઇરિ લ્લાહિ ફમન હજ્જલ બયૂત અવિ અ્તમર ફલાજુનાહ અલયહિ અંય્યત્તવ્વફ બિહિમા વ મન તતવ્વઅ ખયરન ફઇન્નલ્લાહ શાકિરૂન અલીમ'. કિંવા સફા અને મરવા ખુદાની નિશાનીઓ છે. એટલે જે માણસ બયતુલ્લાહની હજ્જ કરે અથવા ઉમરો કરે તો કંઇ વાંધો નથી કે, તે આ બંનેનો ચક્કર મારે. જે માણસ શોખથી કંઇ નેકી કરે તો અલ્લાહ તઆલા તેની કદ્ર કરનાર છે અને માહિતગાર છે. 'શઆઇર' 'શિઅ્રતુન'નું બહુવચન છે. જેનો અર્થ નિશાની થાય છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત 'કમસલિ સફવાનિન અલયહિ તુરાબુન'માં 'સફવાન'નો અર્થ ચટાન થાય છે. 'સફા' એવા ચીકણા પત્થરને કહે છે જે તદ્દન સપાટ હોય અને તેના પર કોઇ વસ્તુ ઉગી શકતી નથી. 'સફા' એકવચન અને બહુવચન બંને માટે વપરાય છે. એનું એકવચન 'સફવાનતુન' છે**

(૯૨/૪૭૩૯) હઝરત ઉરવા કહે છે : મેં યુવાન વયે હઝરત આઇશાને પૂછ્યું કે, ખુદા તઆલા ફરમાવે છે : **ઇન્નસ્સફા વલ મર્વત મિન શઆઇરિ લ્લાહિ.....** આ આયત પરથી જાણવા મળે છે કે, જો કોઇ માણસ સફા અને મરવાનો ચક્કર ન મારે તો પણ કંઇ



વાંધો નથી. કારણ કે, અલ્લાહ તઆલાએ આયતમાં બયાન કર્યું છે કે, હજ્જ અને ઉમરા કરનારાઓ માટે એ પહાડીનો ચક્કર કાપવામાં કંઇ વાંધો નથી. એ પરથી જાણવા મળે છે કે, સફા અને મરવાની દોડ વાજિબ નથી. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું : કદાપિ એવો અર્થ નથી. જો એવો અર્થ હોત તો તવાફ ન કરવામાં કંઇ વાંધો ન હોત. વાત એમ છે કે, આ આયત અનસારીઓ અંગે ઉતરી છે. અનસાર મનાત દેવી માટે (અંધકાર યુગમાં) ઇહરામ બાંધતા હતા. મનાતની મૂર્તિ 'કદીદ' સામે મૂકેલી હતી. અનસાર સફા-મરવા વચ્ચે દોડવાને ગુનોહ સમજતા હતા, પરંતુ જ્યારે ઇસ્લામ આવ્યો અને અનસારો મુસલમાન થયા ત્યારે તેમણે રસૂલુલ્લાહ (સલ.)ને સફા અને મરવા વચ્ચે દોડવાનો મસ્અલો પૂછ્યો. તે પરથી ખુદા તઆલાએ ઉપરોક્ત આયત ઉતારી.

(૯૩/૪૭૪૦) હઝરત આસિમ કહે છે : મેં હઝરત અનસ (રદિ.)ને સફા અને મરવા વચ્ચે દોડવાનો હુકમ પૂછ્યો. તેમણે કહ્યું : અમે એને અંધકાર યુગનો રિવાજ સમજતા હતા. એટલે જ્યારે ઇસ્લામ આવ્યો ત્યારે અમે સફા અને મરવાની દોડથી દૂર રહ્યા. તે પરથી ખુદા તઆલાએ આયત **ઇન્નસ્સફા વલ મર્વત...** ઉતારી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મિન ન્નાસિ મંય્યત્તખિઝુ મિન દૂનિ લ્લાહિ અન્દાદા'. કેટલાક લોકો એવા છે, જેઓ અલ્લાહ સિવાય બીજાઓને મિત્ર બનાવે છે. 'અન્દાદ' 'નિદ'નું બહુવચન છે. એનો અર્થ ઝીદ થાય છે**

(૯૪/૪૭૪૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ મને એક વાત કહી હતી. હું બીજી એક વાત કહું છું. હુઝૂરે કહ્યું હતું કે, જે માણસ એવી હાલતમાં મરી જાય કે જાણી જોઇને અલ્લાહના સિવાય બીજા કોઇને તેનો ભાગીદાર ઠેરવતો હોય તો તે દોઝખમાં જશે. હું કહું છું કે, જે માણસ એવી હાલતમાં મરી જાય કે, અલ્લાહના સિવાય બીજા કોઇને પોકારતો ન હોય (કિંવા અલ્લાહની સાથે બીજા કોઇને ભાગીદાર બનાવતો ન હોય) તો તે જન્નતમાં જશે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ કુતિબ અલયકુમુલ કિસાસુ ફીલ કત્લા અલ હુર્રુ બિલ હુર્રિ વલ અબ્દુ બિલ અબ્દિ વલ ઉન્સા બિલ ઉન્સા ફમન ઉફિય લહુ મિન અખીહિ શયઉન' એય મુસલમાનો ! તમારા પર માર્યા ગયેલાઓનું પરસ્પર વળતર આપવું જરૂરી છે. આઝાદના**

**બદલામાં આઝાદ, ગુલામના બદલામાં ગુલામ, ઓરતના બદલામાં ઓરત..... ઉપરોકત આયતમાં 'ઉફિય'નો અર્થ 'છોડી મૂકવામાં આવ્યો' એવો થાય છે**

(૯૫/૪૭૪૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, બની ઇસ્રાઇલમાં બદલાનો રિવાજ હતો, વળતર આપવાનો ન હતો, પરંતુ અલ્લાહ તઆલાએ આ ઉમ્મત માટે ફરમાવ્યું છે : **કુતિબ અલયકુમુલ કિસાસુ ફીલ કત્લા અલ હુર્રુ બિલ હુર્રિ વલ અબ્દુ બિલ અબ્દિ વલ ઉન્સા બિલ ઉન્સા.....** આ આયતમાં **અફ્વ**નો અર્થ એ છે કે, જાણી જોઇને કરેલા ખૂનમાં વળતર કબૂલ કરવામાં આવે. જો વળતર કબૂલ કરવામાં આવે તો નિયમ મુજબ હોવું જોઇએ અને ખૂન કરનારે પણ સારી રીતે ચુકવવું જોઇએ. આ ખુદાની રહમત છે અને આગલી કોમોની સરખામણીમાં અલ્લાહ તઆલા તરફથી સરળતા છે. હવે જો કોઇ ઝુલ્મ કરશે કિંવા વળતર લીધા પછી ખૂનીનું ખૂન કરશે તો તેના માટે ભયંકર અઝાબ છે.

(૯૬/૪૭૪૩) હઝરત અનસ (રદિ.) કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, 'કિસાસ' (ખૂનનો બદલો ખૂન વગેરે) અલ્લાહ તઆલાનો એક કાનૂન છે.

(૯૭/૪૭૪૪) હઝરત અનસ કહે છે કે, મારી ફોઇ રૂબય્યિએ પોતાની પડોશણનો દાંત તોડી નાખ્યો. પછી તેમના માણસોએ તે પડોશણ પાસે માફી માંગી. પડોશણના માણસોએ માફ કરવાનો ઇન્કાર કર્યો. વળતર આપવાનું કહ્યું તો વળતર લેવાનો પણ તેમણે ઇન્કાર કર્યો. માત્ર 'કિસાસ' લેવાનું કહ્યું : છેવટે તેઓ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયા. રસૂલુલ્લાહ (સલ.)એ બદલો લેવાનો હુકમ આપ્યો. રૂબય્યિઅના ભાઇ હઝરત અનસ ઇબ્ને નદ્રે કહ્યું : યા રસૂલલ્લાહ ! શું આપ રૂબય્યિઅનો દાંત તોડાવી નાખશો ? તે ખુદાની કસમ છે જેણે આપને સાચો ધર્મ આપીને મોકલ્યા છે, રૂબય્યિઅનો દાંત તોડવામાં નહીં આવે. હુઝૂરે કહ્યું : અનસ, બદલો તો અલ્લાહનો કાયદો છે. આ દરમ્યાન બદલાની માંગણી કરનારાઓએ બદલો માફ કરી દીધો. હુઝૂરે કહ્યું : ખુદાના કેટલાક બંદાઓ એવા પણ છે કે, જો ખુદા તઆલાના ભરોસા પર કસમ ખાઇ બેસે છે તો ખુદા તેમની કસમ પૂરી કરી દે છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ કુતિબ અલયકુમુ સ્સિયામુ કમા કુતિબ અલ લ્લઝીન મિન કબ્લિકુમ લઅલ્લકુમ તત્તકૂન.' એય મુસલમાનો ! તમારા પર રોઝા ફર્ઝ કરવામાં આવ્યા, જેમ**



**કે તમારી આગળના લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા. જેથી તમે પરહેઝગાર બની જાઓ**

(૯૮/૪૭૪૫) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, અંધકાર યુગમાં લોકો આશૂરા (મુહર્રમની દસમી તારીખ)નો રોઝો રાખતા હતા. (ઇસ્લામની શરૂઆતમાં મુસલમાનો પણ એ દિવસનો રોઝો રાખતા હતા.) પરંતુ જ્યારે રમઝાનના રોઝાઓનો હુકમ ઉતર્યો ત્યારે હુઝૂરે કહ્યું કે, હવે જે માણસ ચાહે તે આશૂરાનો રોઝો રાખે અને જે માણસ ન ચાહે તે ન રાખે.

(૯૯/૪૭૪૬) હઝરત આઇશા કહે છે કે, રમઝાનના ફર્ઝ થતા પહેલાં આશૂરાના દિવસનો રોઝો રાખવામાં આવતો હતો. જ્યારે રમઝાનના રોઝાઓનો હુકમ ઉતર્યો ત્યારે હુઝૂરે કહ્યું કે, હવે જે માણસ ચાહે તે આશૂરાનો રોઝો રાખે અને જે માણસ ન ચાહે તે ન રાખે.

(૧૦૦/૪૭૪૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ ખાણું ખાઇ રહ્યા હતા કે, અશઅસ આવ્યા અને કહેવા લાગ્યા : આજે તો આશૂરાનો દિવસ છે. અબ્દુલ્લાહે કહ્યું કે, રમઝાનના રોઝાઓનો હુકમ ઉતરતા પહેલાં આશૂરાનો રોઝો રાખવામાં આવતો હતો, પરંતુ જ્યારે રમઝાનના રોઝાઓનો હુકમ ઉતર્યો ત્યારે આશૂરાનો રોઝો છોડી દેવામાં આવ્યો. એટલે હવે તમે પણ નજીક આવીને ખાઓ.

(૧૦૧/૪૭૪૮) હઝરત આઇશા કહે છે કે, અંધકાર યુગમાં આશૂરાના દિવસે કુરૈશીઓ રોઝા રાખતા હતા. રસૂલુલ્લાહ (સલ.) પણ રાખતા હતા. મદીના આવ્યા ત્યારે પણ તે દિવસે રોઝો રાખ્યો. રોઝો રાખવાનો હુકમ પણ આપ્યો, પરંતુ જ્યારે રમઝાનના રોઝાઓનો હુકમ ઉતર્યો ત્યારે રમઝાનના રોઝા ફર્ઝ થયા અને આશૂરાનો રોઝો છોડી દેવામાં આવ્યો. જેનું દિલ ચાહતું તે રાખતો હતો અને જેનું દિલ ન ચાહતું તે ન રાખતો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અય્યામ મ્મઅ્દૂદાતિન ફમન કાન મિન્કુમ મરીદન અવ અલા સફરિન ફઇદ્દતુ મ્મિન અય્યામિન ઉખર વ અલ લ્લઝીન યુતીકૂનહુ ફિદ્‌યતુન તઆમુ મિસ્કીનિન ફમન તતવ્વઅ ખયરન ફહુવ ખયરૂ લ્લહુ વ અન તસૂમૂ ખયરૂ લ્લકુમ ઇન કુન્તુમ તઅ્લમૂન' કિંવા ગણતરીના દિવસોમાં રોઝા રાખો. હા, જે માણસ બીમાર**

..............................

(૯૮/૪૭૪૫) આશૂરાનો રોઝો પહેલાં વાજિબ હતો. રમઝાનના રોઝા ફર્ઝ થયા પછી એના વાજિબ હોવાનો હુકમ નાબુદ થયો.

**હોય અથવા સફરમાં હોય તો બીજા દિવસોની ગણતરી કરીને રોઝા રાખવા જરૂરી છે. જેમનામાં રોઝા રાખવાની શકિત નથી તેઓ એક મિસ્કીનને ફિદયા રૂપે ખાણું ખવડાવે. જે માણસ શોખથી નેકી કરે તે તેના માટે સારૂં છે. જો તમે સમજતા હોય તો તમારા માટે રોઝા રાખવા સારા છે**

(૧૦૨/૪૭૪૯) હઝરત અતા કહે છે કે, બીમારીમાં રોઝો છોડી દે. હસન બસરી અને ઇબ્રાહીમ નખઇ કહે છે કે, જો દૂધ પીવડાવનારી અને સગર્ભા સ્ત્રીઓને પોતાના જાન અથવા બાળકના જાનનો ડર હોય તો રોઝો ન રાખે. પાછળથી કઝા કરી લે. અત્યંત વૃધ્ધ માણસમાં પણ જો રોઝો રાખવાની શકિત ન હોય તો તે પણ ખાણું ખવડાવી દે. કારણ કે, હઝરત અનસ ખૂબ જ વૃધ્ધ થઇ ગયા હતા ત્યારે એક-બે વરસ સુધી રોઝા રાખી શકયા ન હતા. તેઓ દરરોજ એક મિસ્કીનને ગોશ્ત-રોટલી ખવડાવતા હતા અને રોઝા રાખતા ન હતા. સામાન્ય કિર્અતોમાં **યુતીકૂનહુ** જ આવ્યું છે. (કેટલીક કિર્અતોમાં **'યુતવ્વકૂનહુ'** પણ આવ્યું છે).

(૧૦૩/૪૭૫૦) હઝરત ઇબ્ને અબ્બાસ **'વ અલ લ્લઝીન યુતવ્વકૂનહુ ફિદયતુન તઆમુ મિસ્કીન'** પઢયા કરતા હતા અને કહેતા હતા : આ આયત મન્સૂખ નથી, બલ્કે એવા વૃધ્ધ પુરૂષ અથવા વૃધ્ધ સ્ત્રી માટે આ આયતનો હુકમ મર્યાદિત છે જેઓ રોઝો ન રાખી શકતા હોય. તેમના માટે જાઇઝ છે કે, દરરોજ એક મિસ્કીનને એક રોઝાના બદલામાં ખવડાવે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફમન શહિદ મિન્કુમુ શ્શહ્ર ફલ્યસુમ્હુ' તમારામાંથી જે માણસને રમઝાન માસ મળે તેણે રોઝા રાખવા જોઇએ**

(૧૦૪/૪૭૫૧) હઝરત ઇબ્ને ઉમરે આયત **'ફિદ્યતુન તઆમુ મિસ્કીનિન'** પઢીને કહ્યું : આ આયત મન્સૂખ છે.

(૧૦૫/૪૭૫૨) હઝરત સલમહ કહે છે કે, જ્યારે આયત **વ અલ લ્લઝીન યુતીકૂનહુ ફિદ્યતુન તઆમુ મિસ્કીનિન** ઉતરી ત્યારે જે માણસ રોઝો ન રાખવા માંગતો તે ન રાખતો હતો અને રોઝાનો બદલો આપી દેતા હતા. અહીં સુધી કે, એના પછીની આયત ઉતરી અને એ મન્સૂખ થઇ ગઇ.

(૧૦૬/૪૭૫૩) હઝરત ઇબ્ને અબ્બાસ **'વ અલ લ્લઝીન યુતવ્વકૂનહુ ફિદ્યતુન તઆમુ મિસ્કીનિન'** પઢતા હતા અને કહેતા હતા કે, **'યુતવ્વકૂનહુ'**નો અર્થ



**'યુહમ્મલૂન'** છે. ઇબ્ને અબ્બાસ કહે છે : એનો હેતુ એ છે કે, જે વૃધ્ધ માણસ રોઝાની શકિત રાખતો ન હોય તેના માટે હુકમ છે કે, દરરોજ એક મિસ્કીનને ખાણું ખવડાવે. **મન તતવ્વઅ ખયરન** નો અર્થ એ છે કે , જે માણસ વધારે નેકી કરે અને વધારે મિસ્કીનોને ખાણું ખવડાવે તે તેના માટે સારૂં છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઉહિલ્લ લકુમ લયલત સ્સિયામિ ર્રફસુ ઇલા નિસાઇકુમ હુન્ન લિબાસુ લ્લકુમ વ અન્તુમ લિબાસુ લ્લહુન્ન અલિમ લ્લાહુ અન્નકુમ કુન્તુમ તખ્તાનૂન અન્ફુસકુમ ફતાબ અલયકુમ વ અફા અન્કુમ ફલઆન બાશિરૂહુન્ન વબ્તગૂ મા કતબ લ્લાહુ લકુમ' કિંવા રોઝાઓની રાત્રે તમારી સ્ત્રીઓ સાથે બેપરદા થવું તમારા માટે જાઇઝ કરી દેવામાં આવ્યું. તેઓ તમારા માટે પોષાક છે અને તમે તેમના માટે. ખુદાને ખબર છે કે, તમે તમારી ચોરી કરતા હતા. ખુદાએ તમારી તૌબા કબૂલ કરી. તમને માફ કર્યા. હવે તમે તેમની સાથે સહવાસ કરો અને અલ્લાહે તમારા માટે જે લખી દીધું છે તે શોધો.**

(૧૦૭/૪૭૫૪) હઝરત બરા કહે છે કે, જ્યારે રમઝાનના રોઝાઓનો હુકમ ઉતર્યો ત્યારે લોકો સમગ્ર રમઝાનમાં પત્નીઓ પાસે જતા ન હતા. કેટલાક લોકો પોતે પોતાની ચોરી કરતા હતા ત્યારે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **'અલિમ લ્લાહુ અન્નકુમ કુન્તુમ તખ્તાનૂન અન્ફુસકુમ ફતાબ અલયકુમ વ અફા અન્કુમ....'**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કુલૂ વશ્રબૂ હત્તા યતબય્યન લકુમુલ ખયતુલ અબ્યદુ મિનલ ખયતિલ અસ્વદિ મિનલ ફજ્રિ સુમ્મ અતિમ્મૂ સ્સિયામ ઇલ લ્લયલિ વ લાતુબાશિરૂહુન્ન વ અન્તુમ આકિફૂન ફીલ મસાજિદિ.....' કિંવા ખાઓ, પીઓ, અહીં સુધી કે સવારનો સફેદ દોરો કાળા દોરામાંથી દેખાવા લાગે. પછી રાત્રિ સુધી રોઝા પૂરા કરો અને મસ્જિદોમાં ઇઅતિકાફની સ્થિતિમાં સ્ત્રીઓ સાથે સહવાસ ન કરો**

(૧૦૮/૪૭૫૫) હઝરત અદી કહે છે કે, મેં સફેદ અને કાળો દોરો લીધો. અહીં સુધી કે, થોડીક રાત્રિ પસાર થઇ ત્યારે તે સ્પષ્ટ દેખાયા નહીં. પછી જ્યારે સવાર પડી ત્યારે મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં મારા તકિયા (ઓશીકા) નીચે મૂકયા હતા. આપે ફરમાવ્યું : તારો તકિયો

પહોળો છે જો સફેદ અને કાળો દોરો તારા તકિયાની નીચે હોય.

(૧૦૯/૪૭૫૬) અદી ઇબ્ને હાતિમ કહે છે : મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! સફેદ અને કાળો દોરો શું છે ? શું એ દોરા છે ? આપે ફરમાવ્યું : જો તું દોરા જુએ તો અરીઝુલ કફા છે. પછી કહ્યું : ના, તે રાત્રિનો અંધકાર અને દિવસનો પ્રકાશ છે.

(૧૧૦/૪૭૫૭) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, શરૂમાં આયત **'વ કુલૂ વશ્રબૂ હત્તા યતબય્યન લકુમુલ ખયૂતુલ અબ્યદુ મિનલ ખયૂતિલ અસ્વદિ'** ઉતરી હતી. **'મિનલ ફજ્રિ'** શબ્દ ઉતર્યો ન હતો. કેટલાક લોકોનો નિયમ હતો કે, જ્યારે રોઝો રાખવાનો ઇરાદો કરતા ત્યારે પોતાના પગમાં બે દોરા, એક કાળો અને એક સફેદ બાંધી લેતા હતા અને ત્યાં સુધી ખાતા રહેતા હતા જ્યાં સુધી બંનેમાં તફાવત દેખાતો ન હતો. પાછળથી અલ્લાહ તઆલાએ **'મિનલ ફજ્રિ'** ઉતાર્યો, ત્યારે લોકોને ખબર પડી કે, કાળા અને ધોળા દોરાઓથી રાત-દિવસ મુરાદ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લયસલ બિર્રૂ બિઅન તઅ્તૂલ બુયૂત મિન ઝુહૂરિહા વ લાકિન્નલ બિર્ર મનિ ત્તકા વઅ્તૂલ બુયૂત મિન અબ્વાબિહા વત્તકૂલ્લાહ લઅલ્લકુમ તુફલિહૂન' કિંવા એ નેકી નથી કે, (ઇહરામની હાલતમાં) ઘરોમાં છત તરફથી આવો, બલ્કે નેકી તો તે માણસની છે જે પરહેઝગાર હોય. ઘરોમાં દરવાજાઓમાંથી દાખલ થાઓ અને અલ્લાહથી ડરો. જેથી તમને સફળતા મળે**

(૧૧૧/૪૭૫૮) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, અંધકાર યુગમાં લોકો ઇહરામની હાલતમાં છત તરફથી ઘરોમાં દાખલ થતા હતા. તે પરથી અલ્લાહ તઆલાએ આયત **'વ લયસલ બિર્રૂ બિઅન તઅ્તૂલ બુયૂત.....'** ઉતારી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કાતિલૂહુમ હત્તા લાતકૂન ફિત્નતું વ્વ યકૂન દીનુ લિલ્લાહિ ફઇનિ ન્તહવ ફલા ઉદવાન ઇલ્લા અલઝ્ ઝાલિમીન' કિંવા તેમની સાથે અહીં સુધી લડો કે, ઝઘડો બાકી ન રહે અને દીન અલ્લાહનો થઇ જાય. હવે જો તેઓ અટકી જાય તો શિક્ષા નથી, પરંતુ ઝાલિમોને.**

(૧૧૨/૪૭૫૯) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, ઇબ્ને ઝુબેરના ફિત્નાના સમયે બે માણસો મારી પાસે આવ્યા અને કહેવા



લાગ્યા કે, લોકો (ફિત્ના-ઝઘડાથી) બરબાદ થઇ ગયા. તમે હઝરત ઉમરના પુત્ર છો. રસૂલુલ્લાહ (સલ.)ના સહાબી છો. પછી તમે નીકળીને ફિત્નાને દબાવતા કેમ નથી ? મેં કહ્યું : મને નીકળવાથી આ વાત રોકે છે કે, અલ્લાહ તઆલાએ ભાઇનું લોહી વહેવડાવવાનું હરામ ઠેરવ્યું છે. તેઓ કહેવા લાગ્યા : શું અલ્લાહે એવું ફરમાવ્યું નથી કે, **'વ કાતિલૂહુમ હત્તા લાતકૂન ફિત્નતુન'** મેં જવાબ આપ્યો કે, અમે એટલા માટે તો તેમની સાથે લડયા કે, ફિત્નો બાકી ન રહે અને દીન ફકત અલ્લાહનો થઇ જાય. હવે તમે ઇચ્છો છો કે, એટલા માટે લડો કે, ફિત્નો જન્મે અને અલ્લાહ સિવાય બીજાનો દીન થઇ જાય.

એક રિવાયતમાં આ પ્રમાણે આવ્યું છે કે, એક માણસ ઇબ્ને ઉમર પાસે આવ્યો અને કહેવા લાગ્યો : તમે શા માટે એક વરસ હજ્જ અને એક વરસ ઉમરો કરો છો અને અલ્લાહના રસ્તામાં જિહાદ છોડી દો છો. જો કે તમે જાણો છો કે, અલ્લાહ તઆલાએ જિહાદ માટે કેટલું ઉત્તેજન આપ્યું છે. ઇબ્ને ઉમરે કહ્યું : ભત્રીજા, ઇસ્લામનો પાયો પાંચ વસ્તુઓ પર છે. ખુદા અને રસૂલ પર ઇમાન લાવવું. પાંચ વખતની નમાઝ પઢવી. રમઝાનના રોઝા રાખવા. ઝકાત આપવી અને કઅબાની હજ્જ કરવી. તે માણસે કહ્યું : અબૂ અબ્દુર્રહમાન, શું તમે અલ્લાહ તઆલાનું આ ફરમાન સાંભળ્યું નથી ? **'વ ઇન તાઇફતાનિ મિનલ મુઅમિનીનક તતલૂ ફઅસ્લિહૂ બયનહુમા....'** કિંવા જો મુસલમાનોના બે જુથો પરસ્પર લડે તો તેમની વચ્ચે સુલેહ કરાવી દો. પછી જો કોઇ જુથ બીજા જુથ પર ઝુલ્મ કરે તો ઝુલ્મ કરનાર સામે ત્યાં સુધી લડો કે તેઓ ખુદાના હુકમ પર આવી જાય અને એટલે સુધી લડો કે, ફિત્નો બાકી ન રહે. દીન ફકત અલ્લાહનો થઇ જાય. ઇબ્ને ઉમરે કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં અમે એવું કરી ચુકયા. તે વખતે ઇસ્લામ ઘણો થોડો હતો. માણસ પોતાના દીનના કારણે મુસીબતમાં સપડાઇ જતો હતો. કયાં તો લોકો તેને મારી નાખતા હતા કયાં તો તકલીફો આપતા હતા. અહીં સુધી કે, ઇસ્લામ વધી ગયો અને ફિત્નો બાકી રહ્યો નહીં. તે માણસે કહ્યું : તો પછી તમે હઝરત અલી અને ઉસ્માન (રદિ.) વિષે કેવો અભિપ્રાય ધરાવો છો ? ઇબ્ને ઉમરે કહ્યું : ઉસ્માનને તો અલ્લાહ તઆલાએ માફ કરી દીધા. તમને તેમની માફી ગમી નહીં. અલી રસૂલુલ્લાહ (સલ.)ના કાકાના પુત્ર અને આપના જમાઇ છે. ઇબ્ને ઉમરે આમ કહીને હાથથી ઇશારો કર્યો કે, આ જે તમને દેખાઇ રહ્યું છે, એ તેમનું મકાન છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : **'વ અન્ફિકૂ ફી સબીલિલ્લાહિ વ**

**લાતુલ્કૂ બિઅયદીકુમ ઇલ ત્તહલુકતિ વ અહસિનૂ ઇન્ન લ્લાહ યુહિબ્બુલ મુહસિનીન.' અલ્લાહના રસ્તામાં ખર્ચ કરો. તમારી પોતાની જાતને મુસીબતમાં ન મૂકો. નેકી કરો. અલ્લાહ તઆલા નેકી કરનારાઓ પ્રત્યે પ્રેમ રાખે છે. 'તહલુકહ' અને 'હલાક'નો એક જ અર્થ છે.**

(૧૧૩/૪૭૬૦) હઝરત હુઝયફા કહે છે કે, આયત **વ અન્ફિકૂ ફી સબિલિલ્લાહિ વ લાતુલ્કૂ બિઅયદીકુમ ઇલ ત્તહલુકતિ** (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરવા માટે ઉતરી છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફમન કાન મિન્કુમ મરીદન અવ બિહિ અઝ મ્મિર્રઅ્સિહિ......' જો તમારામાંનો કોઇ બીમાર હોય અથવા તેને માથાની તકલીફ હોય તો તે ફિદ્યો આપી શકે છે.**

(૧૧૪/૪૭૬૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મઅકિલ કહે છે કે, હું કૂફાની મસ્જિદમાં હઝરત કઅબ ઇબ્ને ઉજરા પાસે બેઠો હતો. મેં હઝરત કઅબને પૂછ્યું કે, હજ્જમાંની ઉણપના બદલામાં રોઝો રાખવાનો શું હુકમ છે ? હઝરત કઅબે કહ્યું : એક વાર મને રસૂલુલ્લાહ (સલ.) પાસે હાજર કરવામાં આવ્યો. તે વખતે જૂઓ મારા માથામાંથી પડીને ચહેરા પર આવતી હતી. હુઝૂરે કહ્યું : મને ખબર ન હતી કે, તમારી તકલીફ આટલી હદ સુધી પહોંચી ગઇ છે. શું તમને એક બકરી મળશે ? મેં કહ્યું : ના. આપે કહ્યું : ત્રણ દિવસના રોઝા રાખો અથવા દ મિસ્કીનોને ખાણું ખવડાવો, દરેક મિસ્કીનને અડધો સાઅ અનાજ. માથું મુંડાવી નાંખો. હઝરત કઅબે કહ્યું કે, ઉપરોકત આયત ખાસ મારા વિષે ઉતરી હતી, પરંતુ એનો હુકમ તમારા માટે પણ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફમન તમત્તઅ બિલ ઉમ્રતિ ઇલલ હજ્જિ.....' જે હજ્જની સાથે ઉમરો મેળવીને લાભ ઉઠાવે તેના પર કોઇ સરળ કુરબાની જરૂરી છે.**

(૧૧૫/૪૭૬૨) હઝરત ઇમ્રાન ઇબ્ને હુસેન કહે છે કે, કુર્આનમાં જ્યારે 'તમત્તુઅ' અંગેની આયત ઉતરી ત્યારે અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે તમત્તુઅ કર્યો. પાછળથી કુર્આનમાં એના હરામ હોવાનો કોઇ હુકમ ઉતર્યો નહીં અને વફાત સુધી રસૂલુલ્લાહ (સલ.)એ એની મનાઇ પણ ફરમાવી નહીં. એક માણસે (હઝરત ઉમરે) પોતાની બુધ્ધિથી જે ઇચ્છયું તે કર્યું.



**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લયૂસ અલયકુમ જુનાહુન અન તબ્તગૂ ફદ્લ મ્મિર્રબ્બિકુમ' કિંવા તમે (હજ્જની મોસમમાં) તમારા પાલનહાર પાસે તેની મહેરબાનીની માંગણી કરો તો કોઇ ગુનોહ નથી**

(૧૧૬/૪૭૬૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, ઉકાઝ, મજન્ના અને ઝુલમજાઝ અંધકાર યુગના બજારો હતાં. લોકો હજ્જના દિવસોમાં વેપાર કરવાનું ગુનોહ સમજતા હતા. તે વખતે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી છે, **'લયૂસ અલયકુમ જુનાહુન અન તબ્તગૂ ફદ્લ મ્મિર્રબ્બિકુમ'** કિંવા તમે હજ્જની મોસમમાં વેપાર કરીને અલ્લાહ પાસે રોજી ઢૂંઢો, એમાં કોઇ ગુનોહ નથી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'સુમ્મ અફીદૂ મિન હયૂસૂ અફાદ ન્નાસુ' પછી જ્યાંથી બીજા લોકો ફરે ત્યાંથી તમે પણ ફરો.**

(૧૧૭/૪૭૬૪) હઝરત આઇશા કહે છે કે, (અંધકાર યુગના સમયમાં) કુરૈશીઓ મુઝદલિફામાં પડાવ નાખતા હતા, તેને હુમ્સ કહેતા હતા. (અરફાતમાં પડાવ નાખતા ન હતા.) બીજા લોકો કુરૈશીઓને ભારે દીનદાર કહેતા હતા. બાકીના બીજા અરબો અરફાતમાં પડાવ નાખતા હતા, પરંતુ જ્યારે ઇસ્લામ આવ્યો ત્યારે અલ્લાહ તઆલાએ પોતાના નબીને હુકમ આપ્યો કે, અરફાતમાં જઇને પડાવ નાખે અને ત્યાંથી જ પાછા ફરે. આયત **'સુમ્મ અફીદૂ મિન હયૂસુ અફાદ ન્નાસુ'**નો એ જ અર્થ છે.

(૧૧૮/૪૭૬૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, હાજી જ્યાં સુધી ઇહરામ વગર હોય ત્યાં સુધી કઅબાનો તવાફ કરતો રહે. પછી જ્યારે હજ્જનો ઇહરામ બાંધી લે ત્યારે સવાર થઇને અરફાત જાય. જે કુરબાની મળે તે લેતો જાય, ભલે ઊંટ અથવા ગાય અથવા બકરી હોય. કુરબાની ન મળે તો હજ્જના દિવસોમાં અરફાતના દિવસ પહેલાં ત્રણ રોઝા રાખે. જો બે રોઝા અરફાત પહેલાં રાખે અને ત્રીજો રોઝો અરફાતના દિવસે હોય તો પણ કંઇ વાંધો નથી. પછી અરફાતમાં અસ્રની નમાઝથી અંધકાર થતાં સુધી થોભવું જોઇએ. અંધકાર થઇ ગયા પછી લોકોની સાથે અરફાતથી નીકળીને મુઝદલિફા જવું જોઇએ. મુઝદલિફામાં જ નેકીની જરૂરત ઉભી થાય છે. પછી સવાર સુધી અલ્લાહનો ઝિક્ર, તકબીર, તહલીલ વગેરે ખૂબ કરવું જોઇએ. પછી સવાર પડે તો ત્યાંથી પાછા ફરો. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : **સુમ્મ અફીદૂ મિન હયૂસુ અફાદ ન્નાસુ વ સ્તગફિરૂ લ્લાહ ઇન્ન લ્લાહ ગફૂરૂર્રહીમ** ત્યાર પછી

'જમરા'ને કાંકરીઓ મારવી જોઇએ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મિન્હુમ મંય્યકૂલુ રબ્બના આતિના ફી દુન્યા હસનતં વ્વ ફીલ આખિરતિ હસનતં વ્વ કિના અઝાબ ન્નાર.' કિંવા તેમનામાં કેટલાક લોકો એવા છે જેઓ કહે છે કે, એય અલ્લાહ ! અમને દુનિયા અને દીનમાં ભલાઇ અર્પણ કર અને દોઝખના અઝાબથી અમને બચાવ.**

(૧૧૯/૪૭૬૬) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : એય અમારી પરવરિશ કરનાર ખુદા ! અમને દુનિયા અને દીનની ભલાઇ આપ અને દોઝખના અઝાબથી અમને બચાવ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ હુવ અલદુલ ખિસામિ' તે અત્યંત ઝઘડાળુ છે. અતા કહે છે કે, આયત 'વ યુહ્લિકલ હર્સ વન્નસ્લ'માં નસ્લથી જાનવર મુરાદ છે.**

(૧૨૦/૪૭૬૭) હઝરત આઇશાએ 'મરફૂઅન' બયાન કર્યું છે કે, ખુદાની નજરમાં સૌથી મોટો દુશ્મન તે છે જે ખૂબ ઝઘડાળુ હોય.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અમ હસિબ્તુમ અન તદ્ખુલૂલ જન્નત વ લમ્મા યઅ્તિકુમ મસલુ લ્લઝીન ખલવ્ મિન કબ્લિકુમ મસ્સત્હુમુલ બઅ્સાઉ વદ્ દર્રાઉ....' શું તમે એમ માનો છો કે, તમે જન્નતમાં દાખલ થઇ જશો, જો કે હજુ તમારા પર તે લોકો જેવી મુસીબતો આવી નથી, જેઓ તમારા કરતાં પહેલાં થઇ ગયા. તેમને ભારે તકલીફ અને મુસીબત વેઠવી પડી હતી.**

(૧૨૧/૪૭૬૮) હઝરત ઇબ્ને અબ્બાસ આયત **"હત્તા ઇઝ સ્તયઅસ ર્રુસુલ"**માં **"કુઝિબૂ"** પઢયા હતા, **કુઝ્ઝિબૂ** પઢયા ન હતા. કિંવા જ્યારે પયગમ્બરો હતાશ થઇ ગયા અને તેઓ સમજી બેઠા કે, તેમને જૂઠું કહેવામાં આવ્યું હતું. (કિંવા તેમને વિજયનો વાયદો જુઠો કરવામાં આવ્યો હતો) ઇબ્ને અબી મુલૈકા કહે છે કે, ઇબ્ને અબ્બાસે આ આયતને તે આયત સાથે મેળવી જે સૂરએ બકરહમાં છે. તે આયત આ છે : **"હત્તા યકૂલ ર્રસૂલુ વ લ્લઝીન આમનૂ મઅહુ મતા નસ્રૂ લ્લાહિ ? અલા, ઇન્ન નસ્ર લ્લાહિ કરીબ."** અહીં સુધી કે, રસૂલ અને તેના સાથી મુસલમાનો કહેવા લાગ્યા કે, અલ્લાહની મદદ ક્યારે આવશે ? સાંભળો, અલ્લાહની મદદ નજીક જ છે. (ઇબ્ને અબ્બાસ બંને આયતોનો એક અર્થ સમજ્યા) ઇબ્ને અબી





મુલૈકા કહે છે : મેં ઉરવાને આ અંગે વાત કરી. ઉરવાએ જવાબ આપ્યો : હઝરત આઇશા કહેતાં હતાં : અલ્લાહની પનાહ ! ખુદાની કસમ ! અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને કદી કોઇ એવો વાયદો ન કર્યો કે, રસૂલ તેને પોતાના મૃત્યુ પહેલાં પૂરો થનાર ન સમજ્યા હોય, બલ્કે હેતુ એ છે કે, પયગમ્બરો પર હંમેશા મુસીબતો ઉતરતી રહી, અહીં સુધી કે તેમને એ વાતનો ડર લાગ્યો કે, અમારા સાથીઓ અમને જૂઠા કહેશે. હઝરત આઇશા ઉપરોક્ત આયતમાં **'કુઝ્ઝિબૂ'** પઢતાં હતાં.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'નિસાઉકુમ હરસુ લ્લકુમ ફઅ્તૂ હર્સકુમ અન્ના શિઅ્તુમ વ કદ્દિમૂ લિઅન્ફુસિકુમ...' કિંવા તમારી સ્ત્રીઓ તમારી ખેતી છે. એટલે તમે તમારી ખેતીમાં જે રીતે ચાહો તે રીતે આવો**

(૧૨૨/૪૭૬૯) નાફિઅ કહે છે કે, હઝરત ઇબ્ને ઉમર કુર્આન પઢતી વખતે બોલતા ન હતા. એક દિવસ મોઢે કુર્આન પઢી રહ્યા હતા. જ્યારે એક આયત પર પહોંચ્યા ત્યારે (થંભીને) કહ્યું : તમે જાણો છો કે, આ આયત કઇ વસ્તુ વિષે ઉતરી છે ? મેં કહ્યું : ના. તેમણે કહ્યું : ફલાણી ફલાણી વસ્તુ વિષે ઉતરી છે. આમ કહીને ફરી આગળ પઢવા લાગ્યા. નાફિઅ કહે છે કે, ઇબ્ને ઉમરે આયત **'ફઅ્તૂ હર્સકુમ'**નો 'સંભોગ કરવું' વર્ણન કર્યો છે.

(૧૨૩/૪૭૭૦) હઝરત જાબિર કહે છે કે, યહૂદીઓ કહ્યા કરતા હતા કે, જો સ્ત્રી સાથે પાછળથી આગળના ગુપ્ત ભાગમાં સંભોગ કરવામાં આવે તો ત્રાંસી આંખોવાળી (બાડી) ઔલાદ પેદા થાય છે. તે પરથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **'નિસાઉકુમ હર્સુલ્લકુમ ફઅ્તૂ હર્સકુમ અન્ના શિઅ્તુમ.'**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વઇઝા તલ્લકતુમુ ન્નિસાઅ ફબલગ્ન અજલહુન્ન ફલાતઅ્દુલૂહુન્ન અંય્યન્કિહ્ન અઝ્વાજહુન્ન' જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપી દો અને તેમની ઇદ્દત પૂરી થઇ જાય તો તેમને તેમના પતિઓ સાથે નિકાહ કરતાં ન રોકો**

(૧૨૪/૪૭૭૧) હસન કહે છે કે, મઅ્કિલ ઇબ્ને યસારની બહેનને તેમના પતિએ તલાક આપી. ઇદ્દત પણ પસાર થઇ ગઇ. પતિએ તેમને બીજી વાર નિકાહ કરવાનો સંદેશ મોકલ્યો, પરંતુ હઝરત મઅ્કિલે ઇન્કાર કર્યો. તે વખતે આયત **'ફલા તઅ્દુલૂહુન્ન'** ઉતરી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે :**

**'વ લ્લઝીન યુતવફ્ફવ્ન મિન્કુમ વ યઝરૂન અઝવાજં ય્યતરબ્બસ્ન બિઅન્ફુસિહિન્ન અરબઅત અશ્હુરિં વ્વ અશ્રા....' કિંવા જે લોકો પત્નીઓ મૂકીને મરી જાય તો પત્નીઓએ (બીજા નિકાહ માટે) ચાર મહીના દસ દિવસ રાહ જોવી જોઇએ**

(૧૨૫/૪૭૭૨) ઇબ્ને ઝુબૈર કહે છે : મેં હઝરત ઉસ્માન ઇબ્ને અફફાનને કહ્યું કે, આયત **'વ લ્લઝીન યુતવફ્ફવ્ન મિન્કુમ વ યઝરૂન અઝવાજં ય્યતરબ્બસ્ન બિઅન્ફુસિહિન્ન અરબઅત અશ્હુરિં વ્વ અશ્રા'**ને તો બીજી આયતે મન્સૂખ કરી દીધી છે. પછી તમે તેને કુર્આનમાં શા માટે લખો છો ? હઝરત ઉસ્માને કહ્યું : ભત્રીજા, હું કુર્આનની કોઇ વસ્તુ તેની જગ્યાએથી બદલીશ નહીં. હઝરત મુજાહિદ ઉપરોક્ત આયતની તફસીર અંગે કહે છે કે, (અંધકાર યુગમાં) સ્ત્રી માટે જરૂરી હતું કે, તે વફાતની ઇદ્દત પતિના ઘરવાળાંઓ પાસે જ પસાર કરે. તે પરથી ખુદા તઆલાએ આ આયત ઉતારી કે, **'વ લ્લઝીન યુતવફ્ફવ્ન મિન્કુમ વ યઝરૂન અઝવાજં વ્વસિય્યત લિઅઝવાજિહિમ મતાઅન ઇલલ હવલિ ગયૂર ઇખ્રાજિન ફઇન ખરજ્ન ફલા જુનાહ અલયકુમ ફીમા ફઅલ્ન ફી અન્ફુસિહિન્ન મિમ્મઅ્રૂફિન'** કિંવા તમારામાંથી જે લોકો મરી જાય અને પોતાની પત્નીઓને મૂકી જાય તો પતિઓ માટે જરૂરી છે કે, પોતાની પત્નીઓ માટે એક વરસનો ખર્ચ આપવાની અને ઘરમાંથી ન નીકળવાની વસિય્યત કરી જાય. હવે જો તે પોતે નીકળીને ચાલી જાય તો તમારા પર એ વાતનો કોઇ ગુનોહ નથી કે, તે નિયમ અનુસાર પોતાની જાતની વ્યવસ્થા કરે (બીજા નિકાહ કરે). મુજાહિદ કહે છે કે, વરસના બાકીના ભાગ કિંવા સાત મહીના ને ૨૦ દિવસનો અલ્લાહ તઆલાએ સ્ત્રીઓને અધિકાર આપ્યો કે, તે ઇચ્છે તો વસિય્યત અનુસાર ત્યાં જ રહે અને ઇચ્છે તો ત્યાંથી નીકળીને ચાલી જાય. જેમ કે, **'ગયૂર ઇખ્રાજિન ફઇન ખરજ્ન ફલા જુનાહ અલયકુમ'**ના શબ્દો પરથી લાગે છે, પરંતુ ચાર મહીના ને દસ દિવસની ઇદ્દત તો જરૂરી છે. ઇબ્ને અબ્બાસ કહે છે : આ આયતે તે હુકમને મન્સૂખ કરી દીધો કે, ઓરત પોતાના ઘરવાળાંઓ પાસે ઇદ્દતના દિવસો પસાર કરે. હવે તે જ્યાં ઇચ્છે ત્યાં ઇદ્દત પસાર કરી શકે છે. કારણ કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : **'ગયૂર ઇખ્રાજિન'** કિંવા તેને કાઢવામાં ન આવે. અતા કહે છે કે, જો ઓરત ઇચ્છે તો પોતાના પતિના ઘરવાળાંઓ પાસે ઇદ્દત પસાર કરી શકે છે અને તેને વસિય્યત





કરવામાં આવેલ ઘરમાં રહી શકે છે અને ઇચ્છે તો ત્યાંથી નીકળીને બીજી જગ્યાએ રહી શકે છે. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **'વ લાજુનાહ અલયકુમ ફીમા ફઅલ્ન ફી અન્ફુસિહિન્ન'** અતા કહે છે કે, ઉપરોક્ત આયત ઉતર્યા પછી સ્ત્રીના વારસાનો હુકમ ઉતર્યો. એનાથી રહેઠાણનો હુકમ મન્સૂખ થઇ ગયો. એટલે ઓરત જ્યાં ઇચ્છે ત્યાં ઇદ્દતના દિવસો પસાર કરી શકે છે. રહેઠાણનો હક્ક તેના માટે જરૂરી રહ્યો નથી. એક રિવાયતમાં છે કે, ઇબ્ને અબ્બાસે કહ્યું : આ આયતે તે હુકમ મન્સૂખ કરી દીધો કે, ઓરત માટે તેના ઘરવાળાંઓ સાથે રહેવું જરૂરી છે. હવે જ્યાં ઇચ્છે ત્યાં ઓરત રહી શકે છે. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **'ગયર ઇખ્રાજિન'**

(૧૨૬/૪૭૭૩) મુહમ્મદ ઇબ્ને સીરીન કહે છે : હું એક મજલિસમાં બેઠો હતો. ત્યાં અનસારી બુઝુર્ગો અને અબ્દુર્રહમાન ઇબ્ને અબૂ લયલા પણ હતા. (વાતચીત દરમ્યાન એવો મસ્અલો ચર્ચાયો કે, જો કોઇ સગર્ભા સ્ત્રી પતિના મૃત્યુ પછી બાળકને જન્મ આપે તો શું હુકમ છે ? અબ્દુર્રહમાને કહ્યું કે, તેની ઇદ્દત તે છે, જે બંને મુદતોમાં વધારે લાંબી હોય) મેં અબ્દુર્રહમાનને સુબૈઆ બિન્તે હારિસવાળી હદીસ, જે અબ્દુલ્લાહ ઇબ્ને ઉત્બાએ રિવાયત કરી છે, તે કહી. (હદીસ આ પ્રમાણે છે કે, સુબૈઆના પતિનું અવસાન થયું. ચાળીસ દિવસ પછી તેની પત્નીએ બાળકને જન્મ આપ્યો. સુવાવડ પછી તેણે રસૂલુલ્લાહ (સલ.) પાસે બીજા નિકાહની રજા માંગી. હુઝૂરે રજા આપી.) અબ્દુર્રહમાને કહ્યું : ઇબ્ને મસઊદ તો એવા મતના ન હતા. મેં ઉંચા સાદે કહ્યું કે, એવો માણસ જે કૂફાના એક ખૂણામાં છે તેના વિષે જો હું જૂઠું બોલું તો એ ભારે ધૃષ્ટતાભરી વાત છે. (કિંવા ઇબ્ને મસઊદ એવા મતના નથી. તેમના તરફ એ કથનની નિસ્બત કરવી ખોટી છે) ખૈર, થોડી વાર પછી હું તે મજલિસમાંથી ચાલ્યો આવ્યો અને માલિકને મેં પૂછ્યું કે, જે સ્ત્રીનો પતિ મરી જાય અને તે સગર્ભા હોય તે સ્ત્રીની ઇદ્દત વિષે ઇબ્ને મસઊદનું શું કથન છે ? માલિકે કહ્યું : ઇબ્ને મસઊદ કહેતા હતા કે, તમે તે ઓરત પર સખ્તાઇ કરો છો. તેના માટે સરળતા કરતા નથી. (તેને સૌથી ટૂંકી મુદતનો અધિકાર આપતા નથી) જો કે ટૂંકી સૂરએ નિસાઅ લાંબી સૂરએ નિસાઅ પછી ઉતરી છે. (ટૂંકી સૂરએ નિસાઅથી મુરાદ સૂરએ તલાક છે, જેમાં આ આયત આવેલી છે : **'વ અજલુહુન્ન અંય્યદઅ્ન હમ્લહુન્ન'** લાંબી સૂરએ નિસાઅથી મુરાદ સૂરએ બકરહ છે, જેમાં આયત **'વ લ્લઝીન યુતવફ્ફવ્ન....'** ઉતરી છે. ઇબ્ને મસઊદનો હેતુ એ છે કે, જે સ્ત્રીનો પતિ મરી ગયો હોય તેની ઇદ્દતનું

વર્ણન બે સૂરતોમાં થયું છે. એક સૂરએ બકરહ, બીજી સૂરએ તલાક. સૂરએ બકરહમાં તો ચાર મહીના અને દસ દિવસ વર્ણન કરવામાં આવ્યા છે. સૂરએ તલાકમાં વર્ણન કરવામાં આવ્યું છે કે, જો તે સ્ત્રી સગર્ભા હોય તો પ્રસૂતિ જ તેની ઇદ્દત છે. આ સૂરત પાછળથી ઉતરી છે. એટલે આ જ હુકમ સહીહ છે).

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'હાફિઝૂ અલ સ્સલવાતિ વ સ્સલાતિલ વુસ્તા' કિંવા બધી નમાઝોની દેખભાળ રાખો, ખાસ કરીને વચ્ચેની નમાઝની**

(૧૨૭/૪૭૭૪) હઝરત અલી કહે છે કે, ખન્દકની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું હતું કે, તેમણે (કાફિરોએ) અમને વચ્ચેની નમાઝ પઢવા દીધી નહીં. અહીં સુધી કે, સૂર્ય આથમી ગયો. ખુદા તેમની કબરોને, ઘરોને અથવા પેટોને આગથી ભરી દે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કૂમૂ લિલ્લાહિ કાનિતીન' અલ્લાહ તઆલા સામે ફરમાંબરદાર બનીને ઉભા રહો**

(૧૨૮/૪૭૭૫) હઝરત ઝેદ ઇબ્ને અરકમ કહે છે : અમે નમાઝમાં વાતચીત કરતા હતા. કેટલાક માણસો પોતાના ભાઇ (બીજા મુસલમાન)ને પોતાનું કામ કહેતા હતા. અહીં સુધી કે, આયત **'હાફિઝૂ અલ સ્સલવાતિ વ સ્સલાતિલ વુસ્તા વ કૂમૂ લિલ્લાહિ કાનિતીન'** ઉતરી. અમને ચુપ રહેવાનો હુકમ થયો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફઇન ખિફતુમ ફરિજાલન અવ્ રૂકબાનન ફઇઝા અમિન્તુમ ફઝકુરૂ લ્લાહ કમા અલ્લમકુમ મા લમતકૂનૂ તઅ્લમૂન' કિંવા જો તમને ભય હોય તો પગપાળા અથવા સવાર થઇને જ નમાઝ પઢો અને ભય ન હોય તો પછી ખુદાને તે રીતે યાદ કરો જે તમને બતાવી હતી. જો કે તમે જાણકાર ન હતા.**

**ઇબ્ને જુબેર કહે છે કે, 'વસિઅ કુર્સિય્યુહુ'માં 'કુર્સી'થી ઇલ્મ મુરાદ છે. 'બસ્તતન ફીલ ઇલ્મિ વલ જિસ્મિ'માં 'બસ્તતન'નો અર્થ વધારે અને શ્રેષ્ઠતા થાય છે. 'અફરિગ અલયના સબ્રન'માં 'અફરિગ'નો અર્થ 'ઉતાર' થાય છે. 'લાયુઅૂદુહુ' કિંવા તેના પર ભાર નથી. 'વઝકુર અબ્દના દાવુદ ઝલઅયદિ'માં 'અયદિ'નો અર્થ 'શકિત' થાય છે. 'ફબુહિત લ્લઝી કફર' કિંવા તેને કોઇ દલીલ મળી નહીં. 'વ હિય ખાવિયતુન અલા ઉરૂશિહા'માં 'ઉરૂશ'થી બુનિયાદ મુરાદ છે. 'લાતઅ્ખુઝુહુ સિનતુન'માં 'સિનતુન'નો અર્થ 'ઉંઘ' થાય છે. 'કશ્ફ નુન્શિઝુહા' કિંવા અમે તેને કેવી રીતે કાઢીએ છીએ. 'ઇઅ્સારૂન ફીહિ નારૂન ફહ્તરકત'માં 'ઇઅ્સાર'થી મુરાદ એવું ભયંકર વાવંટોળ છે જે જમીન પરથી શરૂ થઇને આકાશ તરફ થાંભલાના જેમ ચઢી જાય.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'ફતરકહુ સલ્દા'માં 'સલ્દ'થી મુરાદ એ છે કે, તેના પર કોઇ વસ્તુ નથી. ઇકરિમા કહે છે કે, 'ફઅસાબહા વાબિલુન'માં 'વાબિલુન'થી મુશળધાર વરસાદ છે. 'વ ઇલ્લમ યુસિબ્હા વાબિલુન ફતલ્લુન'માં 'તલ્લુન'થી સાધારણ ભીનાશ મુરાદ છે. 'લમ યતસન્નહ' કિંવા બગડયું નથી**

(૧૨૯/૪૭૭૬) નાફિઅ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરને જ્યારે **'સલાતુલ ખૌફ'** (ભયની નમાઝ)ની રીત પુછવામાં આવી ત્યારે કહ્યું કે, ઇમામ આગળ વધે અને મુકતદીઓના એક જુથને એક રકઅત પઢાવે. બીજું જુથ તે વખતે પહેલા જુથ અને દુશ્મનો વચ્ચે ઉભું રહે. (જેથી દુશ્મન નમાઝીઓ પર હુમલો ન કરી શકે) જ્યારે પહેલું જુથ એક રકઅત પઢી લે ત્યારે સલામ ફેરવ્યા વગર તે જુથની જગ્યાએ ચાલ્યું જાય જેણે નમાઝમાં ભાગ લીધો ન હતો. તે જુથ એની જગ્યાએ આવીને એક રકઅત પઢે. ઇમામની બે રકઅતો થઇ જશે. એટલે ઇમામ સલામ ફેરવે. ઇમામના સલામ ફેરવ્યા પછી દરેક જુથ, પોતાની બાકીની રકઅત પોતે પઢી લે. જો ભય એનાથી પણ વધારે હોય તો પછી પગ-પાળા અથવા સવાર કિબ્લા તરફ મોં કરીને અને કિબ્લા તરફ મોં કર્યા વગર ગમે તે રીતે નમાઝ પઢી લે. નાફિઅ કહે છે : મને લાગે છે કે, ઇબ્ને ઉમરે આ હદીસ 'મરફૂઅન' બયાન કરી હતી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન યુતવફફવ્ન મિન્કુમ વ યઝરૂન અઝવાજન....ગયૂર ઇખ્રાજિન'**

(૧૩૦/૪૭૭૭) ઇબ્ને ઝુબેર કહે છે : મેં હઝરત ઉસ્માન ઇબ્ને અફફાનને કહ્યું કે, સૂરએ બકરહમાં જે આ આયત છે **વ લ્લઝીન યુતવફફવ્ન મિન્કુમ....** એ તો બીજી (સૂરએ તલાકવાળી) આયતથી મન્સૂખ છે. પછી તમે તેને કુર્આનમાં શા માટે લખો છો ? તેમણે કહ્યું : ભત્રીજા, અમે કુર્આનનો કોઇ શબ્દ તેની જગ્યાએથી બદલીશું નહીં. (જેવો છે તેવો જ રહેવા દઇશું).

**અલ્લાહ તઆલા ફરમાવે છે :**

**'વ ઇઝ કાલ ઇબ્રાહીમુ રબ્બિ અરિની કયૂફ તુહયીલ મવ્તા' જ્યારે કે ઇબ્રાહીમે કહ્યું : એય મારા પાલનહાર ! તું મને બતાવી દે કે, કેવી રીતે મુરદાઓને જીવંત કરે છે અથવા જીવંત કરશે**

(૧૩૧/૪૭૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, અમે હઝરત ઇબ્રાહીમ (અલ.)ની સરખામણીમાં વધારે શંકા કરવાને લાયક છે. ઇબ્રાહીમ (અલ.)એ કહ્યું હતું : એય મારા પરવરદિગાર ! તું મને બતાવી દે કે, કેવી રીતે મુરદાઓને જીવંત કરે છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : શું તને એની ખાત્રી નથી ? ઇબ્રાહીમે કહ્યું : ખાત્રી તો છે, પરંતુ એટલા માટે કહ્યું છું કે, મારા મનને શાંતિ થઇ જાય. ઉપરોકત આયતમાં **'ફસુરહુન્ન'**નો અર્થ છે **'ફકતિઅહુન્ન'** કિંવા તેમના ટુકડે ટુકડા કર.

**આયત 'અયવદ્દુ અહદુકુમ અન તકૂન લહુ જન્નતુન'.....ની તફસીર**

(૧૩૨/૪૭૭૯) હઝરત ઉબૈદ ઇબ્ને ઉમૈર કહે છે કે, એક દિવસ હઝરત ઉમર ફારૂક (રદિ.)એ સહાબાને કહ્યું કે, આયત **'અયવદ્દુ અહદુકુમ અન તકૂન લહુ જન્નતુન....'** તમારી દષ્ટિએ કયા હેતુ માટે ઉતરી છે ? સહાબાએ કહ્યું : અલ્લાહ જ સારી રીતે જાણે છે. હઝરત ઉમરે કહ્યું : કયાં તો એમ કહો કે, અમે જાણીએ છીએ અથવા એમ કહો કે, અમે જાણતા નથી. આ સાંભળીને ઇબ્ને અબ્બાસે કહ્યું : અમીરૂલ મુઅમિનીન, મારા મનમાં એનો એક હેતુ છે. હઝરત ઉમરે કહ્યું : ભત્રીજા, બયાન કર અને તને પોતાને જૂઠો ન સમજ. ઇબ્ને અબ્બાસે કહ્યું : હકીકતમાં એ અમલોનું ઉદાહરણ છે. (કિંવા લીલાછમ અને ફળફળાદિવાળા બાગના અમલો સાથે સરખામણી કરી છે.) હઝરત ઉમરે કહ્યું : કયા અમલો સાથે ? ઇબ્ને અબ્બાસે કહ્યું : બસ અમલો સાથે સરખામણી કરવામાં આવી છે. હઝરત ઉમરે કહ્યું : એવા ધનવાન માણસોના અમલોનું ઉદાહરણ આપવામાં આવ્યું છે, જે ખુદા તઆલાના હુકમોનું પાલન કરે છે, પરંતુ પાછળથી અલ્લાહ તઆલા તેના પર શયતાનને સવાર કરે છે અને તે ગુનોહ અને નાફરમાની કરવા લાગે છે. આ ગુનાહો તેના બધા અમલોને ડુબાડી દે છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લાયસ્અલૂન ન્નાસ ઇલ્હાફા' તેઓ લોકો સાથે લપેટાઇને માંગતા નથી. 'અલ્હફ અલય્ય' 'અલહહ અલય્ય' અને 'અહફાનિ બિલ મસ્અલતિ' ત્રણેનો એક જ અર્થ છે. કિંવા તેણે સમય સાથે લપેટાઇને માંગ્યું. આયત 'ઇંય્યસ્અલ્કુમૂહા ફયુહફિકુમ'માં 'યુહફિકુમ'નો અર્થ એ છે કે, તે તમને મહેનત અને અતિશ્યોકિતથી સવાલ કરે છે.**



(૧૩૩/૪૭૮૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : મિસ્કીન તે નથી જે એક-બે ખજૂર અથવા એક-બે કોળિયાઓ માટે ઘરેઘર માંગતો ફરે, બલ્કે મિસ્કીન તે છે જે માંગવાથી બચે છે. જો તમે એનો પુરાવો માંગતા હોય તો અલ્લાહ તઆલાનું આ કથન પઢો : **'લાયસ્અલૂન ન્નાસ ઇલ્હાફા.'**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ અહલલ લ્લાહુલ બય્અ વ હર્રમ રિંબા' કિંવા અલ્લાહ તઆલાએ ખરીદ-વેચાણને હલાલ કર્યું છે અને વ્યાજને હરામ**

(૧૩૪/૪૭૮૧) હઝરત આઇશા કહે છે કે, જ્યારે વ્યાજ વિષે સૂરએ બકરહની છેલ્લી આયતો ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ તેને લોકો સામે પઢી. પછી દારૂના વેપારને હરામ ઠેરવ્યો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યમ્હકુ લ્લાહુ રિંબા' અલ્લાહ તઆલા વ્યાજને મિટાવે છે. ઇમામ બુખારી કહે છે : 'યમ્હકુ'નો અર્થ છે 'યુઝહિબુ' દૂર કરે છે.**

(૧૩૫/૪૭૮૨) હઝરત આઇશા કહે છે કે, જ્યારે સૂરએ બકરહની છેલ્લી આયતો ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ બહાર નીકળીને મસ્જિદમાં તેની તિલાવત કરી અને દારૂના વેપારને હરામ ઠેરવ્યો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફઇલ્લમ તફ્અલૂ ફઅ્ઝનૂ બિહરબિ મ્મિન લ્લાહિ વ રસૂલિહિ' કિંવા જો તમે એવું ન કર્યું (વ્યાજ લેવાનું છોડયું નહીં) તો અલ્લાહ અને રસૂલ તરફથી લડાઇની જાહેરાત સમજો**

(૧૩૬/૪૭૮૩) હઝરત આઇશા કહે છે કે, જ્યારે સૂરએ બકરહની છેલ્લી આયતો ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મસ્જિદમાં લોકો સામે તે પઢી અને દારૂના વેપારને હરામ ઠેરવ્યો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન કાન ઝુઉસ્રતિન ફનઝિરતુન ઇલા મય્સરતિન વ અન તસદ્દકૂ ખયરૂલ્લકુમ ઇન કુન્તુમ તઅ્લમૂન' જો ભીંસમાં હોય તો છુટછાટ થાય ત્યાં સુધી મહેતલ આપવી જરૂરી છે. જો ખૈરાત કરી દો તો તે તમારા માટે સારૂં છે, જો તમે જાણતા હોય તો**

(૧૩૭/૪૭૮૪) હઝરત આઇશા

કહે છે કે, જ્યારે સૂરએ બકરહની છેલ્લી આયતો ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ ઉભા થઇને તે અમારી સામે પઢી. ત્યાર પછી દારૂના વેપારને હરામ ઠેરવ્યો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વત્તકૂ યવ્મન તુરજઊન ફીહિ ઇલ લ્લાહિ' તે દિવસથી ડરો, જેમાં અલ્લાહ તઆલા તરફ રજૂ થશો**

(૧૩૮/૪૭૮૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : સૌથી છેલ્લી આયત જે રસૂલુલ્લાહ (સલ.) પર ઉતરી તે 'રિબા' (વ્યાજ)ની આયત છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન તુબ્દૂ મા ફી અન્ફૂસિકુમ અવ તુખ્ફૂહુ યુહાસિબ્કુમ બિહિ લ્લાહુ ફયગફિરૂ લિમં ય્યશાઉ વ યુઅઝ્ઝિબુ મં ય્યશાઉ વ લ્લાહુ અલા કુલ્લિ શયઇન કદીર' તમે તમારા મનની વાત જાહેર કરો અથવા છુપાવો, અલ્લાહ તેનો હિસાબ તમારી પાસેથી લેશે. પછી જેને ઇચ્છશે તેને બખ્શી દેશે અને જેને ઇચ્છશે તેને અઝાબ આપશે. ખુદા બધું કરી શકે છે**

(૧૩૯/૪૭૮૬) ઇબ્ને ઉમર કહે છે કે, આયત 'ઇન તુબ્દૂ મા ફી અન્ફૂસિકુમ અવ તુખ્ફૂહુ....' મન્સૂખ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'આમન ર્રસૂલુ બિમા ઉન્ઝિલ ઇલયહિ મિ ર્રબ્બિહિ વલ મુઅમિનૂન....' કિંવા અલ્લાહ તઆલા તરફથી જે કંઇ ઉતર્યું તેને રસૂલ અને બીજા ઇમાનદારો માને છે**

(૧૪૦/૪૭૮૭) ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત 'વ લાતહમિલ અલયના ઇસ્રન'માં 'ઇસ્ર'નો અર્થ છે વચન. 'ગુફરાનક'માં 'ગુફરાન'નો અર્થ છે મગફિરત કિંવા તું અમને બખ્શી દે.

(૧૪૧/૪૭૮૮) ઇબ્ને ઉમર કહે છે કે, આયત 'ઇન તુબ્દૂ મા ફિ અન્ફૂસિકુમ અવ તુખ્ફૂહુ'ને પાછળની આયત (લાયુકલ્લિફૂ લ્લાહ)... વડે મન્સૂખ કરવામાં આવી છે.

## સૂરએ આલે ઇમ્રાન

'તુકાતન' અને 'તકિય્યતન'નો એક જ અર્થ છે. કિંવા બચાવ અને ઢાલ. 'સિર્રુન' કકડતી ઠંડી. 'શફા હુફરતિન' ખાડાની ધાર (કિનારો) જેમ કે 'શફા ર્રકિય્યતિ' કાચા કુવાની ધાર. 'તુબવ્વિઉ' તમે છાવણી બનાવી રહ્યા હતા. 'મુસવ્વમ' એવી દરેક વસ્તુ જેના પર રેશમ અથવા ઊન વગેરેની કોઇ નિશાની બનાવવામાં આવે. 'રિબ્બિય્યૂન' 'રિબ્બિય્યુન'નું બહુવચન છે. (કિંવા અલ્લાહવાળા લોકો) 'તહુસ્સૂનહુમ' તમે તેમને કત્લ કરીને તેમના મૂળિયાં ઉખેડો છો. 'ગુઝ્ઝન' 'ગાઝી'નું બહુવચન છે. 'સનકતુબુ' અમે યાદ રાખીએ છીએ. 'નુઝુલન' સવાબ અથવા ખુદા પાસેથી ઉતરેલો બદલો. મુજાહિદ કહે છે કે, 'અલખયલિલ મુસવ્વમતિ'નો અર્થ છે જાડા સુંદર ઘોડાઓ. ઇબ્ને જુબૈર કહે છે કે, 'હસૂરન'નો અર્થ છે એવો માણસ જે ઓરતો સાથે સંભોગ ન કરે અથવા જેણે ઓરતો સાથે સંભોગ ન કર્યો હોય. ઇકરિમા કહે છે કે, આયત 'વ યઅ્તૂકુમ મિન ફવ્રિહિમ'માં 'ફવ્ર'નો અર્થ છે ગુસ્સો અને જુસ્સો. મુજાહિદ કહે છે કે, આયત 'યુખ્રિજુલ હય્ય મિનલ મય્યિતિ'માં મય્યિતથી વીર્ય મુરાદ છે. કારણ કે, વીર્ય નીકળતી વખતે નિર્જીવ હોય છે. પછી તેમાંથી સજીવ પેદા થાય છે. 'ઇબ્કાર' સવારનો શરૂઆતનો ભાગ. 'અશિય્યુન' સૂર્યાસ્તનો સમય.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'મિન્હુ આયાતુ મ્મુહ્કમાતુન વ ઉખરૂ મુતશાબિહાતુન' કિંવા કુર્આનમાં થોડીક આયતો મુહકમ છે અને થોડીક મુતશાબિહ. મુજાહિદ કહે છે કે, મુહકમથી હલાલ અને હરામ મુરાદ છે અને મુતશાબિહથી એવી આયતો મુરાદ છે, જેમાં શંકાસ્પદ અર્થોનો સંભવ હોય છે, પરંતુ તેઓ પરસ્પર એકબીજાનું સમર્થન કરે છે. જેમ કે આયત 'વ મા યુદિલ્લુ બિહિ ઇલ્લલ ફાસિકીન' કિંવા અલ્લાહ ગુમરાહ કરતો નથી આ કુર્આનથી, પરંતુ ગુનેહગારોને. બીજી આયત છે : 'વ યજ્અલુ ર્રિજ્સ અલલ્લઝીન લાયઅકિલૂન' કિંવા અલ્લાહ તઆલા ગુસ્સો અને ઝિલ્લત નાસમજ લોકો પર સવાર કરી દે છે. બીજી એક આયત છે : 'વ લ્લઝીન હ્તદવ ઝાદહુમ હુદન' જે લોકો હિદાયત પામેલા હોય છે તેમને અલ્લાહ વધારે હિદાયત આપે છે.**

**મુજાહિદ કહે છે કે, આયત 'વ લ્લઝીન ફી કુલૂબિહિમ ઝયગુન ફયત્તબિઊન મા તશાબહ મિન્હુ બ્તિગાઅલ ફિત્નતિ'માં 'ઝયગુન'થી શંકા મુરાદ છે. 'ઇબ્તિગાએ ફિત્ના'થી**

**મુતશાબિહાતના અર્થોની શોધ મુરાદ છે. આયત 'વ મા યઅ્લમુ તઅ્વીલહુ ઇલ્લ લ્લાહુ વ ર્રાસિખૂન ફીલ ઇલ્મિ યકૂલૂન આમન્ના બિહિ' અર્થ એ છે કે, મુતશાબિહાતની મુરાદ અલ્લાહ અને સંગીન ઇલ્મ ધરાવનારાઓ સિવાય બીજું કોઇ જાણતું નથી. સંગીન ઇલ્મ ધરાવનારાઓ કહે છે કે, અમે એના પર ઇમાન લાવ્યા**

(૧૪૨/૪૭૮૯) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ નીચેની આયત પઢી : **'હુવ લ્લઝી અન્ઝલ અલયકલ કિતાબ મિન્હુ આયાતુ મ્મુહકમાતુન હુન્ન ઉમ્મુલ કિતાબિ વ ઉખરૂ મુતશાબિહાતુન ફઅમ્મ લ્લઝીન ફી કુલૂબિહિમ ઝયગુન ફયત્તબિઊન મા તશાબહ મિન્હુ બ્તિગાઅલ ફિત્નતિ વ બ્તિગાઅ તઅ્વીલિહિ.....ઉલૂલ અલ્બાબ.'** પઢી રહ્યા પછી કહ્યું : જો તમે લોકોને જુઓ કે, મુતશાબિહ આયતોની પાછળ પડયા છે તો (સમજી લો) એ જ તે લોકો છે, જેમનું વર્ણન અલ્લાહ તઆલાએ કર્યું છે. ડિવા તેઓ તો ગુમરાહ છે. એટલે તમે સાવધ રહો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન્ની ઉઈઝુહા બિક વ ઝુર્રિય્યતહા મિન શ્શયતાનિ ર્રજીમ' હું તેને અને તેની ઔલાદને શયતાને મરદૂદથી તારી પનાહમાં આપું છું**

(૧૪૩/૪૭૯૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મરયમ અને તેના પુત્ર સિવાય જે બાળક પેદા થાય છે તેને શયતાન પેદા થતી વખતે સ્પર્શ કરે છે, જેના કારણે બાળક રડે છે. હઝરત અબૂ હુરૈરાએ આ હદીસ બયાન કરીને કહ્યું : જો તમે એનો પુરાવો માંગતા હોય તો આ આયત પઢી લો, **'વ ઇન્ની ઉઇઝુહા બિક વ ઝુર્રિય્યતહા મિન શ્શયતાનિ ર્રજીમ.'**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહ્દિ લ્લાહિ વ અયમાનિહિમ સમનન કલીલન ઉલાઇક લા ખલાક લહુમ ફીલ આખિરતિ વ લહુમ અઝાબુન અલીમ'. 'ખલાક'નો અર્થ ભલાઇ. 'અલીમ' 'મૂલિમ'ના અર્થમાં ડિવા તકલીફ આપનાર ડિવા જે લોકો અલ્લાહ તઆલાના કોલ-કરાર અને પોતાના વચનના બદલામાં થોડાક નાણાં લે છે, તેમનું આખિરતમાં કંઇ ભલું નહીં થાય. તેમને ભયંકર અઝાબ થશે**



(૧૪૪/૪૭૯૧) અબૂ વાઇલ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહેતા હતા કે, નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ કોઇ મુસલમાનનો માલ પડાવી લેવા માટે છેલ્લી કસમ ખાશે તે જ્યારે અલ્લાહ તઆલા સામે જશે ત્યારે અલ્લાહ તેના પર ગુસ્સે થશે. અબ્દુલ્લાહ કહે છે : એના સમર્થન માટે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **'ઇન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહ્દિ લ્લાહિ....'** અબૂ વાઇલ કહે છે : એવામાં અશ્અસ ઇબ્ને કૈસ પણ આવી પહોંચ્યા. તેમણે પૂછ્યું કે, અબૂ અબ્દુર્રહમાન (ઇબ્ને મસઊદ) તમને કઇ હદીસ બયાન કરી રહ્યા હતા ? અશ્અસે કહ્યું કે, એ આયત મારા વિષે ઉતરી હતી. મારા પિત્રાઇ ભાઇની જમીનમાં મારો એક કુવો હતો. (તે મને આપવા માંગતો ન હતો) રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : કાં તો ગવાહો લાવો, નહીં તો તેની પાસે કસમ ખવડાવો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! તે તો અત્યારે કસમ ખાઇ લેશે. આપે કહ્યું : જે માણસ કોઇ છેલ્લી અને અટકેલી વાત પર કોઇ મુસલમાનનો માલ પડાવી લેવા માટે જૂઠી કસમ ખાશે તે જ્યારે ખુદાની સામે જશે ત્યારે ખુદા તેના પર ગુસ્સે થશે.

(૧૪૫/૪૭૯૨) અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઓફા કહે છે કે, એક માણસે બજારમાં સામાન ગોઠવ્યો પછી તેણે કસમ ખાધી કે, મને એના આટલા નાણાં આપવામાં આવતા હતાં, જો કે તેને એટલા નાણાં આપવામાં આવતાં ન હતાં, તે (આમ કહીને) કોઇ મુસલમાનને ફસાવવા માંગતો હોય તે અંગે આયત **'ઇન્ન લ્લઝીન યશ્તરૂન....'** ઉતરી.

(૧૪૬/૪૭૯૩) ઇબ્ને અબી મુલૈકા કહે છે કે, બે સ્ત્રીઓ એક ઘરમાં મોઝા સીવી રહી હતી. થોડી વાર પછી એક સ્ત્રી નીકળી. તેની હથેળીમાં અણી વાગી હતી. તેણે બીજી સ્ત્રી પર અણી મારવાનો દાવો કર્યો. હઝરત ઇબ્ને અબ્બાસ સામે કેસ રજૂ થયો. ઇબ્ને અબ્બાસે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું છે : જો લોકોને ફકત દાવાના કારણે (ગવાહો વગર) ચુકાદો આપી દેવામાં આવશે તો પછી લોકોનું ખૂન અને માલ (કદી) મફત ચાલ્યો જશે. (લોકો જૂઠો દાવો કરીને ચુકાદો લઇ લેશે) તમે તેને ખુદા (ના અઝાબ)ની યાદ અપાવો અને આ આયત પઢીને સંભળાવો : **'ઇન્ન લ્લઝીન યશ્તરૂન બિઅહ્દિ લ્લાહિ....'** લોકોએ જઇને તે ઓરતને નસીહત કરી. તે ઓરતે સ્વીકાર કર્યો (કે, હું ખુદાથી ડરૂં છું. મને ખરેખર અણી (આર) મારવામાં આવી છે, પરંતુ મારી પાસે ગવાહ નથી.) છેવટે ઇબ્ને અબ્બાસે કહ્યું કે, પ્રતિવાદી માટે કસમ ખાવી જરૂરી છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ યા અહ્‌લલ કિતાબિ તઆલવ ઇલા કલિમતિન સવાઇન બયૂનના વ બયૂનકુમ અલ્લા નઅ્બુદ ઇલ્લ લ્લાહ' 'સવાઉન'નો અર્થ બરાબર કિંવા એય કિતાબવાળાઓ ! એક એવી વાત તરફ આવી જાઓ જે તમારી અને અમારી વચ્ચે બરાબર છે. તે વાત એ છે કે, અલ્લાહના સિવાય બીજા કોઇની પૂજા ન કરીએ**

(૧૪૭/૪૭૯૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : મને અબૂ સુફયાન કહેતા હતા કે, અમારી અને રસૂલુલ્લાહ (સલ.) વચ્ચે કરારની જે મુદત હતી તે દરમ્યાન હું (વેપાર અર્થે) સીરિયા ગયો. એક દિવસ હું સીરિયામાં જ હતો, એવામાં દિહ્યા કલબી મારફતે રસૂલુલ્લાહ (સલ.)નો મુબારક પત્ર હિરકલ પાસે આવ્યો. દિહ્યાએ પત્ર લાવીને બસરાના ગવર્નરને આપ્યો. જેથી હિરકલને પહોંચાડી દે. હિરકલે કહ્યું : શું તે માણસની કૌમનો કોઇ માણસ અહીં છે, જે નુબુવ્વતનો દાવેદાર છે. લોકોએ જવાબ આપ્યો : જી હા. જેથી મને બીજા કેટલાક કુરૈશીઓ સાથે હિરકલના દરબારમાં બોલાવવામાં આવ્યો. અમે ગયા. અમને હિરકલ સામે બેસાડવામાં આવ્યા. હિરકલે પૂછ્યું, જે માણસ પોતાને નબી કહે છે તેનો સૌથી વધુ નજીકનો સગો તમારામાંથી કોણ છે ? અબૂ સુફયાન કહે છે : મેં જવાબ આપ્યો, હું. લોકોએ મને હિરકલ સામે લઇ જઇને બેસાડી દીધો. મારા સાથીઓને મારી પાછળ બેસાડી દીધા. દુભાષિયાને બોલાવીને કહ્યું : જે માણસ નુબુવ્વતનો દાવેદાર છે તેના વિષે હું એને કંઇક પૂછું છું. જો એ મારી સામે જૂઠું બોલે તો એના સાથીઓએ એનું જૂઠ જાહેર કરવું જોઇએ. અબૂ સુફયાન કહે છે : ખુદાની કસમ ! જો મને એવો ભય ન હોત કે, મારા સાથીઓ મારૂં જુઠાણું મશહુર કરશે તો હું જરૂર જૂઠું બોલત. હિરકલે દુભાષિયાને કહ્યું : એને પૂછો કે, તમારા લોકોમાં તે માણસનું કુળ કેવું છે ? મેં કહ્યું : તે અમારામાં ખૂબ જ ઉચ્ચ કુળનો છે. હિરકલે કહ્યું : શું તેના બાપદાદાઓમાં કોઇ બાદશાહ થઇ ગયો છે ? મેં કહ્યું : ના. હિરકલે કહ્યું : શું આ નુબુવ્વતના દાવા પહેલા તમે તેના પર જૂઠું બોલવાનો આરોપ મૂકતા હતા ? મેં કહ્યું : ના. હિરકલે કહ્યું : શું મોટા મોટા માણસો તેના અનુયાયીઓ છે કે કમજોર વર્ગના લોકો ? મેં કહ્યું : કમજોર લોકો. હિરકલે કહ્યું : શું તેના અનુયાયીઓ વધી રહ્યા છે કે ઘટી રહ્યા છે ? મેં કહ્યું : વધી રહ્યા છે. હિરકલે કહ્યું : શું તેના ધર્મમાં દાખલ થઇને કોઇ માણસ તેનાથી નારાજ થઇને ફરી પણ જાય છે ? મેં કહ્યું : ના. હિરકલે કહ્યું : શું તમે તેની સાથે કદી



લડાઇ કરી છે ? મેં કહ્યું : હા. હિરકલે કહ્યું : તમારી લડાઇનું પરિણામ શું આવ્યું ? મેં કહ્યું : અમારી લડાઇ બરાબર રહી. કદી તેમણે અમારા પર વિજય મેળવ્યો અને કદી અમે તેમના પર. હિરકલે કહ્યું : શું તે વચનભંગ કરે છે ? મેં કહ્યું : ના, પરંતુ આ કરારની મુદત દરમ્યાન અમને ખબર નથી કે, તેઓ શું કરશે ? અબૂ સુફયાન કહે છે : બસ આટલી વાત હું વાતચીત દરમ્યાન ઉમેરી શકયો, બીજું કંઇ કહી શકયો નહીં. હિરકલે કહ્યું : શું આનાથી પહેલાં પણ કોઇએ આ વાત (નુબુવ્વતના દાવાની) કહી હતી ? મેં કહ્યું : ના. હિરકલે દુભાષિયાને કહ્યું : એને કહી દો કે, મેં તમને તેનું કુળ પૂછ્યું, તો તમે કહ્યું : તે ખૂબ જ ઉચ્ચ કુળનો છે. ખરેખર, પયગમ્બરો પોતાની કૌમમાં ઉચ્ચ કુળના જ હોય છે. મેં તમને પૂછ્યું હતું કે, શું તેના બાપદાદાઓમાંથી કોઇ બાદશાહ થઇ ગયો છે ? તમે કહ્યું : ના. જો તેના પૂર્વજોમાં કોઇ બાદશાહ થયો હોત તો હું કહેત કે, એ માણસ પોતાના પૂર્વજોની હુકૂમત ઇચ્છે છે. મેં તમને પૂછ્યું હતું કે, શું તેના અનુયાયીઓ કમજોર વર્ગના લોકો છે અથવા મોટા મોટા લોકો છે ? તમે કહ્યું : કમજોર લોકો છે. બેશક, કમજોર લોકો જ પયગમ્બરોના અનુયાયીઓ હોય છે. મેં તમને પૂછ્યું હતું કે, શું આ પહેલાં તમે તેના પર જૂઠું બોલવાનો આરોપ મૂકતા હતા ? તમે કહ્યું : ના. ત્યારે હું સમજી ગયો કે, જે માણસ લોકો અંગે જૂઠું ન બોલે તે ખુદા અંગે કેવી રીતે જૂઠું બોલી શકે છે. મેં તમને પૂછ્યું હતું કે, શું તેના ધર્મમાં દાખલ થયા પછી કોઇ તેનાથી નારાજ થઇને ફરી પણ જાય છે. તમે કહ્યું : ના. બેશક, ઇમાનની એવી જ હાલત છે, જ્યારે દિલમાં ઠસી જાય છે ત્યારે બદલાતું નથી. મેં તમને પૂછ્યું હતું કે, તેના અનુયાયીઓ વધે છે કે ઘટે છે ત્યારે તમે કહ્યું હતું કે, તેઓ વધે છે. ઇમાનની એ જ સ્થિતિ છે, અહીં સુધી કે, તે પરિપૂર્ણ થાય છે. મેં તમને પૂછ્યું હતું કે, શું તમારી તેની સાથે લડાઇ પણ થઇ છે. જો થઇ છે તો તેનું શું પરિણામ આવ્યું. તમે કહ્યું કે, તેની સાથે લડતા રહ્યા છીએ. લડાઇ સરખી રહી છે. કદી તેઓ વિજયી બન્યા અને કદી અમે. ખરેખર, પયગમ્બર મુસીબતોમાં સપડાય છે, પરંતુ પરિણામ તેમના માટે સારૂં રહે છે. મેં તમને પૂછ્યું કે, શું વચનભંગ પણ કરે છે ? તમે કહ્યું કે, ના. ખરેખર, પયગમ્બર વચનભંગ કરતા નથી. મેં તમને પૂછ્યું કે, શું આ પહેલાં પણ કોઇએ આ દાવો કર્યો હતો ? તમે કહ્યું : ના. જો એ પહેલાં કોઇએ એવો દાવો કર્યો હોત તો હું કહેત કે, એ માણસે તેની જ વાતનું અનુકરણ કરવાનો પ્રયાસ કર્યો છે. તે પછી હિરકલે પૂછ્યું, તે તમને શું કરવાનો હુકમ આપે છે ? અબૂ સુફયાને કહ્યું : મેં જવાબ આપ્યો : તે

અમને નમાઝ પઢવાનો, ઝકાત આપવાનો, સગાઓનું ભરણપોષણ કરવાનો અને ચારિત્ર્યવાન રહેવાનો હુકમ આપે છે. આ વાત સાંભળીને હિરકલે કહ્યું : જો ખરેખર તમે જે કહી રહ્યા છો તે જ વાત છે તો તે બેશક નબી છે. આ તો હું પહેલેથી જ જાણતો હતો કે, તે પેદા થનાર છે, પરંતુ હું એવું ધારતો ન હતો કે, તે તમારામાં થશે. જો હું ત્યાં સુધી જઇ શક્યો તો તેના દીદારનો આશિક બની જઇશ. જો હું તેની પાસે હોત તો તેના પગ ધોવત. તેની હુકૂમત મારા બંને પગની નીચે સુધી જરૂર પહોંચી જશે. ત્યાર પછી તેણે રસૂલુલ્લાહ (સલ.)નો પત્ર મંગાવ્યો. પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું :

''બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ.'' મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ.) તરફથી રોમના સરદાર હિરકલના નામે આ પત્ર છે. જે માણસ સીધા રસ્તા પર ચાલે તેને સલામ. જાણી લો કે, હું તમને ઇસ્લામનું આમંત્રણ આપું છું. મુસલમાન થઇ જાઓ. સલામત રહેશો. જો મુસલમાન થઇ જશો તો અલ્લાહ તઆલા તમને બેવડો સવાબ આપશે. જો મોં ફેરવી લેશો તો તમારા પર તમારા બધા તાબેદારોની જવાબદારી રહેશે. હે કિતાબવાળાઓ ! એક એવી વાત તરફ આવી જાઓ જે અમારી અને તમારી વચ્ચે સરખી છે. તે એ કે આપણે ખુદાના સિવાય કોઇની પૂજા ન કરીએ.....''

હિરકલ જ્યારે કાગળ વાંચીને પરવાર્યો ત્યારે ભારે કોલાહલ થયો અને ખૂબ શોરબકોર થયો. અમને હુકમ આપીને દરબારની બહાર કાઢવામાં આવ્યા. અબૂ સુફયાન કહે છે : નીકળતી વખતે મેં મારા સાથીઓને કહ્યું કે, હવે તો અબૂ કબશાના પુત્રનું કામ ખૂબ વધી ગયું. તેનાથી તો રોમનો બાદશાહ પણ ડરે છે. અબૂ સુફયાન કહે છે : તે વખતે જ મને ખાત્રી થઇ ગઇ હતી કે, ટૂંક સમયમાં રસૂલુલ્લાહ (સલ.)નો ધર્મ બધા પર છવાઇ જશે. છેવટે ખુદાએ મને ઇસ્લામમાં દાખલ કરી દીધો. ઝુહરીએ ઉપરોક્ત કિસ્સા પછી એટલું વધુ બયાન કર્યું છે કે, હિરકલે રોમના સરદારોને એક મકાનમાં બોલાવીને ભેગા કર્યા અને કહેવા લાગ્યો : હે રોમનો ! શું તમે હંમેશ માટે સફળતા, ભલાઇ અને સીધો રસ્તો ઇચ્છો છો અને શું તમે ઇચ્છો છો કે, તમારી આ હુકૂમત કાયમ રહે ? આ સાંભળતાં જ બધા સરદારો જંગલી જાનવરોની જેમ દરવાજાઓ તરફ નાઠા, પરંતુ દરવાજા બંધ હતા. હિરકલે કહ્યું : તેમને મારી પાસે લાવો. જ્યારે બધા લોકો આવી ગયા ત્યારે હિરકલ કહેવા લાગ્યો : હું તમારી ધાર્મિક મક્કમતાની કસોટી કરવા માંગતો હતો. હિરકલની આ વાત સાંભળીને બધા લોકો તેની સામે સજદામાં પડી ગયા અને ખુશ થઇ ગયા.



**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લન તનાલૂન બિર્ર હત્તા તુન્ફિકૂ મિમ્મા તુહિબ્બૂન.....'**

(૧૪૮/૪૭૯૫) હઝરત અનસ કહે છે કે, મદીનામાં બધા અનસારીઓમાં અબૂ તલહાના ખજૂરીઓના બાગો વધારે હતા. તેમને બધા માલમાં બીરહા બાગ વધારે પસંદ હતો. આ બાગ મસ્જિદ સામે હતો. રસૂલુલ્લાહ (સલ.) તેમાં જઇને ત્યાંનું સરસ પાણી પીયા કરતા હતા. જ્યારે આયત **લન તનાલૂલ બિર્ર હત્તા તુન્ફિકૂ મિમ્મા તુહિબ્બૂન** ઉતરી ત્યારે અબૂ તલહાએ ઉભા થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલા ફરમાવે છે કે, જ્યાં સુધી તમે તમારો પ્રિય માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરશો નહીં ત્યાં સુધી નેકી પામી શકતા નથી. મારી નઝરમાં સૌથી વધુ પ્રિય માલ બીરહા બાગ છે. એટલે હું તેને ખુદાના માટે ખૈરાત કરૂં છું અને એના સવાબની આશા રાખું છું. હવે આપને જેમ ઠીક લાગે તેમ તેનો ઉપયોગ કરો. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : વાહ, વાહ, તે તો ઘણો લાભદાયક માલ છે, ઘણી ફાયદાકારક વસ્તુ છે. તમે જે કંઇ કહ્યું તે મેં સાંભળી લીધું. મને એ યોગ્ય લાગે છે કે, તમે તમારા સગાંઓને તે બાગ વહેંચી દો. અબૂ તલહાએ તે બાગ પોતાના સગાંઓ અને પિત્રાઇ ભાઇઓને વહેંચી દીધો. અમુક રિવાયતોમાં એટલું વધુ છે કે, અબૂ તલહાએ તે બાગ હસ્સાન અને ઉબય ઇબ્ને કઅબને આપી દીધો. મને તેમાંથી કંઇ આપ્યું નહીં, જો કે હું તેમના બંને કરતાં વધારે નઝદીકનો સગો હતો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ ફઅ્તૂ બિત્તવરાતિ ફત્લૂહા ઇન કુન્તુમ સાદિકીન' એય મુહમ્મદ ! તેમને કહી દો કે, જો તમે સાચા હોય તો તૌરાત લાવીને પઢો**

(૧૪૯/૪૭૯૬) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, કેટલાક યહૂદીઓ રસૂલુલ્લાહ (સલ.) પાસે એક પુરૂષ અને એક સ્ત્રીને લઇને હાજર થયા. તે બંનેએ વ્યભિચાર કર્યો હતો. હુઝૂરે કહ્યું : તમે વ્યભિચારીને શું શિક્ષા કરો છો ? યહૂદીઓએ કહ્યું : અમે તેનું મોં કાળું કરીએ છીએ અને મારીએ છીએ. હુઝૂરે કહ્યું : શું તૌરાતમાં તમને પ્રાણઘાતક પત્થરમાર કરવાનો હુકમ મળતો નથી ? યહૂદીઓએ કહ્યું : તૌરાતમાં એનો કોઇ હુકમ નથી. આ સાંભળીને અબ્દુલ્લાહ ઇબ્ને સલામે કહ્યું : તમે જૂઠું બોલો છો. તૌરાત લાવીને પઢો, જો તમે સાચા હોય તો. (તૌરાત લાવવામાં આવી) એક પઢનારાએ પોતાની હથેળી પ્રાણઘાતક પત્થરમારની આયત પર મૂકીને આગળ પાછળની આયતો પઢવાનું શરૂ કર્યું. પત્થરમારની આયત પઢી નહીં. અબ્દુલ્લાહ ઇબ્ને

સલામે તેનો હાથ હટાવીને કહ્યું : આ શું છે ? લોકોએ જોયું તો પ્રાણઘાતક પત્થરમારની હુકમની આયત હતી. હુઝૂરે બંનેને પ્રાણઘાતક પત્થરમાર કરવાનો હુકમ આપ્યો. મસ્જિદ પાસે જનાઝો મૂકવાની જગ્યાની નજીક બંનેને જીવલેણ પત્થરમાર કરવામાં આવ્યો. ઇબ્ને ઉમર કહે છે : મેં જોયું કે, પુરૂષ સ્ત્રી પર ઝૂકી પડતો હતો અને તેને પત્થરમારોથી બચાવવા ઇચ્છતો હતો.

**'કુન્તુમ ખયૂર ઉમ્મતિન ઉખ્રિજત લિન્નાસિ' તમે શ્રેષ્ઠ કૌમ છો, જે લોકોના ફાયદા માટે પેદા કરવામાં આવી છે**

(૧૫૦/૪૭૯૭) હઝરત અબૂ હુરૈરાએ આયત **'કુન્તુમ ખયૂર ઉમ્મતિન ઉખ્રિજત લિન્નાસિ'**નો એવો અર્થ વર્ણન કર્યો છે કે, તમે લોકોને લાભ પહોંચાડવા માટે શ્રેષ્ઠ કૌમ છો કે તેમની ગરદનો સાંકળોમાં બાંધીને લાવો છો. અહીં સુધી કે, તેઓ ઇસ્લામમાં દાખલ થઇ જાય છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇઝ હમ્મ તાઇફતાનિ મિન્કુમ અન તફશલા' જ્યારે તમારામાંથી બે જુથોએ કાયરતા બતાવવાનો ઇરાદો કરી લીધો હતો**

(૧૫૧/૪૭૯૮) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, આયત **'ઇઝ હમ્મ તાઇફતાનિ મિન્કુમ અન તફશલા વલ્લાહુ વલિય્યુહુમા'** અમારા વિષે જ ઉતરી હતી. બની હારિસહ અને બની સલમહ બંને અમારા જ જુથો હતાં. અમને આ આયતના ન ઉતરવાથી ખુશી ન થાત. (બલ્કે ઉતરવાથી ખુશી થઇ) કારણ કે, ખુદા તઆલાએ તેની આગળ ફરમાવ્યું છે : **'વલ્લાહુ વલિય્યુહુમા'** ખુદા તેમનો મદદગાર છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લયૂસ લક મિનલ અમ્રિ શયઉન' તમારો કંઇ અધિકાર નથી**

(૧૫૨/૪૭૯૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ફજની નમાઝમાં બીજી રકઅતમાં રૂકૂઅમાંથી શિર ઉચકતા ત્યારે **'સમિઅ લ્લાહુ લિમન હમિદહ, રબ્બના વલકલ હમ્દુ'** કહ્યા પછી કહેતા : **'અલ્લાહુમ્મ લ્અન ફુલાનન વ ફુલાનન વ ફુલાના'** એય અલ્લાહ ! ફલાણા, ફલાણા અને ફલાણા પર લાનત કર, તે વખતે આયત **'લયૂસ લક મિનલ અમ્રિ શયઉન....'** ઉતરી.

(૧૫૩/૪૮૦૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે કોઇના માટે દુઆ અથવા બદદુઆ કરવાનો ઇરાદો કરતા હતા ત્યારે રૂકૂઅ



પછી દુઆએ કુનૂત પઢતા અને ઘણી વાર **'સમિઅ લ્લાહુ લિમન હમિદહ, અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દુ'** કહ્યા પછી કહેતા હતા : એય અલ્લાહ ! વલીદ ઇબ્ને વલીદ, સલમહ ઇબ્ને હિશામ અને અય્યાશ ઇબ્ને રબીઆને મુક્તિ આપ. એય ખુદા ! મુદર પર તારી ભયંકર મુસીબત ઉતાર. તેમના માટે એવા સૂકા વરસો મુકર્રર કર જેવાં કે યૂસુફ (અલ.)ના સમયમાં આવ્યાં હતાં. હુઝૂર ઉંચા સાદે આ શબ્દો કહેતા હતા. સવારની અમુક નમાઝોમાં અરબસ્તાનના કબીલાઓ વિષે કહેતા હતા : એય અલ્લાહ ! ફલાણા ફલાણા પર લાનત કર. તે વખતે અલ્લાહ તઆલાએ આ આયત **'લયૂસ લક મિનલ અમ્રિ શયઉન....'** ઉતારી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ર્રસૂલુ યદઊકુમ ફી ઉખ્રાકુમ' રસૂલ પાછલી હરોળમાં તમને બોલાવતા હતા. 'ઉખ્રા' 'આખિરૂ'નું નારીજાતિ છે. ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'ઇહદલ હુસ્નયયૂનિ' (બંનેમાંથી એક ભલાઇ)થી વિજય અથવા શહાદત મુરાદ છે.**

(૧૫૪/૪૮૦૧) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ઉહદની લડાઇના દિવસે પાયદળ પર અબ્દુલ્લાહ ઇબ્ને જુબેરને મુકર્રર કર્યા હતા, પરંતુ બધા હાર ખાઇને નાઠા. રસૂલુલ્લાહ (સલ.) સાથે બાર માણસો સિવાય કોઇ બાકી રહ્યું નહીં. તે વખતે રસૂલુલ્લાહ (સલ.) પાછળથી લોકોને બોલાવવા લાગ્યા. ઉપરોક્ત આયતમાં એ જ મુરાદ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અમનતન્ નુઆસન' કિંવા અલ્લાહ તઆલાએ રંજ પછી તમારા પર શાંતિ કિંવા ઉંઘ ઉતારી**

(૧૫૫/૪૮૦૨) હઝરત અબૂ તલહા કહે છે કે, લડાઇના મેદાનમાં અમારા પર ઉંઘ એવી રીતે છવાઇ ગઇ કે, મારા હાથમાંથી તલવાર પડી જતી હતી અને હું પકડી લેતો હતો. ફરી પડી જતી હતી. હું ફરી પકડી લેતો હતો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અલ્લઝીન સ્તજાબૂ લિલ્લાહિ વ ર્રસૂલિ મિમ્ બઅ્દિ મા અસાબહુમુલ કરહુ લિલ્લઝીન અહ્સનૂ મિન્હુમ વત્તકવ અજરૂન અઝીમ' જે લોકોએ ઘાયલ થયા પછી અલ્લાહ અને રસૂલનો હુકમ માન્યો, તેમનામાંથી નેક લોકો માટે ભારે સવાબ છે. 'કર્હ'નો અર્થ ઘા. 'ઇસ્તજાબૂ' 'અજાબૂ'ના અર્થમાં છે. કિંવા હુકમ માન્યો.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન ન્નાસ કદ જમઉ લકુમ' કિંવા એક માણસે આવીને કહ્યું કે, કાફિરોએ તમારા મુકાબલા માટે લશ્કર ભેગું કર્યું છે**

(૧૫૬/૪૮૦૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હઝરત ઇબ્રાહીમ (અલ.)ને જ્યારે આગમાં નાખવામાં આવ્યા ત્યારે તેમણે કહ્યું : **હસ્બુન લ્લાહુ વ નિઅ્મલ વકીલ** રસૂલુલ્લાહ (સલ.)એ પણ એવા સમયે એ કહ્યું હતું, જ્યારે કે લોકોએ આવીને કહ્યું કે, કાફિરોએ તમારા મુકાબલા માટે લશ્કર ભેગું કર્યું છે. તેમના આ કથનથી સહાબાનું ઇમાન વધુ મજબૂત બન્યું. તેમણે પણ એ પ્રમાણે જ કહ્યું : '**હસ્બુન લ્લાહુ વ નિઅ્મલ વકીલ.**'

(૧૫૭/૪૮૦૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હઝરત ઇબ્રાહીમ (અલ.)ને જ્યારે આગમાં નાખવામાં આવ્યા ત્યારે તેમના છેલ્લા શબ્દો આ પ્રમાણે હતા : '**હસ્બિય લ્લાહુ વ નિઅ્મલ વકીલ.**'

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લાયહસબન્ન લ્લઝીન યબ્ખલૂન બિમા આતાહુમુ લ્લાહુ.....' 'સયુતવ્વકૂન' ટૂંક સમયમાં તેમને ફંદો નાખવામાં આવશે. 'તવ્વકતુહુ બિતવકિન' મૈં તેના ગળામાં ફંદો નાખ્યો**

(૧૫૮/૪૮૦૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસને અલ્લાહ માલ આપે અને તે તેની ઝકાત ન આપે તો (કિયામતના દિવસે) તેનો માલ તેના માટે ગંજો સાપ બનાવવામાં આવશે. જેની આંખો પર બે કાળા ડાઘ હશે. તે સાપને તે માણસના ગળામાં નાખવામાં આવશે. સાપ તેના બંને હોઠ પકડીને કહેશે : હું છું તારો માલ. હું છું તારો ખજાનો. આ હદીસ કહ્યા પછી હુઝૂરે આ આયત પઢી : '**વ લાયહ્સબન્ન લ્લઝીન યબ્ખલૂન બિમા આતાહુમુ લ્લાહુ મિન ફદલિહિ.**'

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લતસ્મઉન્ન મિન લ્લઝીન ઊતૂલ કિતાબ મિન કબ્લિકુમ વ મિન લ્લઝીન અશ્રકૂ અઝન કસીરા.' કિંવા તમારા પહેલાં જેમને કિતાબ આપવામાં આવી છે, તેમની પાસેથી અને મુશ્રિકો પાસેથી તમે ઘણી બુરાઇઓ સાંભળશો**

(૧૫૯/૪૮૦૬) હઝરત ઉસામા ઇબ્ને ઝેદ કહે છે કે, બદરની લડાઇ પહેલાં રસૂલુલ્લાહ (સલ.) ફદકની ચાદર નાખીને ગધેડા પર સવાર થયા. મને પાછળ બેસાડીને બની હારિસના મહોલ્લા તરફ સઅદ ઇબ્ને ઉબાદાની ખબર લેવા માટે ગયા. રસ્તામાં એક સભા પાસેથી પસાર થયા, જેમાં અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય પણ હતા. ઇબ્ને ઉબયે તે વખતે મુસલમાન હોવાનું જાહેર કર્યું ન હતું. મુશ્રિકો, મૂર્તિપૂજકો, યહૂદીઓ અને મુસલમાનોના મિશ્રિત જૂથો ત્યાં બેઠાં હતાં. અબ્દુલ્લાહ ઇબ્ને રવાહા પણ હતા. રસૂલુલ્લાહ (સલ.)ના જાનવરના પગોથી જે ધૂળ ઉડી તે સભાજનો પર છવાઇ ગઇ. અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયે ચાદરથી નાક ઢાંકીને કહ્યું : અમારા પર ધૂળ ન ઉડાવો. રસૂલુલ્લાહ (સલ.)એ સભાજનોને સલામ કરી. જાનવરને થોભાવી, ઉતરીને બધાને અલ્લાહ તરફ આવવાનું આમંત્રણ આપ્યું. તેમની સામે કુર્આનનું પઠન કર્યું. અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય કહેવા લાગ્યો : હે માનવી ! તું જે કંઇ કહી રહ્યો છે, એ જો સાચું હોય તો એનાથી સારી કોઇ વસ્તુ નથી, પરંતુ અમારી સભાઓમાં આવીને તું અમને તકલીફ ન આપ. તારી જગ્યાએ ચાલ્યો જા. ત્યાં તારી સામે જે આવે તેની સામે એ બયાન કરજે. આ સાંભળીને અબ્દુલ્લાહ ઇબ્ને રવાહાએ કહ્યું : શા માટે નહીં ? યા રસૂલલ્લાહ ! આપ અમારી સભાઓમાં ખૂબ બયાન કરો. અમે એને પસંદ કરીએ છીએ. છેવટે મુસલમાનો અને યહૂદીઓ-મૂર્તિપૂજકો વચ્ચે ગાળા-ગાળી થવા લાગી. એકબીજાનું



ગળેવાન પકડવાની અણી પર હતાં. રસૂલુલ્લાહ (સલ.) બધાનો ગુસ્સો ઠંડો કરી રહ્યા હતા. અહીં સુધી કે બધા ચુપ થઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.) પોતાના જાનવર પર સવાર થઇને રવાના થઇ ગયા. સઅદ ઇબ્ને ઉબાદા પાસે જઇને કહ્યું : સઅદ, શું તમે અબૂ હુબાબ કિંવા અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયની વાતો સાંભળી નહીં ? સઅદે કહ્યું : યા રસૂલલ્લાહ ! એને જવા દો અને માફ કરી દો. કારણ કે, તે ખુદાની કસમ છે જેણે તમારા પર કુર્આન ઉતાર્યું છે અને સાચો ધર્મ આપ્યો છે, આ શહેરના લોકોએ સર્વાનુમતે નિર્ણય કર્યો હતો કે, અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયને (અહીંની હુકૂમતનો) તાજ પહેરાવીશું અને આપણા સરદાર બનાવીશું, પરંતુ આ સાચા ધર્મને કારણે જે અલ્લાહ તઆલાએ આપને આપ્યો, અલ્લાહને એ વાત મંજૂર ન હતી. અબ્દુલ્લાહને આ કારણે ઇર્ષા થઇ. ઇર્ષાના કારણે તેણે એવું વર્તન દાખવ્યું જે આપે જોયું. આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.)એ તેને માફ કરી દીધો. કારણ કે રસૂલુલ્લાહ (સલ.) અને આપના સહાબાઓ ખુદાના હુકમ અનુસાર મૂર્તિપૂજકો અને યહૂદીઓ-ઇસાઇઓના અપરાધો માફ કરી દેતા હતા. તેમના તરફથી થતી સતામણી પર સબ્ર કરતા હતા. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, જેમને તમારાથી પહેલાં

'કિતાબ' આપવામાં આવી છે તેમના તરફથી અને મૂર્તિપૂજકો તરફથી તમે ઘણી ખરાબ વાતો સાંભળશો....બીજી આયતમાં આવ્યું છે : **વદ્દ કસીરૂ મ્મિન અહ્‌લિલ કિતાબિ લવ યરૂદ્દૂનકુમ મિમ્ બઅ્દિ ઇમાનિકુમ....** કિંવા ઘણા 'અહલે કિતાબ' દિલથી ઇચ્છે છે કે, તમારા મુસલમાન થઇ ગયા પછી તમને ફરી કાફિરમાં પલટાવી દે..... રસૂલુલ્લાહ (સલ.)ની આદત હતી કે, ખુદાના હુકમ અનુસાર માફ કરવાની બાબત પર અમલ કરતા હતા, અહીં સુધી કે, અલ્લાહ તઆલાએ કાફિરો સાથે લડવાની રજા આપી. પછી જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ બદરની લડાઇ કરી અને અલ્લાહ તઆલાએ તે લડાઇમાં કુરૈશના સરદારોને ખત્મ કર્યાં ત્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય અને તેના બીજા મૂર્તિપૂજક સાથીઓ કહેવા લાગ્યા : હવે આ વાતનું કારણ જાહેર થઇ ગયું. એટલે હવે તેમાં દાખલ થઇ જવું જોઇએ. જેથી તે લોકોએ રસૂલુલ્લાહ (સલ.)થી બૈઅત કરી અને (જાહેરમાં) મુસલમાન થઇ ગયા. (પરંતુ દિલમાં મુનાફિક રહ્યા).

**આયત 'લાતહ્‌સબન્ન લ્લઝીન યફરહૂન બિમા અતવ'ની તફસીર**

(૧૯૦/૪૮૦૭) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કોઇ જિહાદમાં જતા હતા ત્યારે મુનાફિક લોકો સાથે જતા ન હતા અને રસૂલુલ્લાહ (સલ.)ને સાથ ન આપવા માટે ખુશ થતા હતા. પછી જ્યારે હુઝૂર જિહાદમાંથી પાછા ફરતા હતા ત્યારે બહાનાઓ આગળ ધરતા હતા. કસમો ખાતા હતા અને ઇચ્છતા હતા કે, તેઓ તઅરીફના હકદાર બની જાય. તે પરથી આયત **'લાતહ્‌સબન્ન લ્લઝીન યફરહૂન બિમા અતવ.....'** ઉતરી.

(૧૯૧/૪૮૦૮) અલ્કમા કહે છે કે, મરવાને પોતાના ચોકીદારને કહ્યું : રાફિઅ, જરા ઇબ્ને અબ્બાસને જઇને પૂછો કે, જો એવો દરેક માણસ જે પોતાના કરેલા કામો પર ખુશ થયો અને એવો દરેક માણસ જે ન કરેલા કામો માટે પોતાની તઅરીફ પસંદ કરતો હોય એ બંનેને અઝાબ આપવામાં આવે તો પછી આપણે બધા અઝાબમાં સપડાઇશું ? હઝરત ઇબ્ને અબ્બાસે કહ્યું : તમને આ આયત (લા તહ્‌સબન્ન લ્લઝીન યફરહૂન) સાથે શું નિસ્બત ? હકીકતમાં વાત એમ હતી કે, રસૂલુલ્લાહ (સલ.)એ યહૂદીઓને એક વાત પૂછી હતી. યહૂદીઓએ મૂળ વાત હુઝૂરથી છુપાવી અને બીજો જ જવાબ આપ્યો. પછી રસૂલુલ્લાહ (સલ.) પાસે પોતાના જવાબ અને તઅરીફની આશા રાખવા લાગ્યા. મૂળ વાત દિલમાં



છુપાવવા માટે ખુશ થયા. (આ આયત તેમના વિષે ઉતરી હતી) આ પ્રમાણે કહ્યા પછી ઇબ્ને અબ્બાસે આયત **'વ ઇઝ અખઝ લ્લાહુ મીસાક લ્લઝીન ઊતૂલ કિતાબ.....'** પઢી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન ફી ખલ્કિ સ્સમાવાતિ વલ અર્દિ વ ખ્તિલાફિ લ્લયલિ વ ન્નહારિ લઆયાતિન.....' કિંવા આકાશો અને ધરતીઓના જન્મ અને રાત-દિવસના એક બીજા પછી ગમન-આગમનમાં બુદ્ધિશાળીઓ માટે મોટી મોટી નિશાનીઓ છે**

(૧૯૨/૪૮૦૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : એક રાત્રે હું મારી માસી હઝરત મયમૂના (ઉમ્મુલ મુઅમિનીન)ને ત્યાં રહ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ થોડી વાર તો પોતાની પત્ની (હઝરત મયમૂના) સાથે વાતચીત કરી. પછી સૂઇ ગયા. છેલ્લી ત્રીજા ભાગની રાત્રીમાં ઉઠયા અને આસ્માન તરફ જોઇને કહ્યું : **'ઇન્ન ફી ખલ્કિ સ્સમાવાતિ વલ અર્દિ વ ખ્તિલાફિ લ્લયલિ વ ન્નહારિ લઆયાતિ લિઉલિલ અલ્બાબ.'** પછી ઉભા થઇને વુઝૂ કરીને મિસ્વાક કરીને અગિયાર રકઅતો પઢી. થોડીવાર પછી બિલાલે અઝાન આપી. હુઝૂર બે રકઅત પઢીને બહાર નીકળ્યા અને ફજ્રની નમાઝ પઢી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અલ્લઝીન યઝકુરૂન લ્લાહ કિયામં વ્વ કુઊદં વ્વ અલા જુનુબિહિમ વ યતફક્કરૂન ફી ખલ્કિ સ્સમાવાતિ વલ અર્દિ' કિંવા જે લોકો ઉભા રહીને, બેસીને અને પડખા પર સૂઇને અલ્લાહની યાદ કરે છે અને આસ્માનો અને જમીનોની ઉત્પત્તિ વિષે ઊંડો વિચાર કરે છે**

(૧૯૩/૪૮૧૦) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : એક રાત્રે હું મારી માસી હઝરત મયમૂના (રદિ.) પાસે રહ્યો. મેં કહ્યું કે, આજે હું રસૂલુલ્લાહ (સલ.)ની નમાઝ જોઇશ. રસૂલુલ્લાહ (સલ.) માટે એક બિછાનું બિછાવવામાં આવ્યું. આપ તેની લંબાઇમાં સૂઇ ગયા. (પાછલી રાત્રે) આંખો ચોળતા આલે ઇમ્રાનની છેલ્લી દસ આયતો પઢી. પઢી રહ્યા પછી એક મશકમાંથી, જે લટકતી હતી, વુઝૂ કર્યું અને નમાઝ પઢવા ઉભા થઇ ગયા. મેં પણ ઉઠીને રસૂલુલ્લાહ (સલ.)એ જે પ્રમાણે કર્યું હતું તે જ પ્રમાણે કર્યું. હું જઇને આપની પાસે ઉભો થઇ ગયો. આપે મારા માથા પર હાથ મૂકીને કાન પકડીને આમળવાનું શરૂ કર્યું. પછી આપે બે રકઅત પઢી. પછી બે પઢી. પછી બે પઢી. પછી બે પઢી. પછી બે પઢી. પછી

બે પઢી. છેલ્લે વિત્રની નમાઝ પઢી.

**આયત 'રબ્બના ઇન્નક મન તુદ્‌ખિલિ ન્નાર ફકદ અખ્ઝયતહુ વ મા લિઝ્ઝાલિમીન મિન અન્સાર'ની તફસીર. કિંવા એય અલ્લાહ ! તેં જેને આગમાં નાખ્યો તેને તેં ઝલીલ કર્યો. ઝાલિમોનો કોઇ મદદગાર નથી**

(૧૬૪/૪૮૧૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : એક રાત્રે હું મારી માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.)ને ત્યાં રહ્યો. રસૂલુલ્લાહ (સલ.) અને આપના પત્ની તો બિછાનાની લંબાઇમાં અને હું પહોળાઇમાં સૂઇ ગયો. હુઝૂર (સલ.) ઉંઘી ગયા અને લગભગ અડધી રાત્રે જાગ્યા. આંખો ચોળતા ઉઠયા અને સૂરએ આલે ઇમ્રાનની છેલ્લી દસ આયતો પઢી. પછી ઉભા થઇને તે મશક પાસે ગયા, જે લટકતી હતી, તેમાંથી સારી રીતે વુઝૂ કરીને નમાઝ પઢવા ઉભા થઇ ગયા. મેં પણ એવું જ કર્યું જેવું રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું હતું. હું જઇને હુઝૂર પાસે ઉભો થઇ ગયો. આપે પોતાનો જમણો હાથ મારા માથા પર મૂકયો અને જમણો કાન પકડીને આમળવા લાગ્યા. હુઝૂરે તે રાત્રે બે રકઅત પઢી. પછી બે પઢી. પછી બે પઢી. પછી બે પઢી. પછી બે પઢી. પછી બે પઢી. છેલ્લે વિત્ર નમાઝ પઢીને સૂઇ રહ્યા, અહીં સુધી કે મુઅઝ્ઝિન આવ્યા. આપે ઉઠીને ટૂંકી બે રકઅત પઢી. પછી બહાર જઇને ફજ્રની નમાઝ પઢી.

**આયત 'રબ્બના ઇન્નના સમિઅ્‌ના મુનાદિયં ય્યુનાદી લિલ ઇમાનિ'ની તફસીર**

(૧૬૫/૪૮૧૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, એક રાત્રે હું મારી માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત મયમૂના (રદિ.)ને ત્યાં રહ્યો અને બિછાનાની પહોળાઇમાં સૂઇ ગયો. રસૂલુલ્લાહ (સલ.) અને આપના પત્ની બિછાનાની લંબાઇમાં સૂઇ ગયા. થોડી વાર પછી હુઝૂર સૂઇ ગયા. લગભગ અડધી રાત્રે આપ જાગ્યા અને મુબારક હાથથી આંખો ચોળતા ઉઠીને આલે ઇમ્રાનની છેલ્લી દસ આયતો પઢી. પછી ઉઠીને લટકતી મશકમાંથી સારી રીતે વુઝૂ કર્યું અને નમાઝ માટે ઉભા થઇ ગયા. મેં પણ ઉઠીને એવું જ કર્યું જેવું હુઝૂરે કર્યું હતું. હું જઇને આપની પાસે ઉભો થઇ ગયો. આપે પોતાનો જમણો હાથ મારા માથા પર મૂકયો અને મારો જમણો કાન આમળવા લાગ્યા. પછી બે રકઅત પઢી. પછી બે પઢી. પછી બે પઢી. પછી બે પઢી. પછી બે પઢી. પછી બે પઢી. છેલ્લે વિત્ર પઢીને સૂઇ ગયા. અહીં સુધી કે, મુઅઝ્ઝિન આવ્યા. આપે ઉઠીને ટૂંકી બે રકઅત પઢી અને બહાર જઇને ફજ્રની નમાઝ પઢી.



## સૂરએ નિસાઅ

**ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, 'મંખ્યસ્તન્કિફ'નો અર્થ છે જે માણસ ગર્વ કરે. 'કિવામન' જીવન નિર્વાહનું સાધન. 'અવ યજ્અલુ લ્લાહુ લહુન્ન સબીલા' અહીં સુધી કે, અલ્લાહ તઆલા તે વ્યભિચારી સ્ત્રીઓ માટે કોઇ માર્ગ સૂચવે. 'સબીલ'થી પરિણિત સ્ત્રીને પ્રાણઘાતક પત્થરમાર કરવો અને અપરિણિત સ્ત્રીને કોરડા મારવું મુરાદ છે. 'મસ્ના વ સુલાસ વ રુબાઅ' કિંવા બે, ત્રણ અને ચાર (બબ્બે, ત્રણ ત્રણ અને ચાર ચાર મુરાદ નથી) અરબો 'રુબાઅ' પછી 'ખુમાસ, સુદાસ' વગેરે બોલતા નથી.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન ખિફ્તુમ અલ્લા તુકિસતૂ ફીલ યતામા ફન્કિહૂ મા તાબ લકુમ મિન ન્નિસાઇ' કિંવા જો તમને લાગે કે, યતીમ છોકરીઓ અંગે ન્યાય નહીં કરી શકો તો તમે મનપસંદ સ્ત્રીઓ સાથે નિકાહ કરી લો**

(૧૬૬/૪૮૧૩) હઝરત આઇશા કહે છે કે, એક માણસ એક યતીમ છોકરીનું પાલનપોષણ કરતો હતો. છોકરીનું એક ખજુરીનું ઝાડ પણ હતું. તે માણસે તે છોકરી સાથે શાદી કરી. દિલમાં તો તે છોકરી પ્રત્યે કંઇ મુહબ્બત ન હતી, પરંતુ ઝાડના કારણે તેનો ખ્યાલ રાખતો હતો. તે વખતે આયત '**વ ઇન ખિફ્તુમ અલ્લા તુકસિતૂ ફીલ યતામા....**' ઉતરી. હિશામ કહે છે કે, તે છોકરી તે ઝાડ અને એ માણસના માલમાં ભાગીદાર હતી.

(૧૬૭/૪૮૧૪) હઝરત ઉરવા કહે છે : મેં હઝરત આઇશાને આયત '**વ ઇન ખિફ્તુમ અલ્લા તુકસિતૂ ફીલ યતામા**'નો અર્થ પૂછયો. તેમણે કહ્યું : ભાણેજ, આ યતીમ છોકરીથી એવી યતીમ છોકરી મુરાદ છે જે પોતાના વાલીના વાલીપણા હેઠળ હોય અને તેના માલમાં ભાગીદાર હોય. વાલીને યતીમ છોકરીના માલ અને શારીરિક સૌંદર્યના કારણે તેના પ્રત્યે મુહબ્બત હોય અને તેની સાથે શાદી કરવા માંગતો હોય, પરંતુ તેની મહેર આપવામાં ઇન્સાફથી કામ લેવા ઇચ્છતો ન હોય અને એટલી મહેર આપવા માંગતો ન હોય જેટલી બીજા લોકો આપી રહ્યા હોય અથવા આપી શકતા હોય. એટલે મનાઇ ફરમાવવામાં આવી હતી કે, જ્યાં સુધી ઇન્સાફ સાથે મહેર આપો નહીં અને જ્યાં સુધી તેમને સર્વોત્તમ મહેર ન આપો ત્યાં સુધી તેમની સાથે નિકાહ ન કરો. તેમને હુકમ થયો કે, એવી

ઓરતો સિવાય બીજી ઓરતો સાથે મરજી મુજબ નિકાહ કરી શકો છો.

ઉરવા કહે છે : હઝરત આઇશાએ કહ્યું : ઉપરોક્ત આયત પછી લોકોએ રસૂલુલ્લાહ (સલ.)ને ફત્વો પૂછયો, ત્યારે અલ્લાહ તઆલાએ આયત **'વ યસ્તફતૂનક ફી ન્નિસાઇ'....** ઉતારી. હઝરત આઇશા કહે છે : બીજી આયતમાં જે આવ્યું છે કે, **'વ તર્ગબૂન અન તનકિહૂહુન્ન'** એનાથી મુરાદ એ છે કે, જો યતીમ છોકરી માલદાર અને ખૂબસૂરત ન હોય તો તમે તેની સાથે નિકાહ કરવાનું પસંદ કરતા નથી. એટલે મનાઇ કરવામાં આવી કે, જો છોકરી માલદાર અને ખૂબસૂરત હોય તો તમે યોગ્ય મહેર આપ્યા વગર તેની સાથે નિકાહ કરી શકતા નથી. કારણ કે, જ્યારે છોકરીઓ માલ અને સૌંદર્યમાં ઉતરતી કક્ષાની હોય છે ત્યારે તમે તેની સાથે નિકાહ કરવાનું પસંદ કરતા નથી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મન કાન ફકીરન ફલ્યઅ્કુલ બિલ મઅ્રૂફિ ફઇઝા દફઅ્તુમ ઇલયહિમ અમ્વાલહુમ ફઅશ્હિદૂ અલયહિમ....' કિંવા જે માણસ મોહતાજ હોય તે (ઉછેર હેઠળના યતીમોના) માલમાંથી નિયમ અનુસાર ખાઇ શકે છે. જ્યારે તમે તેમનો માલ તેમના હવાલે કરો ત્યારે આપતી વખતે ગવાહ રાખો.**

**'બિદાર' 'મુબાદરત'ના અર્થમાં છે કિંવા જલદી. 'અઅ્તદના' પહેલા પુરૂષ બહુવચનનું કિયાપદ છે 'અઅ્દદના'ના અર્થમાં છે કિંવા અમે તૈયાર કરી રાખ્યું છે. 'અઅ્તાદ' એનું મૂળ છે**

(૧૬૮/૪૮૧૫) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, આયત **'મન કાન ગનિય્યન ફલ્યસ્તઅ્ફિફ વ મન કાન ફકીરન ફલ્યઅ્કુલ બિલ મઅ્રૂફિ'** યતીમના માલ વિષે ઉતરી છે. મતલબ એ છે કે, જો યતીમનું વાલીપણું કરનાર અને માલની દેખરેખ રાખનાર માલદાર હોય તો યતીમના માલથી બચતો રહે. તેમાંથી કંઇ ન લે અને જો મોહતાજ હોય તો માલની દેખરેખ અનુસાર નિયમ પ્રમાણે તેમાંથી ખાઇ શકે છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝા હદરલ કિસ્મત ઊલૂલ કુર્બા વલ યતામા વલ મસાકીનુ....' કિંવા જ્યારે વારસાની વહેંચણી વખતે સગાંઓ, (જેઓ વારસામાં ભાગીદાર ન હોય) યતીમો અને મિસ્કીનો હાજર હોય તો તેમને તેમાંથી થોડોક માલ ખાવા માટે આપી દો અને તેમની સાથે**



**નમ્રતાપૂર્વક વાતચીત કરો**

(૧૬૯/૪૮૧૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત **'ઇઝા હદરલ કિસ્મત ઊલૂલ કુર્બા વલ યતામા વલ મસાકીનુ'** મુહકમ છે, મન્સૂખ નથી.

## આયત 'યૂસીકુમુ લ્લાહુ ફી અવલાદિકુમ'ની તફસીર

(૧૭૦/૪૮૧૭) હઝરત જાબિર કહે છે કે, બની સલમહ મહોલ્લામાં મારૂં મકાન હતું. એક વાર હું બીમાર પડયો. રસૂલુલ્લાહ (સલ.) અને હઝરત અબૂબક્ર મારી ખબર લેવા પગપાળા આવ્યા. રસૂલુલ્લાહ (સલ.)એ મને જ્યારે બેભાન પડેલો જોયો ત્યારે પાણી મંગાવીને પોતે વુઝૂ કર્યું અને મારા પર તેના છાંટા નાખ્યા. હું તરત ભાનમાં આવ્યો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ માલ (ની વહેંચણી) અંગે મને શું હુકમ આપો છો ? તે વખતે **'યૂસીકુમુ લ્લાહુ ફી અવલાદિકુમ'** આયત ઉતરી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લકુમ નિસ્ફુ મા તરક અઝવાજુકુમ' કિંવા તમારા માટે તમારી પત્નીઓના વારસામાંથી અડધો માલ છે.**

(૧૭૧/૪૮૧૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : (ઇસ્લામના પ્રારંભિક કાળમાં) મય્યિતનો બધો વારસો ઔલાદનો થઇ જતો હતો. માં-બાપને કંઇક આપવા માટે મય્યિતને વસિય્યત કરવાનો હક્ક હતો. ખુદા તઆલાએ એ હુકમમાંથી જેટલું ઇચ્છયું તેટલું મન્સૂખ કરી દીધું. છોકરા માટે બે છોકરીઓ જેટલો ભાગ મુકર્રર કર્યો. માં-બાપમાંથી દરેક માટે છઠ્ઠો ભાગ અથવા ત્રીજો ભાગ મુકર્રર કર્યો. પત્ની માટે આઠમો ભાગ અથવા ચોથો ભાગ આપવાનો હુકમ આપ્યો. પતિ માટે અડધો અથવા ચોથો ભાગ મુકર્રર કર્યો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લાયહિલ્લુ લકુમ અન તરિસૂ ન્નિસાઅ કરહન' કિંવા તમારા માટે જાઇઝ નથી કે, બળજબરીથી ઓરતોને વારસામાં લઇ લો. ઇબ્ને અબ્બાસ કહે છે : 'લા તઅ્દુલૂહુન્ન' કિંવા તેમના પર બળજબરી ન કરો. 'હૂબન' કિંવા ગુનાહ 'નિહલતન' કિંવા મહેર.**

(૧૭૨/૪૮૧૯) આયત **'યા અય્યુહ લ્લઝીન આમનૂ લાયહિલ્લુ લકુમ અન તરિસૂ ન્નિસાઅ કરહન વ લાતઅ્દુલૂહુન્ન લિતઝહબૂ બિબઅ્દિ મા આતયતુમૂહુન્ન'** કિંવા એય મુસલમાનો ! તમારા માટે હલાલ નથી કે ઓરતોને

બળજબરીથી વારસામાં લઈ લો અને એ પણ જાઇઝ નથી કે, તેમને અટકાવી રાખો, જેથી તમે તેમને જે કંઇ આપ્યું છે તેનો અમુક ભાગ તેમની પાસેથી વસૂલ કરી લો. હઝરત ઇબ્ને અબ્બાસ આ આયતની તફસીર અંગે કહે છે કે, જ્યારે કોઇ માણસ મરી જતો હતો ત્યારે તેના વારસદારો તેની પત્નીના હકદાર થઇ જતા હતા. મનમાં આવતું તો તેની સાથે પોતે નિકાહ કરી લેતા હતા, નહીં તો બીજા કોઇ સાથે કરાવી દેતા હતા અથવા એમ જ રહેવા દેતા હતા. ગમે તેમ પણ ઓરતોના હકદાર થઇ જતા હતા. એ રિવાજ અંગે ઉપરોક્ત આયત ઉતરી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લિકુલ્લિન જઅલ્ના મવાલિય મિમ્મા તરકલ વાલિદાનિ વલ અકરબૂન' કિંવા માં-બાપ અને સગાસ્નેહીઓ જે માલ છોડી જાય તે માલ માટે અમે દરેકના વારસદારો બનાવ્યા છે.**

**'મવાલિય'નો અર્થ વારસદારો થાય છે. 'મવલલ યમીન' એવો માણસ જેની સાથે કરાર કરવામાં આવ્યા હોય, તેને જ મિત્ર કહેવામાં આવે છે. 'મૌલા' પિત્રાઇ ભાઇને, ઉપકાર કરનારને, આઝાદ કરનારને, આઝાદ થયેલ ગુલામને, માલિકને અને દીનના આલિમોને પણ કહેવામાં આવે છે.**

(૧૭૩/૪૮૨૦) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત **'લિકુલ્લિન જઅલ્ના મવાલિય'**માં **'મવાલિય'**થી મુરાદ વારસદારો અને એવા લોકો છે જેમની સાથે કરાર (ભાઇચારો) કરી લેવામાં આવ્યા હોય. શરૂઆતમાં જ્યારે મદીનામાં મુહાજિરો આવ્યા ત્યારે તેઓ જ અનસારીઓના વારસદાર થતા હતા. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)એ મુહાજિરો અને અનસારીઓમાં ભાઇચારો કરાવી દીધો હતો. અનસારીઓના બીજા સગાઓ વારસદાર બનતા ન હતા, પરંતુ જ્યારે આયત **'વ લિકુલ્લિન જઅલ્ના મવાલિય'** ઉતરી ત્યારે એ હુકમ મન્સૂખ થઇ ગયો. ઇબ્ને અબ્બાસ કહે છે કે, **'વ લ્લઝીન આકદત અયમાનુકુમ'**થી મુરાદ એ છે કે, જે લોકો સાથે તમે કરાર કર્યા છે તેમનો ભાગ ઇનામ અને મદદ આપ્યા પછી તેમને આપો. તેમના માટે વારસો ન રહેતા વસિય્યત કરવામાં આવતી હતી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન લ્લાહ લાયઝલિમુ મિસ્કાલ ઝર્રતિન' 'મિસ્કાલ'નો અર્થ વજન થાય છે. કિંવા અલ્લાહ જરા વજન જેટલો પણ ઝુલ્મ કરતા નથી**



(૧૭૪/૪૮૨૧) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં કેટલાક લોકોએ પૂછયું, યા રસૂલલ્લાહ ! શું કિયામતના દિવસે અમે અમારા પાલનહારને જોઇશું ? આપે કહ્યું : હા, શું બપોરના સમયે જ્યારે કે વાદળ બિલકુલ ન હોય ત્યારે તમને સૂર્ય જોવામાં કંઇ શંકા હોય શકે છે ? સહાબાએ કહ્યું : ના. આપે કહ્યું : ચૌદમી રાત્રિએ જ્યારે વાદળ બિલકુલ ન હોય ત્યારે તમને ચંદ્ર જોવામાં કંઇ શંકા હોય શકે છે ? સહાબાએ કહ્યું : ના. આપે કહ્યું : એવી જ રીતે અલ્લાહ તઆલાના દિદારમાં પણ તમને શંકા નહીં થાય. જ્યારે કિયામતનો દિવસ આવશે ત્યારે એક જાહેરાત કરનાર જાહેરાત કરશે કે, જે માણસ (દુનિયામાં) જે વસ્તુની પૂજા કરતો હોય તેની પાછળ તે ચાલ્યો જાય. જેથી જે લોકો અલ્લાહ સિવાય બીજી મૂર્તિઓ અને પુતળાંઓના પૂજારીઓ હશે તે બધા આગમાં પડશે. માત્ર અલ્લાહના બંદાઓ, (મુસ્લિમો) ભલે સારા હોય કે ખરાબ, અને થોડાક 'અહલે કિતાબ' બાકી રહેશે. તે વખતે યહૂદીઓને બોલાવવામાં આવશે અને પૂછવામાં આવશે કે, તમે કોની પૂજા કરતા હતા ? યહૂદીઓ કહેશે : અલ્લાહના પુત્ર ઉઝૈરની. હુકમ થશે, તમે જુઠા છો, ખુદાએ પોતાના માટે ન કોઇ પત્ની અપનાવી ન પુત્ર. હવે તમે શું ઇચ્છો છો ? યહૂદીઓ કહેશે : એય અમારા પાલનહાર ! અમે તરસ્યા છીએ. અમને તૃપ્ત કર. તેમને બતાવવામાં આવશે કે, તે ઘાટ પાસે જાઓ. બધાને દોઝખ તરફ હાંકીને ભેગા કરવામાં આવશે. કારણ કે, દોઝખ (દૂરથી) પાણી લાગે છે. (હકીકતમાં તે આગ છે) દોઝખની આગ એટલી જલદ હશે કે, એવું લાગશે કે, આપસમાં એક ભાગ બીજા ભાગને ખાઇ રહ્યો છે. છેવટે બધા દોઝખમાં પડી જશે. પછી ઇસાઇઓને બોલાવવામાં આવશે અને પૂછવામાં આવશે કે, તમે કોની પૂજા કરતા હતા ? ઇસાઇઓ કહેશે : અમે મસીહની પૂજા કરતા હતા, જેઓ ખુદાના પુત્ર છે. હુકમ થશે, તમે જુઠા છો, ખુદાની ન કોઇ પત્ની છે ન પુત્ર. પછી પૂછવામાં આવશે, તમે શું ઇચ્છો છો ? એ લોકો પણ પહેલાઓ (યહૂદીઓ) જેવો જવાબ આપશે. અહીં સુધી કે, જ્યારે અલ્લાહના પૂજનારાઓ, પછી તે નેક હોય કે ગુનેહગાર, સિવાય બીજું કોઇ બાકી નહીં રહે ત્યારે સર્વ જગતોનો પાલનહાર તેમની સામે લગભગ એવા રૂપમાં જાહેર થશે જેની દુનિયામાં તેમને જાણ થઇ હતી. તેમને પૂછવામાં આવશે કે, દરેક કોમ જેની પૂજા કરતી હતી તેની સાથે તે ચાલી ગઇ. તમે શાની રાહ જુઓ છો ? મુસલમાનો કહેશે : અમે દુનિયાના લોકોથી જુદાઇ ધારણ કરી હતી. તેમની સાથે થયા નહીં. જો કે અમને તેમની સાથે મળવાની જરૂર હતી. હવે અમે અમારા તે

પાલનહારની રાહ જોઇએ છીએ જેની અમે ઇબાદત કરતા હતા. અલ્લાહ તઆલા કહેશે : હું તમારો પાલનહાર છું. મુસલમાનો બે અથવા ત્રણ વાર કહેશે : અમે ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવતા નથી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફકયફ ઇઝા જિઅ્‌ના મિન કુલ્લિ ઉમ્મતિન બિશહીદિન વ જિઅ્‌ના બિક અલા હાઉલાઇ શહીદા' જ્યારે દરેક ઉમ્મતમાંથી અમે એક (પયગમ્બરને) ગવાહ લાવીશું અને તે બધાના તમને ગવાહ બનાવીશું.**

**'મુખ્તાલ' અને 'ખતાલ'નો એક જ અર્થ છે કિંવા ઘમંડ કરનાર, અતડાનાર 'નત્મિસ' અમે મિટાવી દઇશું, બિલકુલ સપાટ કરી દઇશું. 'તમસલ કિતાબ' લખાણ મિટાવ્યું**

(૧૭૫/૪૮૨૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : મને કુર્આન સંભળાવો. મેં કહ્યું : તમારા પર તો ઉતર્યું છે. હું શું સંભળાવી શકું છું ? આપે કહ્યું : હું બીજાઓ પાસેથી સાંભળવા માંગું છું. હુકમ અનુસાર મેં સૂરએ નિસાઅ પઢવાનું શરૂ કર્યું. જ્યારે આ આયત પર પહોંચ્યો **'ફકયફ ઇઝા જિઅ્‌ના મિન કુલ્લિ ઉમ્મતિમ્ બિશહીદિં વ્વ જિઅ્‌ના બિક અલા હાઉલાઇ શહીદા'** ત્યારે હુઝૂરે કહ્યું : થોભો. મેં જોયું તો હુઝૂરની બંને આંખોમાંથી અશ્રુઓ વહેતા હતાં.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન કુન્તુમ મર્દા અવ અલા સફરિન અવ જાઅ અહદુમ્મિન્કુમ મિનલ ગાઇતિ.....' કિંવા જો તમે બીમાર હોય અથવા સફરમાં અથવા તમારામાંથી કોઇ માણસ સંડાસમાંથી આવે અથવા તમે સ્ત્રીઓ સાથે સંભોગ કર્યો હોય અને પાણી ન મળે તો પાક માટીથી તયમ્મુમ કરી લો. 'સઇદ' પાક માટીને કહેવામાં આવે છે.**

(૧૭૬/૪૮૨૩) હઝરત જાબિર આયત **'યુરીદૂન અંય્યતહાકમૂ ઇલત્તાગૂતિ'**ની તફસીર અંગે કહે છે કે, તે જુઠા ખુદાઓ જેમની પાસે લોકો પોતાના મામલાઓ લઇ જતા હતા અને પોતાના કામો માટે તેમના તરફ રજુ કરતા હતા. તે દરેક કબીલામાં એક એક અલગ હતો. જુહયના કબીલામાં એક હતો. બની અસ્લમમાં એક હતો. હકીકતમાં એ ભવિષ્યવેત્તા હતા, જેમના પર શયતાન ઉતરતો હતો.

(૧૭૭/૪૮૨૪) હઝરત ઉમર (રદિ.) કહે છે કે, **'જબ્ત'**નો અર્થ જાદુ અને **'તાગૂત'**નો અર્થ શયતાન થાય છે. ઇકરિમા કહે છે કે, હબસી ભાષામાં **'જબ્ત'** શયતાનને કહેવામાં આવે છે. **'તાગૂત'** ભવિષ્યવેત્તાને કહેવામાં આવે છે.

(૧૭૮/૪૮૨૫) હઝરત આઇશા કહે છે કે, અસ્માનો એક હાર ગુમ થઇ ગયો. રસૂલુલ્લાહ (સલ.)એ તેને શોધવા માટે માણસો મોકલ્યા. એવામાં નમાઝનો વખત થઇ ગયો. લોકોનું વુઝૂ ન હતું. ત્યાં પાણી મળ્યું નહીં. નાછુટકે લોકોએ વગર વુઝૂએ જ નમાઝ પઢી. તે વખતે તયમ્મુમની આયત ઉતરી.

**આયત 'વ ઉલીલ અમ્રિ મિન્કુમ'ની તફસીર 'ઉલીલ અમ્રિ' સત્તાવાળાઓને કહેવામાં આવે છે**

(૧૭૯/૪૮૨૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત **'અતીઉલ્લાહ વ અતીઉર્ રસૂલ વ ઉલીલ અમ્રિ મિન્કુમ'** અબ્દુલ્લાહ ઇબ્ને હુઝાફા અંગે ઉતરી હતી. જ્યારે કે રસૂલુલ્લાહ (સલ.)એ તેમને એક લશ્કરી ટુકડીના સરદાર બનાવીને મોકલ્યા હતા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફલા વ રબ્બિક લાયુઅમિનૂન હત્તા યુહક્કિમૂક ફીમા શજર બયનહુમ' તારા પરવરદિગારની કસમ ! તેઓ ત્યાં સુધી ઇમાનવાળા નહીં બને જ્યાં સુધી તેઓ પોતાના ઝઘડાઓમાં તને ન્યાયાધીશ નહીં માને**

(૧૮૦/૪૮૨૭) હઝરત ઉરવા કહે છે કે, એક પથરાળ નાળા અંગે હઝરત ઝુબેરનો એક અનસારી સાથે ઝઘડો થયો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ઝુબેર, તમે તમારી ખેતીને પાણી આપીને તમારા પડોશી તરફ પાણી જવા દો. અનસારીએ કહ્યું : યા રસૂલલ્લાહ ! (ઝુબેરનો પક્ષ લેવાનું) કારણ એ છે કે, તેઓ આપના ફોઇયાઇ (ફોઇના છોકરા) છે. આ સાંભળીને હુઝૂરના ચહેરાનો રંગ બદલાઇ ગયો અને કહ્યું : ઝુબેર, (તમારી ખેતીને) પાણી આપીને પાણી રોકી રાખજો. અહીં સુધી કે, પાળના કિનારા સુધી પહોંચી જાય. તે પછી તમારા પડોશી તરફ પાણી છોડજો. રસૂલુલ્લાહ (સલ.)ને જ્યારે અનસારીએ ગુસ્સો અપાવ્યો ત્યારે હુઝૂરે હઝરત ઝુબેરને તેમનો પૂરો હક્ક આપવાનો હુકમ આપ્યો. જો કે આપે પહેલાં બંનેને એવી સલાહ આપી હતી કે, જેમાં બંને માટે જોગવાઇ અને રાહત હતી. ઝુબેર કહે છે કે, મારી જાણ મુજબ આયત **'ફલા વ રબ્બિક લાયુઅ્‌મિનૂન....'** આ બાબત અંગે ઉતરી હતી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે :**

**'ફઉલાઇક મઅ લ્લઝીન અન્અમ લ્લાહુ અલયહિમ' કિંવા તે લોકો તેમની સાથે હશે જેમને અલ્લાહ તઆલાએ ઇનામ આપ્યું છે**

(૧૮૧/૪૮૨૮) હઝરત આઇશા કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને કહેતા સાંભળ્યા હતા કે, દરેક નબી જ્યારે બીમાર હોય છે ત્યારે તેને દુનિયા અને આખિરતમાંથી એક વસ્તુ પસંદ કરી લેવાનો અધિકાર આપવામાં આવે છે. જેમ કે જ્યારે હુઝૂર પોતે જીવલેણ બીમારીમાં સપડાયા અને આપના ગળામાં કોઇ વસ્તુ અટકેલી જણાઇ ત્યારે મેં સાંભળ્યું : આપ આ આયત પઢી રહ્યા હતા : **'મઅ લ્લઝીન અન્અમ લ્લાહુ અલયહિમ મિન ન્નબિય્યીન વ સ્સિદ્દીકીન વ શ્શુહદાઇ વ સ્સાલિહીન'** આ આયત સાંભળીને હું સમજી ગઇ કે, હુઝૂરને (દુનિયા અને આખિરતમાંથી) એક વસ્તુ પસંદ કરી લેવાનો અધિકાર અત્યારે આપી દેવામાં આવ્યો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મા લકુમ લાતુકાતિલૂન ફી સબીલિ લ્લાહિ વલ મુસ્તદઅફીન મિન ર્રિજાલિ વ ન્નિસાઇ.....' તમને શું થઇ ગયું છે કે, અલ્લાહના રસ્તામાં અને કમજોર લાચાર પુરૂષો અને સ્ત્રીઓને છોડાવવા માટે કાફિરો સાથે લડતા નથી**

(૧૮૨/૪૮૨૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હું અને મારી માં કમજોર પીડિત લોકોમાંથી હતા.

(૧૮૩/૪૮૩૦) હઝરત ઇબ્ને અબ્બાસે આયત **'વલ મુસ્તદઅફીન મિન ર્રિજાલિ વ ન્નિસાઇ વલ વિલદાનિ'** પઢીને કહ્યું કે, હું અને મારી માં એવા લોકોમાંથી હતા જેમને અલ્લાહ તઆલાએ લાચાર ઠેરવ્યા હતા.

ઇબ્ને અબ્બાસ કહે છે : **'હુસિરત સુદૂરહુમ'** કિંવા તેમની છાતીઓ સાંકડી થઇ ગઇ. **'વ ઇન તલવૂ અવ તુઅ્રિદૂ'** કિંવા તમે તમારી જીભોને ગવાહી આપવા માટે ફેરવો અથવા તેનાથી ઇન્કાર કરો **'મુરાગમ'** હિજરતની જગ્યા. અરબોના મહાવરામાં બોલવામાં આવે છે : **'રાગમ્તુ કવમી'** મેં મારી કોમને છોડી દીધી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફમા લકુમ ફીલ મુનાફિકીન ફિઅતયૂનિ વ લ્લાહુ અર્કસહુમ' તમને શું થઇ ગયું કે, મુનાફિકો અંગે બે જુથમાં વહેંચાઇ ગયા, તેમને તો અલ્લાહ તઆલાએ ઉલટાવી દીધા. ઇબ્ને અબ્બાસ કહે છે : 'અર્કસહુમ'નો અર્થ છે તેમને જુદા જુદા કરી દીધા. 'ફિઅતુન'નો અર્થ છે ટુકડી**



(૧૮૪/૪૮૩૧) હઝરત ઝેદ ઇબ્ને સાબિત કહે છે કે, ઉહદની લડાઇના દિવસે સહાબામાંથી કેટલાક માણસો લડાઇમાંથી પાછા ફરી ગયા હતા. સહાબાના બે જુથ પડી ગયા હતા. કેટલાક લોકો તો કહેતા હતા કે, અમે તેમને કત્લ કરી દઇશું. કેટલાક લોકો કહેતા હતા કે, તેમને કત્લ ન કરવા જોઇએ. તે વખતે નીચેની આયત ઉતરી : **'ફમા લકુમ ફીલ મુનાફિકીન ફિઅતયૂનિ વ લ્લાહુ અર્કસહુમ'** હુઝૂરે કહ્યું : આ મદીના પાક છે. પોતાની અંદરથી મેલવાળા માણસને એવો કાઢી મૂકે છે જેમકે લોખંડનો કાટ આગથી દૂર થઇ જાય છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝા જાઅહુમ અમ્રુ મ્મિનલ અમનિ અવિલ ખૌફિ અઝાઉ બિહી' કિંવા તે લોકો પાસે જ્યારે શાંતિ અથવા ભયની કોઇ ખબર આવે છે ત્યારે તેઓ એને ફેલાવે છે. જાહેર કરી દે છે. 'યસ્તમ્બિતૂનહુ' તેને કાઢી મૂકે છે. 'હસીબન' પૂરતું. 'મિન દૂનિહિ ઇલ્લા ઇનાસન'માં 'ઇનાસ'થી નિર્જીવ વસ્તુઓ મુરાદ છે. જેમ કે, પત્થર, માટી વગેરે. 'મરીદન' હુકમ ન માનનાર 'ફલયુબત્તિકુન્ન' તેઓ ચીરે છે અથવા ચીરે. 'બત્તકહુ' તેને ચીર્યું. 'કીલન' અને 'કવલન'નો એક જ અર્થ છે. 'તુબિઅ' મહોર લગાવવામાં આવી.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મંય્યકતુલ મુઅ્મિન મ્મુતઅમ્મિદન ફ જઝાઉહૂ જહન્નમુ' જે માણસ કોઇ મુસલમાનને ઇરાદાપૂર્વક મારી નાખે તેની સજા જહન્નમ છે.**

(૧૮૫/૪૮૩૨) હઝરત સઇદ ઇબ્ને જૂબેર કહે છે કે, કૂફાવાળાઓમાં ઉપરોકત આયત (ના હુકમ) અંગે મતભેદ પડયો. હું પ્રવાસ ખેડીને હઝરત ઇબ્ને અબ્બાસ પાસે ગયો અને એ આયતનો હુકમ પૂછયો. તેમણે કહ્યું : એ આયત છેલ્લે ઉતરી હતી. એનો હુકમ કોઇ આયતે મન્સૂખ કર્યો નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે : **'વ લાતકૂલૂ લિમન અલ્કા ઇલયકુમૂ સ્સલામ લસ્ત મુઅ્મિનન'** જે માણસ તમને સલામ કરે તેને તમે એમ ન કહો કે, તું મુસલમાન નથી. 'સિલ્મ', 'સલમ' અને 'સલામ' ત્રણેનો એક જ અર્થ છે.

(૧૮૬/૪૮૩૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, એક માણસ પોતાની બકરીઓ ચરાવી રહ્યો હતો. મુસલમાનો તેની પાસે જઇ પહોંચ્યા. તે માણસે 'અસ્સલામુ અલયકુમ' કહ્યું, પરંતુ

મુસલમાનોએ તેને કત્લ કરી દીધો અને તેની બકરીઓ લઇ લીધી. તે વખતે અલ્લાહ તઆલાએ આયત **'વ લા તકૂલૂ લિમન અલ્કા ઇલયકુમૂ સ્સલામ લસ્ત મુઅ્મિનન'** ઉતારી. ઇબ્ને અબ્બાસ કહે છે કે, ઉપરોકત આયતમાં **'અરદલ હયાતિ દુન્યા'**થી તે જ બકરીઓ મુરાદ છે.

**લાયસ્તવીલ કાઇદૂન મિનલ મુઅ્મિનીન વલ મુજાહિદૂન ફી સબીલિ લ્લાહિ કિંવા બેસી રહેનારા મુસલમાનો અને અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારા (બંને) બરાબર નથી**

(૧૮૭/૪૮૩૪) હઝરત ઝેદ ઇબ્ને સાબિત કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મારી પાસે આયત **'લાયસ્તવીલ કાઇદૂન મિનલ મુઅમિનીન વલ મુજાહિદૂન ફી સબીલિલ્લાહ'** લખાવી રહ્યા હતા, એવામાં ઇબ્ને ઉમ્મે મકતૂમ આવી ગયા. તેઓ અંધ હતા. તેમણે આવીને કહ્યું : જો મારામાં જિહાદ કરવાની શકિત હોત તો હું પણ જિહાદ કરત. તે વખતે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ પર વહી મોકલી. તે વખતે હુઝૂરની જાંઘ મારી જાંઘ પર હતી. વહી ઉતરતી વખતે મારી જાંઘ પર એટલું વજન વધી ગયું કે, મને ડર લાગ્યો કે કયાંક તૂટી ન જાય. થોડી વાર પછી વહીની હાલત દૂર થઇ. અલ્લાહ તઆલાએ ઉપરોકત આયતમાં **'ગયર ઊલી દ્દરરિ'**નો શબ્દ વધુ ઉતાર્યો.

(૧૮૮/૪૮૩૫) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, જયારે આયત **'લાયસ્તવીલ કાઇદૂન મિનલ મુઅમિનીન'** ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ ઝેદ ઇબ્ને સાબિતને બોલાવીને ઉપરોકત આયત લખાવવાનું શરૂ કર્યું. એવામાં ઇબ્ને ઉમ્મે મકતૂમ પણ આવી પહોંચ્યા અને પોતાના અંધ હોવાની લાચારી વ્યકત કરી ત્યારે અલ્લાહ તઆલાએ **'ગયર ઊલી દ્દરરિ'**નો શબ્દ વધુ ઉતાર્યો.

(૧૮૯/૪૮૩૬) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, જયારે આયત **'લાયસ્તવીલ કાઇદૂન મિનલ મુઅમિનીન'** ઉતરી ત્યારે હુઝૂરે કહ્યું : ફલાણા માણસ (ઝેદ)ને બોલાવો. હુકમ અનુસાર તેઓ ખડીયો, પાટીયું અને ખભા (જાનવરના આગળના પગના ઉપરના ભાગ)નું હાડકું લઇને હાજર થયા. હુઝૂરે કહ્યું : લખો, **'લાયસ્તવીલ કાઇદૂન મિનલ મુઅમિનીન વલ મુજાહિદૂન ફી સબીલિ લ્લાહિ'** ઇબ્ને ઉમ્મે મકતૂમ હુઝૂરની પાછળ બેઠા હતા. આ આયત સાંભળીને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું તો અંધ છું. (જિહાદ કરી શકતો નથી) તરત ઉપરોકત



આયતના બદલે આ આયત ઉતરી : **'લાયસ્તવીલ કાઇદૂન મિનલ મુઅમિનીન ગયરૂ ઊલી દ્દરરિ વલ મુજાહિદૂન ફી સબીલિ લ્લાહિ'**

(૧૯૦/૪૮૩૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત **'લાયસ્તવીલ કાઇદૂન'**નો અર્થ એ છે કે, બદરની લડાઇમાં ભાગ ન લેનારા અને ભાગ લેનારા બંને બરાબર નથી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન લ્લઝીન તવફ્ફાહુમુલ મલાઇકતુ ઝાલિમી અન્ફુસિહિમ કાલૂ ફીમ કુન્તુમ કાલૂ કુન્ના મુસ્તદ્અફીન ફીલ અર્દિ કાલૂ અ લમતકૂન અર્દુ લ્લાહિ વાસિઅતન ફતુહાજિરૂ ફીહા' જયારે લોકો પોતે પોતાનું ખરાબ કરે છે, એવી હાલતમાં ફરિશ્તાઓ તેમનો જીવ ખેંચે છે અને પૂછે છે કે, તમે કયા કામમાં હતા ? ત્યારે તેઓ જવાબ આપે છે કે, અમે પૃથ્વી પર લાચાર હતા (એટલે કંઇ કરી શકતા ન હતા) ફરિશ્તાઓ તેમને કહે છે : શું ખુદાની જમીન લાંબી પહોળી ન હતી કે, તમે તેમાં હિજરત કરીને ચાલ્યા જાત.**

(૧૯૧/૪૮૩૮) મુહમ્મદ ઇબ્ને અબ્દુર્રહમાન કહે છે કે, મદીનાવાસીઓ પર જરૂરી ઠેરવવામાં આવ્યું કે, એક લશ્કર આપે. મારૂં નામ પણ તે લશ્કરમાં લખી લેવામાં આવ્યું. મેં જઇને ઇકરિમાને આ વાત કરી. ઇકરિમાએ મને જવાની સખ્ત મનાઇ કરી. તેમણે કહ્યું કે, ઇબ્ને અબ્બાસ કહેતા હતા : રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં કેટલાક મુસલમાનો મુશ્રિકોની સંખ્યા વધારવા માટે (નાછૂટકે) તેમની સાથે થઇ જતા હતા. જયારે કાફિરોના સૈન્ય પર તીર ફેંકવામાં આવતું હતું ત્યારે એકાદ તીર તે મુસલમાનોમાંથી પણ કોઇને વાગી જતું હતું અથવા તલવાર વડે કોઇ મુસલમાન માર્યો જતો હતો ત્યારે અલ્લાહ તઆલાએ તેમના વિષે આયત **'ઇન્ન લ્લઝીન તવફ્ફાહુમુલ મલાઇકતુ ઝાલિમી અન્ફુસિહિમ'** ઉતારી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇલ્લલ મુસ્તદ્અફીન મિનર્રિજાલિ વ ન્નિસાઇ વલ વિલ્દાનિ લાયસ્તતીઊન હીલતંવ્વ લાયહતદૂન સબીલા' પરંતુ તે લાચાર પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો જેઓ કોઇ યુકિત કરી શકતાં નથી અને રસ્તો જાણતા નથી**

(૧૯૨/૪૮૩૯) હઝરત ઇબ્ને અબ્બાસ આયત **'ઇલ્લલ મુસ્તદઅફીન'**ની તફસીર અંગે કહે છે

કે, મારી માં એવા લોકોમાંથી હતાં જેમને અલ્લાહ તઆલાએ લાચાર ઠેરવ્યાં છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફ ઊલાઇક અસલ્લાહુ અંય્યઅ્ફુવ અન્હુમ વ કાન લ્લાહુ અફુવ્વન ગફૂરા' તો આશા છે કે, અલ્લાહ તઆલા તેમને માફ કરી દે. કારણ કે, અલ્લાહ માફ કરનાર, બખ્શનાર છે.**

(૧૯૩/૪૮૪૦) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઈશાની નમાઝ પઢતી વખતે 'સમિઅ લ્લાહુ લિમન હમિદહ' કહ્યા પછી સજદામાં જતાં પહેલાં બોલતા હતા : એય અલ્લાહ ! અય્યાશ ઈબ્ને અબી રબીઆને મુક્તિ આપ. એય અલ્લાહ ! સલમહ ઈબ્ને હિશામને મુક્તિ આપ. એય અલ્લાહ ! વલીદ ઈબ્ને વલીદને મુક્તિ આપ. એય અલ્લાહ ! લાચાર મુસલમાનોને છુટકારો આપ. એય અલ્લાહ ! મુદર કૌમ પર ભયંકર મુસીબત ઉતાર. એય અલ્લાહ ! એમના પર એવો દુકાળ ઉતાર જેવો યૂસુફ (અલ.)ના સમયમાં હતો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લાજુનાહ અલયકુમ ઇન કાન બિકુમ અઝમ્ મિમ્મતરિન અવ કુન્તુમ મરદા અન તદઊ અસ્લિહતકુમ' કિવા જો વરસાદના કારણે તમે તકલીફમાં હોય અથવા તમે બીમાર હોય તો હથિયારો મૂકી દેવામાં કંઇ ગુનોહ નથી.**

(૧૯૪/૪૮૪૧) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, આયત **'લાજુનાહ અલયકુમ ઇન કાન બિકુમ અઝમ્ મિમ્મતરિન અવ કુન્તુમ મરદા'**માં હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ મુરાદ છે. કારણ કે, તે ઘાયલ થઈ ગયા હતા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ યસ્તફતૂનક ફી ન્નિસાઇ....' તેઓ સ્ત્રીઓ વિષે તમને હુકમ પૂછે છે. તમે તેમને કહી દો કે, અલ્લાહ ઓરતો વિષે તમને હુકમ આપે છે**

(૧૯૫/૪૮૪૨) હઝરત આઇશા આયત **'વ યસ્તફતૂનક ફી ન્નિસાઇ....વ તર્ગબૂન અન તનકિહૂહુન્ન'**ની તફસીર અંગે કહે છે કે, જે માણસના વાલીપણા હેઠળ કોઈ યતીમ છોકરી હોય અને એ માણસ તે છોકરીનો વારસદાર પણ હોય. યતીમ છોકરી તે માણસ સાથે વારસાના માલ, અહીં સુધી કે ખજૂરીના ઝાડોમાં ભાગીદાર પણ હોય. પછી એ માણસ તે યતીમ છોકરી સાથે નિકાહ કરવાની ઈચ્છા ધરાવતો હોય. બીજા માણસ સાથે



નિકાહ ન કરવા દે. કારણ કે, જો બીજા માણસ સાથે નિકાહ થઈ જશે તો જેવી રીતે અત્યારે યતીમ છોકરી તેની સાથે માલમાં ભાગીદાર છે, તેવી રીતે એ માણસ ભાગીદાર થઈ જશે. એટલે તે યતીમ છોકરીને રોકતો હોય. કોઈ બીજા સાથે નિકાહ ન થવા દેતો હોય તો એવા માણસ વિષે ઉપરોક્ત આયત ઉતરી છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇનિ મ્રઅતુન ખાફત મિમ્બઅ્લિહા નુશૂઝન અવ્ ઇઅ્રાદન' જો કોઇ સ્ત્રીને પોતાના પતિના માથાભારેપણા અને બેદયાનપણાનો ભય હોય**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'શિકાક'નો અર્થ છે પરસ્પર ઝઘડો કરવો. 'શુહહ' ભારે શોખ અને કામવાસના 'મુઅલ્લકા' એવી સ્ત્રી જે ત્યક્તા અને વિધવા પણ ન હોય અને પતિવાળી પણ ન હોય, બલ્કે વચમાં લટકતી હોય. 'નુશૂઝ' દુશ્મની, દ્વેષ**

(૧૯૬/૪૮૪૩) હઝરત આઇશા કહે છે કે, જો કોઇ માણસ પોતાની પત્ની સાથે વધારે મેળમિલાપ ન રાખતો હોય, તેને છોડી દેવા માંગતો હોય. ઓરત તેને કહે કે, હું તારા પરના મારા હક્કો જતા કરૂં છું, તું મને તલાક આપી દે. એવા માણસ વિષે આયત **'વ ઇનિ મ્રઅતુન ખાફત મિમ્બઅ્લિહા નુશૂઝન અવ ઇઅ્રાદન'** ઉતરી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્નલ મુનાફિકીન ફી દરકિલ અસ્ફલિ મિન ન્નારિ' બેશક, મુનાફિક લોકો આગના નીચેના ભાગમાં હશે. ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'દરકે અસ્ફલ'થી નીચેની આગ મુરાદ છે.**

(૧૯૭/૪૮૪૪) હઝરત અસ્વદ કહે છે કે, અમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદના વર્તુળમાં બેઠા હતા, એવામાં હુઝયફા આવ્યા અને ઉભા થઈને સલામ કરી. પછી કહેવા લાગ્યા : તમારા કરતાં સારી કૌમ વિષે મુનાફિક હોવાનો હુકમ ઉતારવામાં આવ્યો હતો. મેં આ વાત સાંભળીને 'સુબ્હાનલ્લાહ' કહ્યું અને કહ્યું કે, અલ્લાહ તઆલા તો ફરમાવે છે કે, મુનાફિકો આગના નીચેના ભાગમાં હશે. હઝરત અબ્દુલ્લાહ હસ્યા. હુઝયફા જઈને મસ્જિદના એક ખુણામાં બેસી ગયા. થોડીવાર પછી હઝરત ઈબ્ને મસ્ઊદ ઉઠી ગયા. સાથે બેસનારાઓ પણ વિખેરાઈ ગયા. હઝરત અબ્દુલ્લાહે મને એક કાંકરી મારી. હું નજીક ગયો ત્યારે હુઝયફાએ કહ્યું : મને તેમના હસવાથી નવાઈ લાગી. તેઓ જાણતા હતા કે, મેં જે કંઈ કહ્યું હતું

તે સાચું છે. એવા લોકોના મુનાફિક હોવાનો હુકમ ઉતારવામાં આવ્યો હતો જેઓ તમારા કરતાં સારા હતા. પાછળથી તેમણે તૌબા કરી. ખુદાએ તેમની તૌબા કબૂલ કરી.

**'ઇન્ના અવહયના ઇલય્ક.... વ યૂનુસ વ હારૂન વ સુલયમાન'ની તફસીર**

(૧૯૮/૪૮૪૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇએ એમ ન કહેવું જોઇએ કે, હું યૂનુસ ઇબ્ને મત્તા કરતાં સારો છું.

(૧૯૯/૪૮૪૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : જે માણસ એવું કહે છે કે, હું યૂનુસ ઇબ્ને મત્તા કરતાં સારો છું તે જૂઠું કહે છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યસ્તફતૂનક કુલિ લ્લાહુ યુફતીકુમ ફીલ કલાલતિ ઇનિ મ્રઉન હલક લયસ લહુ વલદુન વ લહુ ઉખ્તુન ફલહા નિસ્ફુ મા તરક વ હુવ યરિસુહા ઇલ્લમ યકુલ્લહા વલદ' 'કલાલહ' એવો માણસ જેના ન પિતા હોય ન ઔલાદ કે તેનું કોઇ વારસદાર બની શકે. 'કલાલહ' અસલમાં 'તકલ્લલહુ'નું મૂળ સ્વરૂપ છે. સામાન્ય વાતચીતમાં બોલાય છે. 'તકલ્લલહુ ન્નસબુ' કિંવા વંશમાં ન તેનું મૂળ છે ન શાખા. કિંવા લોકો તમને ફતવો પૂછે છે. તમે તેમને 'કલાલહ'નો હુકમ કહી દો કે, અલ્લાહ તઆલા હુકમ આપે છે કે, જો કોઇ માણસ મરી જાય અને તેના પિતા ન હોય અને ન પુત્ર હોય. એક બહેન હોય તો તેના વારસામાંથી બહેનને અડધું મળશે. જો એ બહેન મરી જાય અને તેની ઔલાદ ન હોય તો એ ભાઇ તેના વારસદાર બનશે**

(૨૦૦/૪૮૪૭) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, સૌથી છેલ્લે જે સૂરત ઉતરી તે સૂરએ બરાઅત છે. (તેમાં) સૌથી છેલ્લે જે આયત ઉતરી તે **'યસ્તફતૂનક કુલિ લ્લાહુ યુફતીકુમ ફીલ કલાલહ'** છે.

## સૂરએ માઇદહ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'હુરૂમુન' 'હરામ'નું બહુવચન છે. કિંવા ઇહરામ બાંધીને. 'ફબિમા નકદિહિમ'માં 'મા' વધારાનો છે. મૂળમાં 'ફબિનકદિહિમ' છે. કિંવા તેમના વચનભંગના કારણે. 'અલ્લતી કતબ લ્લાહુ લકુમ' જે જમીન અલ્લાહ તઆલાએ તમારા માટે મુકર્રર કરી છે. 'કતબ' 'જઅલ'ના અર્થમાં છે. 'તબૂઉ' તું ઉઠાવે, 'તહમિલુ'ના અર્થમાં છે. 'ઇગરા' કિંવા વિજયી બનાવવું. 'દાઇરહ' ચક્કર 'ઉજૂરહુન્ન' તે સ્ત્રીઓની મહેર. 'મખ્મસતુન' ભૂખ.**

**સુફયાન કહે છે કે, કુર્આનની આયતોમાંથી આ આયત જેટલી મારા માટે ભારે છે એટલી બીજી કોઇ આયત ભારે નથી. 'લસ્તુમ અલા શયઇન હત્તા તુકીમૂ તવરાત વલ ઇન્જીલ વ મા ઉન્ઝિલ ઇલયકુમ મિર્રબ્બિકુમ' કિંવા તમે કોઇ વસ્તુ પર નથી. (તમારો કોઇ અમલ સ્વીકારપાત્ર નથી) જ્યાં સુધી કે તૌરાત, ઇન્જીલ અને તે કિતાબોનું નિયમિત રીતે પાલન નહીં કરો જે અલ્લાહ તઆલા તરફથી તમારા પર ઉતારવામાં આવી છે. (કારણ કે, આ આયતોને જો વ્યાપક સ્વરૂપમાં રાખવામાં આવે તો એનો હેતુ એ છે કે, જો એક હુકમ ઉપર પણ અમલ નથી તો બીજા અમલો પણ બિલકુલ બરબાદ થઇ જશે).**

**'વ મન અહ્યાહા ફકઅન્નમા અહ્યન્નાસ જમીઆ' કિંવા જે માણસે નાહક કોઇનો જાન લેવાનું હરામ ઠેરવ્યું તો તેના કારણે બધા લોકો જીવંત રહેશે. 'શિરઅતં વ્વ મિન્હાજા' કિંવા માર્ગ અને રસ્તો. 'મુહયમિન' અમાનતદારને કહેવામાં આવે છે. કુર્આન આગળની બધી કિતાબોના હુકમોનું અમાનતદાર છે. એટલે તેને અમાનતદાર કહેવામાં આવ્યું છે.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અલયવ્મ અકમલ્તુ લકુમ દીનકુમ' કિંવા આજે મેં તમારો ધર્મ પરિપૂર્ણ કરી દીધો**

(૨૦૧/૪૮૪૮) તારિક ઇબ્ને શિહાબ કહે છે કે, યહૂદીઓએ હઝરત ઉમરને કહ્યું હતું કે, તમે લોકો એવી આયત પઢો છો કે, જો તે અમારી કિતાબમાં ઉતરી હોત તો અમે તેના ઉતરાણના દિવસને ઇદનો દિવસ મુકર્રર કરી લેત. હઝરત ઉમરે કહ્યું : મને ખબર છે કે, તે આયત કયારે અને કયાં ઉતરી હતી. રસૂલુલ્લાહ (સલ.) ત્યારે કયાં હતા. આયત **'અલયવ્મ અકમલ્તુ લકુમ દીનકુમ'** અરફાના દિવસે ઉતરી હતી. ખુદાની કસમ ! હું પણ અરફાતમાં હાજર હતો. સુફયાન કહે છે : મને શંકા છે કે, હઝરત ઉમરે આમ પણ કહ્યું હતું યા ન

કહ્યું હતું કે, તે જુમ્આનો દિવસ હતો.

**અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : 'ફલમ તજિદૂ માઅન ફતયમ્મમૂ સઇદન તય્યિબન' કિંવા જો તમને પાણી ન મળે તો પાક માટીથી તયમ્મુમ કરી લો. 'તયમ્મુમ'નો અર્થ છે ઇરાદો કરવો. 'આમ્મીન' ઇરાદો કરનાર. 'અમ્મમ્તુ' અને 'તયમ્મુમ'નો એક જ અર્થ છે કિંવા મેં ઇરાદો કર્યો.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત 'લામસ્તુમુ ન્નિસાઅ' અને 'મિન કબ્લિ અન તમસ્સૂહુન્ન' બંનેમાં 'લમ્સ' અને 'મસ્સ'થી સંભોગ મુરાદ છે. આયત 'અલ્લાતી દખલતુમ બિહિન્ન'માં 'દુખૂલ'થી નિકાહ મુરાદ છે. 'અફદા બઅદુકુમ ઇલા બઅદિન'માં પણ 'ઇફદા'થી નિકાહ મુરાદ છે**

(૨૦૨/૪૮૪૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : એક સફરમાં અમે હુઝૂર (સલ.) સાથે ગયા હતા. જ્યારે 'બયદા' અથવા 'ઝાતુલ જયશ' સ્થળે પહોંચ્યા ત્યારે મારો હાર ત્યાં તૂટીને પડી ગયો. રસૂલુલ્લાહ (સલ.) તેને શોધવા માટે ત્યાં થોભી ગયા. તે જગ્યાએ પાણી ન હતું. લોકો પાસે પણ ન હતું. એટલે લોકો હઝરત અબૂબક્ર પાસે ગયા અને કહ્યું : જુઓ, આઇશાએ શું કર્યું. રસૂલુલ્લાહ (સલ.)ને અને લોકોને અહીં થોભાવ્યા, જો કે ન અહીં પાણી છે અને ન (લોકો) સાથે છે. હઝરત અબૂબક્ર આ સાંભળીને મારી પાસે આવ્યા. રસૂલુલ્લાહ (સલ.) તે વખતે મારી જાંઘ પર માથું મૂકીને સૂઇ રહ્યા હતા. આવતાં જ કહ્યું : તેં રસૂલુલ્લાહ (સલ.)ને અને બીજા લોકોને અહીં રોકી લીધા, જો કે ન અહીં પાણી છે, ન લોકો પાસે છે. હઝરત આઇશા કહે છે કે, સિદ્દીકે અકબરે મને ઠપકો આપ્યો અને જે કંઇ ખુદાને મંજૂર હતું તે કહ્યું. મારી કુખમાં હાથથી ગોદા મારવા લાગ્યા. હું હલી શકતી ન હતી. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)નું માથું મારી જાંઘ પર હતું. સવારે જ્યારે રસૂલુલ્લાહ (સલ.) ઉઠયા અને પાણી ન મળ્યું ત્યારે અલ્લાહ તઆલાએ તયમ્મુમની આયત ઉતારી. લોકોએ તયમ્મુમ કર્યું. ઉસૈદ ઇબ્ને હુદૈરે કહ્યું : અબૂબક્રના ઘરવાળાઓ ! આ તમારી પહેલી જ બરકત નથી. હઝરત આઇશા કહે છે : જે ઊંટ પર હું સવાર હતી તેને જ્યારે અમે ઉઠાડયું ત્યારે તેની નીચેથી હાર મળ્યો.

(૨૦૩/૪૮૫૦) હઝરત આઇશા કહે છે કે, અમે મદીના (ની હદ)માં પ્રવેશવાની તૈયારીમાં હતા, એવામાં મારો હાર તૂટીને 'બયદા' સ્થળે પડી ગયો. રસૂલુલ્લાહ (સલ.) ઉતરીને થોભી ગયા અને મારા ખોળામાં માથું મૂકીને સૂઇ ગયા. એવામાં હઝરત અબૂબક્ર આવ્યા અને મને જોરથી મુક્કો મારીને કહ્યું : તેં હારના કારણે લોકોને અહીં અટકાવી લીધા. હું ભારે મુસીબતમાં સપડાઇ હતી. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.)નું મુબારક માથું (મારા ખોળામાં) હતું. હઝરત આઇશા કહે છે કે, હઝરત અબૂબક્રે (મુક્કો મારીને) મને તકલીફ પહોંચાડી. છેવટે રસૂલુલ્લાહ (સલ.) જાગ્યા. સવારની નમાઝનો વખત થઇ ગયો હતો. પાણીની શોધ કરવામાં આવી. જ્યારે ન મળ્યું ત્યારે આયત **'યાઅય્યુહ લ્લઝીન આમનૂ ઇઝા કુમતુમ ઇલ સ્સલાતિ ફગ્સિલૂ વુજૂહકુમ.....'** ઉતરી. ઉસૈદ ઇબ્ને હુદૈરે કહ્યું : એય અબૂબક્રના ઘરવાળાઓ ! તમારા કારણે અલ્લાહ તઆલાએ લોકોને બરકત આપી. આ ફકત તમારી જ બરકત છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફઝહબ અન્ત વ રબ્બુક ફકાતિલા ઇન્ના હાહુના કાઇદૂન' કિંવા બની ઇસ્રાઇલે હઝરત મૂસાને કહ્યું કે, તમે અને તમારો ખુદા જઇને લડો અમે તો અહીં જ છીએ**

(૨૦૪/૪૮૫૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, મિકદાદે બદરની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું હતું : યા રસૂલલ્લાહ ! અમે એવા નથી જેમકે બની ઇસ્રાઇલે હઝરત મૂસાને કહ્યું હતું કે, **'ફઝહબ અન્ત વ રબ્બુક ફકાતિલા ઇન્ના હાહુના કાઇદૂન'** બલ્કે આપ ચાલો, અમે આપની સાથે છીએ. આ વાત સાંભળતા જ જાણે રસૂલુલ્લાહ (સલ.)ની ચિંતા દૂર થઇ ગઇ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે 'ઇન્નમા જઝાઉ લ્લઝીન યુહારિબૂન લ્લાહ વ રસૂલહુ વ યસ્અવ્ન ફીલ અર્દિ ફસાદન અંય્યુકત્તલૂ અવ યુસલ્લબૂ.....' કિંવા જે લોકો અલ્લાહ અને રસૂલ સાથે લડે છે અને ધરતી પર તોફાન જગાડવા માટે દોડધામ કરે છે, તેમની શિક્ષા ફકત એ છે કે, તેમના ટુકડે ટુકડા કરવામાં આવે અથવા ફાંસીએ લટકાવવામાં આવે. ખુદા સાથે લડવાનો અર્થ એ છે કે, કુફ્ર કરવામાં આવે, ખુદાનો ઇન્કાર કરવામાં આવે**

(૨૦૫/૪૮૫૨) હઝરત અબૂ કિલાબા કહે છે : એક દિવસ હું (ખલીફા) ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝ પાછળ બેઠો હતો, એવામાં લોકોએ ફાંસીનો ઉલ્લેખ કર્યો. તેમને જે કંઇ ખબર હતી તે કહી અને કહ્યું કે, ચારે ખલીફાઓએ ફાંસી

આપીને બદલો લીધો છે. ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે ગરદન ફેરવીને મને કહ્યું : અબ્દુલ્લાહ ! તમે શું કહો છો ? મેં જવાબ આપ્યો : હું તો એટલું જાણું છું કે, તે માણસ સિવાય જેણે પરિણિત હોવા છતાં વ્યભિચાર કર્યો હોય અથવા નાહક કોઇનું ખૂન કર્યું હોય અથવા ખુદા અને રસૂલ સાથે લડાઇ કરી હોય બીજા કોઇનો જીવ લેવો ઇસ્લામમાં હલાલ નથી. અંબસાએ કહ્યું કે, હઝરત અનસે અમને હદીસ બયાન કરી હતી કે, અબૂ કિલાબાએ કહ્યું કે, મને હઝરત અનસ (રદિ.)એ કહ્યું હતું કે, કેટલાક લોકોએ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! આ જમીનની આબોહવા અમને માફક આવી નથી. હુઝૂરે કહ્યું : અમારા આ ઊંટો ચરવા માટે બહાર જાય છે. તમે તેમની સાથે ચાલ્યા જાઓ અને તેમનું દૂધ અને પેશાબ પીઓ. હુકમ અનુસાર તે લોકો ઊંટો સાથે ચાલ્યા ગયા. દૂધ અને પેશાબ પીને તંદુરસ્ત થઇ ગયા. પછી ગોવાળો પર તૂટી પડયા. તેને કત્લ કરીને ઊંટોને હાંકીને લઇ ગયા. હવે કઇ વસ્તુ અથવા કયો ગુનોહ તેમના તરફથી બાકી રહી ગયો હતો. ખૂન કર્યું. ખુદા અને રસૂલ સાથે લડાઇ કરી. રસૂલુલ્લાહ (સલ.)ને ડરાવવાનો વિચાર કર્યો. અંબસા કહે છે : મેં આ હદીસ સાંભળીને કહ્યું : સુબ્હાનલ્લાહ ! અબૂ કિલાબાએ કહ્યું : શું તમે મને જૂઠો પાડવા માંગો છો ? જો કે એ જ હદીસ હઝરત અનસે મને કહી હતી. અંબસાએ કહ્યું : હે સીરિયા-વાસીઓ ! જ્યાં સુધી આ અબૂ કિલાબા અને એમના જેવા માણસો તમારામાં રહેશે ત્યાં સુધી તમે સારા રહેશો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વલ જુરૂહ કિસાસ'**

(૨૦૬/૪૮૫૩) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : મારી ફોઇ રૂબય્યિએ એક અનસારી છોકરીનો દાંત તોડી નાખ્યો. લોકોએ બદલો માંગ્યો. તેઓ હુઝૂર પાસે ગયા. હુઝૂરે બદલાનો હુકમ આપ્યો. રૂબય્યિઅના ભાઇ અનસ ઇબ્ને નદરે કહ્યું : યા રસૂલલ્લાહ ! ખુદાની કસમ ! રૂબય્યિઅનો દાંત તોડવામાં નહીં આવે. હુઝૂરે કહ્યું : અનસ, બદલો તો ખુદાનો કાનૂન છે. એવામાં અનસારી છોકરાના પક્ષકારો રાજી થઇ ગયા અને વળતર લેવાનું સ્વીકાર્યું. રસૂલુલ્લાહ. (સલ.)એ કહ્યું : ખુદાના અમુક બંદાઓ એવા પણ છે કે, જો ખુદાના ભરોસા પર કસમ ખાઇ લે છે તો ખુદા તેમની કસમ પૂરી કરે છે.

**આયત 'યા અય્યુહ ર્રસૂલુ બલ્લિગ મા ઉન્ઝિલ ઇલયક મિર્રબ્બિક'ની તફસીર**

(૨૦૭/૪૮૫૪) મસ્રૂક કહે છે :



હઝરત આઇશાએ કહ્યું હતું કે, જે માણસ તમને એવું કહે કે, રસૂલુલ્લાહ (સલ.) પર જે વહી ઉતરી હતી તેમાંથી હુઝૂરે કોઇ ભાગ છુપાવી રાખ્યો હતો તે માણસ જૂઠો છે. કારણ કે, અલ્લાહ તઆલા પોતે ફરમાવે છે : **યા અય્યુહ ર્રસૂલુ બલ્લિગ મા ઉન્ઝિલ ઇલયક મિર્રબ્બિક** કિંવા એય રસૂલ ! ખુદાના તરફથી તમારા પર વહી ઉતારવામાં આવી છે તેને લોકો સુધી પહોંચાડી દો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લાયુઆખિઝુકુમ લ્લાહુ બિલ્લગ્વિ ફી અયમાનિકુમ' અલ્લાહ તઆલા નિરર્થક કસમો પર તમને શિક્ષા કરશે નહીં**

(૨૦૮/૪૮૫૫) હઝરત આઇશા કહે છે કે, આયત **'લાયુઆખિઝુકુમુ લ્લાહુ બિલ્લગ્વિ ફી અયમાનિકુમ'** તે માણસ વિષે ઉતરી છે જે (નિરર્થક) કહે છે : **'લા વલ્લાહિ, બલા વલ્લાહિ'**

(૨૦૯/૪૮૫૬) હઝરત આઇશા કહે છે : મારા પિતા કસમની વિરૂધ્ધ કરતા ન હતા. અહીં સુધી કે અલ્લાહ તઆલાએ કસમના કફ્ફારાનો હુકમ ઉતાર્યો. હઝરત અબૂબક્રે કહ્યું : જો હું કોઇ વસ્તુની કસમ ખાઇ લઇશ, પછી તેનાથી ઉલટું કરવાનું સારૂં સમજીશ ત્યારે અલ્લાહ તઆલાની રજા (કફ્ફારા)નો લાભ ઉઠાવીશ અને તે જ કરીશ જે સારૂં હશે.

**આયત 'યા અય્યુહ લ્લઝીન આમનૂ લાતુહર્રિમૂ તય્યિબાતિ મા અહલ્લ લ્લાહુ લકુમ.'**

(૨૧૦/૪૮૫૭) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે જિહાદ કર્યા કરતા હતા. અમારી સાથે ઓરતો ન રહેતી હતી. અમે હુઝૂરને કહ્યું : શું અમે ખસ્સી બની જઇએ તો કંઇ વાંધો છે ? હુઝૂરે મનાઇ ફરમાવી. તે પછી રજા આપી કે, અમે કપડા પર સ્ત્રી સાથે નિકાહ કરીએ (કિંવા મુત્આ કરીએ) આ આયત પઢી : **યા અય્યુહ લ્લઝીન આમનૂ લાતુહર્રિમૂ તય્યિબાતિ મા અહલ્લ લ્લાહુ લકુમ**

**આયત 'ઇન્નમલ ખમ્રૂ વલ મયસિરૂ વલ અન્સાબુ વલ અઝલામુ રિજ્સુ મ્મિન અમલિ શ્શયતાનિ'ની તફસીર કિંવા એય ઇમાનવાળાઓ ! દારૂ, જુગાર, મૂર્તિઓ અને ફાલના તીરો શયતાનના ગંદા કામો છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'અઝલામ' એવા તીરોને કહેવામાં આવે છે, જેનાથી લોકો જુદા જુદા કામો માટે ફાલ કાઢતા હતા. 'અન્સાબ' એવી મૂર્તિઓ હતી, જેના પર જાનવરો ભેટ**

**ચઢાવવામાં આવતાં હતાં. ઇબ્ને અબ્બાસ સિવાય બીજા લોકો કહે છે કે, 'ઝલમ' પાંખ વગરના તીરોને કહેવામાં આવે છે. એનું બહુવચન 'અઝલામ' છે. ફાલ લેવાની એવી રીત હતી કે, તીરો પર ફાલ લેવાની અમુક નિશાનીઓ બનાવીને તેમને ગોળ ફેરવતા હતા. જો તીરમાં મનાઇ આવી તો તે કામ કરતા ન હતા અને હુકમ આવ્યો તો તે કામ કરતા હતા**

(૨૧૧/૪૮૫૮) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, જ્યારે દારૂના હરામ હોવાનો હુકમ ઉતર્યો ત્યારે મદીનામાં પાંચ પ્રકારનો દારૂ હતો, જેમાં દ્રાક્ષનો દારૂ ન હતો.

(૨૧૨/૪૮૫૯) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, અમારા પીવા માટે તે દારૂ સિવાય જેને તમે લોકો 'ફઝીખહ' કહો છો, બીજો કોઇ દારૂ ન હતો. (એક દિવસ) હું અબૂ તલહા અને ફલાણા ફલાણા માણસોને પીવડાવી રહ્યો હતો, એવામાં એક માણસે આવીને કહ્યું : કંઇ ખબર પણ છે ? લોકોએ પૂછ્યું, શું વાત છે ? તે માણસે કહ્યું : દારૂ હરામ થઇ ગયો. સભાજનોએ મને કહ્યું : અનસ, એ માટલાઓને ઢોળી દો. (મેં ઢોળી દીધા) પછી તે લોકોએ દારૂ માટે પૂછ્યું નહીં (કે તે શું કર્યું) અને તે માણસની ખબર પછી પીધો પણ નહીં.

(૨૧૩/૪૮૬૦) ઉહદની લડાઇની સવારે લોકોએ દારૂ પીધો. પછી તે લોકો તે દિવસે શહીદ થઇ ગયા. આ બનાવ દારૂના હરામ થવા પહેલાંનો છે.

(૨૧૪/૪૮૬૧) ઇબ્ને ઉમર કહે છે કે, હઝરત ઉમર મિમ્બર પર કહી રહ્યા હતા : લોકો, દારૂ હરામ હોવાનો હુકમ ઉતર્યો ત્યારે દારૂ પાંચ વસ્તુઓનો બનાવવામાં આવતો હતો. દ્રાક્ષ, ખજુર, મધ, ઘઉં અને જવ. દારૂ એવી વસ્તુ છે જે બુધ્ધિને ઢાંકી દે છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લયસ અલ લ્લઝીન આમનૂ વ અમિલૂ સ્સાલિહાતિ જુનાહુન ફીમા તઇમૂ....' જે લોકો ઇમાન લાવ્યા અને નેક કામો કર્યા તેમણે જે કંઇ ખાઇ લીધું તેનો ગુનોહ તેમના પર નથી**

(૨૧૫/૪૮૬૨) હઝરત અનસ કહે છે : જે દારૂ ઢોળી દેવામાં આવ્યો હતો તે ફઝીખ હતો. એક રિવાયતમાં આ પ્રમાણે આવ્યું છે કે, હઝરત અનસ કહે છે કે, અબૂ તલહાના ઘરમાં લોકોને દારૂ પીવડાવી રહ્યો હતો, એવામાં દારૂ હરામ હોવાનો હુકમ ઉતર્યો. રસૂલુલ્લાહ (સલ.)એ જાહેરાત કરનારને જાહેરાત



કરવાનો હુકમ આપ્યો. હુકમ અનુસાર જાહેરાત કરનારે જાહેરાત કરી. અબૂ તલહાએ મને કહ્યું : બહાર નીકળીને જુઓ, આ કેવો અવાજ છે. મેં બહાર નીકળીને જોયું અને કહી દીધું કે, એક જાહેરાત કરનાર જાહેરાત કરી રહ્યો છે કે, દારૂ હરામ કરવામાં આવ્યો. અબૂ તલહાએ મને કહ્યું : તો ઢોળી દો. જેથી મદીનાની શેરીઓમાં દારૂ વહેવા લાગ્યો. તે સમયે લોકો જે દારૂ પીતા હતા તે ફઝીખ હતો. દારૂ હરામ થયા પછી અમુક લોકોએ કહ્યું કે, જે લોકોના પેટમાં દારૂ છે તે તો માર્યા ગયા. તે વખતે આયત **લયસ અલ લ્લઝીન આમનૂ વ અમિલૂ સ્સાલિહાતિ જુનાહુન ફીમા તઇમૂ** ઉતરી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લાતસ્અલૂ અન અશ્યાઅ ઇન તુબ્દ લકુમ તસુઅ્કુમ' એવી વસ્તુઓના (હલાલ અને હરામ હોવા) અંગે ન પૂછો કે, જો તમારી સામે તે બયાન કરવામાં આવે તો તમને નાપસંદ હોય**

(૨૧૬/૪૮૬૩) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક દિવસ એવો ખુત્બો પઢયા કે, તેના જેવો ખુત્બો મેં કદી સાંભળ્યો ન હતો. હુઝૂરે કહ્યું હતું કે, જે કંઇ હું જાણું છું તે જો તમે જાણતા હોત તો ઓછું હસતા હોત અને વધારે રડતા હોત. સહાબાઓએ આ સાંભળીને મોં છુપાવી દીધાં અને અવાજ સાથે રડવા લાગ્યા. એક માણસે કહ્યું : (યા રસૂલલ્લાહ) મારા પિતા કોણ છે ? હુઝૂરે કહ્યું : ફલાણો માણસ. તે વખતે આયત **'લાતસ્અલૂ અન અશ્યાઅ ઇન તુબ્દ લકુમ તસુઅ્કુમ....'** ઉતરી.

(૨૧૭/૪૮૬૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, કેટલાક લોકો રસૂલુલ્લાહ (સલ.)ને મજાક ખાતર પણ કંઇક પૂછતા હતા. જેમકે અમુક લોકો પૂછતા હતા, મારા પિતા કોણ છે ? કેટલાક માણસોની ઊંટણીઓ ખોવાઇ જતી હતી તો તેઓ પૂછતા હતા, અમારી ઊંટણી ક્યાં છે ? તે પરથી આયત **'લાતસ્અલૂ અન અશ્યાઅ ઇન તુબ્દ લકુમ તસુઅ્કુમ.....'** ઉતરી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'મા જઅલ લ્લાહુ મિમ્બહીરતિં વ્વ લા સાઇબતિં વ્વ લા વસીલતિં વ્વ લા હામિન.....' અલ્લાહ તઆલાએ 'બહીરહ', 'સાઇબહ', 'વસીલહ' અને 'હામ'ને હરામ કર્યા નથી. (ચારે શબ્દોનું વિવરણ આગળ આવે છે.)**

**'વ ઇઝ કાલ લ્લાહુ યા ઇસ બ્ન મરયમ....' આ આયત 'ઇઝ' વધારે છે. 'માઇદહ' એવી વસ્તુને**

**કહેવામાં આવે છે જે મહેમાનને આપવામાં આવે છે. કિંવા એવું ઉત્તમ ખાણું અથવા સારી વસ્તુ જે મહેમાનને અથવા બીજા કોઇને આપવામાં આવે તે 'માઇદહ' છે. હકીકતમાં 'માઇદહ' કર્તાના પ્રાસમાં છે, પરંતુ કર્મ રૂપે એનો ઉપયોગ થાય છે. જેવી રીતે કે, 'ઇશતુ રાદિયહ' અને 'તત્લીકતુન બાઇનહ'માં 'રાદિયહ' અને 'બાઇનહ' કર્તાના પદો છે, પરંતુ કર્મ રૂપે વપરાય છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'ઇન્ની મુતવફફીક'નો અર્થ છે, હું તમને મારીશ. હું તમારી રૂહ કાઢીશ**

(૨૧૮/૪૮૯૫) હઝરત સઇદ ઇબ્ને મુસય્યિબ કહે છે કે, 'બહીરહ' એવી ઊંટણીને કહેવામાં આવે છે જેનું દૂધ ન દોહવામાં આવે. મૂર્તિઓની મન્નતની નિય્યતથી બાવલાઓમાં જ રહેવા દેવામાં આવે. 'સાઇબહ' એવો સાંઢ છે જેને મૂર્તિઓ અને જુઠા દેવતાઓના નામ પર છોડી મૂકવામાં આવે. તેના પર ભાર મૂકવામાં ન આવે કિંવા માલ વહન કરવાની સેવા તેની પાસેથી ન લેવામાં આવે.

(૨૧૯/૪૮૯૬) હઝરત અબૂ હુરૈરાની રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : મેં અમ્ર ઇબ્ને આમિર ખુઝાઇને જોયો કે, પોતાના આંતરડાં ખેંચીને દોઝખમાં ફરતો હતો. કારણ કે, તેણે જ સૌ પ્રથમ મૂર્તિઓ અને દેવતાઓના નામ પર સાંઢ ફરતા મૂકવાની પ્રથા શરૂ કરી હતી. 'વસીલહ' એવી યુવાન ઊંટણીને કહેવામાં આવે છે જે પહેલી વાર ગાભણ થાય ત્યારે માદા બચ્ચાને જન્મ આપે અને બીજી વાર ગાભણ થાય ત્યારે પણ માદા બચ્ચાને જન્મ આપે. જ્યારે એ ઊંટણીના પેટે બે વાર ગાભણ થયા પછી બંને વાર ઊંટણી જ પેદા થતી તો પછી તેને મૂર્તિઓ અને દેવતાઓના નામ પર છોડી મૂકતા હતા. 'હામ' એવા નર ઊંટને કહેવામાં આવે છે કે, અમુક વાર તેને માદા પર કુદાવીને છોડી મૂકતા હતા. ન તેના પર વજન મૂકતા હતા ન તેને સવારીના કામમાં લેતા હતા.

(૨૨૦/૪૮૯૭) હઝરત આઇશા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : મેં જોયું કે, દોઝખની આગના ભાગો (ઉગ્રતા અને જલદ હોવાના કારણે) પરસ્પર એકબીજાને ખાઇ રહ્યા હતા. અમ્ર (ઇબ્ને આમિર ખુઝાઇ) તેમાં પોતાના આંતરડાં ઢસડતો ફરી રહ્યો હતો. કારણ કે, તેણે જ સૌ પ્રથમ સાંઢ છુટો મૂકવાની પ્રથા શરૂ કરી હતી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કુન્તુમ અલયહિમ શહીદ મ્મા**



**દુમ્તુ ફીહિમ ફલમ્મા તવફફયતની કુન્ત અન્ત રકીબ અલયહિમ વ અન્ત અલા કુલ્લિ શયઇન શહીદ' કિંવા જ્યાં સુધી હું તેમનામાં રહ્યો ત્યાં સુધી હું તેમનાથી માહિતગાર હતો. જ્યારે તેં મને તેમનાથી ફેરવી લીધો ત્યારે તું જ તેમનો દેખરેખ રાખનાર રહ્યો. કારણ કે, તું દરેક વસ્તુથી માહિતગાર છે. (આ કથન હઝરત ઇસા (અલ.)નું છે જે કિયામતના દિવસે ખુદાને કહેશે).**

(૨૨૧/૪૮૯૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક દિવસ ખુત્બો પઢાવ્યો. આપે કહ્યું : લોકો, તમને નગ્ન શરીરે, ખુલ્લા પગે અને ખત્ના વગર અલ્લાહ સામે ભેગા કરવામાં આવશે. તે પછી હુઝૂરે આ આયત પઢી; **'કમા બદઅના અવ્વલ ખલ્કિ નુઇદુહુ વઅ્દન અલયના ઇન્ના કુન્ના ફાઇલીન'** કિંવા જેવી રીતે અમે શરૂઆતમાં પેદા કર્યા હતા તેવી રીતે બીજી વાર પેદા કરીશું. આ વાયદો અમારા પર જરૂરી છે. અમે એ જરૂર કરીશું. પછી કહ્યું કે, સૌ પ્રથમ હઝરત ઇબ્રાહીમને પોષાક પહેરાવવામાં આવશે. મારી ઉમ્મતના થોડાક માણસોને લાવવામાં આવશે અને પકડીને ડાબી બાજુએ (દોઝખ તરફ) લઇ જવામાં આવશે. હું કહીશ કે, એય અલ્લાહ ! એ તો મારા સહાબી છે. હુકમ થશે, તમને ખબર નથી કે, તમારા પછી એમણે કેવી કેવી બિદઅતો શરૂ કરી હતી. હું આ સાંભળીને તે જ કહીશ જે એક નેક બંદાનું કથન છે. **'વ કુન્તુ અલયહિમ શહીદ મ્મા દુમ્તુ ફીહિમ ફલમ્મા તવફફયતની કુન્ત અન્ત રકિબ અલયહિમ વ અન્ત અલા કુલ્લિ શયઇન શહીદ.'** હુકમ થશે કે, તમારા અલગ થયા પછી એ લોકો ઉલટા પગે (ઇસ્લામથી) ફરી ગયા હતા.

**આયત 'ઇન તુઅઝ્ઝિબહુમ ફઇન્નહુમ ઇબાદુક વ ઇન તગફિર લહુમ ફઇન્નક અન્તલ અઝીઝુલ હકીમ' કિંવા જો તું તેમને અઝાબ આપીશ તો તે તારા બંદા છે અને જો તું તેમને બખ્શી દઇશ તો તું શકિત-શાળી અને હિકમતવાળો છે**

(૨૨૨/૪૮૯૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, તમને (કિયામતના દિવસે) જરૂર ભેગા કરવામાં આવશે. કેટલાક લોકોને ગિરફતાર કરીને ડાબી બાજુએ લઇ જવામાં આવશે. હું તે જ કહીશ જે એક નેક બંદાનું કથન છે કે, **'કુન્તુ અલયહિમ શહીદ મ્મા દુમ્તુ ફીહિમ ફલમ્મા તવફફયતની કુન્ત અન્ત રકિબ અલયહિમ વ અન્ત અલા**

કુલ્લિ શયઇન શહીદ. ઇન તુઅઝ્ઝિબહુમ ફઇન્નહુમ ઇબાદુક વ ઇન તગફિર લહુમ ફઇન્નક અન્તલ અઝીઝુલ હકીમ.'

## સૂરએ અન્આમ

ઇબ્ને અબ્બાસ કહે છે : 'ફિત્નહ'થી બહાનું મુરાદ છે. 'મઅ્રૂશાત' એવા વેલાઓ જે છાપરાઓ પર ફેલાવવામાં આવે છે. જેમ કે દ્રાક્ષ વગેરે. 'લિઉન્ઝિરકુમ'માં 'કુમ'થી મક્કાવાસીઓ મુરાદ છે 'હમૂલતન' ભાર વહન કરનાર જાનવર. 'વ લલબસ્ના' અમે તેમના પર શંકા કરીએ છીએ. 'યન્અવ્ન' તેઓ દૂર હોય છે. 'તુબ્સલ' ઝલીલ કરવામાં આવે. 'ઉબ્સિલૂ' ઝલીલ કરવામાં આવ્યા. 'બાસિતૂ અયદીહિમ' 'બસ્ત'નો અર્થ છે મારવું. 'ઇસ્તક્સરતુમ' તમે ઘણાઓને ગુમરાહ કર્યા. 'વ જઅલૂ લિલ્લાહિ મિમ્મા ઝરઅ મિનલ હરસિ વલ અન્આમિ' તેમણે ખુદાના માટે પોતાના મેવાઓ અને માલમાંથી એક ભાગ મુકર્રર કર્યો અને એક ભાગ શયતાન અને મૂર્તિઓ માટે મુકર્રર કર્યો. 'અમ્મ શ્તમલત અલયહિ અરહામુલ ઉન્સયયનિ' કિંવા માદાના પેટમાં ક્યાં તો નર જાનવર હશે ક્યાં તો માદા. (એટલે બંને હરામ હોવા જોઇએ.) એનું શું કારણ કે, એકને હરામ સમજવામાં આવે અને બીજાને હલાલ. 'મસ્ફૂહન' વહેવડાવેલું. 'સદફ' તેણે મોં ફેરવ્યું. 'ઉબ્લિસૂ' તેમને હતાશ કરવામાં આવ્યા. 'ઉબ્સિલૂ' તેઓ મદદ વગર છોડી દેવામાં આવ્યા. 'સરમદૂન' હંમેશા. 'ઇસ્તહ્વતહુ' તેને ગુમરાહ કર્યો. 'તમ્તરૂન' તમે શંકા કરો છો. 'વકરૂ' બહેરા હોવું. 'વિક' ભાર. 'અસાતીર' 'ઉસ્તૂરતુન' અને 'ઇસ્તારતુન'નું બહુવચન છે. કિંવા નિરર્થક બકવાસ. 'અલબઅ્સાઉ' 'બઅ્સ' અને 'બુઅ્સ'માંથી બનેલું છે કિંવા સખ્તાઇ. 'જહ્રતન' તેમની આંખો સામે 'સૂર' 'સૂરતુન'નું બહુવચન છે જેમકે 'સૂરત'નું બહુવચન 'સૂર' આવે છે. 'મલકૂત' મુલ્ક અને હુકૂમતના અર્થમાં છે. જેમ કે 'રહબૂત'નો અર્થ ડરવું અને 'રહમૂત'નો અર્થ રહમ કરવું થાય છે. મહાવરામાં બોલવામાં આવે છે : 'રહબૂતુક ખયરૂ મિ ર્રહમૂતિક' કિંવા તારૂં ડરવું એના કરતાં સારૂં છે કે,



તારા પર રહમ કરવામાં આવે. 'જન્ન' અંધારૂં થયું. 'અલલ્લાહિ હુસ્બાનુહુ' કિંવા અલ્લાહના ઝિમ્મે તેનો હિસાબ કરવાનું છે. કેટલાક લોકો કહે છે કે, 'હુસ્બાન'નો અર્થ છે શયતાનોને અંગારા ફેંકીને મારવું. 'મુસ્તકર્રુન' કિંવા પીઠમાં થોભવું. 'મુસ્તવદઉન' ગર્ભમાંનું અનામત સ્થળ 'કિન્વુન' ગુચ્છો. એનું બેની સંખ્યા સૂચવતું નામ 'કિન્વાનિ' છે અને બહુવચન 'કિન્વાનુન' છે, જેમકે 'સિન્વુન' અને 'સિન્વાનુન'.

અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન્દહુ મફાતિહુલ ગયૂબિ લાયઅ્લમુહા ઇલ્લા હુવ' અલ્લાહ પાસે ગૈબના ઇલ્મની ચાવીઓ છે. તેને અલ્લાહ સિવાય બીજું કોઇ જાણતું નથી

(૨૨૩/૪૮૭૦) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ગૈબની પાંચ ચાવીઓ છે, જે આ આયતમાં આવેલી છે : **ઇન્ન લ્લાહ ઇન્દહુ ઇલ્મુ સ્સાઅતિ** બેશક, અલ્લાહને જ કિયામતની ખબર છે. **વ યુનઝ્ઝિલુલ ગયૂસ** અને તે જ વરસાદ વરસાવે છે. **વ યઅ્લમુ મા ફીલ અરહામિ** તે જ જાણે છે કે, ગર્ભમાં શું છે. **વ માતદરી નફ્સુ મ્માઝા તકસિબુ ગદન** કોઇ જાણતું નથી કે, કાલે તે શું કરશે. **વ માતદરી નફ્સુન બિઅય્યિ અરદિન તમૂતુ** કોઇ જાણતું નથી કે, કઇ ધરતી પર તેનું અવસાન થશે. **ઇન્ન લ્લાહ અલીમુન ખબીર** બેશક, અલ્લાહ જાણનાર ખબરદાર છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ હુવલ કાદિરૂ અલા અંય્યબ્અસ અલયકુમ અઝાબ મ્મિન ફવકિકુમ....' તમે કહી દો કે, અલ્લાહ તઆલા તમારા પર તમારી ઉપરની દિશામાંથી અઝાબ મોકલી શકે છે. 'યલ્બિસકુમ' તમને એકત્ર કરી દે. બધા જુથોને પરસ્પર ભેગા કરી દે. 'યલ્બિસૂ' તેઓ પરસ્પર એકત્ર થાય

(૨૨૪/૪૮૭૧) હઝરત જાબિર કહે છે કે, જ્યારે આયત **કુલ હુવલ કાદિરૂ અલા અંય્યબ્અસ અલયકુમ અઝાબ મ્મિન ફવકિકુમ** ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : **અવ મિન તહ્તિ અરજુલિકુમ** હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું. **અવ યલ્બિસકુમ શિયઅં વ્વ યુઝીક બઅ્દકુમ બઅ્સ**

**બઅ્દિન** હુઝૂરે કહ્યું : આ તેના કરતાં આસાન છે. (કિંવા અલ્લાહ તઆલાએ જ્યારે આસ્માનમાંથી અઝાબ ઉતારવાનું કહ્યું ત્યારે હુઝૂરે પનાહ માંગી. જમીનમાં ધસાવી દેવાની, ડુબાડી દેવાની અને જમીનને ઉલટાવી દેવાનું કહ્યું ત્યારે હુઝૂરે પનાહ માંગી. પછી પરસ્પર ઝઘડો અને ઝુલ્મ તથા એકબીજાના હક્કો છીનવી લેવાનું કહ્યું ત્યારે હુઝૂરે કહ્યું : આ તે બંને કરતાં આસાન છે).

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લમયલ્બિસૂ ઇમાનહુમ બિઝુલ્મિન' જે લોકો ઇમાન લાવ્યા અને પોતાના ઇમાનમાં ઝુલ્મ ભેરવ્યો નહીં.**

(૨૨૫/૪૮૭૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, જ્યારે આયત **અલ્લઝીન આમનૂ વ લમયલ્બિસૂ ઇમાનહુમ બિઝુલ્મિન** ઉતરી ત્યારે સહાબાએ કહ્યું : અમારામાંથી કોણે ઝુલ્મ કર્યો નથી. (એટલે કોઇ બખ્શાવાને લાયક નથી) ત્યારે અલ્લાહ તઆલાએ આયત **ઇન્નશ્ શિર્ક લઝુલ્મુન અઝીમ** ઉતારી.

**આયત 'વ યૂનુસ વ લૂતન વ કુલ્લન ફદ્દલ્ના અલલ આલમીન'ની તફસીર**

(૨૨૬/૪૮૭૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કોઇએ એવું ન કહેવું જોઇએ કે, હું યૂનુસ ઇબ્ને મત્તા કરતાં સારો છું.

(૨૨૭/૪૮૭૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇએ એવું ન કહેવું જોઇએ કે, હું યૂનુસ ઇબ્ને મત્તા કરતાં સારો છું.

**અલ્લાહ તઆલા કહે છે : 'ઊલાઇક લ્લઝીન હદ લ્લાહુ ફબિહુદાહુમુ ફતદિહિ' કિંવા તે લોકોને અલ્લાહ તઆલાએ હિદાયત આપી હતી, તમે તેમના રસ્તા પર ચાલો.**

(૨૨૮/૪૮૭૫) મુજાહિદ કહે છે કે, મેં હઝરત ઇબ્ને અબ્બાસને પૂછ્યું, શું (સૂરએ) **'સાદ'**માં કોઇ સજદો છે ? તેમણે કહ્યું : હા. તે પછી આયત **વ વહબ્ના.... ફબિહુદાહુમુ ફતદિહ** પઢી અને કહ્યું કે, દાઉદ (અલ.) પણ તે લોકોમાંથી છે જેમના રસ્તા પર ચાલવાનો રસૂલુલ્લાહ (સલ.)ને હુકમ થયો છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ અલ લ્લઝીન હાદુ હર્રમ્ના કુલ્લ ઝીઝુફુરિન વ મિનલ બકરિ વલ ગનમિ હર્રમ્ના અલયહિમ શુહૂમહુમા' યહૂદીઓ માટે અમે દરેક ખરીવાળું જાનવર હરામ કરી દીધું હતું. ગાય અને બકરીની ચરબી પણ હરામ કરી**



**દીધી હતી.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : ખરી-વાળા જાનવરથી ઊંટ અને શાહમૃગ મુરાદ છે. 'હવાયા'થી આંતરડાઓ મુરાદ છે. કેટલાક લોકો કહે છે કે, 'હાદૂ'નો અર્થ છે તેઓ યહૂદી બની ગયા અને 'હુદના'નો અર્થ છે અમે તૌબા કરી. 'હાઇદ' તૌબા કરનાર**

(૨૨૯/૪૮૭૬) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : યહૂદીઓને ખુદાની માર પડે. જ્યારે અલ્લાહ તઆલાએ તેમના માટે ચરબી હરામ કરી ત્યારે તેમણે પીગળાવીને વેચીને તેની કીમત ખાધી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લાતકરબૂલ ફવાહિશ માઝહર મિન્હા વ મા બતન' બેહયાઇના કામ પાસે ન જાઓ, ભલે ખુલ્લું હોય કે છુપાયેલું હોય.**

(૨૩૦/૪૮૭૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, ખુદા તઆલા કરતાં વધારે સ્વમાનવાળું કોઇ નથી. એટલે જ તો તેણે બેહયાઇના બધા કામો, ભલે ખુલ્લા હોય કે છુપાં, બધાં હરામ કરી દીધાં. કોઇ વસ્તુને અલ્લાહ કરતાં વધારે વખાણ પસંદ નથી. એટલા માટે તેણે પોતાના વખાણ પોતે કર્યા છે. અમ્ર કહે છે : મેં અબૂ વાઇલને પૂછ્યું કે, શું આ હદીસ તમે પોતે અબ્દુલ્લાહ પાસેથી સાંભળી છે ? અબૂ વાઇલે કહ્યું : હા. મેં કહ્યું : શું અબ્દુલ્લાહે આ હદીસ મરફૂઅન બયાન કરી ? અબૂ વાઇલે કહ્યું : હા.

ઇમામ બુખારી કહે છે : **'વકીલ'**નો અર્થ છે દેખરેખ રાખનાર, ઘેરી લેનાર. **'કુબુલન'** **'કબીલ'**નું બહુવચન છે. કિંવા તે અઝાબ અમુક પ્રકારનો છે. દરેક પ્રકાર જાણે એક **'કબીલ'** છે. **'ઝુખ્રુફ'** દરેક એવી વસ્તુને કહેવામાં આવે છે કે, તમે તેને શણગારીને રજૂ કરો અને હકીકતમાં તે એવી ન હોય. **'હરસૂન હિજ્ર'** હરામ ખેતી. **'હિજ્ર'** જેની મનાઇ ફરમાવવામાં આવી હોય એવી વસ્તુ. કારણ કે, **'હિજ્ર'** **'મહજૂર'**ના અર્થમાં છે. મકાન અને ઘોડીને પણ 'હિજ્ર' કહેવામાં આવે છે. બુધ્ધિને પણ **'હિજ્ર'** અને **'હિજા'** કહેવામાં આવે છે. 'હિજ્ર' સમૂદ નામે કૌમના રહેઠાણનું નામ પણ છે. જે જમીનની પત્થરોથી સુરક્ષા કરવામાં આવે, ચારે બાજુથી તેને પત્થરોથી ઘેરી લેવામાં આવે તે પણ 'હિજ્ર' કહેવાય છે. આ કારણે જ કઅબાની **'હતીમ'** ને **'હિજ્ર'** કહેવામાં આવે છે. કારણ કે, **'હતીમ'** **'મહતૂમ'**ના અર્થમાં છે. **'હિજ્રૂલ યમામહ'** એક જગ્યાનું નામ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે :**

'હલુમ્મ શુહદાઅકુમ' કિંવા તમારા ગવાહો લાવો. હિજાઝવાસીઓના મહાવરામાં 'હલુમ્મ' એક, બે અને ત્રણ કે તેથી વધુ માટે વપરાય છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લાયન્ફઉ નફસન ઇમાનુહા' કિંવા જે માણસ પહેલેથી ઇમાન લાવ્યો ન હોય તેને કિયામતના દિવસે ઇમાન લાવવાનું લાભ કરશે નહીં

(૨૩૧/૪૮૭૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : કિયામત ત્યારે કાયમ થશે જ્યારે સૂર્ય પશ્ચિમમાંથી નીકળશે. કિયામતને જોઇને પૃથ્વીના બધા લોકો ઇમાન લઇ આવશે, પરંતુ જે લોકો પહેલેથી મુઅમિન નહીં હોય તેમને તે વખતે ઇમાન લાવવાનું લાભ કરશે નહીં.

(૨૩૨/૪૮૭૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કિયામત ત્યારે કાયમ થશે જ્યારે સૂર્ય પશ્ચિમમાંથી નીકળશે. સૂર્ય નીકળતો જોઇને બધા લોકો ઇમાન લઇ આવશે, પરંતુ તે વખતે ઇમાન લાવવું કોઇને લાભ કરશે નહીં. તે પછી હુઝૂરે ઉપરોકત આયત પઢી.

## સૂરએ અઅરાફ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

ઇબ્ને અબ્બાસ કહે છે : 'રિયાશન' માલ, 'ઇન્નહુ લાયુહિબ્બુલ મુઅ્તદીન' કિંવા દુઆ વગેરેમાં હદથી આગળ વધનારને અલ્લાહ પસંદ કરતો નથી. 'હત્તા અફ્વ' અહીં સુધી કે, તે લોકો વધી ગયા. તેમનો માલ પણ પુષ્કળ થઇ ગયો. 'ફત્તાહ' ફૈસલો કરનાર 'ઇફતહ બયૂનના' અમારી વચ્ચે ફૈસલો કરી નાખ. 'નતક્નલ જબલ' અમે પહાડ ઉઠાવ્યો. 'ઇન્બજસત' ફૂટી નીકળ્યાં. 'મુતબ્બરૂન' નુકસાન. 'આસા' હું રંજ કરૂં. 'તઅ્સા' તમે રંજ કરો, હમદર્દી બતાવો. કેટલાક લોકો કહે છે કે, 'મા મનઅક અલ્લાતસ્જુદ'માં 'લા' વધારે છે. 'યખ્સિફાનિ અલયહિમા મિં વ્વરકિલ જન્નતિ' કિંવા જન્નતના ઝાડોના પાંદડાં પોતાના પર લગાડવા માંડ્યા. 'સવઆતિહિમા' ગુપ્ત ભાગો. 'મતાઉન ઇલા હીન'માં 'હીન'થી કિયામતનો દિવસ મુરાદ છે. અરબી ભાષામાં 'હીન'નો અર્થ થાય છે પળ અથવા પળથી વધારે



જેટલો સમય પણ હોય, પછી તે એક દિવસ, બે દિવસ, વરસ, બે વરસ, હજાર વરસ વગેરે. 'રિયાશ' અને 'રિશ' બંને એક છે. કિંવા ઉપરનો પોષાક. 'કબીલા' ખાનદાન 'ઇદ્દારકૂ' તેઓ ભેગા થયા. 'શુમૂમ' 'સુમ'નું બહુવચન છે. ઇન્સાન અને જાનવરના બધા કાણાઓને 'શુમૂમ' કહેવામાં આવે છે કિંવા આંખો, નાકના બે નસ્કોરાં, મોં, બંને કાન, મળ-મુત્રના માર્ગો. 'ગવાશિન' ઢાંકવાની વસ્તુ. 'નુશુરન' વિખરાયેલું. 'નકિદન' થોડુંક. 'યગ્નવ' તેઓ રહે છે. 'હકીકુન' લાયક, યોગ્ય. 'ઇસ્તરહબૂહુમ' આ શબ્દ 'રહબતુન'માંથી બન્યો છે. એનો અર્થ 'ડર' થાય છે. 'તલ્કફ' ગળી જતી હતી. 'તાઇરૂહુમ' તેમનો ભાગ. 'અર્સલ્ના અલયહિમુ તૂફાન વલ જરાદ વલ કુમ્મલ' તોફાન વરસાદનું હોય છે અને વધારે મૃત્યુ ફેલાવાને પણ તોફાન કહેવામાં આવે છે. 'કુમ્મુલ' જૂ. 'અરૂશ' અને 'અરીશ'નો એક જ અર્થ છે કિંવા મકાનનું બાંધકામ. 'સુકિત' પસ્તાવો કર્યો. 'અસ્બાત' કબીલાઓ. 'યઅ્દૂન' હદથી વધી જાય. 'તઅ્દુ' તે હદ ઓળંગે 'શુર્રઅન' પાણી ઉપર તરતી. 'બઇસ' સખ્ત. 'અખ્લદ' બેસી ગયો, જમીન સાથે ચોંટી ગયો. 'સનસ્તદ્રિજુહુમ' અમે તેમને તેમના આશ્રયસ્થાનમાંથી લઇ આવીશું અને એવી રીતે લઇ આવીશું કે, તેમને કલ્પના પણ નહીં હોય. 'મિન જિન્નતિન'માં 'જિન્નતિન'નો અર્થ છે ઝનૂન. 'ફમર્રત બિહિ' કિંવા નિયમ અનુસાર તેને ગર્ભ રહ્યો અને તેણે તેને પૂરો કર્યો. 'યન્ઝગન્નક' તને રોકે. 'તયફુન' ઉતરનારી વસ્તુ કિંવા શયતાની વસવસો. એક કિર્અતમાં 'તાઇફુન' પણ આવ્યું છે. એનો પણ એ જ અર્થ છે. 'યમુદ્દુનહુમ' કિંવા સારૂં કરીને બતાવે છે. 'ખીફતન' ડર. 'ખુફયતન' કિંવા છુપાવવું. 'અલ આસાલ' 'અસીલ'નું બહુવચન છે કિંવા અસ્રથી મગરિબ સુધીનો સમય

અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ ઇન્નમા હર્રમ રબ્બિયલ ફવાહિશ મા ઝહર મિન્હા વ

**મા બતન' કહી દો કે, મારા પરવરદિગારે બેશરમીની વાતો, પછી તે ખુલ્લી હોય કે છુપી, હરામ કરી છે.**

(૨૩૩/૪૮૮૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : ખુદા કરતાં વધારે શરમવાળો કોઈ માણસ નથી. એટલે તેણે બેશરમીના બધા કામો હરામ કરી દીધાં, પછી તે ખુલ્લાં હોય કે છુપાવેલા હોય. ખુદા તઆલા કરતાં વધારે કોઈ માણસ પોતાના વખાણ પણ પસંદ કરતો નથી. એટલે તેણે પોતે પોતાના વખાણ પણ પસંદ કર્યાં છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લમ્મા જાઅ મૂસા લિમીકાતિના વ કલ્લમહુ રબ્બુહુ કાલ રબ્બિ અરિની અન્ઝુર ઈલય્ક કાલ લન તરાની વ લાકિનિ ન્ઝુર ઈલલ જબલિ ફઈનિ સ્તકર્ર મકાનહુ ફસવ્ફ તરાની ફલમ્મા તજલ્લા રબ્બુહુ લિલ જબલિ જઅલહુ દક્કં વ્વ ખર્ર મૂસા સઈકા. ફલમ્મા અફાક કાલ સુબ્હાનક તુબ્તુ ઈલય્ક વ અન અવ્વલુલ મુઅમિનીન' કિંવા જ્યારે મૂસા અમારી મુકર્રર કરેલી જગ્યા પર આવ્યા અને પરવરદિગારે તેમની સાથે વાતચીત કરી. એય અલ્લાહ ! તું મને દેખા દે, હું તને જોઈશ. અલ્લાહ તઆલાએ કહ્યું : તમે મને કદાપિ જોઈ શકતા નથી. (જો મને જોવો હોય તો) પહાડ તરફ જુઓ. જો પહાડ પોતાની જગ્યાએ અડગ રહેશે તો તમે મને જોઈ શકશો. જેથી જ્યારે અલ્લાહ તઆલાએ પહાડ પર પોતાની ઝલક દાખવી તો પહાડના ટુકડે ટુકડા થઈ ગયા અને મૂસા (અલ.) બેભાન થઈને પડી ગયા. મૂસા (અલ.)ને ભાન આવ્યું ત્યારે કહેવા લાગ્યા : તું પાક છે. હું તારા તરફ રજુ થાઉં છું અને સૌ પ્રથમ મુસ્લિમ છું**

(૨૩૪/૪૮૮૧) હઝરત અબૂ સઈદ ખુદરી કહે છે કે, એક યહૂદીએ મુબારક સેવામાં હાજર થઈને કહ્યું : મુહમ્મદ ! તમારા સાથીઓમાંના એક અનસારીએ મારા મોં પર તમાચો માર્યો છે. હુઝૂરે કહ્યું : અનસારીને બોલાવો. લોકોએ અનસારીને બોલાવ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : તમે એના મોં પર તમાચો કેમ માર્યો ? અનસારીએ કહ્યું : યા રસૂલલ્લાહ ! હું યહૂદીઓ પાસેથી પસાર થયો ત્યારે



મેં તે માણસને કહેતા સાંભળ્યો, તે ખુદાની કસમ છે જેણે મૂસા (અલ.)ને બધા માણસો પર શ્રેષ્ઠતા આપી છે. મેં કહ્યું : મુહમ્મદ (સલ.) ઉપર પણ મૂસા (અલ.)ને શ્રેષ્ઠતા મળેલી છે. તેણે કહ્યું : હા. મને ગુસ્સો આવ્યો અને મેં એને તમાચો માર્યો. હુઝૂરે કહ્યું : મને બીજા નબીઓ પર શ્રેષ્ઠતા ન આપો. કારણ કે, કિયામતના દિવસે જ્યારે લોકો બેભાન થઈ જશે ત્યારે સૌ પ્રથમ મને ભાન આવશે, પરંતુ હું જોઈશ કે મૂસા (અલ.) અર્શનો પાયો પકડીને ઉભેલા છે. ખબર નથી કે તેઓ મારા પહેલાં ભાનમાં આવશે અથવા તૂરનું બેભાનપણું તેમના હિસાબમાં ગણી લેવામાં આવશે.

**'મન્ન' અને 'સલવા'નું બયાન**

(૨૩૫/૪૮૮૨) હઝરત સઈદ ઈબ્ને ઝેદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, છત્રાક (બિલાડીનો ટોપ) 'મન્ન'નો એક પ્રકાર છે. તેનું પાણી આંખ માટે શિફા છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ યા અય્યુહ ન્નાસુ ઈન્ની રસૂલુ લ્લાહિ ઈલયકુમ જમીઅનિ લ્લઝી લહુ મુલ્કુ સ્સમાવાતિ વલ અર્દિ લાઈલાહ ઈલ્લા હુવ યુહ્યી વ યુમીતુ ફઆમિનૂ બિલ્લાહિ વ રસૂલિહિ ન્નબિય્યિલ ઉમ્મિય્યિ લ્લઝી યુઅ્મિનુ બિલ્લાહિ વ કલિમાતિહિ વ ત્તબિઊહુ લઅલ્લકુમ તહ્તદૂન'. કહી દો કે, લોકો ! તમારા બધા તરફ મને અલ્લાહનો પયગમ્બર બનાવીને મોકલવામાં આવ્યો છે. જેની આસ્માનો અને જમીનો પર હુકૂમત છે. તેના સિવાય બીજો કોઈ મઅબૂદ નથી. તે જ જીવાડે છે. તે જ મારે છે. એટલે તમે ખુદા પર અને તેના ઉમ્મી રસૂલ અને નબી પર ઈમાન લાવો. તે નબીનું ખુદા પર અને ખુદાના પૂરા કલામ પર ઈમાન છે. એટલે તમે પણ તેનું અનુકરણ કરો. જેથી તમને સીધો રસ્તો મળે**

(૨૩૬/૪૮૮૩) હઝરત અબૂ દરદા કહે છે કે, એક વાર હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર વચ્ચે કંઈક વાતચીત થઈ. હઝરત અબૂબક્રે કોઈ એવી વાત કરી જેનાથી હઝરત ઉમરને ગુસ્સો આવ્યો. હઝરત ઉમર નારાજ થઈને પાછા ચાલ્યા ગયા. હઝરત અબૂબક્ર તેમની પાછળ પાછળ માફી માંગવા ગયા, પરંતુ હઝરત ઉમરે માફ કર્યા નહીં અને ઘરના દરવાજા પાસે

જઈને બારણા બંધ કરી દીધા. હઝરત અબૂબક્ર પાછા ફરીને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા. અબૂ દરદા કહે છે : અમે હુઝૂરની સેવામાં હાજર જ હતા એવામાં આપે ફરમાવ્યું : લોકો, તમારા આ મિત્રે પોતાની જાતને મુસીબતમાં મુકી છે. એવામાં હઝરત ઉમર પણ પોતાના વર્તન પર પસ્તાઈને હાજર થયા અને સલામ કરીને હુઝૂર પાસે બેસી ગયા. રસૂલુલ્લાહ (સલ.)ને બધી બીના કહી. હુઝૂરને આ સાંભળીને ગુસ્સો આવ્યો. હઝરત અબૂબક્રે કહ્યું : યા રસૂલલ્લાહ ! મારા તરફથી જ ભૂલ થઈ છે. હુઝૂરે બે વાર કહ્યું : તમે મારા આ સાથીને મારા લીધે તકલીફ ન પહોંચાડો. કારણ કે, જ્યારે મેં તમને કહ્યું હતું કે, લોકો ! હું તમારા બધા માટે અલ્લાહનો રસૂલ બનીને આવ્યો છું ત્યારે તમે મને જૂઠો ગણ્યો હતો, પરંતુ અબૂબક્રે મારૂં સમર્થન કર્યું હતું.

**આયત 'વ ખર્રૂ મૂસા સઇકા'ની તફસીર આયત 'વ કૂલૂ હિત્તતુન'ની તફસીર**

(૨૩૭/૪૮૮૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બની ઇસ્રાઈલને કહેવામાં આવ્યું હતું કે, (જેરૂસલેમના) દરવાજામાં સજદો કરીને દાખલ થાઓ અને **હિત્તતુન** (અમે ગુનાહોની માફી ચાહીએ છીએ) કહો. અમે તમને માફ કરી દઈશું. બની ઇસ્રાઈલે હુકમ બદલી નાખ્યો. તેઓ નિતંબ પર ઢસડાઈને દાખલ થયા અને **હિત્તતુન** ના બદલે **હબ્બતુન ફી શઅૂરતિન** કહેવા લાગ્યા કિંવા અમે વાળમાં ઘઉં ઇચ્છીએ છીએ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ખુઝિલ અફ્વ વ અ્મુર બિલ ઉર્ફિ વ અઅ્રિદ અનિલ જાહિલીન' માફ કરવાની કાળજી રાખો. નેક કામનો હુકમ કરો અને જાહિલોથી દૂર રહો. 'ઉર્ફ' અને 'મઅરૂફ'નો એક જ અર્થ છે કિંવા નેક કામ**

(૨૩૮/૪૮૮૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, ઉયયના ઇબ્ને હિસ્ન પોતાના ભત્રીજા હુર ઇબ્ને કૈસ પાસે ગયા. હુર હઝરત ઉમરના સાથીઓમાંથી હતા. કારણ કે, હઝરત ઉમર પોતાની મજલિસમાં તે લોકોને જ બેસાડતા હતા, તેમની સાથે જ સલાહ-મંત્રણા કરતા હતા જેઓ શિક્ષિત હતા, ભલે પછી તે આધેડ વયના હોય કે, યુવાન. ઉયયનાએ હુરને કહ્યું : ભત્રીજા, અમીરૂલ મુઅમિનીન પાસે તારી ઇઝઝત છે. તું તેમની પાસે મારા માટે



મજલિસમાં હાજર થવાની રજા લઈ લે. હુરે કહ્યું : અચ્છા, હું રજા લઈ લઈશ. જેથી હુરે ઉયયના માટે મજલિસમાં હાજર થવાની હઝરત ઉમર પાસે રજા માંગી. તેમણે રજા આપી. ઉયયના સેવામાં હાજર થયા અને કહ્યું : ઇબ્ને ખત્તાબ ! ખુદાની કસમ ! તમે અમને વધારે માલ આપતા નથી અને અમારા પરસ્પરના ઝુકાદાઓમાં ન્યાય કરતા નથી. હઝરત ઉમરને આ સાંભળીને ગુસ્સો આવ્યો અને ઉયયનાને શિક્ષા ફટકારવાનો ઇરાદો કર્યો. હુરે કહ્યું : અમીરૂલ મુઅમિનીન, અલ્લાહ તઆલા ફરમાવે છે : માફ કરવાની કાળજી રાખો. નેક કામ કરવાનો હુકમ કરો અને જાહિલોને જવા દો. આ પણ જાહિલ છે. ઇબ્ને અબ્બાસ કહે છે : ખુદાની કસમ ! જ્યારે હુરે ઉપરોક્ત આયત પઢી ત્યારે હઝરત ઉમર આગળ વધ્યા નહીં. કારણ કે, કુર્આન (ના હુકમ) વખતે હઝરત ઉમર બિલકુલ થંભી જતા હતા.

(૨૩૯/૪૮૮૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર કહે છે કે, આયત **'ખુઝિલ અફ્વ વ અ્મુર બિલ ઉર્ફિ'** સંસ્કાર (શીખવવા) માટે ઉતરી છે. એક રિવાયતમાં આ શબ્દો છે કે, અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને માફીની કાળજી લેવાનો હુકમ આપ્યો. કિંવા લોકોના સંસ્કાર અને આદતો પ્રત્યે નરમ બનવાનું કહ્યું.

## સૂરએ અન્ફાલ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યસ્અલૂનક અનિલ અન્ફાલિ કુલિલ અન્ફાલુ લિલ્લાહિ વ ર્રસૂલિ ફત્તકૂ લ્લાહ વ અસ્લિહૂ ઝાત બય્નિકુમ....' લોકો તમને માલે ગનીમતનો હુકમ પૂછે છે. તમે કહી દો કે, માલે ગનીમત અલ્લાહ અને રસૂલનો છે. એટલે તમે ખુદાથી ડરો અને પરસ્પર સુલેહ જાળવો.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'અનફાલ'નો અર્થ છે માલે ગનીમત. કતાદા કહે છે કે, 'તઝહબ રીહુકુમ'માં 'રીહ'થી લડાઇ મુરાદ છે**

(૨૪૦/૪૮૮૭) ઇબ્ને અબ્બાસ કહે છે કે, સૂરએ અન્ફાલ બદરની લડાઈ વિષે ઉતરી હતી. **'શવકતુન'**નો અર્થ છે હદ. મુરદિફીન સતત, લગાતાર. **'ઝૂકૂ'**થી ચાખવું મુરાદ નથી, બલ્કે સહન કરવું અને અનુભવ કરવો મુરાદ છે. **'ફયરકુમુહુ'** પછી તેને એકત્ર કરી

લેશે. **'ફશર્રિદ'** પછી તેને અલગ અલગ કરી દેશે. **વ ઇન જનહૂ** કિંવા જો તેઓ સુલેહ ઇચ્છતા હોય. **સલ્મ, સિલ્મ** અને **સલામ** ત્રણેનો એક જ અર્થ છે. **યુસ્ખિન** છવાઇ જાય. મુજાહિદ કહે છે કે, **મુકાઅન**નો અર્થ છે મોંમાં આંગળા નાખવા. **તસ્દિયતન** સીટી વગાડવી. **લિયુસ્બિતુક** જેથી તમને રોકી લે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન શર્ર દવાબ્બિ ઇન્દ લ્લાહિ સ્સુમ્મુલ બુક્મુ લ્લઝીન લાયઅ્કિલૂન' કિંવા અલ્લાહ તઆલાની નજરમાં સૌથી ખરાબ તે બહેરા ગુંગા જાનવરો છે જે સમજ-સૂઝ ધરાવતા નથી**

**ઇબ્ને અબ્બાસ કહે છે : આ આયત બની અબ્દુદ્દાર ખાનદાનના એક જુથ વિષે ઉતરી હતી**

(૨૪૧/૪૮૮૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : આયત **ઇન્ન શર્ર દવાબ્બિ ઇન્દ લ્લાહિ સ્સમ્મુલ બુક્મુ લ્લઝીન લાયઅકિલૂન**થી બની અબ્દુદ્દારના અમુક માણસો મુરાદ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનૂ સ્તજીબૂ લિલ્લાહિ વ લિ ર્રસૂલિ ઇઝા દઆકુમ લિમા યુહયીકુમ વઅ્લમૂ અન્ન લ્લાહ યહૂલુ બયનલ મરઇ વ કલ્બિહિ વ અન્નહુ ઇલયહિ તુહ્શરૂન' કિંવા હે મુસલમાનો ! જ્યારે તમને રસૂલ એવી વસ્તુ તરફ બોલાવે જેમાં તમારી ઝિન્દગી હોય તો તમે ખુદા અને રસૂલની વાત માનો અને વિશ્વાસ રાખો કે, અલ્લાહ માનવીના દિલને રોકી લે છે. એ પણ ખાત્રી રાખો કે, તમને બધાને તેની પાસે ભેગા કરવામાં આવશે. 'ઇસ્તજીબૂ' હુકમ માનો. 'લિમાયુહયીકુમ' કિંવા એવી વસ્તુ જેમાં તમારી ભલાઇ હોય.**

(૨૪૨/૪૮૮૯) હઝરત અબૂ સઇદ ઇબ્ને મુઅલ્લા કહે છે : હું નમાઝ પઢી રહ્યો હતો કે, હુઝૂર (સલ.) મારી પાસેથી પસાર થયા. મને બોલાવ્યો, પરંતુ હું નમાઝમાંથી પરવારતા પહેલાં ગયો નહીં, બલ્કે નમાઝમાંથી પરવારીને સેવામાં હાજર થયો. હુઝૂરે કહ્યું : તમે કેમ આવ્યા નહીં ? શું ખુદા તઆલાએ ફરમાવ્યું નથી કે, જ્યારે રસૂલ તમને બોલાવે ત્યારે ખુદા અને રસૂલનો હુકમ માનો. ત્યાર પછી કહ્યું : હું અહીંથી જતા પહેલાં તમને



એક સૂરત બતાવીશ, જે પૂરા કુર્આનમાં શ્રેષ્ઠ છે. જેથી હુઝૂર રવાના થવાના ઇરાદેથી ચાલવા લાગ્યા ત્યારે મેં યાદ દેવડાવ્યું : આપે ફરમાવ્યું : તે સૂરત **અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન** છે. એ જ 'સબ્એ મસાની' છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝ કાલૂ લ્લાહુમ્મ ઇન કાન હાઝા હુવલ હક્કુ મિન ઇન્દિક ફઅમ્તિર અલયના હિજારત મ્મિન સ્સમાઇ અવિ અ્તિના બિઅઝાબિન અલીમ' કિંવા કાફિરોએ કહ્યું કે, એય અલ્લાહ ! જો આ જ સાચો દીન છે, તારા તરફથી છે તો અમારા પર આકાશમાંથી પત્થર વરસાવ. અમારા પર ભયંકર અઝાબ ઉતાર. ઇબ્ને ઉયયના કહે છે કે, અલ્લાહ તઆલાએ કુર્આનમાં દરેક જગ્યાએ 'મતર'ના નામે અઝાબનો ઉલ્લેખ કર્યો છે. અરબો વરસાદને 'ગ઼સ' કહે છે. કુર્આનમાં પણ આવ્યું છે : 'વ યુનઝ્ઝિલુલ ગ઼સ મિમ્બઅ્દિ મા કનતૂ'**

(૨૪૩/૪૮૯૦) હઝરત અનસ કહે છે કે, અબૂ જહલે કહ્યું હતું કે, એય અલ્લાહ ! જો આ સાચો ધર્મ છે, તારા તરફથી છે તો તું આકાશમાંથી અમારા પર પત્થર વરસાવ અને ભયંકર અઝાબ ઉતાર. તે પરથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **'વ મા કાન લ્લાહુ લિયુઅઝ્ઝિબહુમ વ અન્ત ફિહિમ વ મા કાન લ્લાહુ મુઅઝ્ઝિબહુમ વ હુમ યસ્તગ઼ફિરૂન વ મા લહુમ અલ્લા યુઅઝ્ઝિબહુમુ લ્લાહુ વ હુમ યસુદ્દુન અનિલ મસ્જિદિલ હરામિ....'** કિંવા જ્યાં સુધી તમે તેમનામાં મોજુદ છો ત્યાં સુધી અલ્લાહ તઆલા તેમને કદાપિ અઝાબમાં સંડોવશે નહીં. જ્યાં સુધી તેઓ માફીની વિનંતી કરતા રહેશે ત્યાં સુધી અલ્લાહ તઆલા તેમને અઝાબમાં સંડોવશે નહીં અને શું કારણ છે કે, તેમના પર અઝાબ ન ઉતારે. જો કે એ લોકો કઅબાથી લોકોને રોકે છે.

**આયત 'વ મા કાન લ્લાહુ લિયુઅઝ્ઝિબહુમ'ની તફસીર**

(૨૪૪/૪૮૯૧) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે અબૂ જહલે કહ્યું હતું : હે ખુદા ! જો આ ધર્મ સાચો છે, તારા તરફથી છે તો આકાશમાંથી અમારા પર પત્થર વરસાવ. અમારા પર ભયંકર અઝાબ ઉતાર. તે પરથી આ આયત ઉતરી :

**'વ મા કાન લ્લાહુ લિયુઅઝઝિબહુમ વ અન્ત ફિહિમ વ મા કાન લ્લાહુ મુઅઝઝિબહુમ વ હુમ યસ્તગફિરૂન વ મા લહુમ અલ્લા યુઅઝઝિબહુમુ લ્લાહુ વ હુમ યસુદ્દૂન અનિલ મસ્જિદિલ હરામિ....'**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કાતિલૂહુમ હત્તા લાતકૂન ફિત્નતું વ્વ યકૂન દીનુ કુલ્લુહુ લિલ્લાહિ' તેમની સાથે લડો અહીં સુધી કે ઝઘડો બાકી ન રહે અને ધર્મ ફક્ત અલ્લાહનો જ થઇ જાય**

(૨૪૫/૪૮૯૨) હઝરત નાફિઅ કહે છે કે, એક માણસે આવીને હઝરત ઇબ્ને ઉમરને કહ્યું : અબૂ અબ્દુર્રહમાન, શું તમે ખુદાની કિતાબમાં આ આયત સાંભળી નથી, જે અલ્લાહ તઆલાએ બયાન કરી છે ? **'વ ઇન તાઇફતાનિ મિનલ મુઅમિનીન ક્તતલૂ....'** પછી આપ શા માટે લડાઇમાં ભાગ લેતા નથી ? તેમણે કહ્યું : ભત્રીજા, હું એનું અર્થઘટન કરૂં છું. હા, લડાઇમાં ભાગ ન લેવો, એ મને આ આયતના અર્થઘટન કરતાં વધારે પસંદ છે, જેમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **'વ મંય્યકતુલ મુઅમિનમ્મુતઅમ્મિદન....'** તે માણસે કહ્યું : છેવટે અલ્લાહ તઆલાએ એમ પણ તો ફરમાવ્યું છે : **'વ કાતિલૂહુમ હત્તા લાતકૂન ફિત્નતુન'** ઇબ્ને ઉમરે કહ્યું : એવું તો અમે રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં કરી ચુકયા, જ્યારે કે ઇસ્લામ ઓછો હતો અને દીનના કારણે માણસો મુસીબતમાં સપડાતા હતા ત્યારે લોકો તેને મારી નાખતા હતા અથવા ગિરફતાર કરી લેતા હતા, અહીં સુધી કે, ઇસ્લામ વધી ગયો અને ત્રાસ બાકી રહ્યો નહીં. આ વાતચીત પછી જ્યારે તે માણસે જોયું કે, ઇબ્ને ઉમર તેની વાતનું સમર્થન કરતા નથી ત્યારે તે કહેવા લાગ્યો : તમે અલી અને ઉસ્માન વિષે શું કહો છો ? ઇબ્ને ઉમરે જવાબ આપ્યો : અલી અને ઉસ્માનની બાબત હું શું કહું, ઉસ્માનને તો ખુદાએ માફ કરી દીધા, પરંતુ તમને માફ કરવું નાપસંદ છે. અલી રસૂલુલ્લાહ (સલ.)ના પિત્રાઇ ભાઇ અને જમાઇ છે અને તમે અહીં જે જોઇ રહ્યા છો તે તેમના પુત્રી છે.

(૨૪૬/૪૮૯૩) હઝરત સઇદ ઇબ્ને જુબેર કહે છે કે, એક વાર ઇબ્ને ઉમર અમારી પાસે આવ્યા. એક માણસે તેમને પૂછયું કે, ફિત્નાની ખૂનામરકી વિષે તમારો શું અભિપ્રાય છે ? તેમણે કહ્યું : તમે ફિત્નાને જાણો છો ? ફિત્નો એ હતો કે, રસૂલુલ્લાહ (સલ.) મુશ્રિકો સાથે લડતા હતા. કારણ કે, તેમની પાસે જવું ફિત્નાનું કારણ બનતું હતું. (જે મુસલમાન કાફિરો પાસે ચાલ્યો જતો તેને તેઓ મારી નાખતા અથવા ગિરફતાર કરી લેતા હતા) પરંતુ તે લડાઇ એવી ન હતી જેવી તમે લોકો સત્તા મેળવવા માટે કરો છો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ ન્નબિય્યુ હર્રિદિલ મુઅમિનીન અલલ કિતાલી ઇંય્યકુમ્મિન્કુમ ઇશ્રૂન સાબિરૂન યગ્લિબૂ મિઅતયનિ વ ઇંય્યકુ મ્મિન્કુમ્ મિઅતું ય્યગ્લિબૂ અલ્ફ મ્મિન લ્લઝીન કફરૂ બિઅન્નહુમ કવમુ લ્લાયફકહૂન' એય પયગમ્બર ! મુસલમાનોને યુધ્ધ માટે ઉત્તેજન આપો. જો તમારામાંથી વીસ માણસો અડગ રહેશે તો બસો પર વિજય મેળવશે અને જો તમારામાંથી સો હશે તો હજાર કાફિરો પર વિજય મેળવશે. કારણ કે, એ લોકો અણસમજુ છે**

(૨૪૭/૪૮૯૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : જ્યારે આયત **'ઇંય્યકુ મ્મિન્કુમ ઇશ્રૂન સાબિરૂન યગ્લિબૂ મિઅતયનિ'** ઉતરી ત્યારે મુસલમાનો પર ફર્ઝ કરવામાં આવ્યું હતું કે, એક માણસ દસના મુકાબલામાં પીછેહઠ ન કરે. સુફયાને આ શબ્દો કહ્યા છે કે, વીસ માણસો બસોના મુકાબલામાં પીછેહઠ ન કરે. ઇબ્ને અબ્બાસ કહે છે : પરંતુ પાછળથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **'અલઆન ખફ્ફફ લ્લાહુ અન્કુમ...'** એટલે હવે અલ્લાહ તઆલાએ એવું ફર્ઝ કર્યું કે, સો માણસો બસોના મુકાબલામાં પીછેહઠ કરે નહીં.

ઇબ્ને શુબ્રુમા કહે છે કે, નેક વાત બતાવવાનો અને બુરી વાતથી રોકવાનો પણ એ જ હુકમ છે.

**આયત 'અલઆન ખફ્ફફ લ્લાહુ અન્કુમ વ અલિમ અન્ન ફીકુમ દઅફન'....ની તફસીર**

(૨૪૮/૪૮૯૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે આયત **ઇંય્યકુ મ્મિન્કુમ ઇશ્રૂન સાબિરૂન યગ્લિબૂ મિઅતયનિ** ઉતરી ત્યારે એ આયત મુસલમાનોને

મુશ્કેલ લાગી. કારણ કે, એમાં ફર્ઝ કરવામાં આવ્યું હતું કે, એક માણસ દસના મુકાબલામાં પીછેહઠ ન કરે. તે વખતે આસાનીનો હુકમ ઉતર્યો અને અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : **અલઆન ખફ્ફફ લ્લાહુ અન્કુમ વ અલિમ અન્ન ફીકુમ દઅ્ફન ફઇંય્યકુ મ્મિન્કુમ મિઅતુન સાબિરતું ય્યગ્લિબૂ મિઅતય્નિ** કિંવા હવે અલ્લાહ તઆલાએ તમારો ભાર હલકો કરી દીધો. ખુદા જાણે છે કે, તમારામાં કમજોરી પેદા થઇ ગઇ. એટલે હવે જો તમારામાંથી સો માણસો અડગ રહેશે તો બસો પર વિજય મેળવશે. ઇબ્ને અબ્બાસ કહે છે કે, અલ્લાહ તઆલાએ જેટલો સંખ્યામાં ઘટાડો કર્યો તેટલો અડગતામાં પણ ઘટાડો કર્યો.

(૨૪૮/૪૮૯૫) હવે જિહાદમાં એક મુસ્લિમ બે કાફિરોની બરાબર ગણાય છે, એટલે દસ મુસ્લિમો વીસ કાફિરોના મુકાબલામાં હોય તો જિહાદમાંથી નાસી છુટવાનું જાઇઝ નથી.

✪ ભાગ–૧૮ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક :
ઈમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઈબ્રાહીમ

ભાગ ૧૯

# બુખારી શરીફ

## ભાગ-૧૯

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### સૂરએ બરાઅત

'વલીજતન' ભેદી. 'શુક્કતુન' સફર. 'ખબાબ' ઝઘડો અને મૃત્યુ. 'લા તફતિન્ની' તું મને ઝટકી ન નાખ. 'હરહન' અને 'કુરહન'નો એક જ અર્થ છે. કિંવા નાખુશ. 'મુદ્દખલન' ઘુસવાની જગ્યા. 'યજમહૂન' તેઓ ઉતાવળ કરે છે. 'મુઅતફિકાત' વસાહતો ઉલટી થઇ. 'અહવા' તેને ગુફામાં નાખી દીધો. 'અદ્ન' જન્નત. મહાવરામાં બોલવામાં આવે છે 'અદન્તુ બિઅરદિન' મેં જમીનમાં વસવાટ કર્યો. એમાંથી જ 'મઅદન' બન્યું છે. મહાવરામાં બોલવામાં આવે છે 'હુવ ફી મઅ્દિનિ સિદકિન' તે સચ્ચાઇનું જન્મ સ્થળ છે. 'ખવાલિફ' 'ખાલિફૂ'નું નરજાતિ સૂચક બહુવચન છે કિંવા પાછળવાળો. એ પણ દુરૂસ્ત છે કે, 'ખાલિફતુન'નું નારી જાતિ સૂચક બહુવચન હોય. નર જાતિ સૂચક બહુવચન હોવાની સ્થિતિમાં મુશ્કેલી એ ઉદ્દભવે છે કે, 'ફવાઇલ'ના પ્રાસ અનુસાર નરજાતિ સૂચક બહુવચનના માત્ર બે ઉદાહરણો અરબી ભાષામાં મળે છે. 'ફવારિસ' 'ફારિસ'નું બહુવચન છે અને 'હવાલિક' 'હાલિક'નું બહુવચન છે. 'ખયરાત' 'ખયરતુન'નું બહુવચન છે કિંવા નેકીઓ અને ભલાઇઓ. 'મુરજવ્ન' તેમને મહેતલ આપવામાં આવી છે. 'શફા' કિનારો. 'જુર્રુન' પાંસળી, 'હારિન' ધસનાર 'તહવ્વરત' અને 'ઇન્હારતિલ બિઅરૂ' કિંવા કુવો ધસી ગયો. 'અવ્વાહુન' ખૂબ નરમ દિલવાળો. ખુદાના ડરથી રૂદન-આક્રંદ કરનાર, શાઇર કહે છે :

ઇઝા મા કુમ્તુ અરહલુહા બિલયલિન
તઅવ્વહુ આહત ર્રજુલિલ હઝીનિ

જ્યારે હું રાત્રે ઊંટણી બાંધવા ઉભો થાઉં છું ત્યારે તે ગમગીન માણસના જેમ રૂદન-આક્રંદ કરે છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'બરાઅતુ મ્મિન લ્લાહિ વ રસૂલિહિ ઇલ લ્લઝીન આહદ્દતુમ મિનલ મુશ્રિકીન' ખુદા અને રસૂલને તે મુશ્રિકો સાથે કશી લેવા દેવા નથી જેમની સાથે તમે કરાર કર્યા છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત 'વ યકૂલૂન હુવ ઉઝુનૂન'નો અર્થ એ છે કે, 'તેઓ કહે છે કે તે દરેકની વાત સાંભળે છે કિંવા સમર્થન કરે છે.' 'તુતહ્હિરૂહુમ' 'તુઝક્કીહિમ' વગેરે સમઅર્થી શબ્દો છે. 'ઝકાત'નો નિખાલસતા અને બંદગી 'યુદાહિઊન' જેવા છે**

(૧/૪૮૯૬) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, સૌથી છેલ્લી જે આયત ઉતરી તે આયત **યસ્તફતૂનક કુલિલ્લાહુ યુફતીકુમ ફીલ કલાલતિ** છે અને સૌથી છેલ્લી જે સૂરત ઉતરી તે **સૂરએ બરાઅત** છે.

. . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧/૪૮૯૬) હુકમો (નિયમો, મસ્અલાઓ)માં સૌથી છેલ્લી આયત **'યસ્તફતૂનક'** છે. સૌથી છેલ્લી ઉતરનાર આયત સૂરએ બકરહની આયત નં. ૨૮૦ **'વત્તકુ યવ્મન તુર્જઊન ફીહિ ઇલ લ્લાહિ....'** છે. જ્યારે સૌથી છેલ્લી ઉતરનાર સૂરત ''સૂરએ તૌબા'' (સૂરએ બરાઅત) છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફસીહૂ ફીલ અર્દિ અરબઅત અશ્હુરિવ્વ વઅ્લમૂ અન્નકુમ ગયરૂ મુઅજિઝી લ્લાહિ વ અન્ન લ્લાહ મુખ્ઝીલ કાફિરીન' કિંવા જમીન પર ચાર મહીના ફરો અને ખાત્રી રાખો કે, તમે અલ્લાહ તઆલાને આજિઝ કરી શકતા નથી. બેશક, અલ્લાહ તઆલા કાફિરોને ઝલીલ કરનાર છે**

(૨/૪૮૯૭) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, હજ્જતુલ વદાઅ પહેલાં જે હજ્જમાં રસૂલુલ્લાહ (સલ.)એ સિદ્દીકે અકબરને હાજીઓના સરદાર બનાવીને મોકલ્યા હતા તે હજ્જમાં સિદ્દીકે અકબરે મને બીજા જાહેરાત કરનારાઓની સાથે એવી જાહેરાત કરવા મોકલ્યો કે, આ વરસ પછી કોઇ મુશ્રિક હજ્જ કરે નહીં અને કોઇ નગ્ન માનવી કઅબાનો તવાફ કરે નહીં. ત્યાર પછી રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલીને પોતાની પાછળ બેસાડીને હુકમ આપ્યો કે, (કાફિરોથી) અલગ હોવાની જાહેરાત કરી દો. જેથી હઝરત અલીએ કુરબાનીના દિવસે મિનામાં અલગ હોવાની જાહેરાત કરી દીધી અને એમ પણ કહ્યું કે, આ વરસ પછી કોઇ કાફિર હજ્જ કરે નહીં અને કોઇ નગ્ન માણસ કઅબાનો તવાફ કરે નહીં.



**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અઝાનુ મ્મિન લ્લાહિ વ રસૂલિહિ ઇલ ન્નાસિ યવ્મલ હજ્જિલ અકબરિ અન્ન લ્લાહ બરીઉમ્મિનલ મુશ્રિકીન વ રસૂલુહુ ફઇન તુબ્તુમ ફહુવ ખયરૂ લ્લહુમ વ ઇન તવલ્લયતુમ ફઅ્લમૂ અન્નકુમ ગયરૂ મુઅજિઝી લ્લાહિ વ બશ્શિરિલ્લઝીન કફરૂ બિઅઝાબિન અલીમ' કિંવા હજ્જે અકબરના દિવસે ખુદા અને રસૂલ તરફથી લોકોમાં જાહેરાત થવી જોઇએ કે, ખુદા અને રસૂલ મુશ્રિકોથી અલિપ્ત છે. એટલે જો તમે તૌબા કરી લેશો તો તે તમારા માટે સારૂં છે અને આનાકાની કરશો તો સમજી લો કે તમે ખુદાને (શિક્ષા કરતાં) અટકાવી શકવાના નથી. કાફિરોને ભયંકર અઝાબની ખુશખબરી સંભળાવી દો**

(૩/૪૮૯૮) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે કે, તે હજમાં કુરબાનીના દિવસે મને બીજા જાહેરાત કરનારાઓની સાથે સિદ્દીકે અકબરે મિનામાં એવી જાહેરાત કરવા માટે મોકલ્યો કે, આ વરસ પછી કોઇ મુશ્રિક હજ્જ કરે નહીં અને કોઇ નગ્ન માનવી કઅબાનો તવાફ કરે નહીં. હુમૈદ કહે છે કે, પછી રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલીને પોતાની સવારી પર પાછળ બેસાડીને હુકમ આપ્યો કે લોકોમાં (મુશ્રિકોથી) અલગ હોવાની જાહેરાત કરી દો. હઝરત અબૂ હુરૈરા કહે છે કે, કુરબાનીના દિવસે મિનાવાસીઓમાં હઝરત અલી (રદિ.)એ અમારી સાથે અલગ હોવાની જાહેરાત કરી દીધી અને એમ પણ કહી દીધું કે આ વરસ પછી કોઇ કાફિર હજ્જ કરે નહીં અને કોઇ નગ્ન માનવી કઅબાનો તવાફ કરે નહીં.

**આયત 'ઇલ્લલ્લઝીન આહદ્દતુમ**

. . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૩/૪૮૯૮) નબીએ કરીમ (સલ.)એ હિજરી સન ૯ માં હઝરત અબૂબક્ર (રદિ.)ને હજના અમીર બનાવીને ઇસ્લામની પહેલી હજ કરવા માટે મોકલ્યા. હઝરત અબૂબક્ર (રદિ.)ને એટલા માટે મોકલવામાં આવ્યા કે, તે જાહેરાત કરી દે કે, હવે પછી કોઇ પણ મુશ્રિક બયતુલ્લાહ અંગે પોતાનો હક આગળ ન ધરે, ખાસ કરીને ઇબાદતની બાબતમાં અબૂબક્ર (રદિ.)ના રવાના થયા પછી સૂરએ તૌબા ઉતરી, જેમાં જાહેરાત હતી કે, જે મુશ્રિકો સાથે શાંતિના કરાર નથી તેમને ચાર મહીનાની મહેતલ આપવામાં આવે છે. ચાર મહીનામાં ક્યાં તો ઇસ્લામ લઇ આવે અથવા હરમનો વિસ્તાર ખાલી કરી દે, નહીં તો તેમની સામે યુધ્ધ કરવામાં આવશે. જેમની સાથે શાંતિના કરાર છે, તેઓ કરારની મુદ્દત પૂરી થયા પછી ક્યાં તો ઇસ્લામ સ્વીકારે અથવા યુધ્ધ માટે તૈયાર રહે. હરમ વિસ્તારમાં કોઇ કાફિર વસવાટ કરી શકે નહીં. જ્યારે આ આયતો ઉતરી ત્યારે નબી (સલ.)એ હઝરત અલી (રદિ.)ને એની જાહેરાત કરવા માટે રવાના કર્યા.

**મિનલ મુશ્રિકીન'ની તફસીર**

(૪/૪૮૯૯) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : જે હજ્જમાં રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અબૂબક્રને હજ્જે વદાઅ પહેલાં હાજીઓના સરદાર બનાવીને મોકલ્યા હતા તે હજ્જમાં સિદ્દીકે અકબરે મને જાહેરાત કરનારાઓની એક ટુકડી સાથે એવી જાહેરાત કરવા માટે મોકલ્યો કે આ વરસ પછી કોઇ મુશ્રિક હજ્જ કરે નહીં અને કોઇ નગ્ન માનવી કઅબાનો તવાફ કરે નહીં.

હુમૈદ કહે છે કે, અબૂ હુરૈરાની હદીસના આધારે કુરબાનીનો દિવસ (૧૦ ઝીલહજ્જ) હજ્જે અકબરનો દિવસ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફકાતિલૂ અઇમ્મતલ કુફ્રિ ઇન્નહુમ લા અયમાન લહુમ' કિંવા કુફ્રના નેતાઓ સાથે લડો. કારણ કે, તેમનો કોઇ કરાર નથી**

(૫/૪૯૦૦) ઝૈદ ઇબ્ને વહબ કહે છે : અમે હુઝયફાની પાસે હતા. તેમણે કહ્યું કે, આ આયતવાળાઓમાંથી ફકત ત્રણ માણસો બાકી રહ્યા છે અને મુનાફિકોમાંથી ફકત ચાર માણસો બાકી રહ્યા છે. એક આદિવાસીએ કહ્યું : તમે રસૂલુલ્લાહ (સલ.)ના સહાબી છો. અમને એક વાત તો બતાવો, જેની અમને ખબર નથી. જે લોકો અમારે ત્યાં ઘરફોડ ચોરી કરે છે અને શ્રેષ્ઠ માલ ચોરીને લઇ જાય છે, તેમનો શું હુકમ છે ? હઝરત હુઝયફાએ કહ્યું : એવા લોકો ભારે ગુનેહગાર છે. (કાફિર નથી) પછી કહ્યું : હા, જે ચાર મુનાફિકો બાકી છે તેમાંનો એક તો વૃધ્ધ છે કે, જો ઠંડું પાણી પીએ છે તો તેને ઠંડીનો ભાસ પણ થતો નથી (કિંવા તેની અનુભૂત શકિત પણ ખલાસ થઇ ગઇ છે.)

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન યકનિઝૂનઝ ઝહબ વલ ફિદ્દત વ લાયુન્ફિકૂનહા ફી સબીલિ લ્લાહિ ફબશ્શિરહુમ બિઅઝાબિન અલીમ' કિંવા જે લોકો સોનું-ચાંદી એકત્ર કરે છે અને અલ્લાહના રસ્તામાં તેને ખર્ચ કરતા નથી તેમને ભયંકર અઝાબની ખુશખબરી સંભળાવી દો**

(૬/૪૯૦૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.) કહેતા હતા કે, તમારામાંથી કેટલાક લોકોનો ખજાનો કિયામતના દિવસે ભયંકર સાપ હશે.

(૭/૪૯૦૨) હઝરત ઝૈદ ઇબ્ને વહબ કહે છે કે, હું રબઝા સ્થળે ગયો ત્યાં હઝરત અબૂ ઝર સાથે મુલાકાત થઇ. મેં પૂછયું, તમે આ વસતિમાં કેવી રીતે ? તેમણે કહ્યું : અમે સીરિયામાં હતા. ત્યાં મેં આ આયત પઢી કે, **વલ્લઝીન યકનિઝૂનઝ ઝહબ વલ ફિદ્દત વલાયુન્ફિકૂનહા ફી સબીલિ લ્લાહિ ફબશ્શિરહુમ બિઅઝાબિન અલીમ** મુઆવિયાએ કહ્યું કે, આ આયત અમારા વિષે નથી, બલ્કે 'અહલે કિતાબ' વિષે છે. મેં જવાબ આપ્યો : ના, એ આયત અમારા વિષે પણ છે અને અહલે કિતાબ વિષે પણ. (આ મતભેદના કારણે હું અહીં આવ્યો.)



**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યવ્મ યુહ્મા અલયહા ફી નારિ જહન્નમ ફતુક્વા બિહા જિબાહુહુમ વ જુનૂબુહુમ વ ઝુહૂરુહુમ હાઝા મા કનઝ્તુમ લિઅન્ફૂસિકુમ ફઝૂકૂ મા કુન્તુમ તકનિઝૂન' કિંવા જે દિવસે સોના-ચાંદીને દોઝખની આગમાં ખૂબ ગરમ કરીને તેમના કપાળ, પડખાંઓ અને પીઠો પર ડામ દેવામાં આવશે. તેમને કહેવામાં આવશે કે, આ તે જ માલ છે જેને તમે તમારા માટે ભેગો કર્યો હતો. હવે તમે તમારા ભેગા કરેલા માલની મઝા ચાખો**

(૮/૪૯૦૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, આ હુકમ ઝકાતનો હુકમ ઉતરતાં પહેલાંનો છે. જયારે ઝકાતની આયત ઉતરી ત્યારે અલ્લાહ તઆલાએ ઝકાતને માલ માટે પાક કરનારી બનાવી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન ઇદ્દત સ્સુહૂરિ ઇન્દ લ્લાહિ સ્ના અશર શહરન ફી કિતાબિ લ્લાહિ યવ્મ ખલક સ્સમાવાતિ વલ અર્દ મિન્હા અરબઅતુન હુરૂમુન ઝાલિક દીનુલ કય્યિમુ' કિંવા અલ્લાહ તઆલાની નઝરમાં મહીનાઓની સંખ્યા તે દિવસથી જ કિતાબુલ્લાહમાં મુકર્રર છે જ્યારે કે તેણે ધરતી અને આકાશ બનાવ્યાં હતાં. આ બાર મહીનાઓ પૈકી ચાર હરામ મહીનાઓ છે. એ જ સીધો ધર્મ છે**

(૯/૪૯૦૪) હઝરત અબૂબક્રહ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, સમય પોતાનો ચક્કર પૂરો કરીને ફરી તે જ સ્થિતિમાં આવી ગયો જેવો કે આકાશ અને ધરતીના જન્મ દિવસે હતો. વરસ બાર મહીનાઓનું છે, જેમાંના ચાર હરામ મહીનાઓ છે. ત્રણ મહીના ઝીલકઅદ, ઝીલહજ્જ અને મુહર્રમ તો લગાતાર છે. ચોથો મહીનો રજબનો છે. રજબનો મહીનો જુમાદા (જમાદીયુલ આખર) અને શઅબાનની વચ્ચે હોય છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'સાનિય સ્નયનિ ઇઝ્હુમા ફીલ ગારિ....' 'ઇન્ન લ્લાહ મઅના' બેશક, ખુદા અમારી સાથે છે**

**કિંવા અમારો મદદગાર છે. 'ફઅન્ઝલ લ્લાહુ સકીનતહુ'માં 'સકીનહુ' 'ફઇલહ'ના પ્રાસ મુજબ છે. કિંવા શાંતિ અને આંતરિક સંતોષ**

(૧૦/૪૯૦૫) હઝરત અબૂબક્ર કહે છે કે, હું (સૌર) ગુફામાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે હતો. મને મુશ્રિકોના પગલાં દેખાયાં ત્યારે મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! જો તેમનામાંથી કોઇ પોતાના પગ ઉંચકે તો આપણે દેખાઇ જઇશું. હુઝૂરે કહ્યું : તે બે માણસો વિષે તારો શું મત છે જેમની સાથે ત્રીજો ખુદા છે.

(૧૧/૪૯૦૬) હઝરત ઇબ્ને અબ્બાસ અને હઝરત ઇબ્ને જુબેર વચ્ચે કંઇક ઝઘડો થયો. (લોકોએ હઝરત ઇબ્ને અબ્બાસ પાસે ઇબ્ને જુબેર સાથે લડવાની રજા માંગી ત્યારે) તેમણે કહ્યું : તેના પિતા જુબેર, માં અસ્મા, માસી ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.), નાના સિદ્દીકે અકબર અને દાદી સફિય્યા હતા.

(૧૨/૪૯૦૭) ઇબ્ને અબૂ મુલયકા કહે છે કે, ઇબ્ને અબ્બાસ (રદિ.) અને ઇબ્ને જુબેર (રદિ.) વચ્ચે કંઇક ઝઘડો હતો. મેં ઇબ્ને અબ્બાસને કહ્યું : શું તમે ઇબ્ને જુબેર સાથે લડવાનો ઇરાદો ધરાવો છો અને એમ ઇચ્છો છો કે, અલ્લાહના હરમમાં લડવાનું હલાલ કરી દો. તેમણે કહ્યું : અલ્લાહની પનાહ ! આ વાત તો અલ્લાહે ઇબ્ને જુબેર અને બની ઉમય્યા માટે જ મુકર્રર કરી દીધી છે કે, તેઓ હરામને હલાલ સમજે છે. ખુદાની કસમ ! હું હરમમાં લડવાનું કદી હલાલ કરીશ નહીં. ત્યાર પછી ઇબ્ને અબ્બાસે કહ્યું : લોકો મને કહે છે કે, ઇબ્ને જુબેરની બૈઅત કરી લો. હું કહું છું કે, ખલીફા બની જવું તેના માટે બહુ મુશ્કેલ નથી. કારણ કે, તેના પિતા જુબેર રસૂલુલ્લાહ (સલ.)ના ગાઢ સાથી હતા. તેના નાના કિંવા હઝરત અબૂબક્ર રસૂલુલ્લાહ (સલ.)ના ગુફામાં સાથી હતા. તેની માં કિંવા અસ્મા 'ઝાતુન્નિતાક' મશ્હૂર છે. તેની માસી કિંવા હઝરત આઇશા ઉમ્મુલ મુઅમિનીન છે. તેની ફોઇ કિંવા હઝરત ખદીજા (રદિ.) પણ રસૂલુલ્લાહ (સલ.)નાં પત્ની હતાં. તેની દાદી કિંવા હઝરત સફિય્યા રસૂલુલ્લાહ (સલ.)ની ફોઇ હતાં, પછી એ પોતે પણ ઇસ્લામમાં ચારિત્ર્યવાન અને કુર્આનનો કારી છે. ખુદાની કસમ ! જો બની ઉમય્યા મારી સાથે સારો વર્તાવ કરે છે તો સગાઇના કારણે કરે છે અને જો તેઓ મારૂં ભરણપોષણ કરે છે તો ખાનદાનના વડીલ છે. (પરંતુ તેમ છતાં મેં તેમને સાથ આપ્યો નહીં અને ઇબ્ને જુબેરને સાથે દીધો.) પરંતુ ઇબ્ને જુબેરે બની તુવૈત, બની ઉસામા અને બની અસદને મારા પર પ્રાધાન્ય આપ્યું. (મારો



વિચાર ન કર્યો) ઇબ્ને અબૂલ આસ કિંવા અબ્દુલ મલિક ઇબ્ને મરવાન અતડાતો ફરે છે અને ઇબ્ને જુબેર પોતાની અલગ પૂંછડી વાળે છે.

(૧૩/૪૯૦૮) હઝરત ઇબ્ને અબ્બાસે ઇબ્ને અબી મુલય્કાને કહ્યું હતું : શું તમને ઇબ્ને જુબેર અંગે નવાઇ લાગતી નથી કે, આ હુકૂમત માટે ઉભો થયો છે. મેં કહ્યું હતું કે, એના માટે હું મારા તરફથી એવી કોશિશ કરીશ જે શૈખૈન (અબૂબક્ર અને ઉમર) માટે પણ મેં કરી નથી. જો કે તે બંને મારા તરફથી દરેક ભલાઇના વધારે અધિકારી હતા. મેં કહ્યું કે, એ માણસ રસૂલુલ્લાહ (સલ.)ની ફોઇનો છોકરો છે. જુબેરનો પુત્ર છે. અબૂબક્રનો પુત્ર છે. ખદીજાનો ભત્રીજો છે અને આઇશાનો ભાણેજ છે, પરંતુ તે મારા કરતાં પોતાને વધારે સમજવા લાગ્યો અને તે ઇચ્છતો નથી કે, હું તેના ગાઢ સાથીઓમાંથી ગણાઉં. પહેલાં હું એમ માનતો હતો કે, હું તેની સામે મને પોતાને નીચો જાહેર કરીશ તો તે તેનો કંઇ ખયાલ કરશે નહીં. હવે હું જાણું છું કે, તે મારી સાથે ભલાઇ કરવા માંગતો નથી, જો કે તેના માટે એની જરૂર છે. ખુદાની કસમ ! મારા પિત્રાઇ ભાઇઓ (બની ઉમય્યા)નું મારા સરદાર હોવું એ મારી નઝરમાં આ ઇબ્ને જુબેરના સરદાર બનવા કરતાં સારૂં છે.

**આયત 'વલ મુઅલ્લફતિ કુલૂબુહુમ'ની તફસીર**

**મુજાહિદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) તેમને માલ આપીને પોતાના તરફ કરી લેતા હતા**

(૧૪/૪૯૦૯) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં થોડોક માલ રજુ કરવામાં આવ્યો. આપે ચાર માણસોને તે માલ વહેંચીને કહ્યું : હું તેમનું દિલ જીતવા માંગું છું. એક માણસે કહ્યું : આપે ઇન્સાફ કર્યો નહીં. આપે કહ્યું : તે માણસના વંશમાંથી એક કૌમ પેદા થશે જે દીનમાંથી એવી રીતે નીકળી જશે જેવી રીતે તીર નિશાનમાંથી નીકળી જાય છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અલ્લઝીન યલ્મિઝૂનલ મુત્તવ્વિઇન મિનલ મુઅમિનીન.... જે લોકો તે મુસલમાનોને ટોણા મારે છે જે ખુશી ખુશી ખૈરાત કરે છે. 'જહદ' અને 'જુહદ' સમઅર્થી શબ્દો છે કિંવા તાકાત**

(૧૫/૪૯૧૦) હઝરત અબૂ મસઊદ કહે છે કે, જ્યારે અમને ખૈરાત કરવાનો હુકમ થયો ત્યારે અમે મજુરી (કરીને ખૈરાત) કરતા હતા. એક દિવસ અબૂ

(૧૨/૪૯૦૭) આ અંગે ઇસ્લામી ઇતિહાસ અને સીરતના પુસ્તકોમાં વિસ્તારપૂર્વક વર્ણન છે.

અકીલ અડધો સાઅ અનાજ લઇને આવ્યા. બીજો એક માણસ તેનાથી કંઇક વધારે લાવ્યો. મુનાફિકો કહેવા લાગ્યા કે, અલ્લાહ તઆલાને એ માણસની ખેરાતની જરૂરત નથી અને આ બીજા માણસે તો ફકત બતાવવા માટે જ આ કામ કર્યું છે. એ પરથી નીચેની આયત ઉતરી : **અલ્લઝીન યલ્મિઝૂનલ મુત્તવ્વિઇન મિનલ મુઅમિનીન....**

(૧૬/૪૯૧૧) હઝરત અબૂ મસઊદ અનસારી (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) અમને ખેરાત કરવાનો હુકમ આપતા હતા. અમારામાંથી કેટલાક લોકો વજન ઉંચકવાની મજુરી કરીને એક માપ અનાજ કમાઇ લાવતા હતા, પરંતુ આજે તેઓ લાખોપતિ છે. અબૂ મસઊદના આ કથનથી તેમની પોતાની જાત મુરાદ છે.

**'ઇસ્તગ્ફિર લહુમ અવ લાતસ્તગ્ફિર લહુમ ઇન તસ્તગ્ફિર લહુમ સબઇન મર્રતન લંય્યગ્ફિર લ્લાહુ લહુમ' તમે તેમના માટે મગફિરતની દુઆ કરો કે ન કરો. જો તમે તેમના માટે સિતેર વાર મગ્ફિરતની દુઆ કરશો તો પણ અલ્લાહ તઆલા તેમને માફ કરશે નહીં**

(૧૭/૪૯૧૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયનું અવસાન થયું ત્યારે તેનો પુત્ર અબ્દુલ્લાહ હુઝૂર (સલ.) પાસે આવ્યો અને વિનંતી કરી કે, હુઝૂર પોતાનો કુરતો મને અર્પણ કરે. હું મારા પિતાને એનું કફન આપીશ. હુઝૂર (સલ.)એ આપ્યો. પછી તેણે વિનંતી કરી કે, હુઝૂર તેમની નમાઝ પણ પઢાવે. હુઝૂર નમાઝ પઢવા ઉભા થયા. આ જોઇને હઝરત ઉમરે ઉભા થઇને આપનો પાલવ પકડી લીધો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલાએ તો આપને તેની નમાઝ પઢવાની મનાઇ ફરમાવી છે. આપે ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ મને અધિકાર આપ્યો છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, તમે તેમના માટે મગફિરતની દુઆ કરો કે ન કરો. જો સિત્તેરવાર મગફિરતની દુઆ કરશો (તો પણ અલ્લાહ તઆલા તેમની મગફિરત નહીં કરે) અને હું સિત્તેર કરતાં વધારે વાર મગફિરતની દુઆ કરીશ. હઝરત ઉમરે કહ્યું : તે તો મુનાફિક હતા, પરંતુ છેવટે રસૂલે કરીમ (સલ.)એ તેની નમાઝ પઢી. તે વખતે આયત **વ લાતુસલ્લિ અલા અહદિ મ્મિન્હુમ માત અબદં વ્વલાતકુમ અલા કબ્રિહિ** ઉતરી.

(૧૮/૪૯૧૩) હઝરત ફારૂકે અઅ્ઝમ (રદિ.) કહે છે કે, જ્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયનું અવસાન થયું ત્યારે હુઝૂર (સલ.)ને નમાઝ પઢાવવાની વિનંતી કરવામાં આવી. આપ નમાઝ પઢવાના ઇરાદાથી ઉભા થયા. હું આ



જોઇને તરત દોડી ગયો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! આપ ઇબ્ને ઉબયની નમાઝ પઢવા માંગો છો, જો કે તેણે ફલાણા દિવસે આવી આવી વાતો કહી હતી. હું વિગતવાર ઇબ્ને ઉબયની વાતો કહેવા લાગ્યો. રસૂલુલ્લાહ (સલ.) સાંભળીને હસ્યા અને કહ્યું : ઉમર, મને ન છેડો. જ્યારે મેં રોકવા માટે વધુ પડતું દબાણ કર્યું ત્યારે આપે કહ્યું : મને (મગફિરતની દુઆ કરવા ન કરવાનો) અધિકાર આપવામાં આવ્યો છે. જો મને ખબર પડી ગઇ કે, સિત્તેર કરતાં વધારે વાર મગફિરતની દુઆ કરવાથી તેની બખ્શિશ થઇ જશે તો હું તેનાથી વધારે વાર મગફિરતની દુઆ કરીશ. છેવટે હુઝૂરે તેની નમાઝ પઢી. નમાઝમાંથી પરવારીને થોડીક જ વાર થોભ્યા હતા કે, સૂરએ બરાઅતની આ બે આયતો ઉતરી : **વ લાતુસલ્લિ અલા અહદિ મ્મિન્હુમ માત અબદન.....** પાછળથી મને મારા માટે ક્ષોભ થયો કે, રસૂલુલ્લાહ (સલ.) સામે મેં કેવી ચેષ્ટા કરી, જો કે ખુદા અને રસૂલ સારી રીતે જાણતા હતા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લાતુસલ્લિ અલા અહદિ મ્મિન્હુમ માત અબદં વ્વ લાતકુમ અલા કબ્રિહિ' તમે તેમનામાંની કોઈ મય્યિતની નમાઝ કદી પઢો નહીં અને તેની કબર પાસે ઉભા ન રહો**

(૧૯/૪૯૧૪) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, જ્યારે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયનું અવસાન થયું ત્યારે તેનો પુત્ર અબ્દુલ્લાહ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો. હુઝૂરે તેને પોતાનો કુરતો આપ્યો અને હુકમ કર્યો કે, ઇબ્ને ઉબયને એનું કફન દેજો. તે પછી તેની નમાઝ પઢવાના ઇરાદે આપ ઉભા થયા. હઝરત ઉમરે હુઝૂરનું કપડું પકડી લીધું, યા રસૂલલ્લાહ ! આપ એની નમાઝ પઢી રહ્યા છો ! એ તો મુનાફિક હતો. અલ્લાહ તઆલાએ મુનાફિકો માટે મગફિરતની દુઆ કરવાની આપને મનાઇ ફરમાવી છે. આપે કહ્યું : અલ્લાહ તઆલાએ મને અધિકાર આપ્યો છે અને ફરમાવ્યું છે કે, તમે તેમના માટે મગફિરતની દુઆ કરો કે ન કરો. જો સિત્તેર વાર પણ તમે તેમના માટે મગફિરતની દુઆ કરશો તો પણ અલ્લાહ તઆલા તેમને કદાપી બખ્શે નહીં, પરંતુ હું સિત્તેર કરતાં પણ વધારે વાર મગફિરતની દુઆ કરીશ. છેવટે હુઝૂરે તેની નમાઝ પઢી. અમે પણ આપની સાથે નમાઝ પઢી. નમાઝની થોડીવાર પછી આ આયત ઉતરી : **વ લાતુસલ્લિ અલા અહદિ મ્મિન્હુમ માત અબદન વ લાતકુમ અલા કબ્રિહિ ઇન્નહુમ કફરૂ બિલ્લાહિ વ રસૂલિહિ વ માતૂ વ હુમ ફાસિકૂન** સુધી તમે તેમનામાંની કોઇ મય્યિત પર કદી નમાઝ પઢો નહીં અને કોઇની કબર પાસે ઉભા રહો નહીં. કારણ કે, એ લોકોએ અલ્લાહ અને રસૂલનો

ઇન્કાર કર્યો છે અને નાફરમાન થઇને જ મર્યા છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'સયહલિફૂન બિલ્લાહિ લકુમ ઇઝા ન્કલબ્તુમ ઇલયહિમ બિતુઅ્રિદૂ અન્હુમ ફઅઅ્રિદૂ અન્હુમ ઇન્નહુમ રિજસું વ્વ મઅવાહુમ જહન્નમુ જઝાઅમ્બિમા કાનૂ યકસિબૂન' જ્યારે તમે પાછા ફરીને તેમની પાસે આવશો ત્યારે તેઓ (લડાઇમાં ભાગ ન લેવાની મજબૂરી અંગે) તમારી સામે કસમો ખાશે કે, જેથી તમે તેમને માફ કરો. એટલે તેમને માફ કરી દો. કારણ કે, તેઓ નાપાક છે. તેમનું ઠેકાણું દોઝખ છે. કારણ કે, એ તેમના કૃત્યોની સજા છે**

(૨૦/૪૯૧૫) હઝરત કઅબ ઇબ્ને માલિક કહે છે કે, જ્યારથી અલ્લાહ તઆલાએ મને ઇસ્લામની હિદાયત આપી છે ત્યારથી અલ્લાહ તઆલાએ એનાથી વધીને મારા પર મહેરબાની કરી નથી કે, મેં તબૂકની લડાઇમાં શામિલ ન થઇ શકવા વિષે રસૂલુલ્લાહ (સલ.)ને સાચું કહી દીધું. જો હું જૂઠું બોલત તો એવી જ રીતે બરબાદ થઇ જાત જેવી રીતે જૂઠું બોલનારા આ આયતના ઉતરાણ પછી બરબાદ થઇ ગયા. આયત આ પ્રમાણે છે : **સયહ્લિફૂન બિલ્લાહિ લકુમ ઇઝા ન્કલબ્તુમ ઇલયહિમ.....**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યહલિફૂન લકુમ લિતરદવ અન્હુમ ફઇન તરદવ અન્હુમ ફઇન્ન લ્લાહ લાયરદા અનિલ કવમિલ ફાસિકીન' તેઓ તમારી સામે કસમો ખાય છે કે જેથી તમે તેમનાથી રાજી થઇ જાઓ. જો તમે તેમનાથી રાજી પણ થઇ જશો તો અલ્લાહ તઆલા નાફરમાન કૌમથી રાજી નહીં થાય.**

**બીજી આયતમાં આવ્યું છે : 'વ આખરૂન અ્તરફૂ બિઝુનૂબિહિમ ખલતૂ અમલન સાલિહન વ આખર સચ્યિઅન અસ લ્લાહુ અંય્યતૂબ અલયહિમ ઇન્નલ્લાહ ગફૂરૂ ર્રહીમ' બીજા કેટલાક લોકો એવા છે જેમણે પોતાના ગુનાહોનો સ્વીકાર કર્યો છે અને નેક કામને બુરા કામ સાથે ભેળવી દીધું છે. આશા છે કે, અલ્લાહ તઆલા તેમની તૌબા કબૂલ કરી લે. બેશક, અલ્લાહ તઆલા બખ્શનાર અને રહમ કરનાર છે**

(૨૧/૪૯૧૬) હઝરત સમુરા ઇબ્ને જુન્દુબ કહે છે કે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ.)એ અમને કહ્યું : આજે રાત્રે બે



માણસો મારી પાસે આવ્યા. અમે બધા એક શહેર તરફ રવાના થઇ ગયા, જેનું બાંધકામ સોના-ચાંદીની ઇંટોનું હતું. રસ્તામાં થોડાક બીજા લોકો પણ અમને મળ્યા, જેમનું અડધું શરીર તો ઘણું જ સુંદર હતું અને અડધું શરીર ઘણું જ બદસૂરત. આ બંને માણસોએ તેમને કહ્યું કે, જાઓ, નહેરમાં પડો. તેઓ જઇને નહેરમાં પડી ગયા. પાછા ફર્યા ત્યારે અમે જોયું કે, તેમની બધી બદસૂરતી દૂર થઇ ગઇ હતી અને ઘણા જ સુંદર દેખાઇ રહ્યા હતા. બંને સાથીઓએ મને કહ્યું : આ અદ્દન જન્નત છે અને આ જ આપની જગ્યા છે. હા, તે લોકો જેમનું અડધું શરીર ખૂબસૂરત અને અડધું શરીર બદસૂરત હતું, તે એવા લોકો છે જેમણે નેક અને બુરા કામો મિશ્રિત કર્યાં હતાં. ખુદા તઆલાએ તેમને માફ કરી દીધા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'મા કાન લિન્નબિય્યિ વ લ્લઝીન આમનૂ અંય્યસ્તગ્ફિરૂ લિલ મુશ્રિકીન' કિંવા નબી અને મુસલમાનો માટે જાઇઝ નથી કે મુશ્રિકો માટે મગફિરતની દુઆ કરે**

(૨૨/૪૯૧૭) હઝરત મુસય્યિબ કહે છે કે, જ્યારે અબૂ તાલિબના અવસાનનો સમય નજીક આવ્યો ત્યારે રસૂલુલ્લાહ (સલ.) તેમની પાસે ગયા. ત્યાં અબૂજહલ અને અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઉમય્યા પણ હાજર હતા. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : કાકા, **'લા ઇલાહ ઇલ્લ લ્લાહુ'** કહી દો, જેથી ખુદાના સામે હું તમારા માટે દલીલ રજૂ કરી શકું. અબૂજહલ અને ઇબ્ને અબૂ ઉમય્યાએ કહ્યું : અબૂ તાલિબ, શું તમે અબ્દુલ મુત્તલિબના ધર્મમાંથી ફરી જાઓ છો ? (છેવટે અબૂ તાલિબ કલિમો પઢયા નહીં) હુઝૂરે કહ્યું : હું તમારા માટે ત્યાં સુધી મગફિરતની દુઆ કરીશ જ્યાં સુધી મને મના કરવામાં નહીં આવે. જેમ કે એ અંગે જ આ આયત ઉતરી છે : **મા કાન લિન્નબિય્યિ વ લ્લઝીન આમનૂ અંય્યસ્તગફિરૂ લિલ મુશ્રિકીન વ લવ કાનૂ ઊલી કુરબા મિમ્બઅ્દિ મા તબય્યન લહુમ અન્નહુમ અસ્હાબુલ જહીમ.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લકદ્ તાબ લ્લાહુ અલ ન્નબિય્યિ વલ મુહાજિરીન વલ અન્સારિ લ્લઝીન ત્તબઊહુ ફી સાઅતિલ ઉસ્રતિ મિમ્બઅ્દિ મા કાદ યઝીગુ કુલૂબુ ફરીકિ મ્મિન્હુમ સુમ્મ તાબ અલયહિમ ઇન્નહુ બિહિમ રઊફુ ર્રહીમ' બેશક, અલ્લાહ તઆલા રસૂલ પર અને તે મુહાજિરો અને અનસારો પર મહેરબાન થયો જેમણે મુશ્કેલ સમયે રસૂલને સાથ આપ્યો, એવા તબક્કે કે**

**તેમનામાંના એક જુથના દિલોનું ફરી જવું લગભગ નક્કી હતું. છેવટે ખુદાએ તેમના પર મહેરબાની કરી. કારણ કે, તે હકીકતમાં તેમના પર મહેરબાન અને દયાળુ છે**

(૨૩/૪૯૧૮) હઝરત કઅબ ઇબ્ને માલિકે તે ત્રણે માણસોનો બનાવ, જેઓ તબૂકની લડાઇમાં ભાગ લઇ શકયા ન હતા, વર્ણન કરતાં કહ્યું કે, મારી તૌબા કબૂલ થવાનો શુક્રિયહ એ છે કે, હું મારા બધા માલથી અલગ થઇ જાઉં અને બધો માલ ખેરાત કરી દઉં. હુઝૂર (સલ.)એ કહ્યું : થોડો માલ તમારા માટે રહેવા દો, એ તમારા માટે સારૂં છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ અલ સ્સલાસતિ લ્લઝીન ખુલ્લિફૂ હત્તા ઇઝા દાકત અલયહિમુલ અર્દુ બિમા રહુબત વ દાકત અલયહિમ અન્ફુસુહુમ વ ઝન્નૂ અન લા મલ્જઅ મિન લ્લાહિ ઇલ્લા ઇલયહિ સુમ્મ તાબ અલયહિમ લિયતૂબૂ ઇન્ન લ્લાહ હુવ ત્તવ્વાબુ ર્રહીમ' અને ત્રણ માણસો જેમની તૌબા મૌકુફ રાખવામાં આવી, અહીં સુધી કે જયારે જમીન વિશાળ હોવા છતાં તેમના માટે તંગ બની ગઇ અને તેમના માટે જીવવાનું મુશ્કેલ બની ગયું અને તેમને ખાત્રી થઇ ગઇ કે, અલ્લાહના સિવાય બીજી કોઇ પનાહની જગ્યા નથી. છેવટે અલ્લાહ તેમના પર મહેરબાન થયો. જેથી તેઓ તૌબા કરે. કારણ કે, બેશક, અલ્લાહ તઆલા તૌબા કબૂલ કરનાર મહેરબાન છે**

(૨૪/૪૯૧૯) હઝરત કઅબ ઇબ્ને માલિક કહે છે કે, હું બે યુધ્ધો સિવાય બીજા કોઇ યુધ્ધમાં રસૂલુલ્લાહ (સલ.)ના સંગાથથી જુદો થયો નથી. એક તબૂકનું યુધ્ધ અને બીજું બદરનું યુધ્ધ, પરંતુ મેં બપોરના સમયે રસૂલુલ્લાહ (સલ.)ને સાચેસાચું કહી દેવાનો નિર્ધાર કરી લીધો. હુઝૂર (સલ.) ઘણીવાર બપોરના સમયે જ સફરમાંથી પાછા ફરતા હતા. સૌ પ્રથમ મસ્જિદમાં જઇને બે રકઅત નમાઝ પઢતા હતા. હુઝૂરે મારી સાથે અને મારા બે સાથીઓ સાથે વાતચીત કરવાની મનાઇ ફરમાવી હતી. હા, યુધ્ધમાં ભાગ ન લેનારા બીજા લોકો સાથે વાતચીત કરવાની મનાઇ ન હતી. હુકમ અનુસાર લોકો અમારી સાથે વાતચીત કરતા ન હતા. એક મુદ્દત સુધી હું એ હાલતમાં રહ્યો. મારો મામલો ખૂબ લંબાયો. મને સૌથી મોટો ભય એ હતો કે, જો હું મરી ગયો તો રસૂલુલ્લાહ (સલ.) મારી નમાઝ નહીં પઢે. જો રસૂલુલ્લાહ (સલ.)ની વફાત થઇ ગઇ તો હું લોકો તરફથી



આ જ સ્થિતિમાં રહીશ. કોઇ મારી સાથે વાતચીત નહીં કરે અને મારા જનાઝાની નમાઝ નહીં પઢે, પરંતુ એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) હઝરત ઉમ્મે સલમાના મકાનમાં હતા અને રાત્રિનો છેલ્લો ત્રીજો ભાગ બાકી હતો, એવામાં અલ્લાહ તઆલાએ પોતાના નબી પર અમારી તૌબા કબૂલ થવાનો હુકમ ઉતાર્યો. હઝરત ઉમ્મે સલમહ મારૂં ભલું ઇચ્છનાર હતાં. આ બાબતમાં મને મદદ કરતાં હતાં. હુઝૂરે કહ્યું : ઉમ્મે સલમહ, કઅબની તૌબા કબૂલ થઇ ગઇ. ઉમ્મે સલમાએ કહ્યું : તો શું હું તેની પાસે માણસ મોકલીને ખુશખબરી ન સંભળાવું ? આપે કહ્યું : અત્યારે તમારી પાસે લોકોની ભીડ જામી જશે અને બાકી રહેલી રાત્રિમાં સુવા દેશે નહીં. એટલે જયારે હુઝૂર (સલ.)એ ફજ્રની નમાઝ પઢી લીધી ત્યારે તૌબા કબૂલ થવાની જાહેરાત કરી. હુઝૂરની આદત હતી કે, ખુશીના સમયે આપનો ચહેરો ચમકવા લાગતો હતો અને ચાંદના ટુકડા જેવો લાગતો હતો. ફકત અમે જ ત્રણ માણસો હતા જેમની તૌબા કબૂલ કરવામાં વિલંબ કરવામાં આવ્યો હતો. બાકીના બીજા લોકોની મજબૂરીનો રસૂલુલ્લાહ (સલ.)એ સ્વીકાર કર્યો હતો. અહીં સુધી કે, અલ્લાહ તઆલાએ અમારી તૌબા કબૂલ થવાનો હુકમ ઉતાર્યો અને જે લોકોએ લડાઇમાં શામિલ ન થવાના જુઠા બહાનાઓ હુઝૂર સામે રજુ કર્યાં હતાં તેમનો ઉલ્લેખ વહીમાં ભારે બુરાઇ સાથે કરવામાં આવ્યો. જેમ કે ફરમાવ્યું : **યઅ્તઝિરૂન ઇલયકુમ ઇઝા રજઅ્તુમ ઇલયહિમ કુલ લાતઅ્તઝિરૂ લન્નુઅ્મિન લકુમ કદ નબ્બઅન લ્લાહુ મિન અખ્બારિકુમ વ સયર લ્લાહુ અમલકુમ વ રસૂલુહુ....** કિંવા તેઓ તમારી સામે બહાનાઓ રજૂ કરે છે. તમે તેમને કહી દો કે, તમે બહાનાઓ ન કાઢો, અમને ખાત્રી થતી નથી. અમને ખુદા તઆલાએ તમારી હાલતની ખબર આપી છે. ખુદા અને ખુદાના રસૂલ તમારા અમલો જોઇ રહ્યા છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ લ્લઝીન આમનુ ત્તકૂ લ્લાહ વ કૂનૂ મઅ સ્સાદિકીન' એય મુસલમાનો ! અલ્લાહથી ડરો અને સાચા માણસો સાથે થઇ જાઓ**

(૨૫/૪૯૨૦) હઝરત કઅબ ઇબ્ને માલિકે તબૂકની લડાઇમાં શામિલ ન થઇ શકવાનો કિસ્સો બયાન કરતાં કહ્યું : ખુદાની કસમ ! મને ખબર નથી કે જેવી રીતે અલ્લાહ તઆલાએ સાચી વાતમાં મારી કસોટી કરી એવી રીતે બીજા કોઇની કસોટી કરી હોય. જયારથી મેં રસૂલુલ્લાહ (સલ.)ને (સાચું) કહ્યું હતું ત્યારથી તે આજ સુધી મેં કદી જુઠું

બોલવાનો ઇરાદો પણ કર્યો નથી. કારણ કે, અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ પર આયત **લકદ્ તાબ લ્લાહુ અલ ન્નબિય્યિ વલ મુહાજિરીન વ કૂનૂ મઅ સ્સાદિકીન** ઉતારી હતી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લકદ જાઅકુમ રસૂલુ મ્મિન અન્ફુસિકુમ અઝીઝુન અલયહિ મા અનિત્તુમ હરીસુન અલયકુમ બિલ મુઅ્મિનીન રઊફુ ર્રહીમ' કિંવા તમારી પાસે તમારામાંથી જ એક રસૂલ આવી ગયો, જેને તમારી તકલીફ, તકલીફ આપે છે. તમારી હિદાયતની તે ઇચ્છા રાખે છે. મુસલમાનો પર ખૂબ મહેરબાન અને દયાળુ છે. 'રઊફ' 'રઅ્ફતુન'માંથી બન્યું છે કિંવા ખૂબ નરમદિલ અને દયાળુ**

(૨૬/૪૯૨૧) રસૂલુલ્લાહ (સલ.)ની વહી લખનાર હઝરત ઝેદ ઇબ્ને સાબિત અનસારી કહે છે કે, એક દિવસ હઝરત અબૂબક્ર (રદિ.)એ મને બોલાવ્યો. હું હાજર થયો. ત્યાં હઝરત ઉમર પણ બેઠા હતા. હઝરત અબૂબક્રે કહ્યું કે, ઉમરે મને આવીને કહ્યું હતું કે, યમામાની લડાઇમાં ઘણા મુસલમાનો શહીદ થઇ ગયા. મને ભય છે કે, લડાઇઓમાં ઘણા મુસલમાન કારીઓ શહીદ થઇ જશે અને કુર્આનનો ઘણો ભાગ બરબાદ થઇ જશે. એટલે મારી દૃષ્ટિએ કુર્આનને એકત્ર કરવું ઠીક છે. આ સાંભળીને મેં જવાબ આપ્યો કે, જે કામ રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું નથી, તે હું કેવી રીતે કરી શકું ? ઉમરે જવાબ આપ્યો : ખુદાની કસમ ! આ કામ સારૂં છે. ઉમર મને સતત એમ જ કહેતા રહ્યા. અહીં સુધી કે, અલ્લાહ તઆલાએ એના માટે મારૂં દિલ ખોલી દીધું. ઉમરનો જે અભિપ્રાય હતો તે જ મારો અભિપ્રાય થઇ ગયો. ઝેદ ઇબ્ને સાબિત કહે છે : તે વખતે હઝરત ઉમર (રદિ.) સિદ્દીકે અકબર (રદિ.) પાસે ખામોશ બેઠા હતા. તે પછી હઝરત અબૂબક્રે મને કહ્યું : તમે સમજદાર યુવાન છો અને અમે તમારા પર બદદાનત (બેઇમાન, અમાનતમાં ખયાનત કરનાર) હોવાનો આરોપ પણ મૂકી શકતા નથી. તમે રસૂલુલ્લાહ (સલ.)ની વહી પણ લખ્યા કરતા હતા. એટલે તમે કુર્આનને શોધીને એકત્ર કરો. હઝરત ઝેદ કહે છે : ખુદાની કસમ ! જો સિદ્દીકે અકબર (રદિ.) મને પહાડ ઉંચકવાનો હુકમ આપત તો મને એટલો ભારે ન પડત જેટલો કુર્આનને એકત્ર કરવાનો હુકમ ભારે હતો. એટલે મેં જવાબ આપ્યો, જે કામ રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું નથી તેને તમે બંને સજ્જનો કેમ કરો છો ? હઝરત અબૂબક્ર (રદિ.)એ કહ્યું : ખુદાની કસમ ! એ કામ સારૂં છે. ત્યાર પછી હઝરત અબૂબક્ર સિદ્દીક



(રદિ.) સતત મને આગ્રહ કરતા રહ્યા અહીં સુધી કે, અલ્લાહ તઆલાએ એ કામ માટે મારૂં દિલ ખોલી દીધું, જે કામ માટે હઝરત અબૂબક્ર અને હઝરત ઉમરનું દિલ ખોલી દીધું હતું. પછી તો હું કુર્આનની શોધમાં લાગી ગયો. ચામડા અને કાગળના ટુકડાઓ પરથી, આગલા પગના હાડકાંઓ પરથી, ખજુરના છોતરાં પરથી અને લોકોની યાદશક્તિ પરથી હું સતત એકત્ર કરતો રહ્યો. અહીં સુધી કે, સુરએ તૌબાની નીચે દર્શાવેલી આયતો મને ખુઝયમા અનસારી પાસેથી મળી. તેમના સિવાય બીજા કોઇ પાસેથી મળી નહીં. આયતો આ પ્રમાણે છે : **લકદ જાઅકુમ રસૂલુ મ્મિન અન્ફુસિકુમ અઝીઝુન અલયહિ મા અનિત્તુમ હરીસુન અલયકુમ બિલ મુઅ્મિનીન રઊફુ ર્રહીમ...** હઝરત ઝેદ ઇબ્ને સાબિતે કુર્આનને જે કાગળો પર એકત્ર કર્યું હતું તે કાગળો મૃત્યુ પર્યંત હઝરત અબૂબક્ર સિદ્દીક પાસે રહ્યા. તેમના અવસાન પછી હઝરત ઉમર પાસે રહ્યા. હઝરત ઉમરના અવસાન પછી તેમની પુત્રી ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા (રદિ.) પાસે રહ્યા.

**ફઇન તવલ્લવ ફકુલ હસ્બિય લ્લાહુ લાઇલાહ ઇલ્લા હુવ અલયહિ તવક્કલ્તુ વ હુવ રબ્બુલ અર્શિલ અઝીમ.**

## સૂરએ યૂનુસ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : 'ફખ્તલત બિહિ નબાતુલ અર્દિ'નો અર્થ એ છે કે, પાણીના કારણે જમીન પર રંગબેરંગી વનસ્પતિ ઉગી.**

**ઝેદ ઇબ્ને અસ્લમ કહે છે કે, આયત 'અન્ન લહુમ કદમ સિદ્કિન ઇન્દ રબ્બિહિમ'માં 'કદમ સિદ્કિન'થી રસૂલુલ્લાહ (સલ.) મુરાદ છે. મુજાહિદ કહે છે : એનાથી નેકી મુરાદ છે.**

**આયત 'તિલ્ક આયાતુલ કિતાબિ'માં સર્વનામ 'તિલ્ક' જો કે ત્રીજા પુરૂષ માટે છે, પરંતુ અહીં 'તિલ્ક' 'હાઝિહિ'ના અર્થમાં છે કિંવા આ નિશાનીઓ છે. એવી જ રીતે આયત 'હત્તા ઇઝા કુન્તુમ ફીલ ફુલ્કિ વ જરય્ન બિહિમ'માં 'બિહિમ'થી 'બિકુમ' મુરાદ છે.**

**આયત 'દઅ્વાહુમ ફીહા સુબ્હાનક લ્લા હુમ્મ'માં 'દઅ્વા'થી દુઆ મુરાદ છે.**

**આયત 'ઉહીત બિહિમ'નો અર્થ એ છે કે, તેઓ નાશ પામવાની અણી પર હતા. ગુનાહોએ તેમને**

ઘેરી લીધા. 'ઇત્તબઅહુમ' અને 'અત્બઅહુમ'નો એક જ અર્થ છે કિંવા તેમની પાછળ પડયો.

મુજાહિદ કહે છે કે, આયત 'વ લવ યુઅજિજલુ લ્લાહુ લિન્નાસિ શ્શર્ર સ્તિઅ્જાલહુમ બિલ ખયરિ લકુદિય ઇલયહિમ અજલુહુમ'નો અર્થ એ છે કે, માણસ જયારે નારાજ હોય ત્યારે પોતાની ઔલાદ અથવા માલ વિષે એમ કહે છે કે, એય અલ્લાહ એમાં બરકત ન આપ. એના પર લાનત કર. જો અલ્લાહ તઆલા ભલાઇની માંગણીની જેમ બુરાઇ પણ માણસો પર જલદી લઇ આવત તો જેના માટે બદદુઆ કરવામાં આવે છે તેને બરબાદ કરી દેત.

'લિલ્લઝીન અહસનૂલ હુસ્ના વ ઝિયાદતુન'નો અર્થ એ છે કે, જે લોકોએ ભલાઇ કરી તેનો તેમને બરાબર બદલો મળશે અને મગફિરત પણ થશે.

મુજાહિદ સિવાય બીજા લોકો કહે છે કે, 'ઝિયાદતુન'થી અલ્લાહના દીદાર મુરાદ છે. 'કિબ્રિયાઉ'થી હુકૂમત અને સત્તા મુરાદ છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ જાવઝના બિબની ઇસ્રાઇલલ બહ્ર ફઅત્બઅહુમ ફિરઅવ્નુ વ જુનૂદુહુ બગ્યં વ્વ અદવન હત્તા ઇઝા અદરકહુલ ગરકુ કાલ આમન્તુ અન્નહુ લા ઇલાહ ઇલ્લ લ્લઝી આમનત્ બિહિ બનૂ ઇસ્રાઇલ વ અન મિનલ મુસ્લિમીન' કિંવા જયારે અમે બની ઇસ્રાઇલને દરિયામાં પાર ઉતાર્યા ત્યારે ફિરઔન અને તેનું લશ્કર ઝુલ્મ કરવા માટે તેમની પાછળ પડયું. પછી જયારે ડૂબવા લાગ્યો ત્યારે કહેવા લાગ્યો : મને ખાત્રી થઇ ગઇ કે, તે સાચા મઅ્બૂદ સિવાય બીજો કોઇ મઅ્બૂદ નથી, જેના પર બની ઇસ્રાઇલને વિશ્વાસ છે અને હું તેનો તાબેદાર છું. 'નુનજ્જીક' અમે તને ટેકરા પર ફેંકી દઇશું. 'નજવહ' ટેકરાને કહેવામાં આવે છે

(૨૭/૪૯૨૨) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, જયારે રસૂલે પાક (સલ.) મદીના આવ્યા ત્યારે (જોયું કે,) યહૂદીઓ આશૂરાના દિવસનો રોઝો રાખે છે. યહૂદીઓએ એનું કારણ એવું બતાવ્યું કે, એ દિવસે અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલ.)ને ફિરઓન પર વિજયી બનાવ્યા હતા. હુઝૂરે સહાબાઓને કહ્યું : તમે મૂસા (અલ.)નું અનુકરણ કરવાના વધારે હકદાર છો. એટલે તમે પણ રોઝો રાખો.



# સૂરએ હૂદ

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

અબૂ મયસરા કહે છે કે, હબસી ભાષામાં 'અવ્વાહુન'નો અર્થ નરમદિલ, રહમવાળો થાય છે.

ઇબ્ને અબ્બાસ કહે છે : 'બાદિય ર્રઅ્યિ'નો અર્થ છે એવો વિચાર જે જાહેર હોય, સ્પષ્ટ હોય. મુજાહિદ કહે છે : જુદી ટાપુમાં એક પહાડનું નામ છે.

હસન બસરી કહે છે કે, 'ઇન્નક લઅન્તલ હલીમ' કહેવાથી મજાક અને મશ્કરી મુરાદ છે.

ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'અકલિઇ'નો અર્થ છે થોભી જા, થંભી જા. 'અસીબુન'નો અર્થ છે સખ્ત. 'લાજરમ' બેશક. 'ફાર તન્નૂરૂ' તન્નૂરમાંથી પાણી ફૂટી નીકળ્યું. ઇકરિમા કહે છે કે, તન્નુરનો અર્થ છે પૃથ્વી.

અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અલા ઇન્નહુમ યસ્નૂન સુદૂરહુમ લિયસ્તખ્ફૂ મિન્હુ અલા હીન યસ્તગશૂન સિયાબહુમ યઅ્લમુ મા યુસિર્રૂન વ મા યુઅ્લિનુન ઇન્નહુ અલીમુ બ્ઝિાતિ સ્સુદૂરિ' સાંભળો, તેઓ પોતાની છાતીઓ બેવડાવે છે. જેથી અલ્લાહ તઆલાથી છુપાવે. યાદ રાખો કે, જયારે તેઓ પોતાના કપડાં ઓઢે છે ત્યારે અલ્લાહ તઆલા તેમના આંતર-બાહ્યને જાણે છે. કારણ કે, અલ્લાહ તઆલા દિલમાંની વાતોનો પણ જાણકાર છે.

ઇકરિમા સિવાય બીજા લોકો કહે છે કે, 'હાક'નો અર્થ છે ઉતર્યું. 'યહીકુ' ઉતરે છે. 'યઊસુન' 'ફઊલુન'ના પ્રાસ અનુસાર નાઉમ્મીદ. મુજાહિદનું કથન છે 'લા તબ્તઇસ'નો અર્થ છે ગમગીન ન બન. છાતી બેવડી કરવાનો અર્થ એ છે કે, તેઓ સાચી વાતમાં શંકા કરે છે. જેથી જો શકય હોય તો ખુદાથી છુપાવે

(૨૮/૪૯૨૩) મુહમ્મદ ઇબ્ને અબ્બાદ ઇબ્ને જઅફર કહે છે કે, ઇબ્ને અબ્બાસ આયત **અલા ઇન્નહુમ તસ્નવ્ની સુદૂરહુમ** પઢી રહ્યા હતા. મેં પૂછયું, એનો શું અર્થ છે. તેમણે કહ્યું : કેટલાક લોકો હાજત માટે નગ્ન જતાં શરમાતા હતા. ઓરતો સાથે સંભોગ કરતાં પણ તેમને શરમ આવતી હતી. એટલે હાજતે જતી વખતે અને સંભોગ કરતી વખતે પોતાના ઉપર કપડું નાખી લેતા હતા. જેથી ખુદા તઆલાથી પરદો કરી લે. આ આયત તેમના વિષે જ ઉતરી છે.

(૨૯/૪૯૨૪) મુહમ્મદ ઇબ્ને અબ્બાદ કહે છે : ઇબ્ને અબ્બાસે આયત **અલા ઇન્નહુમ તસ્નવની સુદૂરહુમ** પઢી. મેં પૂછ્યું, ઇબ્ને અબ્બાસ, આ આયતના ઉતરાણનું કારણ શું છે ? તેમણે કહ્યું : કેટલાક લોકો ઓરતો સાથે સંભોગ કરતાં અને હાજતે જતાં શરમાતા હતા. તેમના વિષે જ આ આયત ઉતરી છે.

(૩૦/૪૯૨૫) અમ્ર કહે છે કે, હઝરત ઇબ્ને અબ્બાસે ઉપરોકત આયત આવી રીતે પઢી હતી : **અલા ઇન્નહુમ યસ્નૂન સુદૂરહુમ લિયસ્તખ્ફૂ મિન્હુ અલા હીન યસ્તગશૂન સિયાબહુમ** ઇબ્ને અબ્બાસ કહે છે કે, **'યસ્તગશૂન'**નો અર્થ છે તેઓ માથું ઢાંકે છે. **સીઅ બિહિમ** તે પોતાની કોમથી બદગુમાન થઇ ગયો અને મહેમાનોના આવવાથી ગમગીન થઇ ગયો. **બિકિત્ઇ મ્મિન લ્લયલિ**નો અર્થ છે રાત્રિના અંધકારમાં. મુજાહિદ કહે છે : **ઉનીબુ** હું રજૂ કરૂં છું.

**આયત 'વ કાન અર્શુહુ અલલ માઇ'ની તફસીર**

(૩૧/૪૯૨૬) અબૂ હુરૈરા કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે : તમે (લોકોને) આપો, હું તમને આપીશ. એમ પણ કહ્યું કે, અલ્લાહ તઆલાનો જમણો હાથ ભરેલો છે. ખર્ચ કરવાથી તેમાં ઘટાડો થતો નથી. રાત-દિવસ નેઅમતો વરસાવે છે. જુઓ કે, જ્યારથી તેણે આકાશ અને જમીન પેદા કર્યા છે ત્યારથી તેને લાભ પહોંચાડવાનું ચાલુ છે. આ ખર્ચથી તે વસ્તુમાં ઘટાડો થયો નથી જે તેના હાથમાં છે. આ લાભ ત્યારથી છે કે, તેનું સિંહાસન પાણી પર હતું. તેના હાથમાં ત્રાજવું છે. કોઇ પલ્લાને નમાવે છે, કોઇને ઉંચે રાખે છે.

**ઇઅ્તરાક** તમને પહોંચ્યું. એનું મુજર્રદ **અરવ્તુ** છે. કિંવા હું પામ્યો. **ઇઅ્તરાની** અને **યઅરૂહુ**નો પણ એ જ અર્થ છે. **આખિઝુ મ્બિના સિયતિહા** અલ્લાહ તઆલા તેની પેશાનીના વાળ પકડનાર છે. કિંવા દરેક વસ્તુ તેના કબજામાં અને હુકમ હેઠળ છે.

**અનીદ, અનૂદ** અને **આનિદ** સમઅર્થી શબ્દો છે. કિંવા સત્ય સામે વીફરનાર.

**ઇસ્તઅ્મરકુમ** તમને આબાદ કરનાર બનાવ્યા. **અઅ્મરતુહુદ્દાર** મેં તેને ઘર ભેટ આપ્યું.

**નકિરહુમ, અન્કરહુમ, ઇસ્તન્કરહુમ** સમઅર્થી શબ્દો છે. કિંવા તેમને અજાણ્યા સમજ્યો.

**હમીદુન, મજીદુન** 'ફઇલુન'ના પ્રાસ મુજબ એ વિશેષણ છે. 'માજિદ'



અને 'મહમૂદ'ના અર્થમાં વપરાય છે.

**સિજ્જીલ** ખૂબ સખ્ત. **સિજ્જન** પણ આવ્યું છે. એનો પણ એ જ અર્થ છે. 'લ'નું પરિવર્તન 'ન'માં થઇ જાય છે.

**તમીમ ઇબ્ને મુકબિલ શાઇર કહે છે :**

**'વ રજલતિન યદરિબૂનલ બય્દ દાહિયતન દરબન તવાસા બિહિલ અબ્તાલુ સિજ્જીના'** કિંવા **પાયદળના ઘણા માણસો ખોદ પર ખૂબ તલવારો વીંઝે છે. પહેલવાનો એકબીજાને સલાહ આપે છે કે, આવી રીતે મારવું જોઇએ.**

**વ ઇલા મદયન અખાહુમ શુઅય્બન અહીં મુઝાફ લોપ છે.** કિંવા **ઇલા અહલિ મદયન** કારણ કે, મદયન તો એક શહેરનું નામ છે. ભાવાર્થ એ છે કે, અમે શુઐબને મદયનવાસીઓ પાસે મોકલ્યા. એવી જ રીતે **વ સ્અલિલ કરયત** અને **સલિલ ઇરમાં** મુઝાફ લોપ છે કિંવા ગામવાળાઓ અને કાફલાવાળાઓને પૂછી લો.

**વ તખઝતુમૂહુ વરાઅકુમ ઝિહરિય્યન** તમે તેને પીઠ પાછળ ફેંકી દીધો કિંવા તેના તરફ ધ્યાન આપ્યું નહીં. જો કોઇ માણસ કોઇની જરૂરત પૂરી કરતો નથી તો તે કહે છે : **ઝહર્ત બિહાજતી** **વ જઅલ્તની ઝિહરિય્યન** તેં મારા કામને પીઠ પાછળ નાખી દીધું. તેં મને પીઠ પાછળ નાખી દીધો.

**અરાઝીલ** તુચ્છ વર્ગના લોકો. **ઇજરામી** 'ઇજરામ' 'અજરમ્તુ'નું મૂળ સ્વરૂપ છે. કેટલાક લોકો 'સુલાસી મુજર્રદ' કિંવા 'જરમ્તુ'નો પણ એ જ અર્થમાં ઉપયોગ કરે છે. 'ફુલ્ક' એકવચન છે અને ફુલક બહુવચન કિંવા હોડી. **મુજરાહા** 'અજરય્તુ'નું મૂળ સ્વરૂપ છે. કિંવા હોડી ચલાવવી. **અર્સય્તુ** મેં રોકયો. અમુક કિર્અતોમાં 'મરસાહા' અને 'મજરાહા' આવ્યું છે. તે વખતે આ બંને પદો અકર્મક ક્રિયાપદમાંથી બનેલાં હશે. 'મુજરીહા' અને 'મુર્સીહા' કિંવા અલ્લાહ હોડી ચલાવનાર અને થંભાવનાર છે. 'રાસિયાતિન' થંભેલી, થોભેલી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ યકૂલુલ અશ્હાદુ હાઉલાઇ લ્લઝીન કઝબૂ અલા રબ્બિહિમ અલા લઅ્નતુ લ્લાહિ અલઝ ઝાલિમીન' ગવાહી આપનારા કહેશે કે, આ જ તે લોકો છે જેઓ પોતાના પાલનહાર અંગે જુઠ્ઠું બોલ્યા હતા. હોશિયાર થઇ જાઓ. ઝાલિમો પર ખુદાની લઅ્નત છે**

**'અશ્હાદ'નું એકવચન 'શાહિદ' છે, જેમ કે 'અસ્હાબ'નું એકવચન**

**'સાહિબ' છે.**

(૩૨/૪૯૨૭) સફવાન ઇબ્ને મુહરિઝ કહે છે કે, ઇબ્ને ઉમર (રદિ.) કઅબાનો તવાફ કરી રહ્યા હતા. તવાફ દરમ્યાન એક માણસ સામે આવ્યો અને કહેવા લાગ્યો : ઇબ્ને ઉમર, તમે તે કાનાફૂસી વિષે કંઇ સાંભળ્યું છે જે કિયામતના દિવસે ખુદા અને બંદા વચ્ચે થશે ? ઇબ્ને ઉમરે કહ્યું : (હા, મેં સાંભળ્યું છે.) રસૂલે પાક (સલ.) ફરમાવતા હતા કે, (કિયામતના દિવસે) ઇમાનદાર પોતાના પરવરદિગારની નજીક હશે. અલ્લાહ તઆલા તેને પોતાની રહમતના છાંયડામાં લઇ લેશે. તેના ગુનાહોની તેની પાસે સ્વીકાર કરાવશે (અને તેને કહેશે :) શું તેં ફલાણા ફલાણા ગુનાહો કર્યા છે ? બંદો બે વાર કહેશે : હા, હું તે જાણું છું. ખુદા તઆલા કહેશે : અમે દુનિયામાં તારા ગુનાહો ઢાંકયા હતા. આજે અમે તે માફ કરીએ છીએ. તે પછી નેકીઓનું આ'માલનામું લપેટી લેવામાં આવશે. કિંવા તેનો હિસાબ ખત્મ થઇ જશે. હા, કાફિરોને ગવાહો સામે અવાજ દેવામાં આવશે કે, આ જ તે લોકો છે જેઓ પોતાના પાલનહાર અંગે જૂઠું બોલ્યા હતા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કઝાલિક અખ્ઝુ રબ્બિક ઇઝા અખઝલ કુરા વ હિય ઝાલિમતુન ઇન્ન અખ્ઝહુ અલીમુન શદીદ'** કિંવા જ્યારે અલ્લાહ તઆલા ઝાલિમ વસ્તીવાળાઓને શિક્ષા આપે છે ત્યારે તેની શિક્ષા એવી જ હોય છે.

**બેશક, તેની શિક્ષા ભયંકર અને સખ્ત છે.**

**'અર્રિફ્દુલ મરફૂદુ' મદદગાર. 'રફદ્તુહુ' મેં તેને મદદ આપી. 'લાતર્કનૂ' આકર્ષાઓ નહીં. 'ફલવ્લા કાન' કેમ થયા નહીં 'ઉત્રિફૂ' તેઓ તબાહ કરવામાં આવ્યા. ઇબ્ને અબ્બાસ કહે છે : 'ઝફીર' સખ્ત અવાઝ. 'શહીક' કમઝોર અવાજ**

(૩૩/૪૯૨૮) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : ખુદા ઝાલિમને ઢીલ આપે છે, અહીં સુધી કે, જ્યારે તેને ગિરફતાર કરે છે ત્યારે છોડતો નથી. આમ કહીને હુઝૂરે આયત **વ કઝાલિક અખ્ઝુ રબ્બિક ઇઝા અખઝલ કુરા વ હિય ઝાલિમતુન ઇન્ન અખ્ઝહુ અલીમુન શદીદ** પઢી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અકિ મિ સ્સલાત તરફયિ ન્નહારિ વ ઝુલફ મ્મિન લ્લયલિ, ઇન્નલ હસનાતિ યુઝહિબ્ન સ્સય્યિઆતિ ઝાલિક ઝિકરા લિઝ્ઝાકિરીન' કિંવા દિવસના બંને છેડાઓમાં અને રાતના થોડાક ભાગમાં નિયમ મુજબ નમાઝ પઢો. હકીકતમાં નેકીઓ બુરાઇઓને દૂર કરે છે. યાદ રાખનારાઓ માટે આ નસીહત છે.**

**'ઝુલફન'નો અર્થ છે થોડીક પળો પછી થોડીક પળો એટલા માટે 'મુઝદલિફા'નું નામ 'ઝુલફુન' રાખવામાં આવ્યું છે. કારણ કે, અહીં લોકો પડાવ નાખતા નાખતા આવે છે. 'ઝુલ્ફા' મુળ સ્વરૂપ છે. 'ઇઝદલફૂ' તેઓ ભેગા થયા. 'અઝલફના' અમે ભેગા કર્યા**

(૩૪/૪૯૨૯) હઝરત ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, એક માણસે કોઇ અજાણી સ્ત્રીને ચુંબન કર્યું. હુઝૂર (સલ.)ને આવીને બીના કહી તે વખતે આ આયત **અકિમિ સ્સલાત તરફયિ ન્નહારિ વ ઝુલફ મ્મિન લ્લયલિ ઇન્નલ હસનાતિ યુઝહિબ્ન સ્સય્યિઆતિ ઝાલિક ઝિક્રા લિઝ્ઝાકિરીન** ઉતરી. તે માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! શું આ હુકમ ફકત મારા માટે જ છે ? આપે ફરમાવ્યું : મારી ઉમ્મતમાંથી જે માણસ એના પર અમલ કરે. બધાના માટે છે.



## સૂરએ યૂસુફ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'મુત્કન' અર્થાત્ નારંગીને કહેવામાં આવે છે. ફુઝૈલ કહે છે : હબસી ભાષામાં 'મુત્હન'નો અર્થ તુરંજ થાય છે. મુજાહિદનું એક કથન છે કે, 'મુત્કન' દરેક એવી વસ્તુને કહેવામાં આવે છે, જેને છરીથી કાપવામાં આવે.**

**કતાદા કહે છે કે, આયત 'ઇન્નહુ લઝૂ ઇલ્મિન'માં 'ઝૂઇલ્મ'થી એવા આલિમ મુરાદ છે જે પોતાના ઇલ્મ પર અમલ પણ કરે.**

**ઇબ્ને જુબેર કહે છે : 'સુવાઅ' એક ફારસી માપ હતું જેના બંને છેડાઓ જોડાયેલા હતા. તે લોકો તેનાથી શરાબ પીતા હતા.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'તુફન્નિદૂન' કિંવા તમે જૂઠું બોલો છો. ઇબ્ને અબ્બાસ સિવાય બીજા લોકો કહે છે કે, 'ગયાબતિલ જુબ્બિ'માં 'ગયાબત'થી મુરાદ એવી વસ્તુ છે જે બીજી વસ્તુને પોતાની અંદર છુપાવી લે.**

**'જુબ્બ' કાચા કુવાને કહેવામાં આવે છે જેની પાળ ન બની હોય. 'વ મા અન્ત બિમુઅ્મિનિ**

લના' તમે અમારૂં સમર્થન નહીં કરો.

'વ લમ્મા બલગ અશુદ્દહુ'માં 'અશુદ્દ'થી મુરાદ પુષ્કળ શકિત છે જે ઘટવાની શરૂ ન થઇ હોય. મહાવરામાં બોલવામાં આવે છે, 'હુવ બલગ અશુદ્દહુ' તે પોતાની અંતિમ તાકાત પર પહોંચી ગયો. 'બલગૂ અશુદ્દહુમ' તેઓ પોતાની અંતિમ તાકાત પર પહોંચી ગયા. કેટલાક લોકો માને છે કે, 'અશુદ્દ' 'શદ્દુન'નું બહુવચન છે.

ઇમામ બુખારી કહે છે : 'મુત્તકા'નો અર્થ છે તકિયો, જેને ટેકો દઇને પાણી પીવામાં આવે છે, વાતો કરવામાં આવે છે અથવા ખાણું ખાવામાં આવે છે. જે માણસે એનો અર્થ તુરંજ બતાવ્યો છે, તેણે ખોટું કહ્યું છે. કારણ કે, અરબી ભાષામાં તુરંજ માટે 'મુત્તકા' બોલવામાં આવતું નથી. આ દલીલના રદમાં આ પ્રમાણે કહેવું કે 'મુત્તકા' તકિયાને કહે છે અને એ શબ્દ 'મુત્કુન' છે. આ પ્રથમ કથન કરતાં પણ બેહુદું છે. કારણ કે, 'મુત્કુન' ગુપ્ત ભાગના કિનારાને કહેવામાં આવે છે. એટલા માટે ઓરતને 'મુત્કાઅ' અને એના પુત્રને 'ઇબ્ને મુત્કાઅ' કહેવામાં આવે છે.

'શગફહા' કિંવા તેની મુહબ્બત તેના 'શિગાફ' કિંવા દિલના પરદા સુધી પહોંચી ગઇ. જો 'શઅફહા' 'અ'થી પઢવામાં આવે તો તેનો અર્થ 'ફિદા થવું' થાય છે.

'અસ્બુ' હું આકર્ષાઉં. 'અદ્ગાસુ અહ્લામિન' એવા સ્વપ્નો જેમનું કોઇ મૂળ ન હોય. અસલમાં 'દિગ્સુન' મુઠીભર ઘાસ અથવા ભૂસા વગેરે માટે બોલાય છે. મહાવરામાં બોલવામાં આવે છે : 'ખુઝ બિયદિક દિગ્સન' તારા હાથમાં મુઠીભર ઘાસ લઇ લે. 'નમીરૂ' 'મીરતુન'માંથી બન્યું છે. 'કય્લ બઇરિન'થી વજન સાથેનું ઊંટ મુરાદ છે. 'આવા ઇલયહિ' પોતાના ભાઇને પોતાની સાથે કરી લીધો. 'સિકાયત' માપ. 'તફતઉ તઝકુરૂ યૂસુફ' આપ યૂસુફનો ઉલ્લેખ કરતા રહો છો. 'હરદ' 'મુહરદ'ના અર્થમાં કિંવા ફના થયેલું. 'તહસ્સસૂ' તલાશ કરો. 'મુઝજાતિન' થોડું, તુચ્છ. 'ગાશિયતુ મ્મિન અઝાબિ લ્લાહિ'. કિંવા અલ્લાહના અઝાબની એક



આમ આફત.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ યુતિમ્મુ નિઅ્મતહુ અલય્ક વ અલા આલિ યઅ્કૂબ કમા અતમ્મહા અલા અબવય્ક મિન કબ્લુ ઇબ્રાહીમ વ ઇસ્હાક' કિંવા અલ્લાહ તઆલા તારા પર અને યાકૂબની ઔલાદ પર પોતાનું ઇનામ પૂરૂં કરશે, જેવી રીતે તારા બંને બાપ દાદા કિંવા ઇબ્રાહીમ અને ઇસ્હાકને અલ્લાહ તઆલાએ પૂરેપૂરી નેઅમત આપી**

(૩૫/૪૯૩૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : યૂસુફ ઇબ્ને યાકૂબ ઇબ્ને ઇસ્હાક ઇબ્ને ઇબ્રાહીમ પોતે પણ કરીમ હતા, કરીમના પુત્ર હતા, કરીમના પૌત્ર અને કરીમના પ્રપૌત્ર હતા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લકદ કાન ફી યૂસુફ વ ઇખ્વતિહિ આયાતુ લ્લિસ્સાઇલીન' કિંવા યૂસુફ અને તેના ભાઇઓના કિસ્સામાં પૂછનારાઓ માટે નિશાનીઓ છે**

(૩૬/૪૯૩૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)ને પૂછવામાં આવ્યું કે, કયો માણસ સૌથી વધુ ઇઝ્ઝતવાળો છે ? આપે કહ્યું : ખુદાની નઝરમાં સૌથી વધુ ઇઝ્ઝતવાળો તે માણસ છે જે સૌથી વધુ પરહેઝગાર હોય. સહાબાએ કહ્યું : અમે હુઝૂરને એવું પૂછતા નથી. આપે કહ્યું : તો બધા લોકો કરતાં વધારે ઇઝ્ઝતવાળા યૂસુફ (અલ.) હતા, જેઓ પોતે પણ નબી હતા. નબીના પુત્ર પણ હતા. નબીના પૌત્ર પણ હતા અને ખલીલુલ્લાહના પ્રપૌત્ર પણ હતા. સહાબાએ કહ્યું : અમે હુઝૂરને એ પણ પૂછી રહ્યા નથી. આપે કહ્યું : તો શું અરબસ્તાનના કુટુંબો વિષે પૂછી રહ્યા છો ? સહાબાએ કહ્યું : જી હા. આપે કહ્યું : તમારામાં જે અંધકાર યુગમાં સારા હતા તે જ ઇસ્લામમાં સારા છે, એ શરતે કે દીની સમજ ધરાવતા હોય.

**આયત 'બલ સવ્વલત લકુમ અન્ફુસુકુમ'ની તફસીર 'સવ્વલત્' શણગાર્યો**

(૩૭/૪૯૩૨) ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, તહોમત મૂકનારાઓએ મારા પર જે તહોમત મૂકવાની હતી તે મૂકી દીધી, ત્યારે ખુદાએ જ મને પાકદામન જાહેર કરી. (વાત એમ બની કે) રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું : જો તું પાકદામન છે તો ટૂંક સમયમાં જ અલ્લાહ તઆલા તારી પાકદામની જાહેર કરશે. જો તેં ગુનોહ કર્યો હોય તો અલ્લાહ તઆલા પાસે માફી માંગ અને તેના તરફ રજૂ કર. મેં જવાબ આપ્યો, ખુદાની કસમ ! મારો અને

તમારો દાખલો યૂસુફ (અલ.)ના પિતા જેવો છે. એટલે સબ્ર (ધીરજ) જ યોગ્ય છે. આ મામલામાં ખુદા પાસે જ મદદ માંગું છું, જે તમે લોકો વર્ણવી રહ્યા છો. છેવટે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **ઇન્નલ્લઝીન જાઊ બિલ ઇફકિ.....**

(૩૮/૪૯૩૩) ઉમ્મે રૂમાન કિંવા હઝરત આઇશા (રદિ.)ની માં બયાન કરે છે કે, હું આઇશા (રદિ.) પાસે બેઠી હતી. આઇશાને તાવ ચઢયો હતો, એવામાં રસૂલુલ્લાહ (આવ્યા અને) કહ્યું : કદાચ તે વાત સાંભળીને એને તાવ આવ્યો છે. મેં કહ્યું : જી હા. આ સાંભળીને આઇશા બેઠાં થઇ ગયાં અને કહેવા લાગ્યાં : મારા અને તમારા મામલાનો દાખલો એવો છે જેવો યાકૂબ (અલ.) અને તેમના પુત્રોનો હતો. [હઝરત યાકૂબ (અલ.)એ કહ્યું હતું :] **બલ સવ્વલત્ લકુમ અન્ફુસુકુમ અમરન ફસબ્રુન જમીલુન વલ્લાહુલ મુસ્તઆનુ અલા મા તસિફૂન** કિંવા તમે પોતે તમારા તરફથી વાત બનાવી છે. એટલે સબ્ર જ ઉત્તમ છે. તમારા વર્ણન પર અલ્લાહ જ મદદગાર છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ રાવદત્હુ લ્લતી હુવ ફી બયતિહા અન્નફસિહિ વ ગલ્લકતિલ અબ્વાબ વ કાલત હય્ત લક' કિંવા તે સ્ત્રીએ જે ઘરમાં યૂસુફ હતો (ત્યાં) તેને બહેકાવ્યો. દરવાજા બંધ કરી દીધા અને કહ્યું : આગળ આવો. ઇકરિમા કહે છે : હુવરાની (સીરિયન) ભાષામાં 'હય્ત લક'નો અર્થ છે 'લાવો'. ઇબ્ને જુબેર કહે છે : એનો અર્થ છે, આગળ આવો.**

(૩૯/૪૯૩૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, 'હય્ય લક' અને 'હીતુ લક' (અમે બંને રીતે) પઢીએ છીએ. અમને એ પ્રમાણે જ શીખવવામાં આવ્યું છે. 'મસ્વાહુ' તેની જગ્યા. 'અલ્ફયા' તે બંને પામ્યા. 'અલ્ફવ આબાઅહુમ' તેઓ પોતાના બાપદાદાઓને પામ્યા. 'અલ્ફય્ના' અમે પામ્યા. ઇબ્ને મસઊદે 'બલ અજિબ્તુ વ યસ્ખરૂન' પહેલા પુરૂષ એકવચનથી પઢયું છે.

(૪૦/૪૯૩૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, જ્યારે કુરૈશના કાફિરો મુસલમાન બનવાથી દૂર રહ્યા ત્યારે હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! તું મને તેમના (ત્રાસ)થી બચાવ. એમના પર એવા સાત વરસ મુકર્રર કર જેવા હઝરત યૂસુફ (અલ.)ના સમયમાં હતાં. જેમકે આપની બદદુઆના કારણે એક વરસ એવો દુકાળ પડયો કે, તેમની દરેક વસ્તુ બરબાદ થઇ ગઇ. પરિસ્થિતિ એટલે



સુધી વણસી કે લોકોએ હાડકાં ખાધાં. માણસ જ્યારે આકાશ તરફ નજર ઉઠાવીને જોતો હતો ત્યારે ઉપર ધુમાડા દેખાતા હતા. અલ્લાહ તઆલાએ નીચેની આયતો ઉતારી : **ફરતકિબ યવ્મ તઅ્તીસ્સમાઉ બિદુખાનિ મ્મુબીન. ઇન્ના કાસિફૂલ અઝાબિ કલીલન ઇન્નકુમ આઇદૂન. અફયુકશફુ અન્હુમુલ અઝાબુ યવમલ કિયામતિ** ઇબ્ને મસઊદ કહે છે કે, **ઉપરની આયતમાં જે ધુમાડાનો ઉલ્લેખ છે તે થઇ ચુકયો અને આયત 'યવ્મ નબ્તિશુલ બત્શતલ કુબ્રા'**માં જે શિક્ષાનો ઉલ્લેખ છે તે પણ પૂરી થઇ ગઇ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફલમ્મા જાઅહુ ર્રસૂલુ કાલ ર્જિઅ ઇલા રબ્બિક ફસ્અલ્હુ મા બાલુ ન્નિસ્વતિ લ્લાતી કત્તઅ્ન અય્દીયહુન્ન, ઇન્ન રબ્બી બિકયદિહિન્ન અલીમ. કાલ મા ખત્બુકુન્ન ઇઝ રાવત્તુન્ન યૂસુફ અન્નફસિહિ કુલ્ન હાશ લિલ્લાહિ' કિંવા જ્યારે એલચી હઝરત યૂસુફ (અલ.) પાસે પહોંચ્યો ત્યારે યૂસુફે કહ્યું : પાછા જઇને તમારા માલિકને પૂછો કે, તે સ્ત્રીઓની શું હાલત છે, જેમણે પોતાના હાથ કાપી નાખ્યા હતા. મારો પાલનહાર તેમના પ્રપંચથી સારી રીતે માહિતગાર છે. બાદશાહે ઓરતોને કહ્યું : તમારી શું હાલત છે, જ્યારે યૂસુફને તમે બહેકાવ્યો હતો. સ્ત્રીઓએ કહ્યું : ખુદાના માટે પવિત્રતા છે.**

**'હાશ' અને 'હાશા'નો અર્થ છે પવિત્રતા વર્ણન કરવી તેમજ આ બંને શબ્દો અપવાદ માટે પણ વપરાય છે.**

(૪૧/૪૯૩૬) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : ખુદા લૂત (અલ.) પર રહમ કરે, તેમણે મજબૂત મકાનમાં આશ્રય લેવાની ઇચ્છા વ્યક્ત કરી હતી. જેટલી મુદ્દત સુધી યૂસુફ (અલ.) જેલમાં રહ્યા તેટલી મુદ્દત સુધી જો હું જેલમાં રહ્યો હોત તો બોલાવવા આવનારની વાત માની લેત. (કંઇ વિવાદ ન કરત અને સાથે થઇ જાત) ઇબ્રાહીમ (અલ.)ને જ્યારે ખુદાએ કહ્યું હતું કે, તને ખાત્રી થતી નથી ? ઇબ્રાહીમ (અલ.)એ કહ્યું : ખાત્રી તો છે, પરંતુ વિનંતી એટલા માટે કરી રહ્યો છું કે, આત્મસંતોષ થઇ જાય. ઇબ્રાહીમ (અલ.)ની સરખામણીમાં આપણે એના વધારે હકદાર છીએ.

## આયત 'હત્તા ઇઝ સ્તય્અસ ર્રુસુલુ'ની તફસીર

(૪૨/૪૯૩૭) હઝરત ઉરવા ઇબ્ને ઝુબેર કહે છે કે, મેં હઝરત આઇશા (રદિ.)ને પૂછ્યું કે, આયત **હત્તા ઇઝ**

**સ્તયઅસ ર્રૂસુલુ વ ઝન્નૂ અન્નહુમ કદ્ કુઝ્ઝિબૂ** માં **કુઝિબૂ** શબ્દ છે કે **કુઝ્ઝિબૂ ?** હઝરત આઇશાએ કહ્યું : **કુઝ્ઝિબૂ** છે. મેં કહ્યું : તો પછી રસૂલોને તો ખાત્રી હતી કે, તેમની કોમે તેમને જૂઠા માન્યા છે, પછી 'ઝન્ન' (ખ્યાલ, ગુમાન)નો શું અર્થ ? તેમણે કહ્યું હા, મારી કસમ ! તેમને તો એ વાતની ખાત્રી હતી. (કિંવા 'ઝન્ન' યકીનના અર્થમાં છે.) મેં કહ્યું : **કુઝિબૂ** છે. રસૂલોની ધારણા હતી કે, તેમને જૂઠું કહેવામાં આવ્યું હતું. હઝરત આઇશાએ કહ્યું : ખુદાની પનાહ ! પયગમ્બરોને પોતાના પાલનહાર વિષે એવી ધારણા ન હતી કે, અલ્લાહે તેમને કામયાબીનો વાયદો જૂઠો કર્યો છે. મેં કહ્યું : તો પછી ઉપરોક્ત આયતનો શું અર્થ છે ? તેમણે કહ્યું : પયગમ્બરોના તે તાબેદારો જેઓ ખુદા પર ઇમાન લઇ આવ્યા અને રસૂલોનું તેમણે સમર્થન કર્યું હતું. જ્યારે તેમની કસોટીની મુદત લંબાઇ અને લાંબી મુદત સુધી ખુદાના તરફથી તેમને વિજય મળ્યો નહીં. પયગમ્બરો જૂઠા ઠેરવનારી કોમ તરફથી તો નાસીપાસ થઇ જ ગયા હતા. હવે તેમને એવો ખયાલ પણ આવ્યો કે, તેમના તાબેદારો પણ તેમને જૂઠા ઠેરવશે, તે વખતે અલ્લાહ તઆલા તરફથી તેમને મદદ મળી.

(૪૩/૪૯૩૮) હઝરત ઉરવા કહે છે : મેં હઝરત આઇશાને કહ્યું કે, ઉપરોક્ત આયતમાં **કુઝિબૂ** છે ? તેમણે કહ્યું : એવી વાતોથી ખુદાની પનાહ !

## સૂરએ રઅદ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

(૪૪/૪૯૩૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)એ આયત **કબાસિતિ કફ્ફયહિ ઇલલ માઇ લિયબ્લુગ ફાહુ**ની તફસીર અંગે કહ્યું કે, એવો મુશ્રિક જેણે ખુદાની સાથે બીજા કોઇને ઇબાદતમાં ભાગીદાર બનાવ્યો હોય તેનો દાખલો એવા માણસ જેવો છે, જે ખૂબ તરસ્યો હોય અને કાલ્પનિક પાણી તરફ જોઇ રહ્યો હોય. તે ઇચ્છતો હોય કે તેને પાણી મળે અને તે પી લે, પરંતુ એ વાત શક્ય ન હોય.

કેટલાક લોકો કહે છે : **સખ્ખર**નો અર્થ છે ફરમાંબરદાર બનાવ્યો. **મુતજાવિરાતુન** નજીક નજીક જોડાયેલી. મસુલાતુન **'મસુલાતુન'**નું બહુવચન છે. કિંવા પરસ્પર મળતી આવતી-એકબીજા સાથે સામ્ય ધરાવતી વસ્તુઓ. 'મસુલાત' કહેવતોને પણ કહેવામાં આવે છે. **બિમિકદારિન** એક ચોક્કસ અંદાજ સાથે કે, તેનાથી ન વધી શકે ન ઓછું હોય. **મુઅક્કિબાત**થી એવા પહેરેગીર ફરિશ્તાઓ મુરાદ છે, જેમની બીજી ટુકડી પહેલી ટુકડીની પાછળ આવે છે. (કિંવા



રાત્રિના ફરિશ્તાઓ દિવસના ફરિશ્તાઓની પાછળ આવે છે અને દિવસના ફરિશ્તાઓ રાત્રિના ફરિશ્તાઓની પાછળ આવે છે) **અકીબ**નો પણ એ જ અર્થ છે કિંવા એવો માણસ જે પાછળથી આવે તેને 'અકીબ' કહેવામાં આવે છે. મહાવરામાં બોલવામાં આવે છે, **અક્કબ્તુ ફી અસરિહિ** હું તેણી પાછળ ગયો. **મિહાલ** અઝાબ. **રાબિયન** 'રબા' 'યરબૂ'માંથી બન્યું છે કિંવા ફુલેલું. **મતાઅ** એવી વસ્તુ જેનાથી લાભ ઉઠાવવામાં આવે. **જુફાઅન** સૂકી. આયત **વ અમ્મઝ ઝબદુ ફયઝહબુ જુફાઅન**નો અર્થ એ છે કે, હાંડલીમાં ઉભરો આવે છે ત્યારે ફીણ ઉપર આવે છે. પછી ઉભરો ખત્મ થઇ જાય છે ત્યારે ફીણ પણ કોઇ પણ ફાયદા વગર બરબાદ થઇ જાય છે અને સૂકાઇ જાય છે. એવી જ રીતે સત્ય જૂઠથી અલગ થઇ જાય છે. (કિંવા જૂઠ ફીણના જેમ ઉપર આવે છે, પરંતુ ઉભરો ખત્મ થતાં ખત્મ થઇ જાય છે અને સત્ય યથાવત કાયમ રહે છે) **મિહાદ** બિસ્તરો. **યદરઊન** તેઓ દૂર કરે છે. **દરઅ્તુહુ** મેં તેને દૂર કર્યો. **સલામુન અલયકુમ** કિંવા તેઓ સલામુન અલયકુમ કહે છે. **વ ઇલયહિ મતાબ** કિંવા તે સામે મારી તોબા છે. **અફલમ યરઅસ** શું જાહેર થયું નહીં. **કારિઅતુન** હલાક કરનારી આફત. **અમ્લયતુ** મેં લાંબી મહેતલ આપી. એ 'મલિય્યુન' અને 'મલાવતુન'માંથી બન્યું છે. 'મલિય્યન' એમાંથી જ બન્યું છે કિંવા ખૂબ મોડું. લાંબી પહોળી જમીનને પણ 'મલાઉન' કહે છે. **અશક્કુ** 'મશક્કત'નું ઇસ્મે તફઝીલ છે. **લામુઅક્કિબ લિહુકમિહિ** તેના હુકમને કોઇ બદલનાર નથી. મુજાહિદ કહે છે કે, આયત **ફીલ અર્દિ કિતઉમ્ મુતજાવિરાતુન**નો અર્થ એ છે કે, જમીનના વિવિધ ટુકડા છે, અમુક સારા અને અમુક ખરાબ. આયત **સિન્વાનુન વ ગયરૂ સિન્વાનિં યુસ્કા બિમાઇન વાહિદિન**નો અર્થ એ છે કે, જેવી રીતે એક મૂળમાંથી બે થડ અથવા વધારે થડો ઉગે છે અને કેટલાક મૂળોમાંથી ફક્ત એક જ થડ નીકળે છે, આવો જ દાખલો માનવીનો છે કે, બધા એક પિતાની ઔલાદ છે, પરંતુ અમુક નેક છે અને અમુક ખરાબ. **અસ્સહાબુ સ્સિકાલ**થી એવું વાદળ મુરાદ છે જેમાં પાણી હોય. આયત **કબાસિતિ કફ્ફયહિ**નો અર્થ છે કે, માનવી પોતાના મોંથી પાણી માંગે છે અને હાથથી ઇશારો પણ કરે છે, પરંતુ પાણી મળતું નથી. **સાલત અવદિયતુમ્ બિકદરિહા** નાળાંઓ પોતાના અંદાજ મુજબ વહે છે કિંવા પાણીથી ભરાઇને વહે છે. **ઝબદરાબિયન** 'ઝબદ'થી રેલ મુરાદ છે અને **ઝબદુ મ્મિસ્લુહુ**થી

લોખંડ અને જસતનો મેલ મુરાદ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અલ્લાહુ યઅ્લમુ મા તહમિલુ કુલ્લુ ઉન્સા વ મા તગીદુલ રહમુ'** કિંવા દરેક માદા જે કંઇ પેટમાં **રાખે છે અને જે કંઇ પેટમાં છુપાવે છે તેને ખુદા જાણે છે. 'ગીદલ માઉ'** કિંવા **પાણી ઓછું થઇ ગયું**

(૪૫/૪૯૪૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, ગૈબની પાંચ ચાવીઓ છે, જેને ખુદા સિવાય બીજું કોઇ જાણતું નથી. અલ્લાહના સિવાય આવતી કાલની વાત કોઇ જાણતું નથી. અલ્લાહના સિવાય કોઇ જાણતું નથી કે, ગર્ભાશયે પોતાની અંદર કઇ વસ્તુ છુપાવી છે. અલ્લાહના સિવાય કોઇ જાણતું નથી કે, વરસાદ ક્યારે થશે ? કોઇ માણસ જાણતો નથી કે, તેનું અવસાન કઇ ભૂમિ પર થશે. અલ્લાહ સિવાય કોઇ માહિતગાર નથી કે, કિયામત ક્યારે આવશે.

## સૂરએ ઇબ્રાહીમ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, 'હાદિન'નો અર્થ છે બોલાવનાર. મુજાહિદ કહે છે કે, 'પદીદ' પરૂ અને લોહીને કહે છે. ઇબ્ને ઉયયના કહે છે કે, 'ઉઝ્કુરૂ નિઅમત લ્લાહિ અલયકુમ'થી મુરાદ એ છે કે, તે નેઅમતો અને દિવસો યાદ કરો જે અલ્લાહ તઆલાએ તમને આપ્યા. મુજાહિદ કહે છે કે, આયત 'આતાકુમ મિન કુલ્લિ મા સઅલ્તુમૂહુ'નો અર્થ એ છે કે, જે વસ્તુની તમને ઇચ્છા છે તે અલ્લાહે તમને આપી. 'યબ્ગૂનહા ઇવજન' તેમાં વાંક શોધે છે. 'ઇઝ તઅઝ્ઝન રબ્બુકુમ' એમાં 'તઅઝ્ઝન' 'આઝન'ના અર્થમાં છે કિંવા ખુદાએ તમને ખબરદાર કર્યા. 'રદ્દૂ અયદિયહુમ ફી અફવાહિહિમ' આ એક કહેવત છે. મુરાદ એ છે કે, તેમણે હુકમનું પાલન ન કર્યું. 'ઝાલિક લિમન ખાફ મકામી' માં 'મકામ'થી એવી જગ્યા મુરાદ છે જ્યાં અલ્લાહ તઆલા પોતાના બંદાને પોતાની સામે હિસાબ માટે ઉભો કરશે. 'મિં વ્વરાઇહિમ જહન્નમુ' કિંવા તેમની સામે જહન્નમ છે. 'ઇન્ના કુન્ના લકુમ તબઅન' અમે તમારા તાબેદાર હતા. 'તબઉન' 'તાબિઅ'નું બહુવચન છે, જેમકે 'ગાઇબુન'નું**



**બહુવચન 'ગયબુન' છે. 'મા અન બિમુસ્રિખિકુમ' હું તમારો મદદગાર નથી. 'મુસ્રિખ' પુરાખમાંથી બન્યું છે. પુરાખ કિંવા ફરિયાદ. 'ઇસ્તસ્રખની' તેણે મને ફરિયાદ કરી. 'યસ્તસ્રિખુહુ' તે તેને ફરિયાદ કરે છે. 'યવ્મ લાબયઅ વ લાખિલાલ' જે દિવસે કે ન કોઇ ખરીદ-વેચાણ હશે ન કોઇ દોસ્તની દોસ્તી. 'ખિલાલ' 'મુફાઅલત'ના બાબનું મૂળ સ્વરૂપ છે. એ પણ શકય છે કે 'ખુલ્લતુન'નું બહુવચન પણ હોય. 'ઉજ્તુસ્સત' મૂળમાંથી ઉખેડી કાઢ વામાં આવ્યું.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કશજરતિન તરિયબતિન અસ્લુહા સાબિતું વ્વ ફરઉહા ફી સ્સમાઇ તુઅતી ઉકુલહા કુલ્લ હીનિ બ્બિઇઝનિ રબ્બિહા' પાક કલિમાનું ઉદાહરણ એવા ઉત્તમ ઝાડ જેવું છે, જેના મૂળિયાં જમીનમાં મજબૂત હોય અને ડાળીઓ આકાશ સુધી ઉંચી હોય. હરહંમેશ તે ફળો આપતું હોય**

(૪૬/૪૯૪૧) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે : એક દિવસ રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : બતાવો, તે કયું ઝાડ છે, જે મુસલમાન જેવું છે. જેના પાંદડાં ખરતાં ન હોય. હુઝૂરે તે ઝાડના બીજા પણ કેટલાક ગુણો વર્ણન કર્યા. પછી કહ્યું : અને હરહંમેશ ફળો આપતું હોય. ઇબ્ને ઉમર કહે છે : મારા દિલમાં વિચાર આવ્યો કે, તે ઝાડ ખજુરનું છે, પરંતુ મેં જોયું કે, હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.) ચુપ છે, એટલે મને પણ બોલવાનું ઠીક લાગ્યું નહીં. જ્યારે સહાબાઓએ કંઇ જવાબ ન આપ્યો ત્યારે હુઝૂર (સલ.)એ પોતે કહ્યું : તે ખજુરનું ઝાડ છે. જ્યારે અમે ત્યાંથી ઉઠીને આવ્યા ત્યારે મેં હઝરત ઉમરને કહ્યું : પિતા, ખુદાની કસમ ! મારા દિલમાં વિચાર આવ્યો હતો કે, તે ખજુરનું ઝાડ છે. હઝરત ઉમરે કહ્યું : તો તમને બોલવાથી કોણે રોકયા હતા ? મેં કહ્યું : મેં તમને લોકોને બોલતા ન જોયા, એટલે મને પોતાને પણ બોલવાનું ઠીક લાગ્યું નહીં. તેમણે કહ્યું : જો તમે કહી દેત તો મારી નજરમાં આ વાત કરતાં પણ સારૂં હોત. (કિંવા એ વાતથી પણ સારૂં હોત કે મને લાલ ઊંટો મળી જાય.)

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યુસબ્બિતુ લ્લાહુ લ્લઝીન આમનૂ બિલ કવલિ સ્સાબિતિ'** કિંવા **અલ્લાહ તઆલા દુન્યવી ઝિન્દગીમાં મુસલમાનોને મજબૂત વાત વડે મજબૂત બનાવે છે**

(૪૭/૪૯૪૨) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાનને જ્યારે કબરમાં સવાલ કરવામાં આવે છે ત્યારે તે તૌહીદ અને રિસાલતની ગવાહી આપે છે. આયત **યુસબ્બિતુ લ્લાહુ લ્લઝીન આમનૂ.....**થી એ જ મુરાદ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અ લમતર ઇલ લ્લઝીન બદ્દલૂ નિઅ્મત લ્લાહિ કુફ્ન' આ આયતમાં 'અ લમતર' 'અલમ તઅ્લમ'ના અર્થમાં છે. કિંવા શું તમે તે લોકોને જાણતા નથી જેમણે ઇસ્લામ છોડીને કુફ્રને અપનાવ્યું ? 'બવાર' કિંવા તબાહી. 'બાર, યબૂરૂ, બવ્રન' 'કવ્મન બૂરા' કિંવા તબાહ થનારી કૌમ**

(૪૮/૪૯૪૩) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, આયત 'અલ્લઝીન બદ્દલૂ નિઅમત લ્લાહિ કુફ્ન'માં મક્કાના કાફિરો મુરાદ છે.

## સૂરએ હિજ્ર

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**મુજાહિદ કહે છે કે, 'સિરાતુન અલય્ય મુસ્તકીમ'થી સત્યનો રસ્તો મુરાદ છે, જે ખુદા સુધી પહોંચે છે. ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : 'લઅમ્રુક'નો અર્થ છે તારી ઝિન્દગીની કસમ ! 'કવ્મુ મ્મુન્કરૂન'થી એવા લોકો મુરાદ છે, જેમને હઝરત લૂત (અલ.)એ ઓળખ્યા ન હતા. ઇબ્ને અબ્બાસ સિવાય બીજા લોકો કહે છે કે, 'કિતાબુ મ્મઅ્લૂમુન'થી ચોક્કસ મુદ્દત મુરાદ છે. 'લવ મા તઅ્તીના' તમે અમારી પાસે ફરિશ્તાઓ કેમ લઇ આવતા નથી ? 'શિયઉન' જુથો. મિત્રોને પણ 'શિયઉન' કહેવામાં આવે છે. ઇબ્ને અબ્બાસ કહે છે, 'યુહરઉન' કિંવા ઝડપથી દોડે છે. 'લિલ મુતવસ્સિમીન' જોનારાઓ માટે. 'સુક્કિરત' આંખો મસ્ત બનાવી દેવામાં આવી. 'બુરૂજ' ચંદ્ર, સૂર્યના સ્ટેશનો. 'લવાકિહ' 'મલાકિહ'ના અર્થમાં છે, 'મુલકિહતુન'નું બહુવચન છે કિંવા વજન ઉંચકનાર સ્ત્રીઓ, અહીં એવી હવા મુરાદ છે જેમાં પાણી હોય છે. 'હમઉન' બહુવચન છે 'હમઅતુન'નું સડેલો કાદવ. 'મસ્નૂનુન' દુર્ગંધભર્યું કિચડ નાખેલું. 'લા તવજલ' ડર નહીં. 'દાબિરૂન' છેલ્લે. 'ઇમામ' આગેવાન 'સય્હતુન' બરબાદી.**

**આયત 'ઇલ્લા મનિસ્તરક સ્સમ્અ ફઅત્બઅહુ શિહાબુ મ્મુબીન'ની તફસીર**



(૪૯/૪૯૪૪) હઝરત અબૂ હુરૈરા 'મરફૂઅન' બયાન કરે છે કે, જ્યારે અલ્લાહ તઆલા આસ્માન પર કોઇ હુકમ બહાર પાડે છે ત્યારે ફરિશ્તાઓ (ગભરાઇને) પોતાની પાંખો ફફડાવે છે અને ખુદાના હુકમ સામે અશક્તિ જાહેર કરે છે. ફરિશ્તાઓને એવો અવાજ સંભળાય છે જેમ કે પત્થર પર સાંકળ મારવાનો અવાજ થાય છે. ખુદા તઆલા આ અવાજ બધા ફરિશ્તાઓને સંભળાવે છે. થોડીવાર પછી જ્યારે ફરિશ્તાઓનો ભય દૂર થાય છે ત્યારે (નિકટના ફરિશ્તાઓને) એવું પૂછે છે કે, તમારા પાલનહારે શું કહ્યું ? તેઓ જવાબ આપે છે : અલ્લાહ તઆલા મહાન અને શ્રેષ્ઠ છે. જે કંઇ તેણે ફરમાવ્યું તે સાચું છે. ચોરીથી સાંભળનારા (શયતાનો) એકના ઉપર એક હોય છે. આ હુકમને ચોરીથી સાંભળી લે છે. ઘણીવાર એવું બને છે કે, ઉપરવાળો પોતાની નીચેવાળાને આ હુકમની ખબર આપે તે પહેલાં તેના પર અંગારો પડે છે અને તેને બાળી મૂકે છે. કદી તેના પર અંગારો પડવા પામતો નથી. તે પોતાની નીચેવાળાને કહી દે છે. તે નીચેવાળા તે હુકમ જમીન સુધી પહોંચાડી દે છે. છેવટે તે હુકમ ભવિષ્યવેત્તા પાસે આવી પહોંચે છે. ભવિષ્યવેત્તા તેની સાથે સો જૂઠ મેળવીને વર્ણન કરે છે. તેની વાતનું સમર્થન કરવામાં આવે છે. (જ્યારે તે હુકમ સાચો પડે છે ત્યારે) લોકો કહે છે : શું તેણે આપણને કહ્યું ન હતું કે, ફલાણા ફલાણા દિવસે આવું આવું થશે. હકીકતમાં તેની વાત સાચી નીકળી. જો કે હકીકતમાં આ તે જ વાત હોય છે જે (ચોરી છુપીથી) આસ્માન પરથી સાંભળી લેવામાં આવી હતી.

(૫૦/૪૯૪૫) આ હદીસ પણ તે જ છે, જે ઉપર આવી ગઇ. એમાં પણ હઝરત અબૂ હુરૈરા રાવી છે. બધા રાવીઓનું એકબીજા પાસેથી સાંભળવું સાબિત છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લકદ કઝ્ઝબ અસ્હાબુલ હિજરિલ મુર્સલીન' હિજર-વાળાઓએ પયગમ્બરોને જુઠા માન્યા**

(૫૧/૪૯૪૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે કે, હિજરવાળાઓ વિષે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જો તમે તે લોકોના ઘરોમાં દાખલ થવા માંગતા હોય તો ત્યાં રડતાં રડતાં દાખલ થાઓ, નહીં તો દાખલ થાઓ નહીં. કારણ કે, ભય છે કે, જે અઝાબ તેમના પર ઉતર્યો હતો કયાંક તે તમારા પર ન ઉતરી પડે.

**આયત 'વ લકદ આતય્નાક સબ્અ મ્મિનલ મસાની વલ કુર્આનલ અઝીમ'ની તફસીર**

(૫૨/૪૯૪૭) હઝરત અબૂ સઇદ

ઇબ્ને મુઅલ્લા કહે છે કે, હું નમાઝ પઢી રહ્યો હતો, એવામાં રસૂલે પાક (સલ.) મારી પાસેથી પસાર થયા. મને બોલાવ્યો, પરંતુ નમાઝ પૂરી કરતા પહેલાં હું ગયો નહીં. નમાઝમાંથી પરવાર્યો ત્યારે સેવામાં હાજર થયો. હુઝૂરે કહ્યું : તમને કઇ વસ્તુએ આવવાથી રોકયા હતા ? મેં કહ્યું : હું નમાઝ પઢી રહ્યો હતો. આપે કહ્યું : શું ખુદાએ ફરમાવ્યું નથી કે, હે મુસલમાનો ! ખુદા અને રસૂલના હુકમોનું પાલન કરો. તે પછી કહ્યું : હું મસ્જિદમાંથી નીકળતા પહેલાં તમને એક સૂરત બતાવીશ, જે પૂરા કુર્આન કરતાં દરજ્જામાં મોટી છે. થોડીવાર પછી જ્યારે હુઝૂર જવા લાગ્યા ત્યારે મેં યાદ અપાવ્યું. આપે ફરમાવ્યું : તે સૂરત **અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન** છે. એ જ 'સબ્એ મસાની' છે અને એ જ કુર્આને અઝીમ છે, જે મને આપવામાં આવ્યું છે.

(૫૩/૪૯૪૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ કહ્યું : સૂરએ ફાતિહા જ 'સબ્એ મસાની' અને કુર્આને અઝીમ છે.

**આયત 'અલ્લઝીન જઅલૂલ કુર્આન ઇદીન'ની તફસીર કિંવા જેમણે કુર્આનના ટુકડે ટુકડા કર્યા.**

**'મુકતસિમીન' કસમ ખાનારાઓ. 'લાઉકસિમુ'માં 'લા' વધારાનો છે કિંવા હું કસમ ખાઉં છું. કેટલીક કિર્અતોમાં 'લઉકસિમુ' આવ્યું છે. 'કાસમહુમા' તેણે તેમની સામે કસમ ખાધી, પરંતુ તેમણે તેની સામે કસમ ખાધી નહીં. કિંવા 'કાસમ' જો કે મુફાઅલતના બાબથી છે, પરંતુ સંયુક્ત ક્રિયા માટે અહીં એનો ઉપયોગ થયો નથી. મુજાહિદ કહે છે : 'તકાસમૂ'તે બધાએ મળીને કસમ ખાધી**

(૫૪/૪૯૪૯) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, **અલ્લઝીન જઅલૂલ કુર્આન ઇદીન**થી 'અહલે કિતાબ' મુરાદ છે. જેમણે કુર્આનના ટુકડે ટુકડા કર્યા હતા કિંવા કુર્આનના થોડાક ભાગ પર ઇમાન લાવ્યા હતા અને થોડાક ભાગનો ઇન્કાર કર્યો હતો.

(૫૫/૪૯૫૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, આયત **કમા અન્ઝલ્ના અલલ મુકતસિમીન**નો અર્થ એ છે કે, કુર્આનના અમુક ભાગ પર તો તેઓ ઇમાન લાવ્યા અને અમુક ભાગ પર ન લાવ્યા. એનાથી મુરાદ યહૂદીઓ અને ઇસાઇઓ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વઅ્બુદ રબ્બક હત્તા યઅ્તિયકલ યકીન' મૃત્યુ સુધી ખુદાની ઇબાદત કરો. સાલિમ કહે છે કે, 'યકીન'થી મૃત્યુ મુરાદ છે.**



## સૂરએ નહલ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**'રૂહુલ કુદ્દુસ' અને 'રૂહુલ અમીન'થી જિબ્રઇલ મુરાદ છે, જે કુર્આન લઇને ઉતર્યા હતા. 'ફી દયકિન' 'દયક' અને 'દય્યિક' બંને જાઇઝ છે, જેમ કે 'હય્ન' અને 'હય્યિન' 'લય્ન' અને 'લય્યિન' 'મય્ત' અને 'મય્યિત' ઇબ્ને અબ્બાસ કહે છે : 'ફી તકલ્લુબિહિમ'માં 'તકલ્લુબ'થી મુરાદ મતભેદ છે.**

**મુજાહિદ કહે છે : 'તમીદ'નો અર્થ છે ઉલટફેર કરે. 'મુફરતૂન' ભૂલાયેલાઓ.**

**મુજાહિદ સિવાય બીજા લોકોનું કથન છે કે, આયત 'ઇઝા કરઅ્તલ કુર્આન ફસ્તઇઝ બિલ્લાહિ'માં આગળ પાછળ છે. ભાવાર્થ એ છે કે, પ્રથમ ખુદા પાસે પનાહ માંગો અને પાછળથી કુર્આન પઢો. 'ઇસ્તિઆઝહ'નો અર્થ છે પનાહ માંગવી. 'શાકિલતિહિ' પોતાની રીતે. 'કસ્દુ સ્સબીલ'થી વર્ણન કરવું મુરાદ છે. 'તુરીહૂન' સાંજે પાછા લાવો છો. 'તસ્રહૂન' સવારે ચરાવવા લઇ જાઓ છો. 'બિશિક્કિલ અન્ફુસિ'માં 'શિક્ક'નો અર્થ છે તકલીફ. 'તખવ્વુફ' નુકસાન 'અન્આમ' 'નઅમુન'નું બહુવચન છે. નર અને નારી જાતિ બંને રીતે વપરાય છે. 'નઅમુન' પણ નર અને નારી જાતિ બંને રીતે વપરાય છે. 'સરાબીલ' એવો કુર્તો જેનાથી ગરમીથી બચાવ થાય. જે કુર્તો લડાઇમાં વપરાય છે તેને 'દિરઅ' કહેવામાં આવે છે. 'દખલ' ખોટી વસ્તુને કહેવામાં આવે છે.**

**ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, 'હફદહ' નર ઔલાદને કહેવામાં આવે છે. (પુત્ર, પૌત્ર વગેરે) 'સકર'થી હરામ ફળ મુરાદ છે. 'રિઝકે હસન'થી મુરાદ એવી વસ્તુ છે જે અલ્લાહે હલાલ કરી છે.**

**ઇબ્ને ઉયયનહ કહે છે કે, 'આયત વ લાતકૂનૂ કલ્લતી નકદ્દત ગઝલહા મિમ્બઅ્દિ કુવ્વતિન અન્કાસા' કિંવા તમે તે સ્ત્રી જેવા ન બનો જેણે પોતાનું સૂતર મહેનતથી કાંત્યા**

**પછી ફરી ટુકડે ટુકડા કરીને ખોલી નાખ્યું. એનાથી મુરાદ મક્કાની તે ઓરત છે જેનું નામ ખરકા હતું. તેનો નિયમ હતો કે, સૂતરની તકલી ફરી ખોલી નાખતી હતી.**

**ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, આયત 'ઇન્ન ઇબ્રાહીમ કાન ઉમ્મતન કાનિત લિલ્લાહિ'માં 'ઉમ્મત'નો અર્થ છે નેકીની તઅલીમ આપનાર અને 'કાનિત'નો અર્થ છે ફરમાંબરદાર. કિંવા ઇબ્રાહીમ નેકી શીખવનાર અને ખુદાની ફરમાંબરદારી કરનાર હતા.**

**આયત 'વ મિન્કુમ મંય્યુરદ્દુ ઇલા અરઝલિલ ઉમુરિ'ની તફસીર**

(૫૬/૪૯૫૧) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) દુઆ માંગ્યા કરતા હતા : એય અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું કંજુસાઇથી, સુસ્તીથી, નકામી ઉમરથી, કબ્રના અઝાબથી, દજ્જાલના તોફાનથી, ઝિન્દગી અને મોતની કસોટીથી.

## સૂરએ બની ઇસ્રાઇલ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

(૫૭/૪૯૫૨) હઝરત ઇબ્ને મસઊદ (રદિ.)એ સૂરએ બની ઇસ્રાઇલ, કહફ અને મરયમ વિષે કહ્યું હતું કે, આ ત્રણે સૂરતો પ્રથમ પુરાણી સૂરતોમાંથી છે અને પુરાણી સુરક્ષિત સૂરતો છે.

ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, તેઓ ઠંઠા રૂપ પોતાનું માથું હલાવે છે. **ફસયુન્ગિદૂન ઇલયક રૂઉસહુમ**નો એ જ અર્થ છે. કેટલાક લોકો કહે છે કે, **નગદત્ સિન્નુક**નો અર્થ છે તારો દાંત હલ્યો.

**વ કદરના ઇલા બની ઇસ્રાઇલ** અમે બની ઇસ્રાઇલને ખબર આપી કે, તેઓ તોફાન મચાવશે. **વ કદા રબ્બુક અલ્લા તઅબુદૂ ઇલ્લા ઇય્યાહુ** તમારા પાલનહારે હુકમ કર્યો કે, તમે ફક્ત તેની જ ઇબાદત કરો. **ઇન્ન રબ્બક યકદી બય્નહુમ** તમારો પાલનહાર તેમની વચ્ચે ફેંસલો કરશે. **ફકદાહુન્ન સબ્અ સમાવાત** ખુદાએ તેમને સાત આસ્માન બનાવ્યા. **નફીર** તે લશ્કર જે કોઇની સાથે દુશ્મનના મુકાબલા માટે જાય છે. **તત્બીર** તબાહ કરવું. **હસીર** જેલ. **હક્ક** જરૂરી થઇ ગયું. 'મયસૂરન' નરમ. 'ખિત્અન' ગુનાહ. આ 'ખતિઅતુ'ના બાબનું મૂળ સ્વરૂપ છે. 'ખતાઉન' મૂળ સ્વરૂપ છે, કિંવા ગુનોહ 'ખતિઅ્ત' 'અખતઅ્તુ'ના અર્થમાં છે. 'લન તખ્રિક' તું કદાપિ ફાડી શકશે નહીં. 'નજવા' ગુસપુસ આ મૂળ સ્વરૂપ છે,



પરંતુ ક્રિયાપદના અર્થમાં છે, કિંવા તેઓ ગુસપુસ કરે છે. 'રૂફાતન' ટુકડે ટુકડા. **ઇસ્તફ્ઝિઝ** હલકું કર. **ખય્લ** સવાર. **રજલ** પગપાળા. એનું એક વચન 'રાજિલ' છે. જેમ કે 'સાહિબ' અને 'સહબુન' 'તાજિર' અને 'તજર'. **હાસિબ** વાવાઝોડું અને એવી વસ્તુને પણ કહેવામાં આવે છે જે હવા સાથે ઉડીને આવે છે. **હસબુ જહન્નમ**નો એ જ અર્થ છે, 'હસબ ફીલ અર્દિ' તે જમીન પર ચાલ્યો. 'હસબ' હકીકતમાં 'હસ્બાઉ'માંથી બન્યો છે. 'હસ્બાઉ'નો અર્થ છે પથરાળ ભૂમિ **તારતન** એકવાર એનું બહુવચન **તિયરૂન** અને **તારાતુન** છે. **લઅહ્તનિકન્ન** હું મૂળ ઉખેડી નાખીશ. મહાવરામાં બોલવામાં આવે છે : **'ઇહ્તનક ફુલાનુન મા ઇન્દ ફુલાનિન મિન ઇલ્મિન'** કિંવા ફલાણા માણસે ફલાણા માણસનો પૂરો ઇલ્મ શીખી લીધો. **તાઇરૂહુ** તેનું નસીબ.

ઇબ્ને અબ્બાસ કહે છે કે, કુર્આનમાં જ્યાં 'સુલતાન' શબ્દ આવ્યો છે તેનો અર્થ દલીલ થાય છે.

**લમયકુ લ્લહુ વલિય્યુ મ્મિનઝ્ઝુલ્લિ** કિંવા ખુદાએ પોતાનો કોઇ મદદગાર બનાવ્યો નથી કે કમજોરી વખતે તેની મદદ મળે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અસ્રા બિઅબ્દિહિ લય્લ મ્મિનલ મસ્જિદિલ હરામિ'**

(૫૮/૪૯૫૩) હઝરત અબૂ હુ[...] કહે છે : જે રાત્રે રસૂલે પાક (સલ. [...] બયુતલ મુકદ્દસ લઇ જવામાં આવ્યા હ[...] તે રાત્રે આપની સામે બે પ્યાલાઓ [...] કરવામાં આવ્યા. એકમાં શરાબ હ[...] બીજામાં દૂધ હતું. આપે બંનેને જો[...] દૂધ લઇ લીધું. હઝરત જિબ્રઇલે કહ્યું [...] ખુદાનો આભાર, જેણે આપને પ્રકૃતિ [...] માર્ગ ચીંધ્યો. જો આપ શરાબ લઇ [...] તો આપની ઉમ્મત ગુમરાહ થઇ જાત[...]

(૫૯/૪૯૫૪) હઝરત જાબિર ઇ[...] અબ્દુલ્લાહ કહે છે કે, (મેઅરાજ [...] જ્યારે કુરૈશે મારી વાત ખોટી માની ત[...] હું 'હતીમ'માં ઉભો રહ્યો. ખુદાએ બય[...] મુકદ્દસ મારી સામે કરી દીધું. હું [...] જોઇને તેમની સામે બયતુલ મુકદ્[...] બધી નિશાનીઓ વર્ણવવા લાગ્યો.

અમુક રિવાયતોમાં એટલું વધુ [...] કે, જ્યારે બયતુલ મુકદ્દસ સુધી [...] મેઅરાજ થઇ ત્યારે કુરૈશે મને [...] માન્યો.

**આયત 'વ લકદ કર્રમ્ના બ[...] આદમ'ની તફસીર 'કર્રમ્ના' [...] 'અકરમ્ના' બંનેનો એક જ [...] છે. 'દિઅ્ફલ હયાતિ'નો અર્થ [...] ઝિન્દગીનો બેવડો અઝાબ [...] 'દિઅ્ફલ મમાતિ'નો અર્થ મોતનો બેવડો અઝાબ. 'ખિલા[...]**

અને 'ખલ્ફક' બંનેનો એક જ અર્થ છે કિંવા તારી પાછળ. 'નઆ' તે દૂર થયો. 'શાકિલતિહિ' પોતાની રીતે. 'શકલ્તુહુ'માંથી બન્યો છે. 'સર્રફ્ના' અમે બયાન કર્યું. 'કબીલન' રૂબરૂ. કેટલાક લોકો કહે છે કે, 'કાબિલા' (દાયણ)ને એટલા માટે 'કાબિલા' કહેવામાં આવે છે કે, તે પ્રસૂતિ કરનારી ઓરતની સામે હોય છે અને બાળકને લઇ લે છે. 'ખશ્યતલ ઇન્ફાક'માં 'ઇન્ફાક'થી મુરાદ નાદાર હોવું છે. 'અન્ફક રૈજુલુ' તે માણસ મુફલિસ થઇ ગયો. 'નફિક શ્શયઉ' તે વસ્તુ જતી રહી. 'કતૂરૂ' કંજુસ. 'અઝકાન' દાઢીઓ (વાળહીન) એનું એકવચન 'ઝકન' છે. 'મવફૂર' 'વાફિર'ના અર્થમાં છે. કિંવા કર્મકર્તાના અર્થમાં છે. 'તબીઅન'નો અર્થ છે બદલો લેનાર. ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'તબીઅન'નો અર્થ છે મદદગાર. 'ખબત' ઓલવાઇ ગઇ. ઇબ્ને અબ્બાસ કહે છે : 'લા તુબઝ્ઝિર'નો અર્થ છે ફુઝૂલ-ખર્ચી ન કરો. 'ઇબ્તિગાઅ રહમતિન'માં 'રહમત'થી રોજી મુરાદ છે. 'મસ્બૂર' જેના પર લાનત કરવામાં આવી છે તે. 'લા તકફૂ' ન કહો. 'જાસૂ' તેમણે ઇરાદો કર્યો. 'યુઝ્જી લફુમુલ ફુલ્ક' હોડીઓ ચલાવે છે. 'યખિરૂન લિલ અઝકાનિ' ઉંધા મોંએ પડી જાય છે.

## આયત 'વ ઇઝા અરદ્ના અન્નુહ્લિક કરયતન અમર્ના મુત્રફીહા.....'ની તફસીર

(૬૦/૪૯૫૫) અબ્દુલ્લાહ કહે છે કે, (અમર્ના મુત્રફીહામાં 'અમર'નો અર્થ છે પુષ્કળ થઇ જવું. કારણ કે,) અંધકાર યુગમાં જ્યારે કોઇ કબીલો ખૂબ વધી જતો હતો ત્યારે અમે કહેતા હતા : **અમિર બનૂ ફુલાનિન** ફલાણા માણસની ઓલાદ ઘણી થઇ ગઇ.

## આયત 'ઝુર્રિય્યત મન હમલ્ના મઅ નૂહિન ઇન્નહુ કાન અબ્દન શકૂરા'ની તફસીર

(૬૧/૪૯૫૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)ની સેવામાં એકવાર થોડોક ગોશ્ત રજૂ કરવામાં આવ્યો. બકરીનો આગળનો પગ લઇને આપને આપવામાં આવ્યો. કારણ કે, આપને આગળના પગનો ગોશ્ત પસંદ હતો. આપે દાંતો વડે તેમાંથી થોડોક ગોશ્ત ખાધો. પછી કહ્યું કે, કિયામતના દિવસે હું બધા લોકોનો સરદાર હોઇશ. શું તમને



ખબર છે કે, મારા સરદાર બનવાનું કારણ શું છે ? કારણ એ છે કે, કિયામતના દિવસે ખુદા તઆલા આગલા-પાછલા બધા લોકોને એક મેદાનમાં એકત્ર કરશે. એક પોકારનાર તે બધાને (પોતાનો અવાજ) સંભળાવશે. આંખો બીજી બાજુની બધી વસ્તુઓ જોઇ શકશે. સૂર્ય (માથાની) નજીક આવશે. લોકોને અસહ્ય વેદના થશે. કેટલાક લોકો કહેશે : જુઓ, તમારી હાલત કેટલી હદ સુધી પહોંચી ગઇ છે. કોઇ એવો માણસ શોધવો જોઇએ, જે અલ્લાહ તઆલા સામે તમારી ભલામણ કરે. જેમ કે અમુક લોકો કહેશે કે, હઝરત આદમ (અલ.) પાસે ચાલો. બધા લોકો હઝરત આદમ (અલ.) પાસે જઇને કહેશે : તમે બધા માણસોના પિતા છો. તમને ખુદાએ પોતાના હાથથી બનાવ્યા. તમારામાં પોતાની રૂહ ફૂંકી. ફરિશ્તાઓને સજદો કરવાનો હુકમ આપ્યો. ફરિશ્તાઓએ તમને સજદો કર્યો. શું તમને ખબર નથી કે, અમે કેવી મુસીબતમાં છીએ ? શું આપ જોતા નથી કે અમારી કેવી હાલત થઇ ગઇ છે ? આપ અલ્લાહ તઆલા સામે અમારી ભલામણ કરો. હઝરત આદમ (અલ.) કહેશે : આજે અમારો પાલનહાર એવા ગુસ્સામાં છે કે, ન આનાથી પહેલાં એટલો બધો ગુસ્સે ભરાયો છે ન પછી ભરાશે. તેણે મને એક ઝાડ ખાવાની મનાઇ ફરમાવી, પરંતુ મેં તેનું ફરમાન માન્યું નહીં. નફસી, નફસી, નફસી. તમે મને છોડીને નૂહ (અલ.) પાસે જાઓ. લોકો હઝરત નૂહ (અલ.) પાસે જશે અને કહેશે : તમે જમીન પર ખુદાના સૌ પ્રથમ રસૂલ છો. ખુદાએ તમારૂં નામ આભાર માનનાર બંદો રાખ્યું છે. તમે જોઇ રહ્યા છો કે, અમે કેવી મુસીબતમાં છીએ. અલ્લાહ સામે અમારી ભલામણ કરો. હઝરત નૂહ (અલ.) કહેશે : આજે મારો પાલનહાર એટલો બધો ગુસ્સામાં છે કે, ન એનાથી પહેલાં કદી એટલો બધો ગુસ્સે થયો ન પછી થશે. હું તો મારી કોમ માટે એક બદ્દુઆ કરી ચુક્યો છું. (જેના કારણે આખી કોમ ડૂબી ગઇ હતી) નફસી, નફસી, નફસી. તમે મને છોડીને હઝરત ઇબ્રાહીમ (અલ.) પાસે જાઓ. લોકો હઝરત ઇબ્રાહીમ (અલ.) પાસે જશે અને કહેશે : આપ ખુદાના નબી અને ખલીલ છો. આપ જોઇ રહ્યા છો કે, અમે કેવી મુસીબતમાં સપડાયા છીએ. ખુદાની સામે અમારી ભલામણ કરો. હઝરત ઇબ્રાહીમ (અલ.) કહેશે : આજે મારો પાલનહાર એટલો બધો ગુસ્સામાં છે કે, આટલો બધો ગુસ્સે ન આનાથી પહેલાં કદી થયો ન પછી થશે. હું તો (દુનિયામાં) ત્રણ જુઠ બોલ્યો હતો. નફસી, નફસી, નફસી. તમે મને છોડીને મૂસા (અલ.) પાસે જાઓ. લોકો હઝરત મૂસા (અલ.) પાસે જઇને કહેશે કે, આપ ખુદાના રસૂલ છો. ખુદા તઆલાએ બધા માણસો પર તમને વાતચીત કરવાની શ્રેષ્ઠતા આપી છે. તમે

જોઇ રહ્યા છો કે, અમે કેવી મુસીબતમાં સપડાયા છીએ. આપ ખુદા પાસે અમારી ભલામણ કરો. હઝરત મૂસા (અલ.) કહેશે : આજે મારો પાલનહાર એટલો બધો ગુસ્સામાં છે કે, ન આનાથી પહેલાં કદી એટલો ગુસ્સે થયો ન એ પછી થશે. મારાથી તો એક ખૂન થઇ ગયું છે, જેનો મને હુકમ થયો ન હતો. નફસી, નફસી, નફસી. તમે મને છોડીને ઇસા (અલ.) પાસે જાઓ. લોકો હઝરત ઇસા (અલ.) પાસે જઇને કહેશે : તમે ખુદાના રસૂલ અને કલિમો છો, આપ ખુદાની રૂહ પણ છો. તમે લોકો સાથે એવા સમયે વાતચીત કરી જ્યારે ખૂબ નાના પારણામાં પડયા હતા. આજે અલ્લાહ તઆલાને અમારી ભલામણ કરો. હઝરત ઇસા (અલ.) કહેશે : આજે મારો પરવરદિગાર એટલો બધો રોષે ભરાયો છે કે, ન આનાથી પહેલાં આટલો બધો રોષે ભરાયો હતો ન પછી ભરાશે. નફસી, નફસી, નફસી. હઝરત ઇસા (અલ.) પોતાના કોઇ દોષનો ઉલ્લેખ કરશે નહીં : તમે મને છોડીને મુહમ્મદ (સલ.) પાસે જાઓ. લોકો મને આવીને કહેશે : આપ ખુદાના રસૂલ છો. અંતિમ નબી છો. ખુદાએ તમારા આગલા પાછલા ગુનાહો માફ કરી દીધા છે. આપ જોઇ રહ્યા છો કે અમે કેવી મુસીબતમાં છીએ. ખુદાની સામે અમારી ભલામણ કરો. હું આ સાંભળીને તરત જઇને અર્શની નીચે મારા પાલનહાર સામે સજદામાં પડી જઇશ. ખુદા તઆલા મારી જીભ પર પોતાની તે પ્રશંસા ચાલુ કરી દેશે, જે મારાથી પહેલા કોઇની જીભ પર ચાલુ કરાવી નહીં હોય. પછી હુકમ થશે, મુહમ્મદ, શિર ઉઠાવીને માંગણી રજૂ કરો. તમારી માંગણી પૂરી કરવામાં આવશે. તમે ભલામણ કરો. તમારી ભલામણ કબુલ કરવામાં આવશે. હું શિર ઉઠાવીને વિનંતી કરીશ : ઉમ્મતી યા રબ્બિ, ઉમ્મતી યા રબ્બિ, ઉમ્મતી યા રબ્બિ. હુકમ થશે, મુહમ્મદ, તમારી અગણિત ઉમ્મતને જન્નતમાં જમણા દરવાજેથી દાખલ કરો. બીજા દરવાજાઓમાં પણ એ લોકો સાથે રહેશે. (કિંવા જમણો દરવાજો ખાસ તેમના માટે છે અને બીજા દરવાજાઓ સંયુક્ત છે.) હુઝૂર (સલ.)એ આ હદીસ બયાન કર્યા પછી ફરમાવ્યું : તે ખુદાની કસમ છે જેના કબજામાં મારો જાન છે કે, જન્નતના દરવાજાઓના બે ભાગ વચ્ચેનું અંતર એટલું હશે જેટલું મક્કા અને હિમ્યર અથવા મક્કા અને બસરા વચ્ચે છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ આતયના દાવુદ ઝબૂરા' અમે દાઉદને ઝબૂર આપી**

(૬૨/૪૯૫૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, હઝરત દાઉદ (અલ.) માટે (ઝબૂરનું) પઠન ખૂબ સરળ હતું. જેમ કે તેઓ



પોતાની સવારી તૈયાર કરવાનો હુકમ આપતા હતા અને સવારી તૈયાર થતા પહેલાં (ઝબૂરનું) પઠન પૂરૂં કરી નાખતા હતા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે, 'કુલિ દ્દઉ લ્લઝીન ઝઅમ્તુમ મિન દૂનિહિ ફલા યમ્લિકૂન કશ્ફ દ્દુર્રિ અન્કુમ વ લા તહ્વીલા' હે નબી ! તમે કહી દો કે, તમે તેમને બોલાવો, જેમને અલ્લાહના સિવાય તમે ખુદા માનતા હતા. તેઓ તમારી તકલીફ દૂર કરી શકતા નથી અને અઝાબ બદલી શકતા નથી**

(૬૩/૪૯૫૮) હઝરત અબ્દુલ્લાહ આયત ઇલા રબ્બિહિમુલ વસીલતની તફસીર અંગે વર્ણવે છે કે, કેટલાક માણસો અમુક જિન્નાતોની પૂજા કરતા હતા. આ જિન્નાત મુસલમાન થઇ ગયા, પરંતુ આ માણસો તેમના જ ધર્મને વળગી રહ્યા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઉલાઇક લ્લઝીન યદઊન યબ્તગૂન ઇલા રબ્બિહિમુલ વસીલત' કિંવા તે લોકો જેમને કાફિરો પૂજે છે તેઓ પોતે પોતાના પાલનહાર પાસે પહોંચવાનો વસીલો શોધે છે**

(૬૪/૪૯૫૯) ઉપરોક્ત આયતની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) વર્ણવે છે કે, કેટલાક જિન્નાતોની પૂજા કરવામાં આવતી હતી, પરંતુ તેઓ મુસલમાન થઇ ગયા. (તેમના વિષે ઉપરોક્ત આયત ઉતરી છે.)

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મા જઅલ્ન ર્રુઅય લ્લતી અરૈનાક ઇલ્લા ફિત્નત લ્લિન્નાસિ' કિંવા જે સ્વપ્ન અમે તમને બતાવ્યું હતું તે ફક્ત લોકોની કસોટી માટે હતું**

(૬૫/૪૯૬૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે, ઉપરોક્ત આયતમાં નઝરે જોયેલ સ્વપ્ન મુરાદ છે. જે મેઅરાજની રાત્રે રસૂલુલ્લાહ (સલ.)ને બતાવવામાં આવ્યું હતું. 'શજરે મલઊના'થી ઝક્કુમનું ઝાડ મુરાદ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન કુર્આનલ ફજ્રિ કાન મશ્હુદા' બેશક, ફજ્રના કુર્આન વખતે ફરિશ્તાઓ હાજર હોય છે.**

**મુજાહિદ કહે છે કે, ફજ્રના કુર્આનથી ફજ્રની નમાઝ મુરાદ છે.**

(૬૬/૪૯૬૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જમાઅતની નમાઝની ફઝીલત એકલા નમાઝ પઢવા કરતાં

પચ્ચીસ ગણી છે. રાત અને દિવસના ફરિશ્તાઓ ફજરની નમાઝમાં ભેગા થાય છે. અબૂ હુરૈરા કહે છે : એના પુરાવા માટે જો તમે ચાહો તો આયત **કુર્આનલ ફજ્રિ ઇન્ન કુર્આનલ ફજ્રિ કાન મશ્હૂદા** પઢી શકો છો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અસા અંય્યબ્અસક રબ્બુક મકામ મ્મહમૂદા' આશા છે કે, અલ્લાહ તઆલા તમને 'મકામે મહમૂદ' પર પહોંચાડશે**

(૬૭/૪૯૬૨) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, કિયામતના દિવસે લોકો ઘુંટણ પર ફરતા હશે. અહીં સુધી કે, દરેક ઉમ્મત પોતાના નબીની પાછળ પાછળ હશે અને કહેતી હશે, હુઝૂર, અમારી ભલામણ કરો. છેવટે રસૂલુલ્લાહ (સલ.) પાસે મામલો પહોંચશે. આ જ તે દિવસ હશે, જેમાં અલ્લાહ તઆલા હુઝૂરને 'મકામે મહમૂદ' પર પહોંચાડશે.

(૬૮/૪૯૬૩) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ અઝાન સાંભળીને આ દુઆ પઢે : **અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિ દઅવતિ ત્તામ્મતિ વ સ્સલાતિલ કાઇમતિ આતિ મુહમ્મદનિલ વસીલત વલ ફઝીલત વ બ્અસ્હુ મકામ મ્મહમૂદનિ લ્લઝી વઅતહુ** તો તેના માટે કિયામતના દિવસે મારી ભલામણ સાબિત થઇ જશે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કુલ જાઅલ હક્કુ વ ઝહકલ બાતિલુ ઇન્નલ બાતિલ કાન ઝહૂકા' કહી દો કે સત્ય આવ્યું અને અસત્ય મટી ગયું. હકીકતમાં અસત્ય નાશ પામનાર છે. 'યઝહકુ' તે નાશ પામે છે**

(૬૯/૪૯૬૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં દાખલ થયા તે સમયે કઅબાની આજુબાજુ ત્રણસો સાઠ મૂર્તિઓ હતી. મુબારક હાથમાં એક લાકડી હતી. આપ તે લાકડીથી મૂર્તિઓને ગોદા મારતા જતા હતા અને કહેતા હતા : **જાઅલ હક્કુ વ ઝહકલ બાતિલુ ઇન્નલ બાતિલ કાન ઝહૂકા. જાઅલ હક્કુ વ મા યુબ્દિઉલ બાતિલુ વ મા યુઇદુ.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : વ યસ્અલૂનક અનિ રૂહિ**

(૭૦/૪૯૬૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે : હું હુઝૂરની સાથે એક ખેતરમાં હતો. આપે ખજૂરની એક લાકડીનો ટેકો લીધો હતો. એવામાં ત્યાંથી થોડાક યહૂદીઓ પસાર થયા. એક યહૂદીએ કહ્યું : એમને રૂહ (આત્મા) વિષે પૂછો. બીજાએ કહ્યું : એવું ન બને કે, તમને ન ગમે એવી કોઇ વાત કહી બેસે. છેવટે બધાએ કહ્યું : વારૂ, પૂછો. જેમ કે યહૂદીઓએ હુઝૂરને રૂહ વિષે પૂછ્યું. આપ ચૂપ રહ્યા. કંઇ જવાબ આપ્યો નહીં. હું સમજી ગયો કે, આપ પર વહી ઉતરી રહી છે. હું તરત મારી જગ્યાએ ઉભો થઇ ગયો. જ્યારે વહી ઉતરી ચુકી ત્યારે આપે કહ્યું : **વ યસ્અલૂનક અનિ રૂહિ કુલિ રૂહુ મિન અમ્રિ રબ્બી વ મા ઊતીતુમ મિનલ ઇલ્મિ ઇલ્લા કલીલા.** કિંવા તેઓ તમને રૂહ વિષે પૂછે છે. તમે કહી દો કે, રૂહ મારા પરવરદિગારનો મામલો છે અને તમને થોડોક જ ઇલ્મ આપવામાં આવ્યો છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લા તજ્હર બિસલાતિક વ લાતુખાફિત....' નમાઝ ન ખૂબ જોરથી પઢો ન તદ્દન ચુપચાપ, બલ્કે એની વચ્ચેની રીત અપનાવો**

(૭૧/૪૯૬૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, (ઇસ્લામની શરૂઆતમાં) રસૂલુલ્લાહ (સલ.) મક્કામાં છુપાયેલા હતા. સહાબાને જ્યારે નમાઝ પઢાવતા હતા ત્યારે ઉંચા સાદે કુર્આન પઢતા હતા. મુશ્રિકો કુર્આનને સાંભળીને કુર્આનને, કુર્આન ઉતારનારને અને કુર્આન લાવનારને ગાળો આપતા હતા. એ પરથી ખુદા તઆલાએ આયત **વ લાતજ્હર બિસલાતિક....** ઉતારી. કિંવા તમે કુર્આનની કિર્અત ન તો એટલી ઉંચા સાદે પઢો કે મુશ્રિકો સાંભળીને કુર્આનને ગાળો આપે ન એટલી ધીમે પઢો કે સહાબા પણ ન સાંભળી શકે, બલ્કે એ બંનેની વચ્ચેની રીત અપનાવો.

(૭૨/૪૯૬૭) હઝરત આઇશા (રદિ.) ઉપરોક્ત આયત વિષે કહે છે કે, એ દુઆ વિષે ઉતરી છે.

## સૂરએ કહ્ફ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'તકરિદુહુમ'નો અર્થ છે સૂર્ય તેમને છોડે છે. 'વ કાન લહુમ સમરૂન'માં 'સમર'થી સોનું, ચાંદી મુરાદ છે. કેટલાક લોકો કહે છે કે, 'સમરૂન' 'સમરતુન'નું બહુવચન છે. 'બાખિઉન' નાશ કરનાર. 'અસફન' પરેશાની. 'કહ્ફ' પહાડની ગુફા. 'રકીમ' 'મરકૂમ'ના અર્થમાં, 'રકમ'માંથી બન્યું છે કિંવા લખેલું. 'રબત્ના અલા કુલૂબિહિમ' અમે તેમના દિલમાં ધીરજ નાખી 'લવલા અર્રબત્ના અલા કુલૂબિહિમ'નો પણ એ જ અર્થ છે કિંવા જો અમે તેમના દિલમાં ધીરજ ન નાખત. 'શતતન' પુષ્કળ.**

**'વસીદ' ચોક. એનું બહુવચન 'વસાઇદ' અને 'વુસુદ' છે. કોઇ કહે છે : 'વસીદ'નો અર્થ દરવાજો થાય છે. 'મુઅ્સદતુન' બંધ દરવાજો. 'આસદલ બાબ' અથવા 'અવ્સદલ બાબ' દરવાજો બંધ કર્યો. 'વ બઅસ્નાહુમ' અમે તેમને જીવંત કર્યા. 'અઝકા' સૌથી વધુ પાક. કેટલાક લોકો કહે છે : 'અઝકા'નો અર્થ છે સૌથી વધુ હલાલ. કોઇ કહે છે : એનો અર્થ છે ખૂબ પવિત્ર અને મુલાયમ.**

**ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : 'ઉકુલુહા'નો અર્થ છે તેનો મેવો. 'લમ તઝ્લિમ' ઘટાડયો નહીં. 'રકીમ' કલાઇનું એક પાટિયું હતું જેના પર તેમના હાકિમે તેમનું નામ લખીને ખજાનામાં મૂકી દીધું હતું. 'ફદરબ લ્લાહુ અલા આઝાનિહિમ' કિંવા તેઓ સૂઇ ગયા. કેટલાક લોકો કહે છે કે, 'વઇલ યઇલુ'નો અર્થ મુકિત પામવાનો છે. 'મવઇલ' મુકિત સ્થળ. મુજાહિદ કહે છે કે, 'મવઇલ'નો અર્થ છે આશ્રય સ્થળ. 'લા યસ્તતીઊન સમ્અન'નો અર્થ છે તેઓ સમજી શકતા નથી.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ કાનલ ઇન્સાનુ અકસર શયૂઇન જદલા' માનવી બધી વસ્તુઓ કરતાં વધારે ઝઘડાખોર છે**

(૭૩/૪૯૬૮) હઝરત અલી (રદિ.) કહે છે : એક રાત્રે રસૂલુલ્લાહ (સલ.) મારી અને હઝરત ફાતિમા (રદિ.) પાસે આવ્યા અને કહ્યું : તમે બંને તહજ્જુદની નમાઝ પઢતાં નથી. **રજમમ્ બિલ ગય્બિ** જાણકારી વગર. **'ફુરૂતન'** પસ્તાવો. **સુરાદિકુહામાં** 'સુરાદિક'થી મુરાદ રસ્સીઓ છે. જેમ કે તંબુઓની દોરીઓ હોય છે અને ઓરડાની ચારે બાજુએ રાખવામાં આવે છે. **યુહાવિરૂહુ** 'મુહાવરહ'માંથી બન્યું છે. કિંવા વાતચીત કરવી. **લા કિન્ના હુવ લ્લાહુ રબ્બી** : 'લા કિન્ના' અસલમાં 'લાકિન અન' હતું. 'અ'ને લોપ કરીને એક 'ન'ને બીજામાં વિલિન કરી દીધો. **'ઝલકન'** સરકી પડવાની જગ્યા, જ્યાં કદમ અડગ રહી શકે નહીં. **હુનાલિકલ વલાયતુ** 'વલાયત' 'વલિય'નું મૂળ સ્વરૂપ છે. કિંવા ત્યાં બધો અધિકાર અલ્લાહનો છે. **ઉકુબન** અંત. **ઉકબા** અને **અકબહ**નો એક જ અર્થ છે. કિંવા આખિરત. **કિબલુન, કુબુલુન** અને **કબલુન** ત્રણેનો એક જ અર્થ છે સામે આવવું. **લિયુદહિદૂ** જેથી તેઓ હઠાવી દે. **દહદુ**નો અર્થ



છે ફોસલાવવું.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝ કાલ મૂસા લિફતાહુ લા અબ્રહુ હત્તા અબ્લુગ મજમઅલ બહ્રયનિ અવ અમ્દિય હુકુબા' 'હુકુબ'નો અર્થ છે લાંબી મુદ્દત. એનું બહુવચન 'અહકાબ' આવે છે. કિંવા જયારે મૂસા (અલ.)એ પોતાના માણસને કહ્યું કે, હું ત્યાં સુધી સતત ચાલતો રહીશ જ્યાં સુધી બે દરિયાઓના સંગમ સ્થળે પહોંચી જાઉં નહીં, નહીંતર એક લાંબી મુદ્દત સુધી ચાલતો રહીશ**

(૭૪/૪૯૬૯) હઝરત સઇદ ઇબ્ને જુબેર કહે છે : મેં હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)ને કહ્યું કે નૌફ બકાલીનો મત છે કે, ખિઝરવાળા મૂસા તે મૂસા નથી જે બની ઇસ્રાઇલમાં હતા. ઇબ્ને અબ્બાસે કહ્યું : ખુદાનો દુશ્મન જુઠો છે. મને ઉબય ઇબ્ને કઅબ કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે : મૂસા (અલ.) એક દિવસ બની ઇસ્રાઇલ સામે ભાષણ કરવા ઉભા થયા ત્યારે કોઇએ પૂછ્યું કે, લોકોમાં સૌથી મોટો આલિમ કોણ છે ? મૂસા (અલ.)એ કહ્યું : હું. હઝરત મૂસા (અલ.)એ ઇલ્મનો સંબંધ ખુદા સાથે જોડયો નહીં (એમ કહ્યું નહીં કે, અલ્લાહ સૌથી મોટો આલિમ છે) એટલે અલ્લાહનો ક્રોધ તેમના પર ઉતર્યો. ખુદાએ તેમની પાસે વહી મોકલી કે, બે દરિયાઓના સંગમ સ્થળે મારો એક બંદો તમારા કરતાં વધારે આલિમ છે. હઝરત મૂસા (અલ.)એ કહ્યું : એય અલ્લાહ ! તેની સાથે મારી મુલાકાત કેવી રીતે થઇ શકે છે ? હુકમ થયો કે, તમે તમારી સાથે એક માછલી લઇને ઝંબીલમાં મૂકી દો. જ્યાં માછલી ગુમ થઇ જાય ત્યાં જ તે માણસ મળશે. હુકમ અનુસાર હઝરત મૂસા (અલ.) ઝંબીલમાં એક માછલી લઇને ચાલતા થયા. તેમની સાથે તેમના સેવક યૂશઅ ઇબ્ને નૂન પણ થઇ ગયા. જ્યારે બંને પત્થર પાસે પહોંચ્યા ત્યારે બંને માથું મૂકીને સૂઇ ગયા. માછલી તડપીને ઝંબીલમાંથી નીકળીને દરિયામાં કુદી પડી. દરિયામાં એક સુરંગ બનાવીને ચાલી ગઇ. જ્યાં માછલી ઘુસી ગઇ હતી ત્યાં અલ્લાહ તઆલાએ પાણીનું વહેણ રોકી લીધું. તે જગ્યા 'મેહરાબ' જેવી બની ગઇ. જાગ્યા પછી મૂસા (અલ.)નો સાથી માછલીની ખબર દેવાનું ભૂલી ગયો. છેવટે બંને સદ્‌ગૃહસ્થો એક રાત-દિવસ ચાલ્યા. જ્યારે બીજો દિવસ થયો ત્યારે હઝરત મૂસા (અલ.)એ પોતાના સેવકને કહ્યું : આપણે પ્રવાસના કારણે થાકી ગયા. આપણો સવારનો નાશ્તો લાવો. હઝરત મૂસા (અલ.)ને તે જગ્યાએથી નીકળ્યા પછી થાક લાગ્યો હતો જ્યાંનો અલ્લાહ તઆલાએ તેમને હુકમ આપ્યો હતો.

સેવકે કહ્યું : જુઓ, જ્યારે આપણે તે પત્થર પાસે થોભ્યા હતા ત્યારે હું ત્યાં માછલીની વાત કરવાનું ભૂલી ગયો. માછલી વિચિત્ર રીતે દરિયામાં રસ્તો બનાવીને ચાલી ગઇ. તેના દરિયામાં ઘુસવાથી એક સુરંગ બની ગઇ. આ કામ માત્ર શયતાનનું છે કે, મને તેના વિષે વાત કરવાનું યાદ રહ્યું નહીં. હઝરત મૂસા (અલ.) અને તેમના સેવકને આથી નવાઇ લાગી. મૂસા (અલ.)એ કહ્યું : તેને જ તો આપણે શોધી રહ્યા હતા. આમ કહીને તે બંને પગલાં જોતાં પાછા ફર્યા. જ્યારે તે પત્થર પાસે પહોંચ્યા ત્યારે ત્યાં કપડું ઓઢેલો એક માણસ મળ્યો. મૂસા (અલ.)એ તેને સલામ કરી. ખિદરે કહ્યું : તમારા દેશમાં સલામનો રિવાજ ક્યાં છે ? હઝરત મૂસા (અલ.)એ કહ્યું : હું મૂસા છું. ખિદર (અલ.)એ કહ્યું : બની ઇસ્રાઇલવાળા મૂસા ? હઝરત મૂસાએ કહ્યું : હા, હું તમારી પાસે એટલા માટે આવ્યો છું કે, તમે મને તે ઇલ્મ શીખવો જે અલ્લાહે તમને આપ્યો છે. ખિદરે કહ્યું : તમે મારી સાથે ધીરજ રાખી શકશો નહીં. કારણ કે હું તો તે ઇલ્મ પ્રમાણે કામ કરીશ, જે અલ્લાહ તઆલાએ મને આપ્યો છે. તમે એનાથી માહિતગાર નથી. હા, જે ઇલ્મ અલ્લાહ તઆલાએ તમને આપ્યો છે તેનાથી હું માહિતગાર નથી. મૂસા (અલ.)એ કહ્યું : ઇન્શાઅલ્લાહ તમે મને ધીરજ ધરનાર પામશો. હું આપની દરેક વાત માનીશ. ખિદરે કહ્યું : જો તમે મારી સાથે આવવા માંગતા હોય તો જ્યાં સુધી હું પોતે ન વર્ણવું ત્યાં સુધી મારા કોઇ કામ અંગે તમે મને પૂછશો નહીં. છેવટે બંને રવાના થયા. દરિયાના કિનારે કિનારે જઇ રહ્યા હતા, એવામાં ત્યાંથી એક હોડી પસાર થઇ. તેમણે હોડીવાળાઓને બેસવા માટે કહ્યું : હોડીવાળાઓએ ખિદરને ઓળખી લીધા અને ભાડા વગર બેસાડયા. જ્યારે બંને સવાર થઇને નીકળ્યા ત્યારે હઝરત મૂસા (અલ.) થોડીવાર પછી જુએ છે કે, ખિદરે ફરસીથી હોડીનું એક પાટીયું ફાડી નાખ્યું. મૂસા (અલ.)એ કહ્યું : આ લોકોએ તો આપણને ભાડા વગર બેસાડયા અને તમે તેમની હોડી તોડીને બધા હોડીવાળાઓને ડુબાડવા માગો છો ? આ તો તમે વિચિત્ર કામ કર્યું. હઝરત ખિદરે કહ્યું : શું મેં તમને કહ્યું ન હતું કે, મારી સાથે તમે ધીરજ રાખી શકશો નહીં. મૂસા (અલ.)એ કહ્યું : ભૂલ માટે મને શિક્ષા કરશો નહીં. મારા કામમાં મારા માટે મુશ્કેલી ઉભી કરશો નહીં. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : આ પહેલી વાત હઝરત મૂસા (અલ.)થી ભૂલથી થઇ હતી. એવામાં એક ચકલી આવીને હોડીની ધાર પર બેઠી. તેણે દરિયામાં એકવાર ચાંચ ડુબાડી. ખિદરે મૂસાને કહ્યું કે, મારો અને તમારો ઇલ્મ ખુદાના ઇલ્મની સરખામણીમાં એવો છે જેમ કે આ ચકલીએ દરિયામાંથી પાણી



પીધું. (કિંવા ખૂબ જ થોડો છે) હુઝૂર (સલ.)એ કહ્યું : પછી બંને દરિયાના કિનારે કિનારે જઇ રહ્યા હતા, એવામાં એક છોકરો બીજા છોકરાઓ સાથે રમતો દેખાયો. ખિદરે તેને પકડીને ગરદન આમળીને મારી નાખ્યો. હઝરત મૂસાએ કહ્યું : તમે ગુનાહ વગર એક નિર્દોષનો જીવ લીધો. તમે આ ખરાબ કામ કર્યું. હઝરત ખિદરે જવાબ આપ્યો : શું મેં તમને કહ્યું ન હતું કે, મારી સાથે તમારાથી રહેવાશે નહીં. હુઝૂરે કહ્યું : આ બીજો ગુસ્સો પહેલા કરતાં સખ્ત હતો. હઝરત મૂસાએ કહ્યું : વારૂ, જો હવે હું તમને કંઇ પૂછું તો તે પછી તમે મને તમારી સાથે ન રાખશો. તમે મારી ઘણી માફી સ્વીકારી છે. છેવટે ફરી બંને ચાલતા થયા. અહીં સુધી કે, એક વસતિમાં પહોંચ્યા. ત્યાંના લોકો પાસે ખાવાનું માંગ્યું, પરંતુ તેમણે મહેમાનગીરી કરી નહીં. તેમને ત્યાં પડી જાય તેવી એક દીવાલ દેખાઇ. હઝરત ખિદરે ઉઠીને તેને પોતાના હાથથી સીધી કરી દીધી. મૂસા (અલ.)એ કહ્યું : તે લોકો પાસે આપણે ગયા તો તેમણે આપણને ખાવાનું ખવડાવ્યું નહીં, ન જ આપણી મહેમાનગીરી કરી. એટલે જો તમે ધારત તો તેમની પાસેથી દીવાલ સીધી કરવાનું મહેનતાણું લઇ શકયા હોત. હઝરત ખિદરે કહ્યું : મારી અને તમારી વચ્ચે અત્યારે જ જુદાઇ છે. હવે હું તમને તે બધી વાતોનું કારણ બતાવું છું, જેના માટે તમે ધીરજ રાખી શકતા ન હતા, ત્યાર પછી હુઝૂર (સલ.)એ કહ્યું : અમને લાગે છે કે, જો મૂસા ધીરજ રાખત અને દરેક વાતનું કારણ ન પૂછત તો તેમની ઘણી વાત આપણને જાણવા મળત અને ખુદા તઆલાના કામોના ભેદો લોકોને જાણવા મળત. ઇબ્ને અબ્બાસ કહે છે : ત્યાં એક બાદશાહ હતો. જે સારી હોડીઓ છીનવી લેતો હતો. તેઓ કહે છે : છોકરો કાફિર હતો અને તેમના માં-બાપ મુસ્લિમ હતાં.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફલમ્મા બલગા મજ્મઅ બયનહુમા નસિયા હૂતહુમા ફત્તખઝ સબીલહુ ફીલ બહરિ સરબા' જ્યારે બંને બે સાગરોના સંગમ સ્થાન પર પહોંચી ગયા ત્યારે માછલીએ દરિયામાં પોતાનો રસ્તો કરી લીધો. 'સરબ' રસ્તો. 'યસ્રબ' તે ચાલે છે. 'સારિબુમ્ બિન્નહારિ'નો પણ એ જ અર્થ છે કિંવા દિવસમાં ચાલનાર.**

(૭૫/૪૯૭૦) સઇદ કહે છે : હું ઇબ્ને અબ્બાસ પાસે તેમના ઘરમાં બેઠો હતો. ઇબ્ને અબ્બાસે કહ્યું : (તમે જે ઇચ્છો તે) મને પૂછો. મેં કહ્યું : અબૂલ અબ્બાસ, ખુદા મને તમારા પર કુરબાન કરે, કૂફામાં એક વાઇઝ છે જેને લોકો નૌફ કહે છે. તેમનો અભિપ્રાય છે કે, ખિદરવાળા મૂસા બની ઇસ્રાઇલના મૂસા સિવાય બીજા

કોઈ હતા. ઇબ્ને અબ્બાસે કહ્યું : ખુદાનો તે દુશ્મન જુઠો છે. કારણ કે, રસુલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે કે, મૂસા ખુદાના રસૂલ હતા. એક દિવસ તેમણે લોકોને નસીહત કરી, જેનાથી લોકો રડવા લાગ્યા અને દિલો પીગળી ગયા. નસીહત કર્યા પછી મૂસા ચાલ્યા ગયા. પાછા ફરતાં તેમને એક માણસ મળ્યો અને કહેવા લાગ્યો : એય અલ્લાહના નબી ! શું જમીન પર તમારા કરતાં કોઇ મોટો આલિમ છે ? હઝરત મૂસા (અલ.)એ કહ્યું : ના. મૂસાએ આલિમ હોવાની નિસ્બત ખુદા તરફ કરી નહીં, એટલે તેમના પર ખુદા તઆલાનો ક્રોધ ઉતર્યો. હુકમ થયો : તમારા કરતાં પણ એક મોટો આલિમ છે. હઝરત મૂસા (અલ.)એ કહ્યું : એય અલ્લાહ ! તે કયાં છે ? હુકમ થયો : બે મહાસાગરોના સંગમ સ્થાન પર. હઝરત મૂસાએ કહ્યું : એય અલ્લાહ ! મારા માટે કોઇ નિશાની મુકર્રર કરી દે. જેથી હું નિશાનીના કારણે તેને ઓળખી શકું. હુકમ થયો : એક મરેલી માછલી તમારી સાથે લઇ લો. જ્યાં તે માછલી જીવંત થઇને તમારાથી અલગ થઇ જાય ત્યાં જ તે માણસ મળશે. હઝરત મૂસા (અલ.)એ એક માછલી લઇને ઝંબીલમાં મૂકી અને પોતાના સેવકને કહ્યું : હું તમને ફકત એટલી તકલીફ દેવા માંગું છું કે, જ્યાં આ માછલી તમારી પાસેથી છુટી જાય ત્યાં તમે મને એની ખબર કરજો. સેવકે કહ્યું : એમાં કંઇ ખાસ તકલીફનું કામ નથી. કેટલીક રિવાયતોમાં આવ્યું છે કે, એ સેવક યૂશઅ ઇબ્ને નૂન હતા. હુઝૂર (સલ.)એ કહ્યું : બંને સદ્‌ગૃહસ્થો એક ભીનાશવાળી જગ્યાએ પત્થરના પડછાયામાં સૂતા હતા. મૂસા સૂઇ રહ્યા હતા, એવામાં માછલી કુદીને દરિયામાં ઘુસી ગઇ. માછલીના ઘુસવાની જગ્યાએ અલ્લાહ તઆલાએ પાણીનું વહેણ રોકી રાખ્યું. એવું લાગતું હતું કે, પત્થર પર નિશાન પડી ગયું. સેવકે કહ્યું કે, હું તો મૂસાને જાગૃત નહીં કરૂં. (પોતે જાગશે ત્યારે કહીશ) જ્યારે હઝરત મૂસા (અલ.) જાગ્યા ત્યારે સેવક બનાવની ખબર દેવાનું ભૂલી ગયો. (બંને ચાલતા ચાલતા જ્યારે થાકી ગયા ત્યારે કહેવા લાગ્યા :) આપણે તો આ સફરથી થાકી ગયા. (ત્યાં યૂશએ હઝરત મૂસાને બનાવની ખબર આપી) બંને પાછા ફર્યા. (પત્થર પાસે) હઝરત ખિદરને મળ્યા. હઝરત ખિદર દરિયાની વચ્ચે લીલા બિછાના પર શરીર પર કપડું લપેટેલી હાલતમાં હતા. કપડાનો એક છેડો પગના નીચે અને બીજો છેડો માથાની નીચે હતો. મૂસાએ તેમને સલામ કરી. હઝરત ખિદરે મોં પરથી કપડું હઠાવીને કહ્યું : મારા આ દેશમાં તો સલામનો રિવાજ નથી. તમે કોણ છો ? મૂસા (અલ.)એ કહ્યું : હું મૂસા છું. ખિદરે કહ્યું : શું બની ઇસ્રાઇલવાળા મૂસા ? હઝરત મૂસાએ



કહ્યું : હા. ખિદરે કહ્યું : તમારે શું કામ છે ? મૂસા (અલ.)એ કહ્યું : હું એટલા માટે આવ્યો છું કે, જે સાચો ઇલ્મ આપને આપવામાં આવ્યો છે તેમાંથી આપ મને પણ કંઇક શીખવો. ખિદરે કહ્યું : શું તમારા માટે એટલું બસ નથી કે, તમારી પાસે તૌરાત મૌજુદ છે. તમારી પાસે વહી આવે છે. મૂસા, મારો ઇલ્મ તમારા માટે ઠીક નથી અને તમારો ઇલ્મ મારા માટે ઠીક નથી. એવામાં એક પક્ષીએ ચાંચ વડે દરિયાનું પાણી લીધું ત્યારે હઝરત ખિદરે કહ્યું : ખુદાની કસમ ! મારો અને તમારો ઇલ્મ અલ્લાહ તઆલાના ઇલ્મની દ્રષ્ટિએ ફકત આટલો છે જેમ કે આ પક્ષીએ ચાંચ નાખીને દરિયાનું પાણી લીધું. રસ્તામાં બંનેએ નાની નાની થોડીક હોડીઓ જોઇ, જે એક કિનારાના લોકોને બેસાડીને બીજા કિનારા પર લઇ જતી હતી. હોડીવાળાઓએ ખિદરને ઓળખી લીધા. તેઓ કહેવા લાગ્યા : આ નેક માણસ છે. અમે એને ભાડું લઇને બેસાડીશું નહીં, (બલ્કે ભાડા વગર બેસાડીશું) છેવટે બંને હોડીમાં બેસી ગયા. હઝરત ખિદરે હોડી ફાડીને તેમાં એક ખીલો ઠોકયો. હઝરત મૂસાએ કહ્યું : શું તમે હોડી ફાડીને હોડીવાળાઓને ડુબાડવા માગો છો ? આ તો તમે વિચિત્ર કામ કર્યું. હઝરત ખિદરે કહ્યું : શું મેં તમને કહ્યું ન હતું કે, તમારાથી મારી સાથે રહેવાશે નહીં ? હઝરત મૂસા (અલ.)એ કહ્યું : તમે ભુલ અંગે મને શિક્ષા ન કરો અને મારા કામમાં મુશ્કેલી ન ઉભી કરો. બંનેને (ચાલતાં ચાલતાં) એક છોકરો મળ્યો જે બીજા છોકરાઓ સાથે રમતો હતો. એ છોકરો કાફિર અને ભારે બદમાશ હતો. હઝરત ખિદરે તેને પછાડીને છરીથી ઝબ્હ કરી નાખ્યો ! હઝરત મૂસા (અલ.)એ કહ્યું : તમે વગર ગુનાહે એક નિર્દોષ જીવને મારી નાખ્યો. તે બીચારાએ તો કોઇ ગુનોહ પણ કર્યો ન હતો. તે પછી ફરી બંને સદ્‌ગૃહસ્થો ચાલતા થયા. રસ્તામાં એક દીવાલ દેખાઇ, જે પડવાની અણી પર હતી. હઝરત ખિદરે તેના પર પોતાનો હાથ ફેરવીને તેને સીધી કરી દીધી. હઝરત મૂસાએ કહ્યું : જો તમે ધારત તો એનું મહેનતાણું લઇ શકતા હતા, જેથી આપણે તે ખાત. પહેલી બીના ભૂલથી, બીજી શરત રૂપે અને ત્રીજી ઇરાદાપૂર્વક હતી.

આયત **વરાઅહુમ મલિકુન** માં 'વરાઅ'નો અર્થ 'આગળ' થાય છે. ઇબ્ને અબ્બાસે 'વરાઅહુમ'ના બદલે 'અમામહુ' પઢયું છે. કિંવા તેમની આગળ એક બાદશાહ રહેતો હતો. કેટલાક લોકો કહે છે કે, તે બાદશાહનું નામ હુદદ ઇબ્ને બુદદ હતું. (એ બાદશાહ ઝાલિમ હતો. જે હોડી સરસ અને નુકસાન વગરની હોય તેને ઝુંટવી લેતો હતો.) હઝરત ખિદરે કહ્યું : મેં વિચાર કર્યો કે, આ હોડીને નુકસાનવાળી બનાવી દઉં. જેથી જો તે

બાદશાહના પ્રદેશમાં આ હોડી જાય તો એ નુકસાનવાળી હોવાના કારણે એને છોડી મૂકે. આગળ જઇને એ લોકો ફરી એને ઠીક કરી લેશે અને એનાથ લાભ ઉઠાવશે. સીસા અથવા ડામરથી એનું કાણું બંધ કરી લેશે.

જે છોકરાનું હઝરત ખિદરે ખૂન કર્યું હતું, તેનું નામ જયસૂર હતું. તે પોતે કાફિર હતો, પરંતુ તેના માંબાપ મુસલમાન હતા. હઝરત ખિદરે કહ્યું : મને વિચાર આવ્યો કે, કયાંક આ છોકરા પ્રત્યેનો પ્રેમ તેના માંબાપને પણ કુફ્ર માટે મજબૂર ન કરી દે. એવું ન બને કે, એના પ્રત્યેના પ્રેમના લીધે એનો ધર્મ અપનાવી લે. એટલે અમે ઇચ્છયું કે, અલ્લાહ તઆલા તેમને એના બદલામાં ખૂબ પવિત્ર અને સાફ બદલો આપે. જેના પ્રત્યે તેમને છોકરા કરતાં પણ વધારે મુહબ્બત હોય. કેટલાક લોકો કહે છે કે, અલ્લાહ તઆલાએ તેમને છોકરાના બદલે છોકરી આપી હતી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફલમ્મા જાવઝા કાલ લિફતાહુ આતિના ગદાઅના લકદ લકીના મિન સફરિના હાઝા નસબા' કિંવા જ્યારે બંને આગળ વધ્યા ત્યારે હઝરત મૂસાએ પોતાના સેવકને કહ્યું કે, આપણે આ સફરથી થાકી ગયા. આપણો સવારનો નાશ્તો લાવો.**

**'સુન્અ' કિંવા અમલ. 'હિવલન' ફરવું. 'કાલ ઝાલિક મા કુન્ના નબ્ગિ ફરતદ્દ અલા આસારિહિમા કસસન' મૂસા (અલ.)એ કહ્યું : એ જ તો આપણે ઇચ્છતા હતા. પછી ઉલટા પગે પગલાં શોધતાં પાછા ફર્યા. 'ઇમ્રન' અને 'નુક્ન' વિચિત્ર બાબત. 'યન્કદ્દુ' અને 'યન્કાદુ' સમઅર્થી છે. મહાવરામાં બોલવામાં આવે છે. 'તન્કાદુ સિન્નુ' દાંત પડી જાય છે. 'તકિઝત' અને 'ઇત્તખઝત' સમઅર્થી છે કિંવા તેં લીધું અથવા પકડયું. 'રૂહમન' 'રહમ'માંથી બન્યું છે કિંવા પુષ્કળ રહમત. કેટલાક લોકો કહે છે કે, એ 'રહીમ'માંથી બન્યું છે. મક્કાને 'ઉમ્મુ રૂહમ' કહેવામાં આવે છે. કારણ કે, ત્યાં રહમતનું ઉતરાણ થાય છે**

(૭૬/૪૯૭૧) હઝરત સઇદ ઇબ્ને ઝુબેર કહે છે : મેં હઝરત ઇબ્ને અબ્બાસને કહ્યું કે, નૌફ બકાલી કહેતા હતા કે, બની ઇસરાઇલવાળા મૂસા ખિદરવાળા મૂસા સિવાય બીજા કોઇ હતા. તેમણે કહ્યું : ખુદાનો દુશ્મન જૂઠો છે. કારણ કે, હઝરત ઉબય ઇબ્ને કઅબ મને કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : એક દિવસ



મૂસા બની ઇસરાઇલ સામે તકરીર કરવા ઉભા થયા. એક માણસે પૂછયું : સૌથી મોટો આલિમ કોણ છે ? હઝરત મૂસા (અલ.)એ કહ્યું : હું. હઝરત મૂસા (અલ.)એ આલિમ હોવાની નિસ્બત ખુદા તરફ કરી નહીં. એટલે અલ્લાહ તઆલાનો પ્રકોપ તેમના ઉપર ઉતર્યો. વહી ઉતરી, બે મહાસાગરોના સંગમ સ્થાન પર મારો એક બંદો તમારા કરતાં મોટો આલિમ છે. હઝરત મૂસાએ કહ્યું : એય અલ્લાહ ! તેની સાથે મારી મુલાકાત કેવી રીતે થશે ? હુકમ થયો, એક માછલી લઇને ઝંબીલમાં મૂકી દો. જ્યાં માછલી ગુમ થઇ જાય ત્યાં તેની તપાસ કરો. હઝરત મૂસા અને તેમના સેવક યૂશઅ ઇબ્ને નૂન એક માછલી સાથે લઇને ચાલતા થયા. જ્યારે (સંગમ સ્થળે) પત્થર પાસે પહોંચ્યા ત્યારે ઉતરી પડયા. હઝરત મૂસા (અલ.) માથું ટેકવીને સૂઇ ગયા. સંગમ પત્થરના નીચે 'આબે હયાત' (અમૃત જળ)નું એક ઝરણું હતું. જે વસ્તુ પર તેનું પાણી પડતું તે જીવંત થઇ જતી હતી. માછલીને જ્યારે તે ઝરણાનું પાણી લાગ્યું ત્યારે તેમાં (ઝિન્દગીની) હલનચલન પેદા થઇ. તે ઝંબીલમાંથી નીકળીને દરિયામાં ચાલી ગઇ. હઝરત મૂસાએ જાગ્યા પછી સેવકને કહ્યું : આપણે આ સફરથી થાકી ગયા. સવારનો નાશ્તો લાવો. હઝરત મૂસા (અલ.) જ્યાં સુધી મુકર્રર જગ્યાએથી આગળ વધ્યા ન હતા ત્યાં સુધી થાક લાગ્યો ન હતો. યૂશઅ કહેવા લાગ્યા : જુઓ, જ્યારે આપણે તે પત્થર પાસે થોભ્યા હતા ત્યારે હું તમને તે માછલીની વાત કરવાનું ભૂલી ગયો. આ સાંભળીને હઝરત મૂસા પોતાના સેવક સાથે ઉલટા પગે પગલાં શોધતાં પાછા ફર્યા. આવીને જોયું કે, જ્યાં દરિયામાં માછલી દાખલ થઇ હતી ત્યાં એક મેહરાબ બની ગઇ છે. સેવકને ભારે નવાઇ લાગી. જ્યારે બંને સદ્‌ગૃહસ્થો સંગમ પત્થર પાસે પહોંચ્યા ત્યારે ત્યાં કપડું ઓઢેલી હાલતમાં એક માણસ મળ્યો. મૂસાએ તેને સલામ કરી. તે માણસે કહ્યું : તમારા આ દેશમાં સલામનો રિવાજ કયાં છે ? મૂસા (અલ.)એ કહ્યું : હું મૂસા છું. ખિદરે કહ્યું : શું બની ઇસરાઇલવાળા મૂસા ? હઝરત મૂસા (અલ.)એ કહ્યું : જી હા. શું હું તમારી સાથે આવી શકું છું કે જેથી જે કંઇ તમને રીતસર ઇલ્મ આપવામાં આવ્યો છે તેમાંથી તમે મને પણ કંઇક શીખવો. ખિદરે કહ્યું : મૂસા, અલ્લાહ તઆલાએ તમને જે ઇલ્મ આપ્યો છે, તે તમારી પાસે છે. હું તેનાથી માહિતગાર નથી. મને જે ઇલ્મ આપવામાં આવ્યો છે તેનાથી તમે માહિતગાર નથી. હઝરત મૂસાએ કહ્યું : તો મારા સાથે આવવામાં શો વાંધો છે ? ખિદરે કહ્યું : જો તમે મારી સાથે આવવા માંગતા હોય તો જ્યાં સુધી હું પોતે વર્ણવું નહીં ત્યાં સુધી તમે મને કોઇ વસ્તુ વિષે પૂછશો નહીં. તે પછી

બંને ચાલતા થયા. દરિયાકાંઠે જઇ રહ્યા હતા, એવામાં ત્યાંથી એક હોડી પસાર થઇ. ખિદર ઓળખાઇ ગયા. હોડીવાળાઓએ તેમને ભાડું લીધા વગર બેસાડયા. બંને હોડીમાં બેસી ગયા. એવામાં એક ચકલી હોડીની ધાર પર આવીને બેઠી અને દરિયામાં ચાંચ નાખીને પાણી પીધું. ખિદરે મૂસાને કહ્યું કે, મારો, તમારો બલ્કે સમગ્ર સૃષ્ટિનો ઇલ્મ ખુદાના ઇલ્મની સામે ફકત એટલો છે, જેટલું કે, આ ચકલીએ ચાંચ નાખીને દરિયામાંથી પાણી લીધું છે. થોડીવાર પછી હઝરત મૂસાએ જોયું કે, ખિદરે ફરસી લઇને હોડીનું પાટીયું ફાડી નાખ્યું. મૂસા કહેવા લાગ્યા : આ લોકોએ તો આપણને વગર ભાડાએ બેસાડયા અને તમે તેમની હોડીનું પાટીયું ફાડીને બધાને ડુબાડવાની યુક્તિ શોધી કાઢી ! તમે આ ખોટું કામ કર્યું. તે પછી (હોડીમાંથી ઉતરીને) ફરી બંને ચાલતા થયા. રસ્તામાં એક છોકરો મળ્યો જે બીજા છોકરાઓ સાથે રમતો હતો. ખિદરે પકડીને તેનું માથું ઉડાવી દીધું. મૂસાએ કહ્યું : તમે એક નિર્દોષ જીવને વગર વાંકે ખત્મ કર્યો ! તમે આ વિચિત્ર કામ કર્યું. ખિદરે કહ્યું : શું મેં તમને કહ્યું ન હતું કે, તમારાથી મારી સાથે રહેવાય નહીં.... તે પછી ચાલતા ચાલતા એક ગામમાં પહોંચ્યા. ગામવાળાઓએ મહેમાનગીરી કરી નહીં. ત્યાં તેમને એક દીવાલ દેખાઇ, જે પડવાની અણી પર હતી. હઝરત ખિદરે પોતાના હાથના ઇશારાથી તેને સીધી કરી. મૂસાએ કહ્યું : આપણે આ ગામમાં આવ્યા ત્યારે અહીંના લોકોએ આપણી મહેમાનગીરી પણ કરી નહીં અને ખાણું પણ ખવડાવ્યું નહીં. જો તમે ઇચ્છયું હોત તો મહેનતાણું લઇ શકતા હતા. હઝરત ખિદરે કહ્યું : બસ અહીંથી જ મારી અને તમારી વચ્ચે જુદાઇ છે. હવે હું તમને દરેક વાતનું કારણ બતાવું છું, જેના માટે તમારાથી રહેવાયું નહીં. રસૂલે પાક (સલ.)એ કહ્યું : અમારૂં દિલ ચાહે છે કે, મૂસા ધીરજ રાખત તો ખુદા તઆલા કંઇક વધારે કિસ્સો બયાન કરત.

ઇબ્ને અબ્બાસ આયત **વ કાન વરાઅહુમ મલિકું ય્યઅખુઝુ કુલ્લ સફીનતિન ગસ્બામાં વ કાન અમામહુમ** પઢતા હતા.

જે છોકરાનું હઝરત ખિદરે ખૂન કર્યું હતું તે કાફિર હતો. **અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કુલ હલ ઉન બ્બિઉકુમ બિલ અખ્સરીન અઅ્માલા' એય નબી કહી દો કે, શું હું તમને બતાવું કે, પોતાના અમલોની દષ્ટિએ સૌથી વધુ નુકસાન ઉઠાવનાર કયા લોકો છે ?**

(૭૭/૪૯૭૨) હઝરત મુસ્અબ કહે છે : મેં મારા પિતાને ઉપરોક્ત આયતનો



અર્થ પૂછયો અને કહ્યું કે, સૌથી વધુ નુકસાન ઉઠાવનાર લોકો શું હરૂરિય્યા જુથવાળા (ખારજીઓ) છે ? પિતાએ કહ્યું : એનાથી યહૂદીઓ અને ઇસાઇઓ મુરાદ છે. યહૂદીઓએ રસૂલુલ્લાહ (સલ.)ને જુઠા માન્યા અને ઇસાઇઓએ જન્નતનો જ ઇન્કાર કરી દીધો. તેઓ કહેવા લાગ્યા : ત્યાં ન ખાવાનું હશે ન પીવાનું. હા, હરૂરિય્યા જુથવાળા તો તે વચનનો ભંગ કરે છે જે અલ્લાહ તઆલા સાથે તેમણે કર્યું હતું. હઝરત સઅદ તેમને ફાસિક કહેતા હતા.

**આયત 'ઉલાઇક લ્લઝીન કફરૂ બિઆયાતિ રબ્બિહિમ વ લિકાઇહિ ફહબિતત્ અઅ્માલુહુમ'ની તફસીર. કિંવા જે લોકોએ ખુદાની નિશાનીઓનો અને તેની સાથેની મુલાકાતનો ઇન્કાર કર્યો તેમના અમલો બેકાર ગયા.**

(૭૮/૪૯૭૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કિયામતના દિવસે કેટલાક લોકો મોટા મોટા જાડા જાડા આવશે, પરંતુ ખુદાની નજરમાં તેમનું વજન મચ્છરની પાંખ જેટલું નહીં હોય. જો તેનો પુરાવો ઇચ્છતા હોય તો આ આયત પઢો : **ફલા નુકીમુ લહુમ યવમલ કિયામતિ વઝના** કિયામતના દિવસે અમે તેનું કોઇ વજન કાયમ નહીં કરીએ.

## સૂરએ કાફ હા યા એન સ્વાદ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, કિયામતના દિવસ માટે અલ્લાહ તઆલાએ કાફિરો વિષે ફરમાવ્યું છે : 'અબ્સિરુ બિહિમ વ અસ્મિઅ' કિંવા કિયામતના દિવસે કાફિરો બરાબર જોશે અને બરાબર સાંભળશે.**

**'યા ઇબ્રાહીમુ લઇલ્લમ તન્તહિ લઅરજુમન્નક' હે ઇબ્રાહીમ જો તું નહીં અટકે તો તને ખરાબ કહીશ.**

**'રિઅયુન' કિંવા દશ્ય**

**ઇબ્ને ઉયયનહ કહે છે 'તઉઝ્ઝુહુમ'નો અર્થ છે, તેમને ગુનાહનું ઉત્તેજન આપે છે.**

**મુજાહિદ કહે છે : 'ઇદ્દન'નો અર્થ છે વાંકું. ઇબ્ને અબ્બાસ કહે છે : 'વિરદન'નો અર્થ છે તરસ્યા અને 'અસાસન'થી માલ મુરાદ છે અને 'ઇદ્દન'નો અર્થ છે મોટી વાત. 'રિકઝ' અવાજ. 'ઇતિય્યન' નુકસાન. 'બુકિય્યુન' 'બાકી'નું બહુવચન છે કિંવા રડનારાઓ. 'સિલિય્યન' 'સલીયસ્લા'નું મૂળ સ્વરૂપ છે. 'નદિય્યુન' અને 'નાદી'**

**કિંવા મજલિસ.**

મુજાહિદ કહે છે : 'ફલ્યમદુદ' કિંવા તેને મહેતલ આપે છે.

## આયત 'વ અન્ઝિરહુમ યવમલ હસ્રતિ'ની તફસીર

(૭૯/૪૯૭૪) હઝરત અબૂ સઈદ ખુદરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, (કિયામતના દિવસે) કાબર ચીતરા ઘેટાના સ્વરૂપમાં મૌત સામે આવશે. એક અવાજ દેનારો અવાજ દેશે : હે જન્નતવાસીઓ ! જુઓ, જન્નતવાળાઓ ગરદન ઉંચી કરીને જોશે. અવાજ દેનાર કહેશે : શું તમે એને ઓળખો છો ? તેઓ કહેશે : હા, એ મૌત છે. બધાએ એને જોઇ છે. ફરી અવાજ દેનારો અવાજ દેશે : હે દોઝખવાળાઓ ! જુઓ. દોઝખીઓ ગરદન ઉંચી કરીને જોશે. અવાજ દેનાર કહેશે : શું તમે એને ઓળખો છો ? દોઝખીઓ કહેશે : જી હા, એ મૌત છે. બધાએ એને જોઇ છે. તે પછી મૌતને ઝબ્હ કરવામાં આવશે. અવાજ દેનાર કહેશે : જન્નતવાળાઓ ! તમે હંમેશા જન્નતમાં રહેશો. હવે મૌત નહીં આવે. દોઝખવાળાઓ ! તમે હંમેશા દોઝખમાં રહેશો. તમને પણ મૌત નહીં આવે. આ હદીસ વર્ણન કર્યા પછી હુઝૂરે નીચેની આયત પઢી : **વ અન્ઝિરહુમ યવમલ હસ્રતિ ઇઝ કુદિયલ અમ્રૂ વ હુમ ફી ગફલતિન** તેમને અફસોસ (હસરત)ના દિવસથી ડરાવો જ્યારે કે તેમનો ફેસલો કરવામાં આવશે. એ લોકો ગફલતની હાલતમાં છે. એનાથી દુનિયાવાળા મુરાદ છે. કારણ કે, દુનિયામાં જ માનવી ગફલતમાં હોય છે. કિયામતમાં ગફલતમાં નહીં હોય.

## આયત 'વ મા નતનઝ્ઝલુ ઇલ્લા બિઅમ્રિ રબ્બિક'ની તફસીર

(૮૦/૪૯૭૫) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : એક વાર રસૂલે પાક (સલ.)એ હઝરત જિબ્રઇલને કહ્યું : આપ અમારી મુલાકાત માટે જેટલી વાર આવો છો તેનાથી વધારે વાર કેમ આવતા નથી ? તે વખતે આ આયત ઉતરી **વ મા નતનઝ્ઝલુ ઇલ્લા બિઅમ્રિ રબ્બિક લહુ મા બય્ન અય્દીના વ મા ખલ્ફના** કિંવા અમે ખુદાના હુકમથી ઉતરીએ છીએ. જે કંઇ અમારી આગળ પાછળ છે તે બધું તેનું જ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અફરઅય્ત લ્લઝી કફર બિઆયાતિના વ કાલ લઉતયન્ન માલં વ્વ વલદા' કિંવા શું તમે તે માણસને જોયો જેણે અમારી નિશાનીઓનો ઇન્કાર કર્યો અને કહ્યું કે, મને માલ અને ઔલાદ જરૂર મળશે**



(૮૧/૪૯૭૬) હઝરત ખબ્બાબ કહે છે કે, આસ ઇબ્ને વાઇલ પર મારો થોડોક હક હતો. હું તેની પાસે માગવા ગયો. આસ કહેવા લાગ્યો : જ્યાં સુધી મુહમ્મદ (સલ.) (ની નુબુવ્વત)નો ઇનકાર નહીં કરે ત્યાં સુધી હું તને કંઇ આપીશ નહીં. મેં કહ્યું : તું મરીને જીવતો થઇશ તો પણ હું હુઝૂરની નુબુવ્વતનો ઇનકાર નહીં કરૂં. આસે કહ્યું : શું મર્યા પછી હું જીવતો થઇશ ? મેં કહ્યું : હા. તે કહેવા લાગ્યો : તો મારી પાસે ત્યાં જરૂર માલ અને ઔલાદ પણ હશે. એટલે ત્યારે જ તારો હક આપી દઇશ. તે પરથી આયત **અફરઅય્ત લ્લઝી કફર બિઆયાતિના વ કાલ લઉતયન્ન માલં વ્વ વલદા** ઉતરી.

## આયત 'અત્તલઅલ ગય્બ અમિ ત્તખઝ ઇન્દ ર્રહમાનિ અહદા'ની તફસીર

(૮૨/૪૯૭૭) હઝરત ખબ્બાબ કહે છે : હું મક્કામાં લુહારનું કામ કરતો હતો. મેં આસ ઇબ્ને વાઇલની એક તલવાર બનાવી હતી. જ્યારે હું તેની પાસે પૈસાની માંગણી કરવા ગયો ત્યારે આસ કહેવા લાગ્યો : જ્યાં સુધી તું મુહમ્મદ (સલ.) (ની નુબુવ્વત)નો ઇનકાર નહીં કરે ત્યાં સુધી હું તને કંઇ આપું નહીં. મેં કહ્યું : ખુદા તને મૃત્યુ આપીને જ્યારે બીજી વાર જીવંત કરશે તો પણ હું હુઝૂરની નુબુવ્વતનો ઇનકાર નહીં કરૂં. તે કહેવા લાગ્યો : જ્યારે અલ્લાહ મને મૃત્યુ આપીને બીજી વાર જીવંત કરશે ત્યારે મારી પાસે માલ અને ઔલાદ જરૂર હશે. તે વખતે તારો હક આપી દઇશ. એ પરથી ખુદા તઆલાએ નીચેની આયત ઉતારી : **અફરઅય્ત લ્લઝી કફર બિઆયાતિના વ કાલ લઉતયન્ન માલં વ્વ વલદા. અત્તલઅલ ગય્બ અમિ ત્તખઝ ઇન્દ ર્રહમાનિ અહદા** કિંવા જૂઓ, તેણે અમારી નિશાનીઓનો ઇન્કાર કર્યો અને કહ્યું કે, મને માલ અને ઔલાદ જરૂર મળશે. શું તેને ગૈબની ખબર પડી ગઇ છે અથવા અલ્લાહ પાસેથી તેણે કોઇ વચન લઇ લીધું છે ?

**આયત 'કલ્લા સનકતુબુ મા યકૂલુ વ નમુદ્દુ લહુ મિનલ અઝાબિ મદ્દા'ની તફસીર. કિંવા એવું કદાપિ બની શકે નહીં કે, તેના કથનને અમે લખી લઇએ છીએ અને અઝાબ માટે થોડાક દિવસની મહેતલ આપીએ છીએ અને તેના માટે લાંબો અઝાબ વધારી રહ્યા છીએ**

(૮૩/૪૯૭૮) હઝરત ખબ્બાબ કહે છે : હું અંધકાર યુગમાં લુહારનું કામ કરતો હતો. આસ ઇબ્ને વાઇલ પાસે (તે સમયનું) મારૂં લેણું હતું. હું લેણું વસૂલ કરવા તેની પાસે ગયો. તે કહેવા લાગ્યો :

જ્યાં સુધી તું મુહમ્મદ (સલ.) (ની નુબુવ્વત)નો ઇન્કાર નહીં કરે ત્યાં સુધી તમારૂં લેણું આપીશ નહીં. મેં કહ્યું : જો ખુદા તને મારીને બીજી વાર જીવંત કરશે તો પણ હુઝૂરની નુબુવ્વતનો ઇન્કાર નહીં કરૂં: તે કહેવા લાગ્યો : વારૂ, ત્યારે રહેવા દે. જ્યારે હું મરીને બીજીવાર જીવંત થઇશ ત્યારે મારી પાસે માલ અને ઔલાદ પણ જરૂર હશે. તે વખતે હું તારો હક આપી દઇશ. તે પરથી નીચેની આયત ઉતરી : **અફરઅય્ત લ્લઝી કફર બિઆયાતિના વ કાલ લઉતયન્ન માલં વ્વ વલદા.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ નરિસુહુ મા યકૂલુ વ યઅ્તીના ફરદા' કિંવા તે જે કંઇ કહી રહ્યો છે તેને અમે લઇ લઇશું અને તે મારી પાસે એકલો આવશે**

(૮૪/૪૯૭૯) હઝરત ખબ્બાબ કહે છે : હું લુહારનું કામ કરતો હતો. આસ ઇબ્ને વાઇલ પાસે મારૂં થોડુંક લેણું હતું. હું ઉઘરાણી કરવા માટે તેની પાસે ગયો. તે કહેવા લાગ્યો : જ્યાં સુધી મુહમ્મદ (સલ.) (ની નુબુવ્વત)નો ઇન્કાર નહીં કરે ત્યાં સુધી હું તારા લેણા આપીશ નહીં. મેં જવાબ આપ્યો : મૃત્યુ પછી જ્યારે તને બીજી વાર જીવંત કરવામાં આવશે ત્યારે પણ હું મુહમ્મદ (સલ.)ની નુબુવ્વતનો ઇન્કાર નહીં કરૂં. તે કહેવા લાગ્યો : જ્યારે હું મરીને બીજી વાર જીવંત થઇશ અને બીજી વાર મારી પાસે માલ અને ઓલાદ હશે ત્યારે તારો હક આપી દઇશ. એ પરથી અલ્લાહ તઆલાએ નીચેની આયત ઉતારી : **અફરઅય્ત લ્લઝી કફર બિઆયાતિના વ કાલ લઉતયન્ન માલં વ્વ વલદા. અત્તલઅલ ગય્બ અમિ ત્તખઝ ઇન્દ ર્રહમાનિ અહદન, કલ્લા સનક્તુબુ મા યકૂલુ વ નમુદ્દુ લહુ મિનલ અઝાબિ મદ્દં વ્વ નરિસુહુ મા યકૂલુ વ યઅ્તીના ફરદા.**

## સૂરએ તાહા

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ઇબ્ને ઝુબૈર કહે છે કે, નબતી ભાષામાં 'તાહા'નો અર્થ છે, હે માનવી ! 'વહ્લુલ ઉક્દત મ્મિ લ્લિસાની' મારી જીભની ગાંઠ ખોલી નાખ. જે માણસ ગુંગો હોય, બોલી શકતો ન હોય અથવા બોબડો હોય અથવા તોતડો હોય તો અરબી મહાવરામાં બોલવામાં આવે છે : 'ફી લિસાનિહિ ઉક્દતુન' તેની જીભમાં ગાંઠ છે. 'અઝરી' મારી પીઠ 'ફયુસ્હિતકુમ' પછી તમને તબાહ કરી દેશે. 'મુસ્લા' ઇસ્મે તફઝીલનું પદ છે. 'અમ્સલુ'નું નારી જાતિ છે. 'સુમ્મ અ્તૂ સફ્ફન' પછી તમે ઇદગાહમાં આવો. 'સફ'થી ઇદગાહ મુરાદ છે. મહાવરામાં બોલવામાં આવે છે : 'હલ અતય્ત સ્સફ્ફલ યવ્મ' શું તમે આજે ઇદગાહ ગયા હતા ? 'ફઅવ્જસ' મનમાં છુપાવ્યું. 'ખીફતન' અસલમાં 'ખિવ્ફ' હતું (અરબી લીપિમાં) 'ખે'ના ઝેરના કારણે 'વાવ'ને 'યે'થી બદલી નાખવામાં આવ્યો. 'ફી' જૂઝુઇ ન્નખલિ' ઝાડના થડ પર. એમાં 'ફી' 'અલા'ના અર્થમાં છે. 'મા ખત્બુક' તારી શું હાલત છે ? 'મિસાસ' બાબે મુફાઅલતનું મૂળ સ્વરૂપ છે. 'સુમ્મ લનન્સિફન્નહુ' પછી અમે તેને ફેંકીશું. 'કાઅ' મેદાન 'સફસફ' સપાટ. મુજાહિદ કહે છે : 'મિન ઝીનતિલ કવમિ'માં 'ઝીનત'થી તે જ્ણસા મુરાદ છે જે બની ઇસ્રાઇલે ફિરઓનની કોમ પાસેથી વાપરવા લીધાં હતાં. 'ફકઝફ્તુહા' મેં તેમને ફેંકી દીધાં. 'કઝાલિક અલ્કા સ્સામિરિય્યુ' એમ જ સામિરીએ બનાવ્યું. 'ફનસિય મૂસા'નો અર્થ એ છે કે, સામિરીના ટેકેદારો કહેતા હતા : મૂસા પોતાના પરવરદિગારને ભૂલી ગયા કે તેને** છોડીને બીજી જગ્યાએ ચાલ્ ગયા. 'લા યર્જિઉ ઇલયહિ કવ્લન' કિંવા વાછરડો તેમ કોઇ જવાબ આપતો નથી. 'હમ્સ પગરવ. 'હશર્તની અઅ્મા વ ક કુન્તુ બસીરા' કિંવા તેં મને એ હાલતમાં ઉઠાવ્યો કે, મને કો દલીલ દેખાતી નથી. જો કે દુનિયામાં દષ્ટિવાળો હતો. ઇબ ઉયયનહ કહે છે : અમ્સલુહુ તે બધામાં વધારે સીધા રસ્તા પ

ઇબ્ને અબ્બાસ કહે છે ક આયત 'ફલા યખાફુ ઝુલ્મં લાહદમન'થી મુરાદ એ છે ક એના પર ઝુલ્મ નહીં કરવા આવે. એવું નહીં બને કે તે નેકીઓ ઘટાડવામાં આવે. આય 'લા તરા ફીહા ઇવજં વ્વ અમ્તા.' 'ઇવજન'નો અર્થ નાળું અને 'અમતન'નો અર્થ ટેકરો. 'સીરત' હાલત 'નુહ પરહેઝગારી. 'દન્કા' બદનસીબ 'હવા' તે બદનસીબ બન્ય 'મુકદ્દસ' બરકતવાળુ 'બિમુલ્કિના' અમારા હુકમથ 'મકાનન સુવા' બરાબર વચ્ચે મકાન. 'યબસા' સૂકું. 'લા તનિ ફી ઝિક્રી' મારી યાદમાં કમજો ન કર.

**આયત 'વ સ્તનઅ્તુક લિનફસી'ની તફસીર**

(૮૫/૪૯૮૦) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, એક વાર હઝરત મૂસા અને હઝરત આદમ (અલ.)ની (આસ્માન પર) મુલાકાત થઇ. હઝરત મૂસા (અલ.)એ હઝરત આદમ (અલ.)ને કહ્યું : તમે જ લોકોને બદનસીબીમાં નાખ્યા છે. તેમને જન્નતમાંથી કાઢયા છે. હઝરત આદમ (અલ.)એ જવાબ આપ્યો કે, તમને અલ્લાહ તઆલાએ ખાસ પોતાના માટે પેદા કર્યા અને પયગમ્બર પદ માટે નક્કી કર્યા. તમારા પર તૌરાત ઉતારી. હઝરત આદમ (અલ.)એ કહ્યું : તમે તે ગુનોહ પણ જોયો હશે જે અલ્લાહ તઆલાએ મારા જન્મ પહેલાં મારા ભાગ્યમાં લખ્યો હતો ? હઝરત મૂસાએ કહ્યું : જી હા. હુઝૂર (સલ.) કહે છે કે, હઝરત આદમ (અલ.) વાતચીતમાં મૂસા (અલ.) સામે જીતી ગયા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ અવહયના ઇલા મૂસા અન અસ્રી બિઇબાદી ફદરિબ લહૂમ તરીકન ફીલ બહ્‌રિ યબસ લ્લાતખાફુ દરકં વ્વ લાતખ્શા. ફઅત્બઅહુમ ફિરઔનુ બિજુનૂદિહિ ફગશિયહુમ મિનલ યમ્મિ મા ગશિયહુમ વ અદલ્લ ફિરઔનુ કવમહુ વ મા હદા' કિંવા અમે મૂસા પાસે વહી મોકલી કે, મારા બંદાઓને રાતોરાત લઇ જા અને દરિયામાં સૂકા રસ્તા પર મૂકી દે. તમને પકડાવાનો ભય નથી અને (ડુબવાનો) ભય નથી. ફિરઓન બની ઇસ્રાઇલ પાછળ પોતાનું લશ્કર લઇને નીકળ્યો, પરંતુ તેમને પ્રચંડ પાણીએ ઢાંકી દીધા. (બધા ડૂબી ગયા) ફિરઓને પોતાની કોમને ગુમરાહ કરી દીધી. સીધો રસ્તો બતાવ્યો નહીં**

(૮૬/૪૯૮૧) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : હુઝૂરે પાક (સલ.) જ્યારે મદીનામાં આવ્યા ત્યારે જોયું કે, યહૂદીઓ આશૂરાનો રોઝો રાખે છે. કારણ પૂછયું ત્યારે યહૂદીઓએ કહ્યું : આજના દિવસે મૂસા (અલ.) ફિરઓન પર વિજયી બન્યા હતા. હુઝૂરે કહ્યું : તો મારો સંબંધ મૂસા (અલ.) સાથે (તમારી સરખામણીમાં) વધારે નજીકનો છે. (હુઝૂરે સહાબાને હુકમ આપ્યો) એટલે તમે આ દિવસે રોઝો રાખો.

**આયત 'ફલાયુખ્રિજન્નહુમા મિનલ જન્નતિ ફતશ્કા'ની તફસીર**

(૮૭/૪૯૮૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : એક વાર હઝરત આદમ (અલ.) અને હઝરત મૂસા (અલ.) વચ્ચે વાદવિવાદ થયો. મૂસા (અલ.)એ કહ્યું : તમે પોતે જ ગુનોહ કરીને બધા લોકોને જન્નતમાંથી કાઢયા અને મુસીબતમાં નાખ્યા. હઝરત આદમ (અલ.)એ કહ્યું : મૂસા, તમને ખુદા તઆલાએ પોતાના પયગમ્બરનું અને પોતાની સાથે વાતચીત કરવાનું બહુમાન આપ્યું. શું તમે મને એવા કામ માટે વગોવો છો જે અલ્લાહ તઆલાએ મને પેદા કરતાં પહેલાં જ મારા નસીબમાં લખ્યું હતું. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, (આ વાદવિવાદમાં) હઝરત આદમ (અલ.) હઝરત મૂસા (અલ.) સામે જીતી ગયા.

## સૂરએ અંબિયા

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

(૮૮/૪૯૮૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, સૂરએ બની ઇસ્રાઇલ, સૂરએ કહફ, સૂરએ મરયમ, સૂરએ તાહા અને સૂરએ અંબિયા પુરાણી સૂરતોમાંથી છે. (કિંવા એમાં આગળના નબીઓનું વર્ણન છે. જે પહેલેથી લોકો જાણે છે અથવા જાણતા હતા) હઝરત કતાદા કહે છે : '**જુઝાઝન**'નો અર્થ છે ટુકડે ટુકડા. **કુલ્લુન ફી ફલકિં યસ્બહૂન** દરેક તારો પોતાની ધરી પર ઘુમે છે અથવા દરેક તારો પોતાના આકાશમાં ઘુમે છે, જેમ કે ચરખાનું પિંડુ ઘુમે છે. અર્થ હસન બસરીએ વર્ણવ્યો છે.

ઇબ્ને અબ્બાસ કહે છે : **નફશત** અર્થ છે ચરી ગઇ. **યુસ્હબૂન** રોકવા આવશે. **ઉમ્મતુકુમ ઉમ્મ વાહિદતુન** કિંવા તમારો ધર્મ એક ઇકરિમા કહે છે કે, હબસી ભાષામાં હ ઇંધણને કહેવામાં આવે છે. **અહસ્સૂ** તે આશા બંધાઇ. **ખામિદીન** બુઝાયેલ **હસીદ** મૂળમાંથી ઉખેડી નાખે એકવચન અને બહુવચન બધા મ બોલાય છે. **લા યસ્તહ્‌સિરૂન** થા નથી. **હસીર** થાકેલો. **હસર્તુ બઇ** મેં મારા ઊંટને થકવી નાખ્યું. **અમ** દૂર, ઊંડું. **નુકિસૂ** ઊંધા કરી દેવા આવ્યા. **લબૂસ** બખ્તરો **તકત્ત અમ્રહુમ** તેઓ જુદા જુદા થઇ ગ **હસીસુન, હિસ્સુન, જર્સુન** **હમ્સુન** બધાનો એક અર્થ છે કિ ખખડાટ. **આઝન્નાક** અમે તમને ખ આપી.

મુજાહિદ કહે છે : **લઅલ્લકુ તુસ્અલુન**નો અર્થ છે જેથી તમે સમ ઇર્તદા પસંદ કર્યું, રાજી થયો. **તમાસીલ** મૂર્તિઓ મુરાદ છે. **સિજ્જીલ** લખાણ કાગળ.

**આયત 'કમા બદઅ્‌ના અવ્વ ખલ્કિ ન્નુઇદુહુ'ની તફસીર**

(૮૯/૪૯૮૪) હઝરત ઇબ

અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ એક દિવસ તકરીરમાં કહ્યું : (કિયામતના દિવસે) તમને અલ્લાહ તઆલાની સામે નગ્ન અને ખત્ના વગર ઉઠાવીને હાજર કરવામાં આવશે. (અલ્લાહ તઆલા ફરમાવે છે :) જેવી રીતે અમે પહેલી વાર પેદા કર્યા તેવી જ રીતે બીજી વાર પેદા કરીશું. આ અમારો વાયદો છે. અમે એ જરૂર કરીશું. પછી સૌ પ્રથમ હઝરત ઇબ્રાહીમ (અલ.)ને પોષાક પહેરાવવામાં આવશે. સાંભળો, મારી ઉમ્મતમાંથી થોડાક માણસોને ડાબી બાજુએ (દોઝખ તરફ) લઇ જવામાં આવશે. હું કહીશ, એય અલ્લાહ ! એ તો મારા સહાબીઓ છે. હુકમ થશે, તમને ખબર નથી કે, એમણે તમારા પછી કેવી બિદઅતો શરૂ કરી હતી. હું તેવું જ કહીશ જે નેક બંદો (હઝરત ઇસા) કહેશે, **વ કુન્તુ અલયહિમ શહીદ મ્મા દુમ્તુ ફીહિમ.....** હુકમ થશે કે, જ્યારે તમે એમનાથી જુદા પડયા ત્યારે એ લોકો ઉલટા પગે (ઇસ્લામથી) ફરી ગયા.

## સૂરએ હજ્જ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**ઇબ્ને ઉયયનહ કહે છે : 'મુખ્બિતીન'નો અર્થ છે સંતોષ અને શાંતિ ધારણ કરનાર.**

**ઇબ્ને અબ્બાસ કહે છે, આયત 'ઇઝા તમન્ના અલ્ક શ્શયતાનુ ફી ઉમ્નિય્યતિહિ ફયન્સખુ લ્લાહુ મા યુલ્કી શ્શયતાનુ સુમ્મ યુહકિમુ આયાતિહિ'ની તફસીર અંગે વર્ણન કર્યું છે કે, ઉપરોક્ત આયતનો એ અર્થ છે કે, જ્યારે તે કંઇ વાત કરે છે ત્યારે તેમાં શયતાન ભેળસેળ કરી દે છે, પરંતુ અલ્લાહ શયતાને કરેલી ભેળસેળને રદ કરે છે અને પોતાની આયતોને મજબૂત કરે છે. કેટલાક લોકો કહે છે કે 'ઉમ્નિય્યત'થી મુરાદ પઢવું છે. 'લા યઅ્લમૂનલ કિતાબ ઇલ્લા અમાનિય્ય'નો અર્થ એ છે કે, તેઓ પઢે છે લખતા નથી.**

**મુજાહિદ કહે છે કે, 'કસ્રૂ મ્મશીદુન'નો અર્થ એ છે કે, એક મહેલ છે જેને સીસા વડે મજબૂત કરવામાં આવ્યો છે. 'યસ્તૂન' ઝુલ્મ કરે. 'સત્વત'માંથી બન્યું છે. કોઇ કહે છે કે, એનો અર્થ શિક્ષા કરવાનો છે. 'વ હુદૂ ઇલ તય્યિબિ મિનલ કવલિ' અને તેમને પાક સાફ વાત (કુર્આન) આપવામાં આવી.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત 'ફલ્યમ્દુદ બિસબબિન ઇલ સ્સમાઇ'માં 'સબબ'થી મુરાદ**



**રસ્સી છે, જે ઘરની છતમાં લટકેલી હોય. 'તઝહલુ' મશગુલ અને ગાફિલ થાય છે.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ તર ન્નાસ સુકારા....' કિંવા તમે લોકોને નશામાં ચકચુર જોશો. જો કે તેમણે નશો નહીં કર્યો હોય**

(૯૦/૪૯૮૫) હઝરત અબૂ સઇદ ખુદરી (રદિ.) કહે છે : હુઝૂરે પાક (સલ.)એ ફરમાવ્યું : કિયામતના દિવસે અલ્લાહ તઆલા કહેશે : હે આદમ ! હઝરત આદમ (અલ.) કહેશે : હે અલ્લાહ ! હું હાજર છું, મૌજુદ છું. એક ફરિશ્તો પોકાર પાડીને કહેશે કે, અલ્લાહ તઆલા તમને હુકમ આપે છે કે, તમારી ઓલાદમાંથી દોઝખીઓનું જુથ કાઢી લો. હઝરત આદમ (અલ.) કહેશે : હે અલ્લાહ ! દોઝખીઓ કેટલા છે ? અલ્લાહ તઆલા કહેશે : હઝારમાંથી નવસો નવ્વાણું. આ સાંભળતાની સાથે જ સગર્ભા સ્ત્રીઓનો ગર્ભ પડી જશે અને બાળકો વૃધ્ધ થઇ જશે. લોકો તમને નશામાં ચકચુર દેખાશે, જો કે તેમણે નશો નહીં કર્યો હોય, બલ્કે ખુદાનો અઝાબ જ સખ્ત હશે. હુઝૂર (સલ.)નું આ ફરમાન સાંભળતાં જ લોકો ચિંતામાં પડી ગયા અને ચહેરા ફિક્કા પડી ગયા. હુઝૂરે કહ્યું : નવસો નવ્વાણું યાજૂજ માજૂજમાંથી હશે અને એક તમારામાંથી હશે. તમાર સંખ્યા (એટલી) હશે જેટલી કે સફે બળદની પીઠ પર કાળા વાળની અથવ કાળા બળદની પીઠ પર સફેદ વાળની મને આશા છે કે, તમે લોક જન્નતવાસીઓના ચોથા ભાગ જેટલ હશો. હઝરત અબૂ સઇદ કહે છે : અમે આ સાંભળીને તકબીર કહી. હુઝૂરે કહ્યું : (બલ્કે) જન્નતવાસીઓના ત્રીજ ભાગ જેટલા. અમે ફરી તકબીર કહી હુઝૂરે કહ્યું : (બલ્કે) જન્નતવાસીઓનં અડધો ભાગ. અમુક કિર્અતોમાં **સુકાર વ મા હુમ બિસુકારા**ના બદલે **સકરા વ મા હુમ બિસકર** આવ્યું છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે 'વ મિન ન્નાસિ મંય્યઅ્બુદુ લ્લાહ અલા હરફિન ફઇન અસાબહુ ખયરૂ નિત્મઅન્ન બિહિ વ ઇન અસાબત્હુ ફિત્નતુ નિન્કલબ અલા વજ્હિહિ ખસિર દુન્યા વલ આખિરત....' કેટલાક લોકો ખુદાની ઇબાદત શંકાની હાલતમ કરે છે. જો તેમને કોઇ નેઅમત મળી જાય તો ચેન પડી જાય છે અને કોઇ મુસીબત આવી પડે તો તરત મોં ફેરવી લે છે. દુનિય પણ બરબાદ થાય છે અને દીન પણ. 'અત્રફનાહુમ' અમે તેમને ખુશહાલ કર્યા**

(૯૧/૪૯૮૬) હઝરત ઇબ્ને અબ્બાસ આયત **વ મિન ન્નાસિ મંય્યઅ્બુદુ લ્લાહ અલા હરફિન**ની તફસીર અંગે કહે છે કે, કેટલાક માણસો મદીનામાં આવતા હતા. હવે જો તેમની પત્નીને પુત્ર પેદા થતો અને ઘોડાઓની ઔલાદ વધતી તો કહેતા : આ ધર્મ સારો છે. જો પત્નીને પુત્ર પેદા ન થતો અને ઘોડાઓની ઔલાદ ન વધતી તો કહેતા : આ ધર્મ ખરાબ છે.

**આયત 'હાઝાનિ ખસ્માનિ ખ્તસમૂ ફી રબ્બિહિમ'ની તફસીર. કિંવા આ બે દાવેદારો છે જે પોતાના પાલનહાર વિષે ઝઘડે છે**

(૯૨/૪૯૮૭) હઝરત અબૂઝર કસમ ખાઇને વર્ણન કરતા હતા કે, આયત **હાઝાનિ ખસ્માનિ ખ્તસમૂ ફી રબ્બિહિમ** હઝરત હમઝા અને તેમના બંને સાથીઓ અને ઉત્બા અને તેમના બંને સાથીઓ અંગે ઉતરી હતી. જ્યારે કે બદરની લડાઇમાં એ લોકો એકલપંડે મુકાબલા માટે નીકળ્યા હતા.

(૯૩/૪૯૮૮) હઝરત અલી મુર્તઝા કહે છે કે, કિયામતના દિવસે અલ્લાહ તઆલા સામે સૌ પ્રથમ ઝઘડો કરવા માટે હું બંને ઘુંટણ વાળીને બેસીશ. કૈસ કહે છે કે, આયત **હાઝાનિ ખસ્માનિ ખ્તસમૂ ફી રબ્બિહિમ** તે લોકો વિષે ઉતરી હતી જેમણે બદરની લડાઇમાં એકલપંડે પરસ્પર મુકાબલો કર્યો હતો. કિંવા હઝરત અલી, હઝરત હમઝા, હઝરત ઉબૈદા, શયબા ઇબ્ને રબીઆ, ઉત્બા ઇબ્ને રબીઆ અને વલીદ ઇબ્ને ઉત્બા.

## સૂરએ મુઅ્મિનૂન

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**ઇબ્ને ઉયયનહ કહે છે કે, 'સબ્અ તરાઇક'થી સાત આસ્માન મુરાદ છે. 'સાબિકૂન'થી તે લોકો મુરાદ છે જેમને પહેલેથી સદ્ભાગ્ય સાંપડયું હોય. 'વજિલતુન' ડરનાર**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'હયૂહાત હયૂહાત'નો અર્થ છે દૂર રહે, દૂર રહે. 'ફસ્અલિલ આદ્દીન'થી ફરિશ્તાઓ છે. 'લનાકિબૂન' બેશક, તેઓ ફરી બેસનાર છે. 'કાલિહૂન' તેઓ બદસૂરત છે. 'સુલાલતુન' બાળક અને ગર્ભ 'જિન્નતુન' અને 'જુનૂનુન' બંને સમઅર્થી છે કિંવા પાગલ પણ. 'ગુસાઉન' ફીણ અને તે કચરો જે પાણી પર હોય છે અને નિરર્થક હોય છે.**

## સૂરએ નૂર

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'મિન ખિલાલિહિ' કિંવા વાદળના**



**પરદાઓમાંથી. 'સના બરકિહિ' વીજળીનો ચમકારો અને પ્રકાશ. 'મુઝઇબીન' આજીજી કરનાર, ઝુકનાર. 'અશ્તાતા, શત્તા, શતાતુન અશતુન' બધાનો એક જ અર્થ છે.**

**સઅદ ઇબ્ને અયાઝ સુમાલી કહે છે કે, હબસી ભાષામાં ગોખલાને 'મિશ્કાત' કહેવામાં આવે છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'સૂરતુન અન્ઝલ્નાહ'નો અર્થ છે, આ સૂરત છે જેને અમે બયાન કરી છે. કુર્આનને કુર્આન એટલા માટે કહેવામાં આવે છે કે, કુર્આનનો અર્થ છે પરસ્પર મળેલું અથવા સમુહ. કુર્આન પણ સૂરતોનો સમુહ છે અને તેમાં એક સૂરત બીજી સાથે મળેલી છે. એટલે કુર્આન કહેવામાં આવે છે. સૂરતને સૂરત એટલા માટે કહેવામાં આવે છે કે, સૂરતનો અર્થ છે જુદી અને અલગ. કારણ કે, દરેક સૂરત એક બીજીથી અલગ છે, એટલે તેને સૂરત કહેવામાં આવે છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'ઇન્ન અલયના જમ્અહુ વ કુર્આનહુ' કિંવા અમારા પર એનું એકત્ર કરવું અને એના અમુક ભાગને અમુક સાથે મેળવવો ઝરૂરી છે. 'ફઇઝા કરઅ્નાહુ ફત્તબિઅ્ કુર્આનહુ' એટલે જ્યારે અમે તેને એકત્ર કર્યું અને સંપાદન કર્યું ત્યારે તમે તેના સંપાદન કરેલ હુકમનું પાલન કરો, જે કંઇ તમને હુકમ આપ્યો છે તે કરો અને જેની મનાઇ કરવામાં આવી છે તે ન કરો. અરબોના મહાવરામાં પણ બોલવામાં આવે છે : 'લયૂસ લિશિઅ્રિહિ કુર્આનુન' કિંવા તેના શે'રમાં શબ્દોની ગુંથણી નથી. કુર્આનને 'ફુર્કાન' પણ કહેવામાં આવે છે. કારણ કે, કુર્આન સત્ય અને અસત્યમાં ફરક અને જુદાઇ કરે છે. (વાંજિયણ) સ્ત્રીને મહાવરામાં કહેવામાં આવે છે : 'માકરઅત્ સલન કત્તુ' તેણે પોતાના પેટમાં કદી કોઇ બચ્ચાને ભેગું કર્યું નહીં.**

**'ફર્રદનાહા' 'રે'ની તશદીદ સાથે. એનો અર્થ છે કે, અમે તેને ઉતાર્યું છે. એમાં જુદા જુદા ફરઝો છે. જે લોકો 'ફરદનાહા' 'રે'ના જઝમ સાથે પઢે છે તેમની દ્દષ્ટિએ એ અર્થ છે કે, તેને અમે તમારા પર અને તમારી પાછળના લોકો**

**પર ફર્ઝ કર્યુ છે.**

**મુજાહિદ કહે છે કે, આયત 'અવિ ત્તિફલિ લ્લઝીન લમ યઝહરૂ'નો અર્થ એ છે કે, જે બાળકો બચપણ અને નાના હોવાના કારણે જાણકાર ન હોય તેમનાથી પરદો કરવો જરૂરી નથી.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન યરમૂન અઝવાજહુમ વ લમયકુ લ્લહુમ શુહદાઉ ઇલ્લા અન્ફુસુહુમ ફશહાદતુ અહદિહિમ અરબઉ શહાદાતિમ્ બિલ્લાહિ ઇન્નહુ લમિન સ્સાદિકીન.' કિવા જે લોકોએ પોતાની પત્નીઓ પર તહોમત મૂકી હોય અને પોતાની જાત સિવાય તેમની પાસે બીજી કોઇ ગવાહી ન હોય તો તેમની ગવાહી એ છે કે, ચાર વાર અલ્લાહનું નામ લઇને ગવાહી આપે છે કે તેઓ સાચા છે**

(૯૪/૪૯૮૯) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, ઉવયમિરે આસિમ ઇબ્ને અદીને જઇને પૂછ્યું કે, જો કોઇ માણસ પોતાની પત્ની સાથે કોઇ પરાયા પુરૂષને જુએ તો શું કરે ? તેને કત્લ કરી દે ? શું તમે લોકો તેને કત્લ કરવાનું જાઇઝ સમજો છો ? ગમે તેમ પણ તેણે શું કરવું જોઇએ ? તમે મારા માટે રસૂલુલ્લાહ (સલ.)ને આ હુકમ પૂછો. આસિમે હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને મસ્અલો પૂછ્યો. હુઝૂરે મૂળ સવાલને જ સારો ગણ્યો નહીં. ઉવયમિરે આસિમને પૂછ્યું. આસિમે કહી દીધું કે, રસૂલુલ્લાહ (સલ.)એ મૂળ સવાલને જ યોગ્ય ગણ્યો નહીં અને શરમજનક ગણ્યો. ઉવયમિરે કહ્યું : હું તો હુઝૂરને એ પૂછીને જ રહીશ. જેથી ઉવયમિર પોતે પવિત્ર સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! જો કોઇ માણસ પોતાની પત્ની પાસે કોઇ પર પુરૂષને જુએ તો તેને મારી નાખે કે શું કરે ? શું આપ તેને કત્લ કરવાની રજા આપો છો ? રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : તારો અને તારી પત્નીનો ફેસલો કરવા માટે કુર્આન ઉતરી ચૂકયું છે. ત્યાર પછી આપે કુર્આનના હુકમ અનુસાર બંનેને લિઆન કરવાનો હુકમ આપ્યો. બંનેએ લિઆન કર્યું. લિઆન પછી ઉવયમિરે કહ્યું : યા રસૂલલ્લાહ ! હવે જો હું તે ઓરતને રાખીશ તો તેના પર ઝુલ્મ થશે. એટલે હું તેને તલાક આપું છું. અહીંથી જ લિઆન કરનારાઓ માટે લિઆન કર્યા પછી તલાક આપવાની પ્રણાલિકા કાયમ થઇ છે.

હુઝૂર (સલ.)એ કહ્યું : જુઓ, જો તે ઓરતનું બાળક શ્યામ પેદા થાય, આંખો કાળી, નિતંબ મોટા અને પિંડલીઓ જાડી હોય તો મારા ખયાલ મુજબ ઉવયમિર સાચો છે અને જો બાળક ઘઉંના જેમ



લાલ રંગનું પેદા થાય તો મારી માહિતી પ્રમાણે ઉવયમિર જુઠો છે. છેવટે બાળક એવા રંગનું પેદા થયું જેને રસૂલુલ્લાહ (સલ.)એ ઉવયમિરના સાચા હોવાનું કારણ ઠેરવ્યું હતું. પછી બાળકની નિસ્બત ઉવયમિર તરફ કરવામાં આવતી ન હતી, બલ્કે તેની માં તરફ નિસ્બત કરવામાં આવતી હતી.

**આયત 'વલ ખામિસતુ અન્ન લઅનત લ્લાહિ અલયહિ ઇન કાન મિનલ કાઝિબીન'ની તફસીર**

(૯૫/૪૯૯૦) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે કે, એક માણસે રસૂલે પાક (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! બતાવો, જો કોઇ માણસ પોતાની પત્ની સાથે પરાયા પુરૂષને જુએ તો શું તેને કત્લ કરી દે અથવા શું કરે ? શું આપ તેને કત્લ કરવાની રજા આપો છો ? એ પરથી કુર્આનમાં લિઆનનો હુકમ ઉતર્યો. હુઝૂરે કહ્યું : તારી અને તારી પત્ની વચ્ચેનો આ ચુકાદો આપવામાં આવ્યો છે. રાવી કહે છે : હું હુઝૂર પાસે હતો, એવામાં બંનેએ લિઆન કર્યું. લિઆન પછી તે માણસે પોતાની પત્નીને રાખી નહીં. અહીંથી જ એવો રિવાજ પડી ગયો કે, લિઆન કરનારાઓમાં પરસ્પર જુદાઇ કરી દેવામાં આવી છે. તે સ્ત્રી સગર્ભા હતી, પરંતુ તે માણસે પોતાના ગર્ભનો પણ ઇન્કાર કર્યો. આ જ કારણે તે છોકરાની પોતાની માં તરફ નિસ્બત કરવામાં આવતી હતી. એ સમયથી જ વારસા અંગે એવી પ્રથા પડી ગઇ કે, આવું બાળક પોતાની માંનું વારસદાર બનશે. (બાપનો વારસદાર નહીં બને) અને માં એ બાળકની વારસદાર બનશે.

**આયત 'વ યદરઉ અન્હલ અઝાબ અન તશ્હદ અરબઅ શહાદાતિમ્ બિલ્લાહિ ઇન્નહુ લમિનલ કાઝિબીન'ની તફસીર**

(૯૬/૪૯૯૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હિલાલ ઇબ્ને ઉમય્યાએ હુઝૂરે પાક (સલ.)ની સેવામાં હાજર થઇને પોતાની પત્ની પર વ્યભિચારની તહોમત મૂકી અને કહ્યું કે, તેણે શરીક ઇબ્ને સહમા સાથે વ્યભિચાર કર્યો છે. હુઝૂરે કહ્યું : તમે ગવાહ રજૂ કરો, નહીં તો 'હદ' (શરઇ શિક્ષા) ફટકારવામાં આવશે. હિલાલે કહ્યું : યા રસૂલલ્લાહ ! જો કોઇ માણસ પોતાની પત્ની પર કોઇને જુએ તો ગવાહ શોધતો ફરે ? પરંતુ હુઝૂર સતત એમ જ કહી રહ્યા હતા કે, કયાં તો ગવાહ રજૂ કરો, નહીં તો તમારી પીઠ પર 'હદ' ફટકારવામાં આવશે. હિલાલે કહ્યું : તે ખુદાની કસમ છે જેણે આપને સાચો ધર્મ આપીને મોકલ્યા છે, હું સાચો છું. ખુદા

તઆલા જરૂર એવો કોઇ હુકમ ઉતારશે, જેનાથી મારો છુટકારો થઇ શકે. તરત જિબ્રઇલ નીચેની આયત લઇને ઉતર્યા : **વ લ્લઝીન યરમૂન અઝ્વાજહુમ....** હુકમના ઉતરાણ પછી રસૂલુલ્લાહ (સલ.)એ તે ઓરતને બોલાવી અને હિલાલ પણ આવી ગયા. તેમણે (પત્નીના વ્યભિચાર કરવાની) ગવાહી આપી. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ખુદા સારી રીતે જાણે છે કે, તમારામાંથી એક વ્યકિત જુઠી છે, તો શું તે તૌબા કરી શકે છે ? હિલાલ પછી ઓરતે ઉભા થઇને (પોતાના નિર્દોષ હોવાની) ગવાહી આપી. જ્યારે પાંચમી ગવાહી પર પહોંચી ત્યારે લોકોએ તેને રોકી અને કહ્યું : આ પાંચમી ગવાહી (તમારા બંને વચ્ચે જુદાઇ) જરૂરી બનાવી દેશે. ઇબ્ને અબ્બાસ કહે છે : આ સાંભળીને તે ઔરત કંઇક થંભી અને ખચકાઇ. અમને લાગ્યું કે, તે પોતાની ગવાહીમાંથી ફરી બેસશે, પરંતુ છેવટે તેણે કહ્યું : હું હંમેશ માટે મારી કોમને ઝલીલ કરીશ નહીં, જેથી તેણે ગવાહી પૂરી કરી. હુઝૂર (સલ.)એ કહ્યું : જો તે ઓરતનું બાળક કાળી આંખોવાળું, મોટા મોટા નિતંબવાળું હોય, પિંડલીઓ ભરેલી હોય તો શરીક ઇબ્ને સહમાનું છે. જેથી બાળક તેવું જ પેદા થયું. હુઝૂરે કહ્યું : જો કુર્આનનો હુકમ તેના પર લાગુ કરવામાં ન આવ્યો હોત તો હું ફરી તેની પૂછપરછ કરત.

**આયત 'વલ ખામિસતુ અન્ન ગદબ લ્લાહિ અલયહા ઇન કાન મિન સ્સાદિકીન'ની તફસીર**

(૯૭/૪૯૯૨) હઝરત ઇબ્ને ઉમર કહે છે કે, એક માણસે પોતાની પત્ની પર વ્યભિચારની તહોમત મૂકી અને તેના બાળકનો ઇન્કાર કરી દીધો. રસૂલુલ્લાહ (સલ.)એ લિઆન કરવાનો હુકમ આપ્યો. બંનેએ એવી રીતે લિઆન કર્યું જેનો કુર્આનમાં ઉલ્લેખ છે. છેવટે હુઝૂરે ઓરતને બાળક આપવાનો હુકમ આપ્યો અને બંને લિઆન કરનારાઓમાં જુદાઇ કરાવી દીધી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન લ્લઝીન જાઊ બિલ ઇફકિ ઉસ્બતુ મ્મિનકુમ લા તહસબૂહુ શર્રું લ્લકુમ બલ હુવ ખયરૂ લ્લકુમ લિકુલ્લિ મ્રિઇ મ્મિન્હુમ મકતસબ મિનલ ઇસ્મિ વ લ્લઝી તવલ્લા કિબ્રહુ મિન્હુમ લહુ અઝાબુન અઝીમ.' કિંવા જે લોકોએ તહોમત મૂકી છે તે તમારી જ એક જમાઅત છે. તમે એને પોતાના હકમાં ખરાબ ન સમજો. એ તમારા માટે સારૂં છે. તેમનામાંથી જે માણસે જે ગુનોહ કર્યો તેની શિક્ષા તેને મળશે. જેણે ભયંકર તહોમત મૂકી છે તેના માટે ભયંકર અઝાબ છે. 'અફફાક' ઘણો જુઠો માણસ**

(૯૮/૪૯૯૩) હઝરત આઇશા (રદિ.) કહે છે કે, **વ લ્લઝી તવલ્લા કિબ્રહુ**થી અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય મુરાદ છે તે પછી હઝરત આઇશાએ (આ આયત) પઢી : **વ લવલા ઇઝ સમિઅ્તુમૂહુ કુલ્તુમ મા યકૂનુ લના અન્નતકલ્લમ બિહાઝા સુબ્હાનક હાઝા બુહતાનુન અઝીમ....** કિંવા જ્યારે તમે એવી ખબર સાંભળી હતી તો કેમ કહ્યું નહીં કે, આ વાત મોં પર લાવવી અમારા માટે ઠીક નથી. અલ્લાહ તઆલા પાક છે. આ ભયંકર તહોમત છે. તેમણે એ અંગે ચાર ગવાહો કેમ રજુ કર્યા નહીં. જ્યારે તેઓ ગવાહો લાવી શકયા નહીં તો તેઓ અલ્લાહને ત્યાં જુઠા છે.

(૯૯/૪૯૯૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) જ્યારે કયાંક સફરમાં જતા ત્યારે પોતાની પત્નીઓના નામની ચિઠ્ઠીઓ નાખતા. જેનું નામ નીકળતું તેને સાથે લઇ જતા. જેમ કે એક જિહાદ વખતે હુઝૂરે અમારી વચ્ચે ચિઠ્ઠીઓ નાખી અને મારૂં નામ નીકળ્યું. હું હુઝૂરની સાથે ગઇ. પરદાવાળી આયત તે વખતે ઉતરી ચૂકી હતી. એટલે મને કાઠડામાં જ બેસાડવામાં આવી હતી. મારો કાઠડો જ ઉંચકીને મૂકવામાં આવતો હતો અને કાઠડો જ ઉતારવામાં આવતો હતો. એ જ રીતે અમે રવાના થયા. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) જિહાદમાંથી પરવારીને પાછા ફર્યા અને પાછા ફરતાં અમે બધા મદીનાની નજીક પહોંચ્યા ત્યારે હુઝૂરે એક રાત્રે કૂચ કરવાની જાહેરાત કરી. હું કૂચની જાહેરાત સાંભળીને ઉઠી અને હાજત માટે ગઇ. લશ્કરની બહાર જઇને હાજત કરીને મારી જગ્યાએ પાછા ફરવાના ઇરાદાથી નીકળી ત્યારે જોઉં છું કે, યમની નગીનાઓનો મારો હાર કયાંક તૂટી પડયો છે. હું હાર શોધવા લાગી. શોધતાં મને વાર લાગી. એ દરમ્યાન જે લોકો મારો કાઠડો ઉંચકતા હતા તેઓ આવી ગયા. મારો કાઠડો ઉંચકીને એવા ખ્યાલથી ઊંટ પર મૂકી દીધો કે, હું તેની અંદર છું. કારણ કે, તે સમયે સ્ત્રીઓ હલકી ફુલકી હતી. ગોશતના કારણે ભારેખમ ન હતી. આ જ કારણસર તે લોકોને કાઠડો ઉંચકતી વખતે હલકું લાગ્યું નહીં. હું તો તે સમયે ઉગતી વયની છોકરી હતી. (મારો ભાર તો ઘણો જ ઓછો હતો) લોકો ઊંટને ઉઠાડીને ચાલતા થયા. લશ્કરના ચાલ્યા ગયા પછી હું આવી. હાર તો મને ત્યાં મળી ગયો, પરંતુ કોઇ પણ માણસ ત્યાં હાજર ન હતો. નાછુટકે મેં મારી જગ્યાએ બેસી રહેવાનો નિશ્ચય કર્યો અને એમ વિચાર્યું કે, જ્યારે તે લોકો મને નહીં જુએ તો તરત પાછા ફરીને મને લેવા આવશે.

ત્યાં બેઠા બેઠા મને ઉંઘ આવી ગઇ અને હું સૂઇ ગઇ. સફવાન ઇબ્ને મુઅત્તલ લશ્કરની પાછળ રહેતો હતો. તે પાછલી રાત્રે તે પડાવથી રવાના થયો અને સવારમાં તેને કોઇ સૂતેલા માણસનું અસ્તિત્વ દેખાયું. મારી પાસે આવીને તેણે મને ઓળખી લીધી. કારણ કે, પરદાનો હુકમ ઉતરતાં પહેલાં તેણે મને જોઇ હતી. તે જોઇને અફસોસ સાથે **'ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલયહિ રાજિઊન'** પઢયો. હું તેના અવાઝથી જાગી પડી અને ચાદરથી મોં ઢાંકી દીધું. ખુદાની કસમ ! 'ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલયહિ રાજિઊન' સિવાય ન કોઇ વાત તેણે મને કહી ન મેં કોઇ વાત તેનાથી સાંભળી. પછી તેણે પોતાનું ઊંટ બેસાડયું. ઊંટના પગ પર તેણે પોતાનો હાથ મૂકયો. હું સવાર થઇ ગઇ. તે સવારી ઉઠાડીને ચાલતો થયો. અમે લશ્કરમાં (બપોરે) પહોંચી ગયાં. જ્યારે કે લશ્કરવાળાઓ સખ્ત ગરમીના કારણે એક જગ્યાએ થોભી ગયા હતા. બસ આટલી વાતના કારણે જે હલાક થયો તે હલાક થયો. મદીના જઇને હું બીમાર પડી ગઇ. એક મહીના સુધી બીમાર રહી. આ મુદ્દત દરમ્યાન લોકો તહોમત મૂકનારાઓની વાતોની ચર્ચા કરતા હતા, પરંતુ મને એ તહોમતની કંઇ ખબર ન હતી, પરંતુ શંકા જતી હતી. કારણ કે, રસૂલુલ્લાહ (સલ.) પહેલાં બીમારીની હાલતમાં જે મહેરબાની કરતા હતા તે આ બીમારીમાં મને દેખાતી ન હતી. ફકત એટલું જરૂર કરતા હતા કે, અંદર આવતા ત્યારે સલામ કર્યા પછી પૂછતા હતા કે, આ સ્ત્રીની કેવી હાલત છે ? પછી પાછા ચાલ્યા જતા હતા. આવી બેદરકારીના કારણે મને શંકા જતી હતી, પરંતુ બીજી કોઇ બુરાઇની મને કંઇ ખબર ન હતી. અહીં સુધી કે, હું સારી થઇ ગઇ. મેં હાજત માટે બહાર મેદાનમાં જવાનો ઇરાદો કર્યો. કારણ કે, તે સમયે અમારો રિવાજ બિલકુલ આદિવાસીઓ જેવો હતો. મકાનોની પાસે જાજરૂઓ બનાવવાથી અમને તકલીફ થતી હતી. રાત્રે હાજત માટે જંગલમાં જતાં હતાં. જંગલ જ અમારૂં જાજરૂ હતું. જેથી હું ઉમ્મે મિસ્તહ બિન્તે અબૂ રૂહમ સાથે જંગલમાં ગઇ અને હાજત કર્યા પછી તેની સાથે જ પાછી ફરી. રસ્તામાં ઉમ્મે મિસ્તહનો પગ ચાદરમાં ભરવાયો. તે કહેવા લાગી : મિસ્તહ મરે. મેં કહ્યું : તમે ખરાબ કહ્યું. શું તમે એવા માણસ માટે ખરાબ બોલો છો જેણે બદરની લડાઇમાં ભાગ લીધો હતો. તે કહેવા લાગી : ભોળીભાળી ઓરત, શું તમે તેની વાતો સાંભળી નથી ? મેં કહ્યું : તેણે શું કહ્યું : મિસ્તહની માંએ મને તહોમતની બીના કહી. તે કહેવા લાગી : મિસ્તહે આવી આવી વાતો કરી છે. આ સાંભળતાં જ મારી બીમારી વધી ગઇ. ઘેર પાછી ફરી. રસૂલુલ્લાહ (સલ.) આવ્યા અને હાલત પૂછી, ત્યારે



મેં કહ્યું : મને માંબાપના ઘેર જવાની રજા આપો. હઝરત આઇશા કહે છે : મારો વિચાર હતો કે, પિયરમાં જઇને માંબાપ પાસે આ બાબત અંગે તપાસ કરૂં. રસૂલુલ્લાહ (સલ.)એ મને રજા આપી. હું માંબાપના ઘેર ચાલી ગઇ. ત્યાં જઇને મેં માં બાપને પૂછયું, માં, કઇ વાતની આ લોકો ચર્ચા કરી રહ્યા છે ? માં એ કહ્યું : દીકરી, તારે ગભરાવું ન જોઇએ. ખુદાની કસમ ! જે સ્ત્રી ખૂબસૂરત હોય છે અને પતિની વહાલસોયી હોય છે તેની શોકો ઘણી વાર તેના પર તહોમત મૂકે છે. મેં કહ્યું : સુબ્હાનલ્લાહ ! લોકો આવી ગુસપુસ કરે છે ! તે દિવસે હું આખી રાત રડતી રહી. સવારે સુધી ન તો મારા અશ્રુઓ બંધ થયા ન ઉંઘ આવી. તે તરફ જ્યારે વહીના ઉતરાણમાં ખૂબ વિલંબ થયો ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલી અને ઉસામાને મને છોડી મૂકવા (તલાક દેવા) અંગે સલાહ-મંત્રણા કરવા માટે બોલાવ્યા. ઉસામાએ તો એવી સલાહ આપી જે રસૂલુલ્લાહ (સલ.)ના ઘરવાળાંઓની પવિત્રતા વિષે તે જાણતા હતા. તેમના દિલમાં અહલે બૈતની મુહબ્બત હતી. જેમ કે તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! તે તમારાં પત્ની છે. મને તો તેમની નેકી સિવાય બીજી કોઇ વાતની ખબર નથી. હઝરત અલીએ કહ્યું : યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલાએ તમારા માટે તંગી કરી નથી. તેમના સિવાય બીજી ઘણી સ્ત્રીઓ છે. આપ આ બનાવ બરીરાને પૂછો. તે આપને સાચેસાચું કહી દેશે. હુઝૂરે બરીરાને બોલાવીને કહ્યું : બરીરા, શું તેં કદી આઇશાની એવી કોઇ વાત જોઇ છે જેનાથી તને તેની પવિત્રતા અંગે શંકા જાગી હોય ? બરીરાએ કહ્યું : તે ખુદાની કસમ છે જેણે આપને સાચા પયગમ્બર બનાવીને મોકલ્યા છે, મેં તેમનામાં એવી કોઇ વાત જોઇ નથી જે અંગે હું ટીકા કરી શકું. હા, તે ઉગતી વયની છોકરી છે. એટલે ઘરનો લોટ એમ જ મૂકીને સૂઇ જાય છે અને બકરી આવીને તે ખાઇ જાય છે. હુઝૂર (સલ.) આ સાંભળીને તરત ઉભા થયા અને અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય પાસેથી બદલો લેવાનો ઇરાદો કર્યો. જેમ કે મિમ્બર પર ચઢીને કહ્યું : હે મુસલમાનો ! તે માણસ પાસેથી મારો બદલો કોણ લઇ શકે છે જેના તરફથી મારા અહલે બૈતને તકલીફ પહોંચી છે. ખુદાની કસમ ! હું મારી પત્નીને નેક જાણું છું. તે માણસ જેની લોકો વાતો કરે છે તેને પણ હું નેક જાણું છું. તે તો મારા સંગાથ વગર મારા ઘરમાં જતો પણ ન હતો. હુઝૂરનું પ્રવચન સાંભળીને સઅદ ઇબ્ને મુઆઝ ઉઠયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું હુઝૂરનો બદલો લઇશ. જો તહોમત મૂકનાર 'ઔસ' ખાનદાનમાંથી હશે તો હું તેની ગરદન ઉડાવી દઇશ અને જો ખઝરજી ભાઇઓમાંથી હશે તો હુઝૂર જેવો હુકમ આપશે તેવું જ પાલન કરવામાં આવશે. આ સાંભળીને સઅદ ઇબ્ને ઉબાદા

ઉભા થયા. તેઓ ખઝરજ કોમના સરદાર હતા. નેક માણસ હતા, પરંતુ ખાનદાની સ્વમાનમાં આવીને બોલ્યા : સઅદ જુઠો છે. ખુદાની કસમ ! તું તેને મારી શકશે નહીં. આ બાજુથી સઅદ ઇબ્ને મુઆઝના પિત્રાઇ ભાઇ ઉસૈદ ઇબ્ને હુદૈર ઉભા થયા. તેઓ કહેવા લાગ્યા : તું ખોટો બકવાસ કરે છે. ખુદાની કસમ ! જો તહોમત મૂકનાર ખઝરજમાંથી પણ હશે તો પણ તેને કત્લ કરી દઇશું. તમે અમને રોકી શકતા નથી, એ શરતે કે રસૂલુલ્લાહ (સલ.) અમને હુકમ આપી દે. બેશક, તું મુનાફિક છે. એટલે મુનાફિકો તરફથી લડે છે. પરિણામ એ આવ્યું કે, બંને ખાનદાનો ઔસ અને ખઝરજ ગુસ્સામાં ઉઠયાં અને એકબીજા સાથે લડવા ઉભા થઇ ગયા. રસૂલુલ્લાહ (સલ.) તે વખતે મિમ્બર પર હતા અને બંને પક્ષોને શાંત પાડી રહ્યા હતા. છેવટે બધા ઠંડા પડી ગયા. રસૂલુલ્લાહ (સલ.) પણ ચુપ થઇ ગયા. હઝરત આઇશા કહે છે : તે દિવસે આખો દિવસ મારી એવી જ હાલત રહી. ન અશ્રુઓ બંધ થયા ન ઉંઘ આવી. બીજી રાત પણ એવી જ હાલતમાં પસાર થઇ ગઇ. ન અશ્રુઓ થંભતા, ન ઉંઘ આવતી. માંબાપને વિચાર આવતો કે, રડતાં રડતાં એનું કાળજુ ફાટી જશે. (ત્રીજા દિવસે) સવારમાં માંબાપ મારી પાસે બેઠાં હતાં, એવામાં એક અનસારી ઔરત આવી. અંદર આવવાની રજા લઇને મારી પાસે આવીને બેસીને રડવા લાગી. થોડીવાર પછી રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. અંદર આવીને સલામ કરીને મારી પાસે બેસી ગયા. હઝરત આઇશા કહે છે : જ્યારથી લોકોમાં મારા વિષે ચર્ચા થઇ હતી ત્યારથી કિંવા એક મહીના સુધી આપ મારી પાસે બેઠા ન હતા. ન આપના ઉપર મારા વિષે કોઇ વહી ઉતરી હતી. તે દિવસે મારી પાસે બેસીને પ્રવચન કર્યું અને અલ્લાહના વખાણ પછી કહ્યું : આઇશા, મને તમારા વિષે આવી આવી વાતો મળી છે. હવે જો તમે ગુનાહથી પાક હશો તો અલ્લાહ તઆલા તમારી પવિત્રતા વર્ણન કરશે. જો તમે ગુનાહમાં સંડોવાયેલાં હોય તો અલ્લાહ પાસે ગુનાહોની માફી માગો. તેની પાસે તૌબા કરો. કારણ કે, બંદો જ્યારે પોતાના ગુનાહોનો સ્વીકાર કરે છે ત્યારે ખુદા તેની તૌબા કબૂલ કરે છે. તેના પર રહમની નઝર કરે છે. હઝરત આઇશા કહે છે : જ્યારે હુઝૂરે વાતચીત કરી ત્યારે મારા અશ્રુઓ તરત બંધ થઇ ગયાં. પછી એક ટીપું પણ નીકળ્યું નહીં. મેં મારા પિતાને કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ને જવાબ આપો. પિતાએ કહ્યું : ખુદાની કસમ ! મને સમજ પડતી નથી કે, શું જવાબ આપું ? પછી મેં મારી માંને કહ્યું કે, તમે રસૂલુલ્લાહ (સલ.)ને જવાબ આપો. તેમણે કહ્યું : મને સમજ પડતી નથી કે, તેમને શું જવાબ આપું. હું તે સમયે ઉગતી વયની છોકરી હતી. વધારે



કુર્આન પણ પઢી ન હતી, પરંતુ છેવટે મેં કહ્યું : ખુદાની કસમ ! હું જાણું છું કે, તમે આ વાત સાંભળી છે અને તમારા દિલમાં ઠસી ગઇ છે. તમે એને સાચી માનો છો. એટલે જો હું એમ કહું કે, હું એબથી પાક છું તો તમે મને સાચી માનશો નહીં અને જો હું નહીં કરેલા ગુનાહનો સ્વીકાર કરૂં, ખુદા જાણે છે કે, હું એ એબથી પાક છું તો તમે મને જરૂર સાચી માનશો. ખુદાની કસમ ! હું તમારી અને મારી વચ્ચે હઝરત યાકૂબ (અલ.)ના કથન સિવાય બીજું કોઇ ઉદાહરણ જોતી નથી. એટલે ધીરજ (સબ્ર) સારી છે. તમારી વાતચીત અંગે મારો ખુદા જ મદદગાર છે. આમ કહીને હું મોં ફેરવીને બિસ્તરા પર સૂઇ ગઇ. હું ગુનાહથી પાક હતી, એટલે હું જાણતી હતી કે, ખુદા તઆલા મારી પવિત્રતા વર્ણન કરશે, પરંતુ ખુદાની કસમ ! હું જાણતી ન હતી કે, અલ્લાહ તઆલા મારા વિષે કુર્આનમાં કોઇ આયત ઉતારશે. જે કિયામત સુધી પઢવામાં આવશે. કારણ કે, હું મારી જાતને એના લાયક ગણતી ન હતી કે, અલ્લાહ તઆલા મારા વિષે કુર્આનમાં કોઇ આયત ઉતારશે. ફકત મને એટલી આશા હતી કે, હુઝૂરને સૂતી વખતે કોઇ સ્વપ્ન દેખાશે અને સ્વપ્ન મારફતે અલ્લાહ તઆલા મને તહોમતમાંથી મુકત કરશે. હઝરત આઇશા કહે છે : હુઝૂર (સલ.) ત્યાંથી ઉઠયા પણ ન હતા અને ઘરવાળાંઓમાંથી કોઇ બહાર ગયું પણ ન હતું કે આપ પર વહી ઉતરી. નિયમ અનુસાર આપને ગરમી લાગી. કારણ કે, ભારે ઠંડીના સમયમાં પણ વહીના ભારથી મુબારક પેશાની પરથી પરસેવાના બિંદુઓ મોતીઓની જેમ ટપકતાં હતાં. થોડી વાર પછી જ્યારે એ હાલત દૂર થઇ ત્યારે સૌ પ્રથમ આપે હસીને આ પ્રમાણે વાત કરી : આઇશા, અલ્લાહ તઆલાએ તમારી પવિત્રતા વર્ણન કરી. મારી માંએ મને કહ્યું : આઇશા, ઉઠીને રસૂલુલ્લાહ (સલ.)નો આભાર માનો. મેં કહ્યું : ખુદાની કસમ ! હું આપનો આભાર નહીં માનું અને આપનો ઉપકાર પણ નહીં માનું. હું ખુદાના સિવાય બીજા કોઇનો આભાર નહીં માનું. તેણે જ મારી પવિત્રતા વર્ણવી છે. ખુદાએ મારી પવિત્રતાની ગવાહી રૂપે આ દસ આયતો ઉતારી : **ઇન્નલ્લઝીન જાઉ બિલ ઇફકિ ઉસ્બતુ મ્મિન્કુમ....** સિદ્દીકે અકબર મિસ્તહ સાથેની સગાઇ અને તેની ગરીબાઇના કારણે તેનો ખર્ચ ઉઠાવતા હતા, પરંતુ જ્યારે અલ્લાહ તઆલાએ મારી પવિત્રતા વર્ણવી ત્યારે કહ્યું કે, મિસ્તહે આઇશા માટે આવી વાતો ઉપજાવી છે. હવે હું તેને કંઇ આપીશ નહીં. એ પરથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **વ લાયઅતલિ ઊલૂલ ફદલિ મિન્કુમ વ સ્સઅતિ અંય્યુઅતૂ ઊલીલ કુર્બા વલ**

**સાકીન વલ મુહાજિરીન ફી બીલિ લ્લાહિ વલ્યઅફૂ લ્યસ્ફહૂ અ લાતુહિબ્બૂન સ્યગ્ફિર લ્લાહ લકુમ ઇન્ન લાહ ગફૂરૂ ર્રહીમ** કિંવા તમારામાંથી તમંદ અને શકિતશાળી લોકો પોતાના ાઓ, મિસ્કીનો અને અલ્લાહના રસ્તામાં જરત કરનારાઓને ન દેવાની કસમ ન ઓ. તેમને માફ કરી દો અને દરગુજર , એ જ યોગ્ય છે. શું તમે એ વાત પસંદ તા નથી કે, અલ્લાહ તમને માફ કરી અલ્લાહ તઆલા બેશક બખ્શનાર, રબાન છે. હઝરત અબૂબક્રે આ પતના ઉતરાણ પછી કહ્યું : હું તો એવું ર ઇચ્છું છું કે, અલ્લાહ તઆલા મને કરી દે. હું તેનું ભથ્થું ચાલુ રાખીશ, નહીં કરૂં. જેથી મિસ્તહને તેઓ જે ભથ્થું પતા હતા તે બીજી વાર ચાલુ કરી દીધું.

હઝરત આઇશા કહે છે કે, લુલ્લાહ (સલ.)એ હઝરત ઝૈનબને ી હાલત જાણવા વિષે પૂછયું કે, તમને વિષે શું માહિતી છે ? હઝરત ઝૈનબે : યા રસૂલલ્લાહ ! હું મારા કાનો આંખોને (ગુનાહથી) બચાવું છું. મને ની નેકી સિવાય બીજી કંઇ ખબર . હઝરત આઇશા કહે છે કે, હઝરત બ જ બધી પત્નીઓમાં મારા બરાબર ાનો દાવો કરી શકતાં હતાં, પરંતુ ને અલ્લાહ તઆલાએ તેમની હેઝગારીના કારણે તોફાન ઉભું કરવામાંથી બચાવ્યાં, પરંતુ તેની બહેન હમ્ના તેમના માટે ઝઘડો કરવા લાગી અને તહોમત મૂકનારાઓની તહોમતની ખૂબ ચર્ચા કરવા લાગી. જેથી તેની બહેનની ઇઝઝત વધી જાય અને હું તુચ્છ બની જાઉં. જેમકે બીજા તહોમત મૂકનારાઓ તહોમત મૂકવાના કારણે બરબાદ થઇ ગયા તેવી રીતે તે પણ બરબાદ થઇ ગઇ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લવલા ફદ્લુ લ્લાહિ અલયકુમ વ રહમતુહુ લમસ્સકુમ ફીમા અફદતુમ ફીહિ અઝાબુન અઝીમ' જો ખુદાનો ફઝલ અને તેની મહેરબાની તમારા પર ન હોત તો તે વાતના કારણે જેમાં તમે ઊંડો વિચાર કર્યો હતો, તમને ભયંકર અઝાબ થયો હોત.**

**મુજાહિદ કહે છે : 'તલક્કવ્વનહુ'નો અર્થ છે, તમારામાં અમુક લોકો અમુકથી રિવાયત કરે છે. 'તુફીદૂન' તમે કહો છો**

(૧૦૦/૪૯૯૫) હઝરત આઇશા (રદિ.)ની માં ઉમ્મે રૂમાન કહે છે કે, જ્યારે આઇશા પર તહોમત મૂકવામાં આવી ત્યારે તે બેભાન થઇને પડી ગઇ.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇઝ તલક્કવ્નહુ બિઅલ્સિનતિકુમ**



**વ તકૂલૂન બિઅફવાહિકુમ મા લૈસ લકુમ બિહિ ઇલ્મું વ્વ તહસબૂનહુ હય્યિનન વ હુવ ઇન્દ લ્લાહિ અઝીમ' કિંવા જ્યારે તમે તમારી જીભથી નકલ કરવા લાગ્યા અને મોંથી એવી વાત કહેવા લાગ્યા જેની તમને ખબર નથી. તમે એને આસાન વાત સમજો છો, જો કે ખુદાની નઝરમાં તે મોટી વાત છે**

(૧૦૧/૪૯૯૬) હઝરત ઇબ્ને અબી મુલય્કા કહે છે : મેં પોતે સાંભળ્યું કે, હઝરત આઇશા 'ઇઝ તલક્કવ્નહુ'ના બદલે 'તલિકૂનહુ' પઢતાં હતાં કિંવા જ્યારે તમે જૂઠું બોલતા હતા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લવલા ઇઝ સમિઅતુમૂહુ કુલ્તુમ માયકૂનુ લના અન્નતકલ્લમ બિહાઝા સુબ્હાનક હાઝા બુહતાનુન અઝીમ' કિંવા જ્યારે તમે તે સાંભળ્યું હતું ત્યારે કેમ નહીં કહ્યું કે, આ વાતને મોં પર લાવવી અમારા માટે ઠીક નથી. અલ્લાહ પાક છે. આ ભારે તોફાન છે**

(૧૦૨/૪૯૯૭) હઝરત ઇબ્ને અબી મુલય્કાની રિવાયત છે કે, ઇબ્ને અબ્બાસે હઝરત આઇશા (રદિ.)ની વફાતના થોડાક સમય પહેલાં તેમની પાસે અંદર આવવાની રજા માંગી. હઝરત આઇશાને તે વખતે બરાબર ભાન ન હતું. તેઓ કહેવા લાગ્યાં : મને ભય છે કે, આવીને મારા વખાણ ન કરવા લાગે. લોકોએ કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ના પિત્રાઇ ભાઇ છે અને મુસલમાનોના બુઝુર્ગોમાંથી છે. હઝરત આઇશાએ કહ્યું : અચ્છા, તો રજા આપો. તેમણે કહ્યું : કેમ છે ? હઝરત આઇશાએ કહ્યું : સારી છું, જો (ખુદાના અઝાબથી) બચી જાઉં. ઇબ્ને અબ્બાસે કહ્યું : ઇન્શાઅલ્લાહ તમે સારાં જ રહેશો. તમે રસૂલુલ્લાહ (સલ.)ના પત્ની છો. રસૂલુલ્લાહ (સલ.)એ તમારા સિવાય બીજી કોઇ કુંવારી છોકરી સાથે નિકાહ કર્યા ન હતા. તમારી દલીલ (પવિત્રતાની ગવાહી) આકાશ પરથી ઉતરી હતી. ઇબ્ને અબ્બાસ પછી ઇબ્ને ઝુબૈર હઝરત આઇશા પાસે અંદર ગયા. હઝરત આઇશાએ કહ્યું : ઇબ્ને અબ્બાસે આવીને મારા વખાણ કર્યા હતા. હું એવું ઇચ્છતી હતી કે, હું ભુલાઇ જાઉં.

(૧૦૩/૪૯૯૮) ઇબ્ને અબ્બાસની અમુક રિવાયતોમાં હઝરત આઇશા (રદિ.)ના છેલ્લા કથનનો ઉલ્લેખ નથી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યઇઝુકુમુ લ્લાહુ અન તઊદૂ લિમિસ્લિહિ અબદા' અલ્લાહ તઆલા તમને સમજાવે છે કે, ફરી આવું કામ ન કરશો**

(૧૦૪/૪૯૯૯) હઝરત મસ્રૂક કહે છે : એક વાર હસ્સાન ઇબ્ને સાબિતે હઝરત આઇશા (રદિ.) પાસે આવવાની રજા માંગી. મેં કહ્યું : શું તમે તેમને આવવાની રજા આપો છો ? (જો કે તેમણે તમારા પર તહોમત મૂકી હતી) તેમણે કહ્યું : શું તે ભયંકર અઝાબમાં સપડાયો નહીં ? (શું તે આંધળો થઇ ગયો નથી ?) હસ્સાને હઝરત આઇશાની પ્રશંસામાં કહ્યું :

**હસાનુન રઝાનુન મા તુઝન્નુ બિરીબતિન**
**વ તુષ્બિહુ ગરસા મિન લુહૂમિલ ગવાફિલિ**

અર્થાત : હઝરત આઇશા પવિત્ર છે. બુધ્ધિશાળી છે. કોઇ શંકાસ્પદ વસ્તુની તેમના પર તહોમત મૂકી શકાતી નથી. સવારે ઉઠે છે ત્યારે ગાયબ સ્ત્રીઓના ગોશ્તથી ખાલી પેટ હોય છે. (કોઇ સ્ત્રીની નિંદા કરતાં નથી) હઝરત આઇશાએ કહ્યું : પરંતુ તમે એવા નથી (નિંદા કરો છો અને તહોમત મૂકો છો).

(૧૦૫/૫૦૦૦) હઝરત મસ્રૂક કહે છે કે, હસ્સાન ઇબ્ને સાબિતે હઝરત આઇશાની સેવામાં હાજર થઇને ગઝલ પઢી અને આ શે'ર કહ્યો :

**હસાનુન રઝાનુન મા તુઝન્નુ બિરીબતિન**
**વ તુષ્બિહુ ગરસા મિન લુહૂમિલ ગવાફિલિ**

હઝરત આઇશાએ કહ્યું : તમે એવા નથી. મેં કહ્યું : તમે એવા માણસને પાસે આવવાની રજા આપો છો, જો કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, જે માણસે તોફાન ઉભું કર્યું છે તેના માટે સખ્ત અઝાબ છે. તેઓ કહેવા લાગ્યા; અંધ હોવા કરતાં વધારે સખ્ત અઝાબ બીજો કયો હોય શકે છે ? પછી કહ્યું કે, એ રસૂલુલ્લાહ (સલ.) તરફથી કાફિરોને જવાબ આપતા હતા.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન લ્લઝીન યુહિબ્બૂન અન તશીઅલ ફાહિશતુ ફી લ્લઝીન આમનૂ લહુમ અઝાબુન અલીમ. ફી દુન્યા વલ આખિરતિ વલ્લાહુ યઅ્લમુ વ અન્તુમ લા તઅલમૂન. વ લવલા ફદલુ લ્લાહિ અલયકુમ વ રહમતુહુ વ અન્ન લ્લાહ ગફૂર રહીમ. વ લાયઅતલિ ઊલૂલ ફદલિ મિન્કુમ વ સ્સઅતિ અંય્યુઅતૂ ઊલિલ કુર્બા વલ મસાકીન વલ મુહાજિરીન ફી સબીલિ લ્લાહિ વલ્યઅફૂ વલ્યસ્ફહૂ અ લાતુહિબ્બૂન અંય્યગફિર લ્લાહુ લકુમ વ લ્લાહુ ગફૂર રહીમ' કિંવા જે લોકો ઇચ્છે છે કે, મુસલમાનોમાં કુકર્મ ફેલાવે તેમના માટે દુનિયા અને આખિરતમાં ભયંકર અઝાબ છે. ખુદા જાણકાર છે, તમે જાણકાર નથી. જો ખુદાનો ફઝલ અને તેની મહેરબાની તમારા પર ન હોત અને ખુદા તઆલા માફ કરનાર, રહમ કરનાર ન હોત તો શું ન થઇ જાત. જે લોકો તમારામાંથી માલદાર અને શક્તિશાળી છે તેઓ સગાઓ, મિસ્કીનો અને અલ્લાહના રસ્તામાં જિહાદ કરનારાઓને આપવાની કસમ ખાઇ ન લે અને માફ કરે, દરગુજર કરે. શું તમે એ વાત પસંદ કરતા નથી કે, અલ્લાહ તઆલા તમને બખ્શી દે. બેશક, અલ્લાહ તઆલા બખ્શનાર, મહેરબાન છે**



(૧૦૬/૫૦૦૧) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે કે, મારી જાણ બહાર મારા વિષે જે ગુસપુસ થઇ હતી તે થઇ ગઇ ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ મારા વિષે પ્રવચન કરતા પ્રથમ શહાદતનો કલિમો પઢીને અલ્લાહના યોગ્ય વખાણ કર્યા પછી કહ્યું : મુસલમાનો ! મને તે લોકો વિષે સલાહ આપો જેમણે મારી પત્ની પર તહોમત મૂકી. ખુદાની કસમ ! હું મારી પત્નીમાં કોઇ ખરાબી અનુભવતો નથી. તહોમત પણ એવા માણસ સાથે સંબંધ હોવાની મૂકી કે ખુદાની કસમ ! મને તેમાં કોઇ ખરાબી દેખાતી નથી. મારા સંગાથ વગર તે કદી મારા ઘરમાં જતો ન હતો. જ્યારે હું સફરમાં જતો હતો ત્યારે તે મારી સાથે આવતો હતો. આ સાંભળીને સઅદ ઇબ્ને મુઆઝ ઉભા થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! મને હુકમ આપો, હું તે લોકોની ગરદનો ઉડાવી દઉં. એક ખઝરજી માણસ ઉભો થયો. હસ્સાન ઇબ્ને સાબિતની માં તે માણસના કબીલામાંથી હતાં. તે માણસ કહેવા લાગ્યો : ખુદાની કસમ ! તું જૂઠો છે. ખુદાની કસમ ! જો તે માણસ ઔસ કબીલામાંથી હોત તો એ પસંદ ન કરત કે તેની ગરદન ઉડાવી મૂકવામાં આવે. છેવટે પરિસ્થિતિ એટલે સુધી વણસી કે, મસ્જિદમાં જ ઔસ અને ખઝરજ વચ્ચે લડાઇ જાગવાનો ભય ઉભો થયો, પરંતુ હું એ બાબતમાં બિલકુલ અજાણ હતી. જ્યારે સાંજનો સમય થયો અને હું મિસ્તહની માં સાથે હાજત માટે બહાર ગઇ ત્યારે તેનો પગ ભરવાયો. તે કહેવા લાગી : મિસ્તહ મરે. મેં કહ્યું : માંજી, શું તમે તમારા પુત્રને વગોવો છો ? તે ચુપ થઇ ગઇ, પરંતુ બીજી વાર ફરી તેનો પગ ભરવાયો. ફરી તેણે કહ્યું કે, મિસ્તહ મરે. મેં કહ્યું તમે તમારા પુત્રને વગોવો છો ? ત્રીજી વાર ફરી તેનો પગ ભરવાયો તેણે ફરી એમ કહ્યું કે, મિસ્તહ મરે. મેં તેને ઠપકો આપ્યો. તે કહેવા લાગી : ખુદાની કસમ ! તારા કારણે જ તો હું તેને વગોવું છું. મેં કહ્યું : શું મારા કારણે ? મારૂં કારણ શું છે ? તેણે વિગતવાર બીના કહી. મેં કહ્યું : શું ખરેખર આમ છે ? તેણે કહ્યું : હા, ખુદાની કસમ ! આ બીના પછી હું મારા ઘેર પાછી આવી. જે કામ માટે હું ઘેરથી

નીકળી હતી તેની બિલકુલ જરૂરત ન રહી અને તાવ આવ્યો. (જ્યારે રસૂલુલ્લાહ આવ્યા ત્યારે) મેં આપને કહ્યું કે, મને પિતાના ઘેર જવાની રજા આપો. આપે મારી સાથે એક ગુલામને મોકલ્યો. હું ઘેર આવી. ઉમ્મે રૂમાન ઘરના નીચેના ભાગમાં હતાં. હઝરત અબૂબક્ર ઘરના ઉપરના ભાગમાં કુર્આન શરીફ પઢતા હતા. માંએ કહ્યું : દીકરી, કેમ આવી ? મેં બીના કહી દીધી, પરંતુ બીના સાંભળીને તેમના પર એવી અસર થઇ નહીં જેવી મારા પર થઇ હતી. તે કહેવા લાગ્યાં : દીકરી, તારે ચિંતા કરવાની જરૂર નથી. કારણ કે, ખુદાની કસમ ! જે ખૂબસૂરત ઓરત પોતાના પતિની વહાલસોયી હોય છે તેની શોકો તેનાથી બળે છે અને તેનો દોષ કાઢે છે. મેં પૂછ્યું, શું મારા પિતાને પણ આ વાતની ખબર થઇ ગઇ ? માંએ કહ્યું : હા. મેં કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)ને પણ એની ખબર છે ? તેમણે કહ્યું : હા. આ સાંભળીને મારા આંસુઓ સરી પડયાં. હું રડવા લાગી. હઝરત અબૂબક્ર જેઓ ઘરના ઉપરના ભાગમાં કુર્આન પઢતા હતા, તેમણે મારો અવાજ સાંભળ્યો તો ઉતરીને મારી માંને પૂછ્યું, કેમ, શું વાત છે ? માંએ કહ્યું : એના વિષે જે ચર્ચા થઇ રહી છે તેની ખબર એને પણ થઇ ગઇ. હઝરત સિદ્દીકે અકબરની આંખોમાંથી આંસુઓ વહેતા થઇ ગયાં. તેઓ કહેવા લાગ્યા : દીકરી, હું તને કસમ આપીને કહું છું, તું તારા રૂમમાં ચાલી જા. હું ચાલી ગઇ. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે મારા ઘેર આવ્યા અને નોકરાણીને મારી હાલત પૂછી ત્યારે તેણે જવાબ આપ્યો : ખુદાની કસમ ! મને તેમાં કોઇ એબ દેખાતી નથી. ફક્ત એટલી વાત જરૂર છે કે, તે અમસ્તાં જ સૂઇ જતાં હતાં અને બકરી આવીને આટો ખાઇ જતી હતી. કેટલાક સહાબાઓએ તેને ધમકાવી અને કહ્યું કે, હુઝૂરને સાચે સાચી વાત કહી દે અને તહોમતની વાત તેને કહી. નોકરાણીએ કહ્યું : જેવી રીતે સોની લાલ સોનાને (શુધ્ધ) સમજે છે તેવી રીતે હું તેને સમજું છું. આ વાતની ખબર તે માણસને પણ થઇ જેની સાથે સંબંધ હોવાની ખબર મશહૂર કરવામાં આવી હતી. તેણે કહ્યું : ખુદાની કસમ ! મેં કદી કોઇ ઓરતનો પરદો ખોલ્યો નથી. તે માણસ અલ્લાહના રસ્તામાં શહીદ થયો હતો. હઝરત આઇશા કહે છે : સવાર સુધી મારા માંબાપ મારી પાસે રહ્યાં. અસરની નમાઝ પછી રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. મારા માંબાપ મારી જમણી-ડાબી બાજુએ બેઠાં હતાં. પાસે બેસીને પ્રથમ અલ્લાહના વખાણ કર્યા. પછી કહ્યું : આઇશા, જો તું ગુનાહમાં સંડોવાઇ છે અને અસભ્ય વર્તન કર્યું છે તો ખુદા પાસે તૌબા કર. કારણ કે, ખુદા પોતાના બંદાઓની તૌબા કબૂલ કરે છે. એક



અનસારી ઓરત દરવાજા પાસે બેઠી હતી. મેં કહ્યું : આ ઓરત સામે આવી વાત કરતાં તમને શરમ નથી આવતી ? આ સાંભળીને રસૂલુલ્લાહ (સલ.)એ કંઇક નસીહત કરી. મેં મારા પિતા તરફ જોઇને કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.)ને જવાબ આપો. પિતાએ કહ્યું : હું શું જવાબ આપું ? મેં માં તરફ જોઇને કહ્યું : તમે જવાબ આપો. તેમણે પણ એમ જ કહ્યું કે, હું શું જવાબ આપું ? જ્યારે બંનેએ કંઇ જવાબ આપ્યો નહીં ત્યારે મેં તશહહુદ પઢીને અલ્લાહ તઆલાના યોગ્ય વખાણ કર્યા પછી કહ્યું : ખુદાની કસમ ! જો હું કહું કે, મેં એવું કામ કર્યું નથી. ખુદા ગવાહ છે કે, હું સાચી છું તો મારૂં આ પ્રમાણે કહેવું તદ્દન વ્યર્થ છે. કારણ કે, એ વાત તમે સાંભળી ચૂકયા છો. તમારા મનમાં ઠસી ગઇ છે. જો હું એમ કહું કે, મેં એવું કામ કર્યું છે. ખુદા જાણે છે કે, મેં એવું કર્યું નથી તો તમે કહેશો કે, એણે પોતાની વાતમાંથી પીછેહઠ કરી અને પોતે સ્વીકાર કર્યો. એટલે હું મારી અને તમારી વચ્ચે યાકૂબ (અલ.) સિવાય, જેઓ યૂસુફ (અલ.)ના પિતા હતા, બીજું કોઇ ઉદાહરણ જોતી નથી, જ્યારે કે તેમણે કહ્યું હતું કે, ખુદા જ મદદગાર છે અને સબર (ધીરજ) જ ઉત્તમ છે. આમ કહીને હું ચૂપ થઇ ગઇ. રસૂલુલ્લાહ (સલ.) પર વહી ઉતરી. જ્યારે હુઝૂરની એ હાલત દૂર થઇ ગઇ ત્યારે તેમણે પરસેવો લુછતાં લુછતાં ખુશખુશાલ થઇને કહ્યું : આઇશા, તું ખુશ થા. ખુદા તઆલાએ તારી પવિત્રતા (ની ગવાહી) ઉતારી. મારા માંબાપે આ સાંભળીને કહ્યું : ઉઠીને રસૂલુલ્લાહ (સલ.)નો આભાર માન. હું ખૂબ ગુસ્સામાં હતી. મેં કહ્યું : ખુદાની કસમ ! હું નહીં ઉઠું અને રસૂલુલ્લાહ (સલ.)નો આભાર નહીં માનું, ન હું તમારી આભારી છું. માત્ર ખુદાનો જ આભાર માનીશ, જેણે મારી પવિત્રતાનો હુકમ ઉતાર્યો. કારણ કે, જ્યારે તમે લોકોએ આ વાત સાંભળી ત્યારે ન એનો ઇન્કાર કર્યો અને ન એમાં કંઇ ફેરફાર કર્યો.

હઝરત આઇશા કહે છે કે, હઝરત ઝૈનબ બિન્તે જહશને તેમની દીનદારીના કારણે અલ્લાહ તઆલાએ આ (તહોમત મૂકવા)માંથી બચાવ્યાં. તેમણે સારી વાત સિવાય બીજું કંઇ કહ્યું નહીં. અલબત્ત, તેમની બહેન હમના બીજા બરબાદ થનારાઓની સાથે બરબાદ થઇ ગઇ.

આ બાબતની ચર્ચા કરનાર મિસ્તહ, હસ્સાન ઇબ્ને સાબિત, હમના અને અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય મુનાફિક હતાં. અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય જ લોકોમાં આ વાત ફેલાવવા માંગતો હતો. તે જ આ તોફાનનો સૂત્રધાર હતો. હઝરત અબૂબક્ર સિદ્દીકે કસમ ખાધી કે, મિસ્તહને ખર્ચ માટે કદી કંઇ આપીશ નહીં ત્યારે ખુદા તઆલાએ આ આયત ઉતારી : વ

લાયઅતલિ ઊલૂલ ફદલિ મિન્કુમ..... 'ઉલૂલ ફદલ'થી હઝરત અબૂબક્ર મુરાદ છે. 'ઊલીલ કુર્બા વલ મસાકીન'થી મિસ્તહ મુરાદ છે. આ આયત સાંભળીને હઝરત સિદ્દીકે અકબરે કહ્યું : એય અલ્લાહ ! અમે જરૂર ઇચ્છીએ છીએ કે, તું અમને બખ્શી દે. જેથી મિસ્તહનું પહેલાનું ભથ્થું ફરી ચાલુ કરી દીધું.

આયત 'વલયદરિબ્ન બિખુમુરિહિન્ન અલા જુયૂબિહિન્ન'ની તફસીર. કિંવા સ્ત્રીઓ પોતાની ઓઢણીઓ પોતાના ગરેવાનો પર રાખે.

(૧૦૭/૫૦૦૨) હઝરત આઇશા કહે છે : અલ્લાહ તઆલા પ્રથમ હિજરત કરનારી સ્ત્રીઓ પર રહમ કરે. જ્યારે અલ્લાહ તઆલાએ આયત **વલયદરિબ્ન બિખુમુરિહિન્ન અલા જુયૂબિહિન્ન** ઉતારી ત્યારે તે ઓરતોએ પોતાની ચાદરો ફાડીને પોતાની છાતીઓ પર નાખવાનું શરૂ કર્યું.

(૧૦૮/૫૦૦૩) હઝરત આઇશા કહે છે કે, જ્યારે આયત **વલયદરિબ્ન બિખુમુરિહિન્ન અલા જુયુબિહિન્ન** ઉતરી ત્યારે ઓરતોએ તેહબંદ લઇને છેડા તરફથી ફાડીને ચહેરાઓને ઢાંકયા.

## સૂરએ ફુરકાન

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'હબાઅ મ્મન્સૂરા'નો અર્થ છે તે ધૂળ વગેરે જેને હવા ઉડાવીને આમતેમ લઇ જાય છે. 'મદ્દઝ ઝિલ્લ' તે સમય જે સવારના ઉદયથી લઇને સૂર્યોદય સુધી રહે છે. 'સાકિનન' હંમેશા. 'જઅલ્ના શ્શમ્સ અલયહિ દલીલા'માં 'દલીલ'થી મુરાદ સૂર્યનું ચઢાણ છે. 'ખિલ્ફતન'નો અર્થ એ છે કે, જે માણસનું રાતનું કોઇ કામ બાકી રહી જાય તેને દિવસમાં કરી લે અને દિવસનું કોઇ કામ ન થાય તેને રાત્રે કરી લે.

હસન બસરી કહે છે કે, 'હબ લના મિન અઝવાજિના વ ઝુર્રિય્યાતિના કુર્રત અઅ્યુનિન'નો અર્થ એ છે કે, એય ખુદા ! અમને અમારી ઓરતો અને બાળકો તરફથી આંખોની ઠંડક અર્પણ કર. કિંવા તેમને તારી ઇબાદતમાં મશ્ગૂલ રાખ. કારણ કે, મુસલમાનની આંખની ઠંડક એનાથી વધારે બીજી કોઇ હોય શકતી નથી કે, પોતાના મહબૂબને અલ્લાહની



બંદગીમાં જુએ. ઇબ્ને અબ્બાસ કહે છે : 'સુબૂરન'નો અર્થ છે મોત. કેટલાક લોકો કહે છે કે, શબ્દ 'સઇર' નરજાતિ છે. 'તસઅ્ઉર' અને 'ઇઝતિરામ' સમઅર્થી છે કિંવા આગના ખૂબ ભડકા થવા. 'તુમ્લા' 'અમ્લયતુ અથવા અમ્લલ્તુ'માંથી બન્યું છે. 'રસ' ખાણ એનું બહુવચન 'રિસાસ' છે. 'માયુઅબઉ' અવિશ્વાસુ. 'માઅબઅતુ બિહિ શયઅન' હું તેની કંઇ પરવા કરતો નથી. 'ગરામ' નાશ.

મુજાહિદ કહે છે : 'અતવ'નો અર્થ છે તેમણે નાફરમાની કરી.

ઇબ્ને ઉયયના કહે છે કે, 'આતિયતુન'નો અર્થ એ છે કે, તેણે ખજાનચીની નાફરમાની કરી.

અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અલ્લઝીન યુહ્શરૂન અલા વુજૂહિહિમ ઇલા જહન્નમ ઊલાઇક શર્રુ મ્મકાનન વ અદલ્લુ સબીલા' જે લોકોને ઉંચકીને ઉંધા મોંએ લઇ જઇને દોઝખમાં નાખવામાં આવશે, તેમનો ખરાબ દરજ્જો છે. તેઓ રાહ ભૂલેલ છે.

(૧૦૯/૫૦૦૪) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : એક માણસે કહ્યું : હે અલ્લાહના નબી ! શું કિયામતના દિવસે કાફિરને ઉંધા મોંએ ચલાવીને દોઝખમાં લઇ જવામાં આવશે ? આપે ફરમાવ્યું : જે અલ્લાહ દુનિયામાં તેને પગ પર ચલાવી શકે છે, શું કિયામતના દિવસે તે તેને મોં પર ચલાવી શકતો નથી ?

અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન લા યદઊન મઅલ્લાહિ ઇલાહન આખર વ લાયકતુલૂન ન્નફસ લ્લતી હર્રમ લ્લાહુ ઇલ્લા બિલ હક્કિ વલાયઝનૂન વ મંય્યફઅલ ઝાલિક યલ્ક અસામા' 'અસામ'નો અર્થ સજા. કિંવા અલ્લાહના નેક બંદાઓ તેઓ છે જેઓ અલ્લાહ સાથે બીજા કોઇ ખુદાને પોકારતા નથી. ન કોઇનો નાહક જાન લે છે, ન વ્યભિચાર કરે છે. જે માણસ એવું કરશે તે સજા પામશે

(૧૧૦/૫૦૦૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે : મેં રસૂલુલ્લાહ (સલ.)ને પૂછયું કે, સૌથી મોટો કયો ગુનોહ છે ? આપે ફરમાવ્યું : સૌથી મોટો ગુનોહ એ છે કે, જે ખુદાએ તમને પેદા કર્યા તેની સાથે બીજા કોઇને ભાગીદાર બનાવો. મેં કહ્યું : એના પછી ? આપે ફરમાવ્યું : તે પછી એ છે કે, તમે તમારી ઔલાદને એવા ભયથી મારી નાખો કે, તે તમારી સાથે ખોરાક

ખાશે. મેં કહ્યું : તે પછી ? આપે ફરમાવ્યું : તે પછી એ છે કે, તમે તમારા પડોશીની પત્ની સાથે વ્યભિચાર કરો. ઈબ્ને મસઊદ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ના ઉપરોક્ત ફરમાનના સમર્થન માટે નીચેની આયત ઉતરી : **વ લ્લઝીન લાયદઊન મઅ લ્લાહિ ઇલાહન આખર વ લાયકતુલૂન ન્નફ્સ લ્લતી હર્રમ લ્લાહુ ઇલ્લા બિલ હક્કિ**

(૧૧૧/૫૦૦૬) કાસિમ કહે છે કે, મેં સઈદ ઈબ્ને જુબેર સામે આયત **વ લ્લઝીન લાયકતુલૂન ન્નફ્સ લ્લતી હર્રમલ્લાહુ ઇલ્લા બિલ હક્કિ** પઢીને પૂછ્યું કે, શું તે માણસની તૌબા કબૂલ થઈ શકે છે જે કોઈ મુસલમાનને જાણી જોઈને કત્લ કરે ? સઈદે કહ્યું : જેવી રીતે આ આયત તમે મારી સામે પઢી તેવી રીતે મેં હઝરત ઈબ્ને અબ્બાસ સામે પઢી હતી. ઈબ્ને અબ્બાસે કહ્યું હતું કે, આ આયત મક્કી છે. હું માનું છું કે, સૂરએ નિસાઅવાળી મદની આયત એની નાસિખ (રદ કરનાર) છે.

(૧૧૨/૫૦૦૭) હઝરત સઈદ ઈબ્ને જુબેર કહે છે કે, કૂફાવાળાઓમાં મુસલમાનોને કત્લ કરવાના મસ્અલા અંગે મતભેદ ઉભો થયો. (કિંવા મુઅમિનને કત્લ કરનારની તૌબા કબૂલ થાય છે કે નહીં ?) મેં પ્રવાસ કરીને ઈબ્ને અબ્બાસને જઈને પૂછ્યું. તેમણે કહ્યું : આ આયત એ હુકમ અંગે સૌથી છેલ્લી ઉતરી છે. બીજી કોઈ આયત એની નાસિખ નથી.

(૧૧૩/૫૦૦૮) હઝરત સઈદ ઈબ્ને જુબેર કહે છે : મેં હઝરત ઈબ્ને અબ્બાસને આયત **ફજઝાઉહુ જહન્નમુ**નો અર્થ પૂછયો. તેમણે કહ્યું : (એનો અર્થ એ છે કે) તેની તૌબા કબૂલ નહીં થાય. મેં આયત **વ લાયદઊન મઅલ્લાહિ ઇલાહન આખર**ના ઉતરાણનું કારણ પૂછ્યું. તેમણે કહ્યું : આ હુકમ અંધકાર યુગના લોકો માટે હતો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યુદાઅફ લહુલ અઝાબુ યવમલ કિયામતિ વ યખ્લુદ ફીહિ મુહાના' કિંવા કિયામતના દિવસે તેને બેવડો અઝાબ થશે. તેઓ ઝલીલ થઇને તેમાં હંમેશા પડયા રહેશે**

(૧૧૪/૫૦૦૯) હઝરત ઈબ્ને અબ્બાસને પૂછવામાં આવ્યું કે, **વમંયકતુલ મુઅમિનમ્મુતઅમ્મિદન ફજઝાઉહુ જહન્નમુ**નો શું અર્થ છે અને આયત

. . . . . . . . . . . . . . . . . . . . . . . . . . . .

(૧૧૩/૫૦૦૮) કોઈપણ મુસ્લિમને ઈરાદાપૂર્વક મારી નાખવાની સજા હંમેશા માટે જહન્નમ છે. આ મસ્અલો છે, એ જ કાયદો છે. હા, આ એક અલગ વાત છે કે, શિર્ક સિવાયના તમામ ગુનાહો માફ થઇ શકે છે, એ ન્યાયે અલ્લાહ તઆલાની મહેરબાની અને કૃપાથી કોઈ મુસ્લિમનું જાણી જોઈને ખૂન કરનારને પણ માફી મળી જાય.



**લા યકતુલૂન ન્નફ્સ લ્લતી હર્રમ લ્લાહુ ઇલ્લા બિલ હક્કિ....**ના ઉતરાણનું શું કારણ છે ? ઈબ્ને અબ્બાસે કહ્યું કે, જ્યારે ઉપરોક્ત આયત ઉતરી ત્યારે મક્કાવાસીઓએ કહ્યું કે, અમે શિર્ક પણ કર્યો છે, નાહક ખૂન પણ કર્યું છે, બેશરમીના કામો પણ કર્યાં છે. તે પરથી અલ્લાહ તઆલાએ **ઇલ્લા મન તાબ વ આમન વ અમિલ અમલન સાલિહા....** ઉતારી. કિંવા જે લોકો તૌબા કરી લે, ઈમાન લઈ આવે અને નેક અમલ કરે તેમના માટે હંમેશ માટે દોઝખ નહીં હોય.

**આયત 'ઇલ્લા મન તાબ વ આમન વ અમિલ અમલન સાલિહા, ફઉલાઇક યુબદ્દિલુ લ્લાહુ સય્યિઆતિહિમ હસનાત વ કાન લ્લાહુ ગફૂર રહીમા'ની તફસીર. કિંવા જે લોકો તૌબા કરીને મુસલમાન થઇ ગયા અને નેક કામો કર્યા, તેમની બુરાઇઓને અલ્લાહ તઆલા ભલાઇઓથી બદલી નાખશે. ખુદા તઆલા બખ્શનાર, મહેરબાન છે.**

(૧૧૫/૫૦૧૦) હઝરત સઈદ ઈબ્ને જુબેર કહે છે : મને હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબ્ઝાએ હઝરત ઈબ્ને અબ્બાસ પાસે આ બંને આયતો વિષે પૂછવા મોકલ્યો **વ મંય્યકતુલ મુઅ્મિનમ્મુતઅમ્મિદન** અને **વ લ્લઝીન લા યદ્ઊન મઅ લ્લાહિ ઇલાહન આખર....** ઈબ્ને અબ્બાસે કહ્યું : પહેલી આયત મનસૂખ નથી. બીજી આયત મુશ્રિકો વિષે ઉતરી છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફસવ્ફ યકૂનુ લિઝામા' કિંવા એનો બદલો ઝરૂરી હશે. કિંવા એનો અર્થ એ છે કે, ગુનેહગાર નાશ પામશે.**

(૧૧૬/૫૦૧૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, પાંચ વસ્તુઓ થઈ ગઈ : ધુમાડા, ચંદ્ર, રોમનો, શિક્ષા અને તબાહી.

## સૂરએ શુઅરા

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**મુજાહિદ કહે છે : 'તઅ્બસૂન'નો અર્થ છે, તમે બનાવો છો. 'હદીમુન' કિંવા જો સ્પર્શ કરવામાં આવે તો પડી જાય છે. 'મુસહહરીન' જાદુ કરે. 'લયકતુન' અને 'અયકતુન' બહુવચન છે 'અયકતુન'નું કિંવા ઝાડી-ઝાંખરા. 'યવમુઝ ઝુલ્લતિ'થી તે દિવસ મુરાદ છે જ્યારે તેમના પર અઝાબ છવાઇ ગયો હતો. 'મવ્ઝૂન' કિંવા માલુમ. 'તવ્દ' પહાડ. 'શિરઝિમતુન' નાની ટુકડી. 'ફી સ્સાજિદીન'થી નમાઝીઓ**

**મુરાદ છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'લઅલ્લકુમ તખ્લુદૂન'માં 'લઅલકુમ' 'કઅન્નકુમ'ના અર્થમાં છે. ભાવાર્થ એ છે કે, તમે એવા ઘરો બનાવો છો જાણે તમારે એમાં હંમેશા રહેવાનું છે. 'રીઉન' ઉંચી ઝમીનો. એનું બહુવચન 'રિયઅતુન' છે અને 'અરયાઉન'નું એકવચન 'રીઅતુન' છે. 'મષાનિઅ' 'મષ્નઅતુન'નું બહુવચન છે કિંવા મહેલો અને કિલ્લાઓ. 'ફરિહીન' અને 'ફારિહીન' સમઅર્થી છે કિંવા અતડાનાર. કેટલાક લોકો કહે છે : 'ફારિહીન'નો અર્થ છે અનુભવી લોકો. 'લાતઅ્સવ' ભારે તોફાન ન મચાવો. 'આસ, યઇસુ, અયસન'નો પણ એ જ અર્થ છે. 'જિબિલ્લત, જુબુલ્લુન, જિબિલ્લુન, જુબુલુન' બધાનો એક જ અર્થ છે કિંવા પેદાશ. 'જુબિલ' પેદા કરવામાં આવ્યો.**

**આયત 'લા તુખ્ઝિની યવ્મ યુબ્અસૂન'ની તફસીર**

(૧૧૭/૫૦૧૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : કિયામતના દિવસે હઝરત ઇબ્રાહીમ (અલ.) પોતાના પિતાને જોશે કે તેમના પર માટી પડેલી હશે અને કાળાશ લપેટાયેલી હશે.

(૧૧૮/૫૦૧૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : કિયામતના દિવસે હઝરત ઇબ્રાહીમ (અલ.)ની જ્યારે પોતાના પિતા સાથે મુલાકાત થશે ત્યારે ખુદાને કહેશે : એય અલ્લાહ ! તેં મને વાયદો કર્યો હતો કે, જે દિવસે બધા લોકોને ઉઠાડવામાં આવશે ત્યારે હું તને ઝલીલ નહીં કરૂં. અલ્લાહ તઆલા કહેશે : મેં કાફિરો પર જન્નત હરામ કરી દીધી છે.

**આયત 'વ અન્ઝિર અશીરતકલ અકરબીન'ની તફસીર. 'વખ્ફિઝ જનાહક' કિંવા તમારા પડખાને નરમ કરો. ભાવાર્થ એ છે કે, નરમી અને મહેરબાની કરો.**

(૧૧૯/૫૦૧૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : જ્યારે આયત **વ અન્ઝિર અશીરતકલ અકરબીન** ઉતરી ત્યારે રસુલુલ્લાહ (સલ.)એ સફા પહાડ પર ચઢીને કુરૈશીઓને અવાજ દેવાનો શરૂ કર્યો. એય ફિહ્રની ઔલાદ ! આ બાજુ આવો. એય અદીની ઔલાદ ! આ બાજુ આવો. બધા લોકો ભેગા થયા. જે લોકો પોતે આવી શકતા ન હતા તેમણે પોતાનો પ્રતિનિધિ મોકલ્યો કે જોઇ આવો, શું વાત છે ? અબૂ લહબ અને બીજા કુરૈશીઓ પણ આવ્યા ત્યારે હુઝૂર (સલ.)એ કહ્યું : જુઓ, હું તમને ખબર આપું કે, (પહાડની તે બાજુએ) ખીણમાં ઘોડાક



સવારો છે જે તમને લૂંટવા માગે છે, તો શું તમે મને સાચો માનશો ? બધાએ કહ્યું : જી હા, અમે હંમેશા તમારી સચ્ચાઇનો અનુભવ કર્યો છે. હુઝૂરે કહ્યું : તો હું તમને ડરાવું છું કે, તમારી સામે ભયંકર અઝાબ છે. આ સાંભળીને અબૂ લહબે કહ્યું : તું હંમેશ માટે નાશ પામે. શું તેં અમને આટલા માટે ભેગા કર્યા હતા ? તે પરથી આયત **તબ્બત યદા અબી લહબ.....** ઉતરી.

(૧૨૦/૫૦૧૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, અલ્લાહ તઆલાએ જ્યારે આયત **વ અન્ઝિર અશીરતકલ અકરબીન** ઉતારી ત્યારે હુઝૂર (સલ.)એ તરત ઉભા થઇને કહ્યું : એય કુરૈશીઓ ! તમારા જાનોને પોતે ખરીદી લો. હું અલ્લાહ તઆલાનો અઝાબ તમારાથી દૂર કરી શકતો નથી. એય અબ્દે મુનાફની ઔલાદ ! હું ખુદાની સામે તમારા પણ કંઇ કામમાં આવી શકતો નથી. હે અબ્બાસ ઇબ્ને અબ્દુલ મુત્તલિબ ! હું અલ્લાહની સામે તમારા કંઇ કામમાં આવી શકતો નથી. હે રસૂલુલ્લાહની ફોઇ સફિય્યા ! હું અલ્લાહની સામે તમારા કંઇ કામમાં આવી શકતો નથી. એય મુહમ્મદની પુત્રી ફાતિમા ! તમે મારા માલમાંથી જે વસ્તુ ઇચ્છો તે માંગી લો, પરંતુ ખુદાની સામે હું તમને કંઇ ફાયદો પહોંચાડી શકતો નથી.

## સૂરએ નમ્લ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'ખબઅ' કિંવા છુપું, ગુપ્ત. 'લાકિબલ' તાકાત નથી. 'સરહુન' કાચનું બનાવેલું મકાન અથવા ઉંચી બીલ્ડીંગ.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'વ લહા અરશુન અઝીમ'નો અર્થ એ છે કે, બિલકીસનું સિંહાસન અત્યંત ખૂબસૂરત અને અનમોલ હતું. 'મુસ્લિમીન' ફરમાંબરદાર, તાબેદાર, 'રદિફ' તે નજીક આવ્યો. 'જામિદતુન' કાયમ. 'અવઝિઅની' મને તૌફીક દે.**

**મુજાહિદ કહે છે : 'નક્કિરૂ'નો અર્થ છે રૂપ બદલી નાખો. 'વ ઊતીનલ ઇલ્મ' હઝરત સુલયમાનની ઉકિત છે. 'સરહુન'થી તે હોઝ મુરાદ છે જેના પર હઝરત સુલયમાને કાચ લગાડયા હતા.**

## સૂરએ કસસ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'કુલ્લુ શયઇન હાલિકુન ઇલ્લા વજ્હહુ' તેના મુલ્ક સિવાય દરેક વસ્તુ નાશ પામનાર છે અથવા એ મુરાદ છે કે જે અમલથી**

**ખુદાને ખુશ કરવાની નેમ હોય તે નાશ પામનાર નથી.**

**મુજાહિદ કહે છે : 'ફઅમિયત અલયહિમુલ અંબાઉ' કિંવા તેમને દલીલો મળી નહીં.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે 'ઇન્નક લા તહદી મન અહબબ્ત વ લાકિન્ન લ્લાહ યહદી મંય્યશાઉ' કિંવા તમે જેને ઇચ્છો તેને હિદાયત આપી શકતા નથી, બલ્કે ખુદા જેને ઇચ્છે છે તેને હિદાયત આપે છે**

(૧૨૧/૫૦૧૬) હઝરત મુસય્યિબ કહે છે કે, જ્યારે અબૂ તાલિબના અવસાનનો સમય નજીક આવ્યો ત્યારે તેમની પાસે રસૂલુલ્લાહ (સલ.) ગયા ત્યારે ત્યાં અબૂ જહલ અને અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઉમય્યાને પણ બેઠેલા જોયા. હુઝૂરે અબૂ તાલિબને કહ્યું : કાકા, એક વાર 'લાઇલાહ ઇલ્લલ્લાહુ' કહી દો. જેથી હું ખુદા સામે તમારા માટે દલીલ રજૂ કરી શકું. અબૂ જહલ અને અબ્દુલ્લાહે કહ્યું : અબૂ તાલિબ, શું તમે અબ્દુલ મુત્તલિબના ધર્મમાંથી ફરી જાઓ છો ? રસૂલુલ્લાહ (સલ.) સતત તૌહીદના કલિમાનો સ્વીકાર કરવા માટે અબૂ તાલિબને કહી રહ્યા હતા. અબૂ જહલ અને અબ્દુલ્લાહ ઇબ્ને અબૂ ઉમય્યા ઉપરોક્ત કથનનો પુનરૂચ્ચાર કરી રહ્યા હતા. છેવટે અબૂ તાલિબે 'લાઇલાહ ઇલ્લલ્લાહ' કહેવાનો ઇન્કાર કર્યો. છેલ્લો શબ્દ આ પ્રમાણે કહ્યો કે, હું અબ્દુલ મુત્તલિબના ધર્મ પર છું. નાછુટકે હુઝૂર (સલ.)એ કહ્યું : ખુદાની કસમ ! હું ખુદાની પાસે તમારા માટે ત્યાં સુધી મગફિરતની દુઆ કરતો રહીશ જ્યાં સુધી મને મનાઇ હુકમ નહીં મળે. અલ્લાહ તઆલાએ અબૂ તાલિબ વિષે આયત **ઇન્નક લા તહદી મન અહબબ્ત વ લાકિન્ન લ્લાહ યહદી મંય્યશાઉ** ઉતારી અને હુઝૂર (સલ.) માટે આ આયત ઉતારી : **મા કાન લિન્નબિય્યિ વ લ્લઝીન આમનૂ અંય્યસ્તગફિરૂ લિલ મુશ્રિકીન** કિંવા નબી અને મુસલમાનો માટે એ વાત જાઇઝ નથી કે, મુશ્રિકો માટે મગફિરતની દુઆ કરે.

ઇબ્ને અબ્બાસ કહે છે : **ઉલીલ કુવ્વત**નો અર્થ એ છે કે, તેની ચાવીઓ પુરૂષોનું એક ટોળું પણ ઉંચકી શકતું ન હતું. **લતનૂઉ** બેશક, વજનદાર હતી. ફારિગન કિંવા મૂસાની યાદ સિવાય બધી વસ્તુઓથી તેમનું દિલ ખાલી થઇ ગયું હતું. **'ફરિહીન'** અતડાનાર **કુસ્સીહિ** તેની પાછળ જા. કિસ્સાનો અર્થ વર્ણન કરવાનો પણ થાય છે. જેમકે **નહનુ નકુસ્સુ અલય્ક** અમે તમારી સામે વર્ણન કરીએ છીએ. **અન જુનુબિન વ જનાબતિન વ ઇજતિનાબિન**



ત્રણે સમઅર્થી છે કિંવા દૂરથી. **નબ્તિશુ** અને **નબ્તુશુ** બંનેનો એક જ અર્થ છે કિંવા અમે શિક્ષા આપીશું. **યઅતમિરૂન** તેઓ પરસ્પર સલાહ-મંત્રણા કરે છે. **જઝવતુન** અંગારો. **શિહાબ** તે અંગારો જેમાં જ્વાળા પણ હોય. **કઅન્નહા હય્યતુન તસ્આ** સાપ અમુક પ્રકારના હોય છે. જાન્ન, અફઆ, અસ્વદ **રિદઉન** મદદગાર.

ઇબ્ને અબ્બાસ કહે છે : **યુસદ્દિકુની**નો અર્થ છે, જેથી તેઓ મારૂં સમર્થન કરે.

**સનશુદ્દુ અદુદક બિઅખીક** અમે તારા ભાઇ વડે તારા હાથ મજબૂત કરીશું કિંવા તારા ભાઇને અમે તારા મદદગાર બનાવીશું. કારણ કે, જો કોઇને કોઇ વસ્તુથી મજબૂત કરવામાં આવે તો જાણે તે વસ્તુ તેના માટે હાથ બની જાય છે. **મકબૂહીન** નાશ પામનાર. **વસ્સલ્ના** અમે તેને વર્ણન કર્યું અને પૂરૂં કર્યું. **યુજબા** ખેંચવામાં આવે છે. **બતિરત્** નાફરમાની કરી. હદ વટાવી ગઇ. **ઉમ્મુલ કુરા** મક્કા અને મક્કાની આજુબાજુને કહેવામાં આવે છે. **તુકિન્નુ** છુપાવે છે. **અકનન્તુહુ** મેં તેને છુપાવ્યો. **કનન્તુહુ**નો પણ એ જ અર્થ છે અને જાહેર કરી દેવાનો અર્થ પણ થાય છે. **વય્ક** જુઓ. **યબ્સુતુ રિઝ્ક લિમંય્યશાઉ વ યકદિરૂ** અલ્લાહ જેની ઇચ્છે તેની રોઝી વધારી દે છે અને જેની ઇચ્છે છે તેની ઓછી કરી દે છે.

**આયત 'ઇન્ન લ્લઝી ફરદ અલય્કલ કુર્આન'ની તફસીર**

(૧૨૨/૫૦૧૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત **લરાદ્દુક ઇલા મઆદ**માં મઆદથી મક્કા મુરાદ છે.

## સૂરએ અન્કબૂત

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'વ કાનૂ મુસ્તબ્સિરીન' તેઓ ગુમરાહીમાં હોશિયાર હતા. 'ફલયઅ્લમન્ન લ્લાહુ, ખુદા તેને જાણે છે. 'અસ્કાલ મ્મઅ અસ્કાલિહિમ'માં 'અસ્કાલ'થી ગુનાહો મુરાદ છે.**

## સૂરએ અલિફ લામ મીમ ગુલિબતિ ર્રૂમ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**'ફલાયરબૂ....' કિંવા જે માણસને કરજ આપે તેની પાસેથી ઉત્તમ વસ્તુ ન લે. કારણ કે, એમાં સવાબ રહેતો નથી.**

**મુજાહિદ કહે છે : 'યુહબરૂન'નો અર્થ છે તેમને નેઅમતો આપવામાં આવશે. 'ફલિઅન્ફુસિહિમ**

**યમ્હદૂન' તેઓ પોતાના માટે બિસ્તરો બિછાવે છે. 'વદકુન' વરસાદ.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'હલ લકુમ મિમ્મા મલકત્ અયમાનુકુમ' મૂર્તિઓ વિશે ઉતરી છે. ભાવાર્થ એ છે કે અલ્લાહ માલિક છે અને મૂર્તિઓ મિલ્કત છે. સ્પષ્ટ છે કે, મિલ્કત માલિક બરાબર થઇ શકતી નથી. કિંવા ખુદા અંગે તમે મૂર્તિઓ વિષે કરો છો. 'યસ્સદઉન' તેઓ અલગ અલગ હશે. 'ફસ્દઅ્' તફાવત કરો.**

**કેટલાક લોકો કહે છે કે, 'દુઅફ' અને 'દઅફ' સમઅર્થી છે. મુજાહિદ કહે છે : 'સૂઆ' અને 'ઇસાઅત' કિંવા બુરાઇ, કુકર્મીઓનું વળતર**

(૧૨૩/૫૦૧૮) હઝરત મસ્રૂક કહે છે કે, એક માણસ કિન્દા (કુફા) મહોલ્લામાં હદીસ બયાન કરી રહ્યો હતો. તે કહી રહ્યો હતો કે, કિયામતના દિવસે ધુમાડો આવશે અને મુનાફિકોના કાનો અને આંખોમાં ઘુસી જશે. ઈમાનદાર પર તે ફકત એટલી અસર કરશે જેટલી કે સળેખમ. આ સાંભળીને અમે ગભરાઇ ગયા. મેં ઇબ્ને મસ્ઊદ પાસે જઇને કહ્યું : ઇબ્ને મસ્ઊદ ટેકો લગાડીને બેઠા હતા. ગુસ્સામાં સીધા થઇને બેસી ગયા. તેમણે કહ્યું : જે માણસ જાણતો હોય તે કહે અને ન જાણતો હોય તે 'વલ્લાહુ અઅલમ' કહે. કારણ કે, જે વસ્તુને ન જાણતા હોય તેના વિષે અજ્ઞાન હોવાનું જાહેર કરવું પણ ઇલ્મ છે. અલ્લાહ તઆલાએ પોતાના નબીને કહ્યું છે : **કુલ મા અસ્અલુકુમ અલયહિ મિન અજ્રિન વ મા અનમિનલ મુતકલ્લિફીન** કિંવા એય નબી ! કહી દો કે, હું તમારી પાસે એનું વળતર માંગતો નથી અને હું બનાવટ કરનાર નથી. કુરેશીઓ ઈસ્લામથી પાછળ હઠતા હતા ત્યારે હુઝૂરે તેમના માટે બદદુઆ કરી હતી અને કહ્યું હતું : એય અલ્લાહ ! તેમને યુસુફ (અલ.) જેવા દુકાળના સાત વરસોમાં સપડાવીને મને તેમના મુકાબલામાં કામિયાબ કર. હુઝૂરની બદદુઆના કારણે તે લોકો એવા દુકાળમાં સપડાયા કે, બરબાદ થઇ ગયા. તેઓ મુડદાંઓના હાડકાં ખાવા લાગ્યાં તે સમયે માણસને આકાશ અને ભૂમિની વચ્ચે (ભૂખ અને કમજોરીના કારણે) ધુમાડા જેવું દેખાતું હતું. અબૂ સુફયાને મજબુર થઇને મુબારક સેવામાં હાજર થઇને કહ્યું : મુહમ્મદ ! તમે લોકોને કૌટુંબિક સંબંધો જાળવવાનો હુકમ આપો છો. તમારી કૌમ બરબાદ થઇ રહી છે. તમે ખુદા પાસે તેમના માટે દુઆ માંગો. આમ કહ્યા પછી ઇબ્ને મસ્ઊદે આ આયત પઢી : **ફરતકિબ યવ્મ તઅ્તી સ્સમાઉ બિદુખાનિ મ્મુબીન.... આઇદૂન. અફયુકશફુ અન્હુમ અઝાબુલ આખિરતિ ઇઝા જાઅ સુમ્મ આદૂ ઇલા કુફ્રિહિમ.** ઇબ્ને મસ્ઊદે કહ્યું કે, આયત **યવ્મ નબ્તિશુલ બત્શતલ કુબ્રા**માં ભારે શિક્ષાથી બદરની લડાઇનો દિવસ મુરાદ છે અને **લિઝામ**નથી પણ એ જ મુરાદ છે. હા, **અલિફ લામ મીમ ગુલિબતિ ર્રૂમ**નો અર્થ આવી ગયો છે.

**આયત 'લાતબ્દીલ લિખલ્કિ લ્લાહિ'ની તફસીર 'ખલ્કુલ્લાહ'થી અલ્લાહનો દીન મુરાદ છે. 'ખુલુકિલ અવ્વલીન'થી પણ દીન મુરાદ છે. 'ફિતરત'થી ઇસ્લામ મુરાદ છે**

(૧૨૪/૫૦૧૯) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, દરેક બાળક ઈસ્લામ પર પેદા થાય છે. પછી તેના માંબાપ તેને યહૂદી, ઈસાઇ અથવા પારસી બનાવી દે છે, જેવી રીતે કે ચારપગાનું બચ્ચું સંપૂર્ણપણે ચારપગું હોય છે. શું તમને કોઇ બચ્ચું જન્મથી જ કાન કપાયેલું દેખાય છે ? આ પ્રમાણે કહ્યા પછી નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : **ફિત્રત લ્લાહિ લ્લતી ફતર ન્નાસ અલયહા લાતબ્દીલ લિખલ્કિ લ્લાહિ, ઝાલિક દીનુલ કય્યિમ.**

## સૂરએ લુકમાન

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**આયત 'લા તુશ્રિક બિલ્લાહિ ઇન્ન શ્શિર્ક લઝુલ્મુન અઝીમ'ની તફસીર**

(૧૨૫/૫૦૨૦) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ કહે છે કે, જ્યારે આયત **અલ્લઝીન આમનૂ વ લમયલ્બિસૂ ઇમાનહુમ બિઝુલ્મિન** ઉતરી ત્યારે સહાબાને એ હુકમ મુશ્કેલ લાગ્યો. એટલે તેમણે કહ્યું કે, અમારામાં કયો એવો માણસ છે જેણે ઈમાનને ઝુલ્મ સાથે ભેળસેળ કર્યું નથી ? હુઝૂરે કહ્યું : એનો અર્થ એવો નથી. (બલ્કે ઝુલ્મથી શિર્ક મુરાદ છે.) શું તમે તે વાત સાંભળી નથી જે હઝરત લુકમાને પોતાના પુત્રને કહી હતી, એય બેટા ! શિર્ક કરશો નહીં. કારણ કે, શિર્ક કરવું ભારે ઝુલ્મ છે.

**આયત 'ઇન્ન લ્લાહ ઇન્દહુ ઇલ્મુ સ્સાઅતિ'ની તફસીર**

(૧૨૬/૫૦૨૧) હઝરત અબૂ હુરૈરા (રદિ.) કહે છે : એક દિવસ રસૂલુલ્લાહ (સલ.) લોકોની સામે બેઠા હતા, એવામાં એક માણસ પગપાળા

ચાલીને આવ્યો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! ઈમાન શું વસ્તુ છે ? હુઝૂરે કહ્યું : ઈમાન એ છે કે, ખુદા પર, તેના ફરિશ્તાઓ, પયગમ્બરો અને આખિરત પર તમને વિશ્વાસ હોય. કિયામતના દિવસે ઉઠવા પર તમને વિશ્વાસ હોય. તે માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! ઈસ્લામ શું વસ્તુ છે ? રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ઈસ્લામ એ છે કે, તમે ખુદાની ઈબાદત કરો. તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવો. કાયદેસર નમાઝ પઢો. ફર્ઝ ઝકાત આપો. રમઝાનના રોઝા રાખો. તે માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! ઈહસાન શું છે ? (કિંવા કઈ ઈબાદતમાં ખૂબી છે ?) આપે કહ્યું : ઈહસાન એ છે કે, તમે ખુદાની એવી રીતે ઈબાદત કરો, જાણે તેને જોઈ રહ્યા છો. જો એવું ન બને તો (ઓછામાં ઓછું એટલું દિલમાં સમજો કે) તે તમને જોઈ રહ્યો છે. તે માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! કિયામત ક્યારે આવશે ? આપે કહ્યું : જે માણસને પૂછવામાં આવી રહ્યું છે તે પૂછનાર કરતાં વધારે એ વાત જાણતો નથી, પરંતુ હું તમને કિયામતની નિશાનીઓ બતાવું છું. એક નિશાની તો એ છે કે, ઓરત પોતાની માલિકણની માં હશે. બીજી નિશાની એ છે કે, ઉઘાડા શરીરે અને ખુલ્લા પગે ફરનારાઓ લોકોના સરદાર બની જશે. કિયામત તે વસ્તુઓ પૈકીની એક છે જેની જાણ અલ્લાહ સિવાય બીજા કોઈને નથી. **ઈન્ન લ્લાહ ઈન્દહુ ઈલ્મુ સ્સાઅતિ વ યુનઝ્ઝિલુલ ગય્સ વ યઅલમુ મા ફીલ અરહામિ.** બેશક, ખુદાને જ કિયામતની જાણ છે. તે જ વરસાદ વરસાવે છે. તે જ ગર્ભાશયમાંની વસ્તુને જાણે છે. આ સાંભળીને તે માણસ પાછો ફરીને ચાલ્યો ગયો. હુઝૂરે કહ્યું : તેને મારી પાસે પાછો બોલાવો. લોકો તેને પાછો બોલાવવા ગયા, પરંતુ તે મળ્યો નહીં. હુઝૂરે કહ્યું : એ જિબ્રઈલ હતા. લોકોને દીન શીખવવા આવ્યા હતા.

(૧૨૭/૫૦૨૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ગૈબની પાંચ ચાવીઓ છે. આ પ્રમાણે કહ્યા પછી હુઝૂરે આ આયત પઢી : **ઈન્ન લ્લાહ ઈન્દહુ ઈલ્મુ સ્સાઅતિ....**

## સૂરએ તન્ઝીલુ સ્સજદહ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'મહીન'નો અર્થ છે કમજોર. એનાથી પુરૂષનું વીર્ય મુરાદ છે. 'દલલ્ના' બરબાદ થયા.**



**ઈબ્ને અબ્બાસ કહે છે : 'જુરૂઝુન' તે જમીનને કહેવામાં આવે છે કે, તેના પર જો વરસાદ પડે તો કંઈ ફાયદો ન કરે. કિંવા વેરાન પ્રદેશ.**

### આયત 'ફલાતઅ્લમુ નફ્સુ મ્માઉખ્ફિ લહુમ'ની તફસીર

(૧૨૮/૫૦૨૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : મેં મારા નેક બંદાઓ માટે એવી વસ્તુઓ તૈયાર રાખી છે જેને કોઈ આંખે ન જોઈ છે, ન કોઈ કાને સાંભળી છે અને કોઈ માણસના દિલમાં ન તેની કલ્પના આવી છે. અબૂ હુરૈરા કહે છે : જો તમે એનો પુરાવો ઈચ્છતા હોય તો આ આયત પઢો : **ફલાતઅ્લમુ નફ્સુ મ્માઉખ્ફિય લહુમ મિન કુર્રતિ અઅ્યુનિન** કિંવા કોઈ માણસ જાણતો નથી કે તેમના માટે કેવી કેવી આંખોને ઠંડક આપનારી વસ્તુઓ છુપાવેલી રાખવામાં આવી છે.

(૧૨૯/૫૦૨૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : મેં મારા નેક બંદાઓ માટે એવી વસ્તુઓ તૈયાર કરી રાખી છે જે કોઈ આંખે જોઈ નથી, કોઈ કાને સાંભળી નથી અને કોઈ માણસના દિલમાં તેની કલ્પના આવી નથી. આ સંગ્રહ તે વસ્તુઓ સિવાય છે જેની ખબર તમને (કુર્આનમાં) આપવામાં આવી છે. આમ કહ્યા પછી હુઝૂરે આયત **ફલાતઅ્લમુ નફ્સુ મ્માઉખ્ફિય લહુમ મિન કુર્રતિ અઅ્યુનિન જઝાઅમ્ બિમા કાનૂ યઅ્મલૂન** પઢી.

## સૂરએ અહઝાબ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'યયાષીહિમ' કિંવા તેમના મહેલો**

(૧૩૦/૫૦૨૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : દરેક મુઅમિન સાથે દુનિયા અને આખિરતમાં બીજા લોકોની સરખામણીમાં સૌથી નજીકનો સંબંધ ધરાવનાર હું છું. જો તમે એનો પુરાવો ઈચ્છતા હોય તો આ આયત પઢો : **અન્નબિય્યુ અવલા બિલ મુઅ્મિનીન મિન અન્ફુસિહિમ** એટલે જે મુસલમાન પોતાના વારસામાં કંઈ માલ છોડીને મરે તો તેના સગાંઓ તેના વારસદાર બને, જે પણ હોય; અને જો કંઈ દેવું અથવા સ્ત્રી-બાળકો છોડીને મરે તો મારી પાસે આવવું જોઈએ. હું તેનો

સરપરસ્ત છું.

**આયત 'ઉદઊહુમ લિઆબા-ઇહિમ'ની તફસીર**

(૧૩૧/૫૦૨૬) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના આઝાદ કરેલા ગુલામ ઝૈદ ઇબ્ને હારિસને અમે ઝૈદ ઇબ્ને મુહમ્મદ કહેતા હતા, પરંતુ કુર્આનમાં હુકમ ઉતર્યો કે, તેમની તેમના પિતા તરફ નિસ્બત કરો. ખુદાની નઝરમાં આ જ સંપૂર્ણ ઇન્સાફની વાત છે.

**આયત 'ફમિન્હુમ મન કદા નહબહુ વ મિન્હુમ મંય્યન્તઝિર વ મા બદ્દલૂ તબ્દીલા'ની તફસીર. 'નહબહુ' પોતાનું વચન. 'અકતારૂહા' તેની આજુબાજુ. અતવહા કિંવા તેમને આપ્યો**

(૧૩૨/૫૦૨૭) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે : અમને લાગે છે કે, આયત **મિનલ મુઅમિનીન રિજાલુન સદકુ મા આહદૂ લ્લાહ અલયહિ** હઝરત અનસ ઇબ્ને નદ્ર અંગે ઉતરી હતી.

(૧૩૩/૫૦૨૮) હઝરત ઝૈદ ઇબ્ને સાબિત (રદિ.) કહે છે કે, જ્યારે અમે કુર્આનને એકત્ર કરવાનું કામ શરૂ કર્યું ત્યારે સૂરએ અહઝાબની એક આયત જે હું રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળતો હતો તે મળતી ન હતી, તે આયત ખુઝયમા અનસારી પાસે મળી આવી, જેમની એકલાની ગવાહીને બે માણસોની ગવાહી બરાબર ઠેરવી હતી. (તે આયત આ પ્રમાણે છે :) **મિનલ મુઅમિનીન રિજાલુન સદકૂ મા આહદૂ લ્લાહ અલયહિ.**

**આયત 'કુલ લિઅઝ્વાજિક ઇન કુન્તુન્ન તુરિદ્નલ હયાત દુન્યા વ ઝીનતહા ફતઆલયન ઉમત્તિઅકુન્ન વ ઉસર્રિહકુન્ન સરાહન જમીલા' કિંવા એય નબી ! તમારી ઓરતોને કહી દો કે, જો તમે દુનિયાનું જીવન અને આરામ ઇચ્છતી હોય તો આવો, હું તમને આરામ આપું અને સારી રીતે તમને વિદાય કરૂં**

**'તબર્રૂજ' સૌંદર્યનું પ્રદર્શન કરવું. 'સુન્નતલ્લાહિ' કિંવા એવી રીત જે અલ્લાહ તઆલાએ કાયમ કરી.**

(૧૩૪/૫૦૨૯) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, અલ્લાહ તઆલાએ જ્યારે રસૂલે પાક (સલ.)ની પત્નીઓને પસંદગી કરવાનો હુકમ આપ્યો ત્યારે આપ મારી પાસે આવ્યા અને કહ્યું : હું તમને



એક વાત કરૂં છું, પણ તમારે જલદી જવાબ આપવાની જરૂર નથી. તમારા માંબાપ સાથે સલાહ-મંત્રણા કરી લો. રસૂલુલ્લાહ (સલ.) સારી રીતે જાણતા હતા કે, મારા માંબાપ મને હુઝૂરથી અલગ થવાની રજા નહીં આપે. જેમકે હુઝૂરે ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **યાઅય્યુહ ન્નબિય્યુ કુલ લિઅઝ્વાજિક.....** મેં જવાબ આપ્યો : એમાં માંબાપ પાસે સલાહ લેવાની શું જરૂર છે. હું ખુદાને, તેના રસૂલને અને આખિરતને પસંદ કરૂં છું.

**આયત 'વ ઇન કુન્તુન્ન તુરિદ્નલ્લાહ વ રસૂલહુ વ દારલ આખિરત ફઇન્ન લ્લાહ અઅદ્દ લિલ મુહસિનાતિ મિન્કુન્ન અજરન અઝીમા' કિંવા જો તમે ખુદા, રસૂલ અને આખિરતનું ઘર ઇચ્છતી હોય તો તમારામાંની નેક ઓરતો માટે અલ્લાહ તઆલાએ મોટો સવાબ તૈયાર રાખ્યો છે.**

**કતાદા કહે છે કે, આયત 'વઝકુર્ન મા યુત્લા ફી બુયૂતિકુન્ન મિન આયાતિ લ્લાહિ' માં 'આયાત'થી મુરાદ કુર્આન, હદીસ અને હિકમત છે.**

(૧૩૫/૫૦૩૦) હઝરત આઇશા કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ને પત્નીઓને પસંદગી આપવાનો હુકમ થયો ત્યારે હુઝૂરે સૌ પ્રથમ મારાથી પહેલ કરી. આપે કહ્યું કે, હું તમને એક વાત કરૂં છું, પરંતુ ઉતાવળ કરશો નહીં. તમારા માંબાપ સાથે સલાહ-મંત્રણા કરીને જવાબ આપજો. હુઝૂર જાણતા હતા કે, મારા માંબાપ મને હુઝૂરને છોડવાની સલાહ નહીં આપે. હુઝૂરે કહ્યું કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **યા અય્યુહ ન્નબિય્યુ કુલ લિઅઝ્વાજિક ઇન કુન્તુન્ન તુરિદનલ હયાત દુન્યા વઝીનતહા.....** મેં કહ્યું : એમાં માંબાપ સાથે સલાહ-મંત્રણા કરવાની શું જરૂર છે. હું ખુદા, રસૂલ અને આખિરતનું ઘર ઇચ્છું છું. હઝરત આઇશા કહે છે : પછી બીજી પત્નીઓએ પણ તેવું જ કર્યું જેવું મેં કર્યું હતું.

**આયત 'વ તુખ્ફી ફી નફસિક મલ્લાહુ મુબ્દીહિ વ તખ્શ ન્નસ વ લ્લાહુ અહક્કુ અન તખ્શાહુ'ની તફસીર કિંવા તું તારા દિલમાં તે વસ્તુ છુપાવે છે જેને અલ્લાહ જાહેર કરવા માંગે છે. 'તું લોકોથી ડરે છે જો કે અલ્લાહથી મોટે ભાગે ડરવું જોઈએ**

(૧૩૬/૫૦૩૧) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, ઉપરોક્ત આયત હઝરત ઝેનબ બિન્તે જહશ અને ઝેદ ઇબ્ને હારિસા અંગે ઉતરી હતી.

**આયત 'તુરજી મન તશાઉ મિન્હુન્ન વ તુઅ્વી ઇલય્ક મન તશાઉ વ મનિ બ્તગય્ત મિમ્મન અઝલ્ત ફલા જુનાહ અલય્ક'ની તફસીર. કિંવા હે નબી ! તે ઓરતોમાંથી જેને તમે ઇચ્છો તેને પાછા રાખી શકો છો, જેને ઇચ્છો તેને પોતાની પાસે જગ્યા આપી શકો છો, જે ઓરતોને તમે અલગ કરી દીધી તેને ફરી તમારૂં દિલ ઇચ્છે તો કંઇ વાંધો નથી.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'તુરજી'નો અર્થ છે તમે પાછા રાખો અથવા મહેતલ આપો. 'અરજીહિ' તેને મહેતલ આપો.**

(૧૩૭/૫૦૩૨) હઝરત આઇશા કહે છે : મને તે ઓરતો અંગે શરમ આવતી હતી જેમણે પોતાની જાન રસૂલુલ્લાહ (સલ.)ને બખ્શી હતી. હું એમ કહેતી હતી કે, ઓરત પોતાની જાન રસૂલુલ્લાહ (સલ.)ને બખ્શે છે. (આ વિચિત્ર વાત છે) પરંતુ અલ્લાહ તઆલાએ જ્યારે આયત **તુરજી મન તશાઉ મિન્હુન્ન વ તુઅ્વી ઇલય્ક મન તશાઉ વ મનિ બ્તગય્ત મિમ્મન અઝલ્ત ફલાજુનાહ અલય્ક** ઉતરી ત્યારે મેં કહ્યું કે, ખુદા તઆલા પણ આપની ઇચ્છા અનુસાર તરત હુકમ આપે છે.

(૧૩૮/૫૦૩૩) હઝરત આઇશા કહે છે કે, જ્યારે આયત **તુરજી મન તશાઉ મિન્હુન્ન વ તુઅ્વી ઇલય્ક મન તશાઉ વ મનિ બ્તગય્ત મિમ્મન અઝલ્ત ફલાજુનાહ અલય્ક** ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.) કોઇ ઓરતના વારાના દિવસે અમારી પાસે રજા માંગતા હતા. હું કહી દેતી હતી, જો એનો અધિકાર મને હોય તો યા રસૂલલ્લાહ ! હું તો તમારા ઉપર કોઇને પ્રાધાન્ય આપી શકતી નથી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લા તદખુલૂ બુયૂત ન્નબિય્યિ ઇલ્લા અંય્યુઅ્ઝન લકુમ ઇલા તઆમિન ગય્ર નાઝિરીન ઇનાહુ વ લાકિન ઇઝા દુઇતુમ ફદખુલૂ ફઇઝા તઇમ્તુમ ફન્તશિરૂ વ લા મુસ્તઅ્નિસીન લિહદીસિન ઇન્ન ઝાલિકુમ કાન યુઅ્ઝી ન્નબિય્ય ફયસ્તહયી મિન્કુમ વલ્લાહુ લા યસ્તહયી મિનલ હક્કિ વ ઇઝા સઅલ્તુમૂહુન્ન મતાઅન ફસ્અલૂહુન્ન મિંવ્વરાઇ હિજાબિન ઝાલિકુમ અત્હરૂ લિકુલૂબિકુમ વ કુલૂબિહિન્ન વ મા કાન લકુમ અન તુઅઝૂ રસૂલ લ્લાહિ વ લા અનતન્કિહૂ અઝવાજહુ મિમ્બઅ્દિહિ અબદા, ઇન્ન ઝાલિકુમ કાન ઇન્દ લ્લાહિ અઝીમા. કિંવા જ્યાં સુધી તમને ખાવા માટે બોલાવવામાં ન આવે ત્યાં સુધી તમે નબીના ઘરમાં જઇને ખાવાની રાહ જોઇને બેસી ન જાઓ, બલ્કે જ્યારે તમને બોલાવવામાં આવે ત્યારે અંદર ચાલ્યા જાઓ અને ખાણું ખાઇને વિખેરાઇ જાઓ. એવું ન કરો કે, વાતમાં દિલ્લગી કરવા માટે બેસી રહો. તમારી આ ટેવથી નબીને તકલીફ થાય છે. તે તમારી સામે (જાહેર કરતાં) શરમાય છે, પરંતુ ખુદા સાચી વાત જાહેર કરતાં શરમાતો નથી. જો નબીની પત્નીઓ પાસે તમારે કોઇ વસ્તુ માંગવી હોય તો પરદાની પાછળથી માંગો. એમાં તમારા અને તેમના દિલોમાં પવિત્રતા કાયમ રહેશે. અલ્લાહના રસૂલને તકલીફ દેવી તમારા માટે જાઇઝ નથી.**



**રસૂલુલ્લાહ પછી તેમની પત્નીઓ સાથે નિકાહ કરવાનું કદી તમારા માટે જાઇઝ નથી. તમારી આવી ચેષ્ટા અલ્લાહની નઝરમાં ભયંકર ગુનોહ છે.**

**'ઇનાતુન' રંધાવું 'અના, યઅની, અનાતુન' આવે છે. 'લઅલ્લ સ્સાઅત તકૂનુ કરીબન'માં શબ્દ 'કરિબ' સમયસૂચક છે એક, બે, નરજાતિનું બહુવચન, નારીજાતિનું બહુવચન વગેરે માટે બોલાય છે. જો નારીજાતિનું વિશેષણ લાવવામાં આવે તો 'કરીબતુન' કહેવામાં આવશે.**

(૧૩૯/૫૦૩૪) હઝરત ઉમર કહે છે : મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! આપની પાસે સારા અને ખરાબ બધા પ્રકારના માણસો હોય છે. જો આપ પવિત્ર પત્નીઓને પરદાનો હુકમ આપો તો ઠીક રહેશે. મારી આ સલાહ પછી અલ્લાહ તઆલાએ પરદાવાળી આયત ઉતારી.

(૧૪૦/૫૦૩૫) હઝરત અનસ ઇબ્ને માલિક (રદિ.) કહે છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ.)એ ઝેનબ બિન્તે જહશ સાથે નિકાહ કર્યા ત્યારે લોકોને ખાણું ખાવા બોલાવ્યા. લોકો ખાણું

ખાઇને બેસીને વાતો કરી રહ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.)એ એવા હાવભાવ બતાવ્યા,'જાણે આપ ઉઠવા માંગે છે, પરંતુ લોકો આવું જોવા છતાં પણ ઉઠયા નહીં. ના છુટકે રસૂલુલ્લાહ (સલ.) ઉભા થયા. હુઝૂર ઉભા થયા તો બીજા લોકો પણ ઉભા થઇ ગયા, પરંતુ ત્રણ માણસો તે છતાં પણ બેસી રહ્યા. રસૂલુલ્લાહ (સલ.) જ્યારે ઘરમાં દાખલ થવાના ઇરાદાએ આવ્યા ત્યારે જોયું કે લોકો બેઠેલા છે. (રસૂલુલ્લાહ પાછા ચાલ્યા ગયા.) થોડી વાર પછી તે લોકો પણ ઉઠીને ચાલ્યા ગયા. મેં જઇને હુઝૂરને ખબર આપી કે, બધા માણસો ચાલ્યા ગયા. આપ આવ્યા અને મકાનમાં દાખલ થયા. હું પણ આપની સાથે મકાનમાં દાખલ થવા લાગ્યો. આપે મારી અને પોતાની વચ્ચે પરદો નાખી દીધો. તે વખતે અલ્લાહ તઆલાએ **યા અય્યુહ લ્લઝીન આમનૂ લાતદખુલૂ બુયૂત ન્નબિય્યિ....** ઉતારી.

(૧૪૧/૫૦૩૬) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, પરદાવાળી આયતની મને સૌથી વધારે જાણકારી છે. વાત એમ હતી કે, વિદાય પછી જ્યારે હઝરત ઝેનબ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યાં ત્યારે તેઓ આપના મકાનમાં જ હતાં, એવામાં હુઝૂરે થોડુંક ખાણું તૈયાર કરાવ્યું અને લોકોને બોલાવ્યા. લોકો (ખાણું ખાઇને) બેસીને વાતો કરી રહ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.) કદી બહાર જતા હતા કદી પાછા આવતા હતા, પરંતુ માણસો બેસીને બરાબર વાતો કરી રહ્યા હતા. તે વખતે અલ્લાહ તઆલાએ આયત **યા અય્યુહ લ્લઝીન આમનૂ લા તદખુલૂ બુયૂત ન્નબિય્યિ ઇલ્લા અંય્યુઅઝન લકુમ ઇલા તઆમિન ગય્ર નાઝિરીન ઇનાહુ.....મિંવ્વરાઇ હિજાબ** ઉતારી. હુકમ અનુસાર પરદો લટકાવવામાં આવ્યો. લોકો ઉઠીને ચાલ્યા ગયા.

(૧૪૨/૫૦૩૭) હઝરત અનસ (રદિ.) કહે છે કે, હઝરત ઝેનબ સાથે સહવાસ કર્યા પછી રસૂલુલ્લાહ (સલ.)એ ગોશ્ત-રોટી તૈયાર કરાવી. મને હુકમ આપવામાં આવ્યો કે, ખાવા માટે લોકોને બોલાવું. મેં લોકોને બોલાવ્યા. જેથી એક ટુકડી આવતી હતી અને ખાણું ખાઇને ચાલી જતી હતી. પછી બીજી ટુકડી આવતી હતી અને ખાઇને ચાલી જતી હતી. છેવટે જ્યારે ખવડાવવા માટે મને કોઇ ન મળ્યું ત્યારે મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! હવે કોઇ મળતું નથી. આપે કહ્યું : તો ખાણું ઉંચકી લો. ત્રણ માણસો રસૂલુલ્લાહ (સલ.)ના મકાનમાં વાતો કરવા માટે બેસી રહ્યા. રસૂલુલ્લાહ



(સલ.) તે રૂમમાંથી નીકળીને હઝરત આઇશાના રૂમમાં ચાલ્યા ગયા. ત્યાં જઇને કહ્યું : **અસ્સલામુ અલયકુમ અહલલ બયતિ** હઝરત આઇશાએ જવાબ આપ્યો : **વ અલય્ક વ રહમતુ લ્લાહિ** ખુદા આપને બરકત આપે. આપને આપની પત્ની કેવી લાગી ? આ પ્રમાણે હુઝૂરે બધી પત્નીઓના રૂમનો આંટો માર્યો. જે વાત હઝરત આઇશાને કહી તે જ બધાને કહી. બધી પત્નીઓએ તે જ જવાબ આપ્યો જે હઝરત આઇશાએ આપ્યો હતો. જ્યારે બધા રૂમોનો આંટો મારીને હુઝૂર આવ્યા ત્યારે પણ ત્રણ માણસો મકાનમાં બેસીને વાતો કરી રહ્યા હતા. રસૂલુલ્લાહ (સલ.) ખૂબ શરમાળ હતા, એટલે ફરી હઝરત આઇશા (રદિ.)ના રૂમ તરફ ચાલ્યા ગયા. મને યાદ રહ્યું નહીં કે મેં જઇને ખબર આપી હતી અથવા બીજા કોઇએ કહ્યું કે, તે લોકો ચાલ્યા ગયા. આ સાંભળતાં જ હુઝૂર પાછા ફર્યા. એક પગ ઉંબરની અંદર અને એક બહાર હતા, એવામાં આપે પરદો નાખી દીધો અને પરદાવાળી આયત ઉતરી.

(૧૪૩/૫૦૩૮) હઝરત અનસ કહે છે કે, હઝરત ઝેનબ (રદિ.) સાથે સહવાસ કર્યા પછી રસૂલુલ્લાહ (સલ.)એ વલીમો કર્યો. લોકોને પેટ ભરીને ગોશ્ત-રોટી ખવડાવી. આપનો નિયમ હતો કે, એકાંતવાસની સવારમાં આપ બધી પત્નીઓના રૂમોનો આંટો મારતા હતા. સલામ કરીને તેમના માટે દુઆ કરતા હતા. તેઓ પણ સલામ કરીને આપના માટે દુઆ કરતી હતી, પરંતુ તે દિવસે (રાત્રે જ) ઉમ્મહાતુલ મુઅમિનીનના રૂમો તરફ ગયા. જ્યારે પાછા ફર્યા ત્યારે માણસોને બેસીને વાતો કરતા જોયા. તેમને જોઇને આપ ફરી પાછા ચાલ્યા ગયા. તે માણસોએ જ્યારે જોયું કે, હુઝૂર પાછા ચાલ્યા ગયા ત્યારે તેઓ પણ જલદી જલદી ઉઠીને ચાલ્યા ગયા. મને એ યાદ રહ્યું નહીં કે, મેં જઇને હુઝૂરને ખબર આપી કે બીજા કોઇએ. આપ ફરી આવ્યા અને મકાનમાં દાખલ થતાં જ મારી અને પોતાની વચ્ચે પરદો નાખી દીધો અને પરદાવાળી આયત ઉતરી.

(૧૪૪/૫૦૩૯) હઝરત આઇશા કહે છે કે, પરદાની આયત ઉતર્યા પછી હઝરત સૌદા હાજત માટે બહાર ગયાં. સૌદા કદાવર સ્ત્રી હતાં. ઓળખનારથી છુપાઇ શકતાં ન હતાં. હઝરત ઉમરે જોઇને કહ્યું : સૌદા, જુઓ, તમે જેવી રીતે નીકળ્યાં તે અમારાથી છૂપું રહી શકતું નથી. આ સાંભળતાં હઝરત સૌદા તેવાં જ પાછા

કર્યાં. તે વખતે રસૂલુલ્લાહ (સલ.) મારા ઘરમાં સાંજનું ખાણું ખાઇ રહ્યા હતા. આપના હાથમાં હાડકું હતું, હઝરત સૌદાએ આવીને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું કોઇ કામ અંગે બહાર ગઇ હતી. ઉમરે મને આવું આવું કહ્યું. હાડકું હુઝૂરના હાથમાં જ હતું, એવામાં અલ્લાહ તઆલાએ આપની પાસે વહી મોકલી. વહી પૂરી થયા પછી કહ્યું : તમને રજા આપવામાં આવી છે. તમે કામ માટે બહાર જઇ શકો છો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન તુબ્દૂ શયઅન અવતુખ્ફૂહુ ફઇન્ન લ્લાહ કાન બિકુલ્લિ શયઇન અલીમા. લા જુનાહ અલયહિન્ન ફી આબાઇહિન્ન વ લા અબ્નાઇ ઇહિન્ન વલા ઇખ્વાનિહિન્ન વ લા અબ્નાઇ ઇખ્વાનિહિન્ન વલા અબ્નાઇ અખવાતિહિન્ન વલા નિસાઇહિન્ન વ લા મા મલકત્ અયમાનુહુન્ન વ ત્તકીન લ્લાહ, ઇન્ન લ્લાહ કાન અલા કુલ્લિ શયઇન શહીદા' કિંવા જો તમે કોઇ વસ્તુને જાહેર કરો અથવા છુપાવો, અલ્લાહ બધું જાણે છે. તે ઓરતો માટે કોઇ ગુનોહ નથી. જો તેઓ પોતાના પિતા, પુત્રો, ભાઇઓ, ભત્રીજાઓ, ભાણેજો, ઘરની ઓરતો અથવા પોતાનાં લોંડી-ગુલામો સામે આવે, જો તમે ખુદાથી ડરતી રહો. ખુદાની સામે દરેક વસ્તુ છે.**

(૧૪૫/૫૦૪૦) હઝરત આઇશા કહે છે કે, પરદાની આયત ઉતર્યા પછી અબૂલ કુએસના ભાઇ અફલહે મારી પાસે અંદર આવવાની રજા માંગી. મેં કહ્યું કે, જ્યાં સુધી હુઝૂરને પૂછી ન લઉં ત્યાં સુધી અંદર આવવાની રજા આપી શકતી નથી. કારણ કે, તેના ભાઇ અબૂલ કુએસે મને દૂધ પીવડાવ્યું નથી, બલ્કે અબૂલ કુએસની પત્નીએ પીવડાવ્યું છે. જ્યારે રસૂલુલ્લાહ (સલ.) અંદર આવ્યા ત્યારે મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! અબૂલ કુએસનો ભાઇ અફલહ મારી પાસે આવ્યો હતો અને અંદર આવવાની રજા માંગતો હતો, પરંતુ મેં આપની પાસેથી રજા લીધા વગર તેને રજા આપવાનો ઇન્કાર કર્યો. આપે કહ્યું : તમે તમારા કાકાને રજા કેમ આપી નહીં ? મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! પુરૂષે તો મને દૂધ પીવડાવ્યું નથી, બલ્કે અબૂલ કુએસની પત્નીએ પીવડાવ્યું છે. આપે કહ્યું : બેવકૂફ, તેને રજા આપવી. તે તમારા કાકા છે. રાવી કહે છે : આ હદીસની



રૂએ હઝરત આઇશા કહેતાં હતાં કે, જે કૌટુંબિક સગાઇઓને તમે પરસ્પર હરામ સમજો છો તે જ રઝાઇ સગાઇઓને હરામ સમજો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ઇન્ન લ્લાહ વ મલાઇકતહુ યુસલ્લૂન અલ ન્નબિય્યિ યા અય્યુહ લ્લઝીન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા' કિંવા ખુદા અને તેના ફરિશ્તાઓ નબી પર રહમત મોકલે છે. એય મુસલમાનો ! તમે પણ તેમના પર દુરૂદ અને સલામ મોકલો.**

**અબૂલ આલિયહ કહે છે : અલ્લાહના 'સલાત' મોકલવાનો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા ફરિશ્તાઓ સામે રસૂલુલ્લાહ (સલ.)ના વખાણ કરે છે. ફરિશ્તાઓના 'સલાત' મોકલવાનો અર્થ એ છે કે, ફરિશ્તાઓ દુઆ કરે છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'યુસલ્લૂન'નો અર્થ એ છે કે, રસૂલે પાક માટે બરકતની દુઆ કરે છે. 'લનુગ્રિયન્નક' અમે તમને વિજેતા બનાવીશું.**

(૧૪૬/૫૦૪૧) હઝરત કઅબ ઇબ્ને ઉજરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં વિનંતી કરવામાં આવી, યા રસૂલલ્લાહ ! હુઝૂરને સલામ કરવાનો અર્થ તો અમે સમજીએ છીએ, પરંતુ હુઝૂર પર 'સલાત' મોકલવાનો શું અર્થ છે ? આપે કહ્યું : આ પ્રમાણે કહો : **અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિં વ્વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય્ત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુ મ્મજીદ અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિં વ્વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુ મ્મજીદ.**

(૧૪૭/૫૦૪૨) હઝરત અબૂ સઇદ ખુદરી કહે છે : અમે કહ્યું : યા રસૂલલ્લાહ ! સલામ કરવાનો અર્થ તો આ છે, પરંતુ તમારા ઉપર અમે 'સલાત' કેવી રીતે મોકલીએ ? આપે કહ્યું : આ પ્રમાણે કહો : **અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિક વ રસૂલિક કમા સલ્લય્ત અલા આલિ ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિં વ્વ અલા આલિ મુહમ્મદિન કમા બારક્ત અલા ઇબ્રાહીમ** એક રિવાયતમાં **અલા ઇબ્રાહીમ** ના બદલે **અલા આલિ ઇબ્રાહીમ** આવ્યું છે.

(૧૪૮/૫૦૪૩) યઝીદની રિવાયતમાં આ શબ્દો છે, **કમા**

**સલ્લયત અલા ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિં વ્વ આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઇબ્રાહીમ વ આલિ ઇબ્રાહીમ.**

**આયત 'વ લાતકૂનુ કલ્લઝીન આઝવ મૂસા'ની તફસીર.**

(૧૪૯/૫૦૪૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, મૂસા (અલ.) શરમાળ હતા. આ જ અર્થ છે ખુદાના આ કથનનો **યાઅય્યુહ લ્લઝીન આમનૂ લા તકૂનૂ કલ્લઝીન આઝવ મૂસા ફબર્રઅહુ લ્લાહુ મિમ્મા કાલૂ વ કાન ઇન્દ લ્લાહિ વજીહા.** કિંવા હે, મુસલમાનો ! તે લોકો જેવા ન બની જાઓ જેમણે મૂસા (અલ.)ને તકલીફ આપી હતી અને અલ્લાહ તઆલાએ મૂસા (અલ.)ને તેમની વાત (આરોપ)થી નિર્દોષ પુરવાર કર્યા. કારણ કે, મૂસા (અલ.) અલ્લાહની નઝરમાં આબરૂદાર હતા.

## સૂરએ સબા

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'મુઆજિઝીન' આગળ વધનાર 'મુઅજિઝીન' છુટી જનાર 'લા યુઅજિઝૂન' તે અમારી પાસેથી છુટી શકતા નથી. 'મુઆજિઝીન'નો અર્થ વિજયી થનાર પણ થાય છે. 'સબકૂ' તેઓ છોડી ગયા, આગળ વધી ગયા. 'યસ્બિકૂના' તે અમારી પાસેથી છુટી જશે. 'મિઅશાર' દસમો ભાગ 'ઉકુલ' મેવો, ફળ. 'બાઇદ' અને 'બઅ્ઇદ' બંને સમઅર્થી છે કિંવા દૂર કર. 'લા યઅઝુબુ' છુપાતું નથી. 'અરિમ' પાણીનો બંધ. હકીકતમાં અલ્લાહ તઆલાએ લાલ પાણી મોકલ્યું હતું. જેણે બંધ સાથે ટકરાઇને બંધને ટુકડે ટુકડા કરી નાખ્યો. વચમાં એક ખાડો પાડી દીધો. બંને બાજુએ બે બાગ ઉંચા રહી ગયા. ઉપર પાણી ન હતું. એટલે સૂકાઇ ગયા. હકીકતમાં એ પાણી ન હતું, બલ્કે ખુદાનો અઝાબ હતો. જેને ખુદાએ જ મોકલ્યો હતો.**

**અમ્ર ઇબ્ને શુરૈહબીલનું કથન છે કે, યમની ભાષામાં 'અરિમ' બંધને કહેવામાં આવે છે.**

**કેટલાક લોકો કહે છે : 'અરિમ'નો અર્થ છે, પહાડી નાળું, 'સાબિગાત' બખ્તરો.**

**મુજાહિદ કહે છે : 'નુજાઝી'થી મુરાદ એ છે કે, અમે અઝાબ આપીશું.**



**'અઇઝુકુમ બિવાહિદતિન' (કિંવા હું તમને ખુદાની ફરમાંબરદારીની નસીહત કરું છું.)**

**'મસ્ના' બબ્બે બબ્બે. 'ફુરાદા' એક એક. 'તનાવુશ' આખિરતમાંથી દુનિયામાં પાછા આવવું. 'બયૂન મા યશ્તહૂન'નો અર્થ એ છે કે, તેમની અને તેમની મનપસંદ વસ્તુઓ કિંવા માલ, ઔલાદ, આરામ અને ભૌતિક શણગાર વચ્ચે જુદાઇ કરી દેવામાં આવી છે. 'બિઅશ્યાઇહિમ' કિંવા 'બિઅમ્સાલિહિમ'.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'જવાબ'નો અર્થ છે જમીનનો ખાડો 'ખમ્ત' પીલુડીનું ઝાડ. 'અસ્લ' ઝાડ. 'અરિમ' સખ્ત.**

**આયત 'હત્તા ઇઝા ફુઝ્ઝિઅ અન કુલૂબિહિમ કાલૂ માઝા કાલ રબ્બુકુમ કાલૂલ હક્ક વ હુવલ અલિય્યુલ કબીર'ની તફસીર**

(૧૫૦/૫૦૪૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે અલ્લાહ તઆલા આસ્માન પર કોઇ હુકમ આપે છે ત્યારે ફરિશ્તાઓ (ગભરાઇને) તેના હુકમ સામે આજીજી જાહેર કરીને પોતાની પાંખો ફફડાવે છે. અવાજ એવો સંભળાય છે જેમકે પત્થર પર સાંકળ મારવાથી ઉત્પન્ન થાય છે. જ્યારે ફરિશ્તાઓના દિલમાંથી ગભરાટ દૂર થાય છે ત્યારે અમુક ફરિશ્તાઓ અમુકને કહે છે : તમારા પાલનહારે શું કહ્યું : તેઓ કહે છે : સાચું કહ્યું. તે જ સૌથી મહાન અને શ્રેષ્ઠ છે. તે અવાજને કોઇ (શયતાન) ચોરીથી સાંભળી લે છે. પછી તે પોતાની પાછળવાળાને કહે છે. તે પોતાની નીચેવાળાને કહે છે. અહીં સુધી કે, છેલ્લો (શયતાન) જાદુગર અથવા ભવિષ્યવેત્તાની જીભ પર તે વાત લાવે છે. ભવિષ્યવેત્તા તેમાં સો જુઠ મેળવીને વર્ણન કરે છે. (જ્યારે તેવું જ બને છે ત્યારે) લોકો કહે છે : શું ભવિષ્યવેત્તાએ આપણને ફલાણા ફલાણા દિવસે આવી આવી વાતો ન કહી હતી ? હકીકતમાં તે વાતનું સમર્થન કરવામાં આવે છે જે આસ્માન પરથી સાંભળવામાં આવે છે. કદી એવું પણ બને છે કે, ઉપરવાળો શયતાન નીચેવાળાને કહેવા પણ પામતો નથી કે, એક અંગારો આવીને વાગે છે અને કદી અંગારો વાગતા પહેલાં જ તે નીચેવાળાને કહી દે છે.

**આયત 'ઇન હુવ ઇલ્લા નઝીરૂ**

**લકુમ બયન યદય્ અઝાબિન શદીદ'ની તફસીર**

(૧૫૧/૫૦૪૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : એક દિવસ હુઝૂર (સલ.)એ સફા પહાડ પર ચઢીને (ઉંચા) સાદે કહ્યું : લોકો ! હોશિયાર થઇ જાઓ. દુશ્મન આવી પહોંચ્યો છે. કુરૈશીઓ તરત આપની પાસે ભેગા થઇ ગયા. તેઓ કહેવા લાગ્યા : શું છે ? હુઝૂર (સલ.)એ કહ્યું : જુઓ, જો હું તમને ખબર આપું કે, દુશ્મન સવારે અથવા સાંજે તમારા પર હુમલો કરનાર છે તો શું તમે મને સાચો માનશો ? લોકોએ કહ્યું : બેશક. આપે કહ્યું : તો હું તમને એક ભયંકર અઝાબથી ડરાવું છું જે તમારી સામે હાજર છે. આ સાંભળીને અબૂ લહબે કહ્યું : તું મરે, શું તેં અમને આટલા માટે ભેગા કર્યા હતા ? અલ્લાહ તઆલાએ (એના જવાબમાં) આયત **તબ્બત્ યદા અબી લહબિં વ તબ્બ** ઉતારી.

✪ ભાગ-૧૯ સમાપ્ત ✪



# બુખારી શરીફ

સંપાદક :
ઇમામ બુખારી (રહ.)

અનુવાદક :
ઇબ્રાહીમ

ભાગ ૨૦

# બુખારી શરીફ

## ભાગ-૨૦

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

### સૂરએ મલાઇકહ

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

મુજાહિદ કહે છે કે, 'કિતમીર'નો અર્થ છે ગોટલીનું છોતરૂં 'મુસ્કલતુન' અને 'મુસક્કલતુન' બંને સમઅર્થી છે કિંવા ભારે વજનદાર. 'હરૂર' ગરમ લૂ. ઇબ્ને અબ્બાસ કહે છે : રાત્રે જે ગરમ હવા હોય છે તેને 'હરૂર' કહેવામાં આવે છે. દિવસમાં જે ગરમ હવા હોય છે તેને 'સમૂમ' કહેવામાં આવે છે. 'ગરાબીબ' 'ગિરબીબ'નું બહુવચન છે કિંવા ઘેરું કાળું.

### સૂરએ યાસીન

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

મુજાહિદ કહે છે : 'ફઅઝ્ઝઝના'નો અર્થ છે અમે મજબૂત કર્યું. 'યાહસ્રતન અલલ ઇબાદિ'નો અર્થ એ છે કે, કિયામતના દિવસે કાફિરો અફસોસ કરશે કે, અમે પયગમ્બરોની શા માટે હાંસી ઉડાવતા હતા. 'લશ્શમ્સુ યંબગી લહા અન તુદરિકલ કમર'નો અર્થ એ છે કે, સૂર્યનો પ્રકાશ ચંદ્રને છુપાવી શકતો નથી અને ચંદ્રનો પ્રકાશ સૂર્યને છુપાવી શકતો નથી, ન એમના માટે એ ઠીક છે. 'વ લ લ્લયલુ સાબિકુ ન્નહાર'નો અર્થ એ છે કે, રાત દિવસથી આગળ વધતી નથી. એક બીજાને મેળવવા પ્રયાસ કરે છે, પરંતુ મેળવી શકતા નથી. 'નસ્લખુ' કિંવા અમે દિવસને રાતમાંથી અને રાતને દિવસમાંથી કાઢીએ છીએ. બંનેમાંથી દરેક ચાલે છે. 'મિમ્મિસ્લિહિ'થી મુરાદ ચારપગાં. 'ફાકિહૂન' મજા કરશે. 'જુન્દુ મ્મુહદરૂન' એક લશ્કર હશે જેને હિસાબ માટે હાજર કરવામાં આવશે. હઝરત ઇકરિમા કહે છે : 'મશ્હૂન' ભરેલું. વજનવાળું. ઇબ્ને અબ્બાસ કહે છે : 'તાઇરૂકુમ' કિંવા તમારી મુસીબતો. 'યન્સિલૂન' તેઓ નીકળશે.

**'મર્કદિના' અમારા નીકળવાની જગ્યા. 'અહસય્ના' અમે દેખરેખ રાખી. 'મકાનતિહિમ' અને 'મકાનિહિમ' બંને સમઅર્થી છે.**

**આયત 'વ શ્શમ્સુ તજરી લિમુસ્તકર્રિ લ્લહા ઝાલિક તકદીરૂલ અઝીઝિલ અલીમ'ની તફસીર**

(૧/૫૦૪૭) હઝરત અબૂઝર કહે છે : એક દિવસ સૂર્યાસ્ત સમયે હું રસૂલુલ્લાહ (સલ.) સાથે મસ્જિદમાં બેઠો હતો, એવામાં હુઝૂરે કહ્યું : અબૂઝર, તમે જાણો છો કે, સૂર્ય કયાં ડુબે છે ? મેં કહ્યું : ખુદા અને તેના રસૂલ જ સારી રીતે જાણે છે. આપે કહ્યું : તે જઇને અર્શની નીચે સજદો કરે છે. એ જ અર્થ છે ખુદાના આ કથનનો **વ શ્શમ્સુ તજરી લિમુસ્તકર્રિ લ્લહા ઝાલિક તકદીરૂલ અઝીઝિલ અલીમ.**

(૨/૫૦૪૮) હઝરત અબૂઝર કહે છે : મેં હુઝૂરે પાક (સલ.)ને આયત '**વ શ્શમ્સુ તજરી લિમુસ્તકર્રિ લ્લહા**'નો અર્થ પૂછયો તો કહ્યું : સૂર્યનો પડાવ અર્શની નીચે છે.

## સૂરએ વસ્સાફ્ફાત

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**મુજાહિદ કહે છે કે, 'વ યકઝિફૂન'નો અર્થ એ છે કે, તેઓ (જોયા વગર) ગૈબના તીર ફેંકે છે. 'વાસિબુન' હંમેશા 'લાઝિબુન' ચોંટનાર. 'તઅ્તૂનના અનિલ યમીન'નો અર્થ એ છે કે, કાફિરો શયતાનને કહેશે કે, તમે સાચી દિશામાંથી અમારી પાસે આવતા હતા. 'ગવલુન' પેટનો દુખાવો. 'લાયુન્ઝફૂન' તેઓ પાગલ અથવા બેભાન નહીં હોય. 'કરીનુન'થી શયતાન મુરાદ છે. 'યુહરઊન' કિંવા જલદી ચાલનારના જેમ તેમને દોડાવવામાં આવશે. 'યઝિફ્ફૂન' કિંવા નજીક નજીક કદમ મૂકીને તેઓ ઝડપથી ચાલ્યા. 'વ બયનલ જિન્નતિ નસબા' કિંવા કુરૈશના કાફિરો માનતા હતા કે, ફરિશ્તાઓ અલ્લાહની પુત્રીઓ છે અને તેમની માંઓ જિન્નાતના સરદારોની પુત્રીઓ છે. 'વલકદ અલિમતિલ જિન્નતુ ઇન્નહુમ લમુહદરૂન' કિંવા જિન્નાતો જાણે છે કે, તેમને હિસાબ માટે હાજર કરવામાં આવશે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'લનહનુ સ્સાફ્ફૂન' ફરિશ્તાઓનું કથન છે. 'સિરાતુલ જહીમ, વસ્તુલ જહીમ અને સવાઉલ જહીમ' ત્રણે સમઅર્થી છે કિંવા દોઝખનો મધ્ય ભાગ. 'લશવબમ્**



**બિલ હમીમ'નો અર્થ એ છે કે, તેમના ખાણામાં ગરમ પાણી મેળવવામાં આવશે. 'મદહૂરા' ધૂત્કારેલો, દૂર હઠાવેલો. 'બયદુ મ્મકનૂન' કિંવા છુપાયેલા મોતી છે. 'વ તરકના અલયહિ ફિલ આખિરીન'નો અર્થ એ છે કે, તેને સારા શબ્દોમાં યાદ કરવામાં આવે છે. 'યસ્તસ્ખિરૂન' અને 'યસ્ખરૂન' બંને સમઅર્થી છે કિંવા તેઓ હાંસી ઉડાવે છે. 'બઅ્લ'નો અર્થ છે પાલનહાર.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇન્ન યૂનુસ લમિનલ મુર્સલીન'**

(૩/૫૦૪૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : કોઇએ એવું ન સમજવું જોઇએ કે, તે યૂનુસ ઇબ્ને મત્તા કરતાં સારો છે.

(૪/૫૦૫૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : જે માણસ એમ કહે કે, હું યૂનુસ ઇબ્ને મત્તા કરતાં સારો છું, તે જૂઠું બોલે છે.

## સૂરએ સ્વાદ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

(૫/૫૦૫૧) હઝરત અવ્વામ કહે છે : મેં મુજાહિદને સૂરએ સ્વાદમાં સજદો કરવાનો હુકમ પૂછયો ત્યારે તેઓ કહેવા લાગ્યા : ઇબ્ને અબ્બાસને પણ પૂછવામાં આવ્યું હતું. તેમણે કહ્યું હતું કે, સજદાની આયત **'ઊલાઇક લ્લઝીન હદલ્લાહુ ફબિહુદાહુમ ક્તદિહ'** છે. ઇબ્ને અબ્બાસ એ જ આયત પર સજદો કરતા હતા.

(૬/૫૦૫૨) હઝરત અવ્વામ કહે છે : મેં મુજાહિદને સૂરએ સ્વાદના સજદા વિષે પૂછયું. તેમણે કહ્યું : મેં ઇબ્ને અબ્બાસને પૂછયું કે, શું તમે સૂરએ સ્વાદમાં સજદો કરો છો ? તેમણે કહ્યું : શું તમે આ આયત પઢતા નથી ? **વ મિન ઝુર્રિય્યતિહિ દાવૂદ વ સુલયમાન ઊલાઇક લ્લઝીન હદ લ્લાહુ ફબિહુદાહુમુ ક્તદિહ** કિંવા અમે તેમની ઓલાદમાંથી દાઉદ અને સુલયમાન (અલ.)ને હિદાયત આપી. એ જ તે લોકો છે જેમને અલ્લાહે સીધો રસ્તો બતાવ્યો હતો. એટલે તમે પણ તેમના રસ્તા પર ચાલો. દાઉદ (અલ.) તે નબીઓમાંથી છે જેમના રસ્તા પર ચાલવાનો રસૂલુલ્લાહ (સલ.)ને હુકમ આપવામાં આવ્યો છે. એ જ આયત પર રસૂલુલ્લાહ (સલ.)એ સજદો કર્યો હતો.

**ઉજાબુન** કિંવા આશ્ચર્યજનક **કિત્તુ** કિંવા પુસ્તિકા અહીં હિસાબનું રજીસ્ટર મુરાદ છે.

મુજાહિદ કહે છે : **ફી ઇઝ્ઝતિન**નો અર્થ એ છે કે, તેઓ

ફરમાની કરનાર છે. **અલમિલ્લતિલ** **આખિરતિ**થી કુરૈશીઓનો ધર્મ મુરાદ છે. **ખ્તિલાક** જૂઠ, **અલ અસ્બાબ** આસ્માની દરવાજાઓના રસ્તાઓ. **જુન્દુ** **મા હુનાલિક મહઝૂમુન**થી કુરૈશીઓ મુરાદ છે. ત્યાં એક પરાજીત લશ્કર. **કિલાઇકલ અહઝાબુ**થી આગલી ઉમ્મતો મુરાદ છે. **ફવાક** પાછું થવું. **કિત્તના** અમારો અઝાબ, **ફતખઝનાહુમ** અમે તેમને ઘેરી લીધો. **અત્રાબુન** સરખી વયના.

ઇબ્ને અબ્બાસ કહે છે : **અય્દ**નો અર્થ છે ઇબાદતની શકિત. **અલ અબસારૂ** 'બસરૂન'નું બહુવચન છે કિંવા અલ્લાહની કુદરત અંગે ચિંતન કરવું. **હુબ્બલ ખયરિ અન ઝિકરિ રબ્બી** ખયર'થી ઘોડાઓ મુરાદ છે. 'અન' 'મિન'ના અર્થમાં છે. **તફિક મસ્હન** તેના ઘોડાઓની કેશવાળી અને પગો પર તેઓ હાથ ફેરવવા લાગ્યા. **અસ્ફાદ** બેડીઓ, સાંકળો.

**આયત 'હબ લી મુલ્ક લ્લાયંબગી લિઅહદિ મ્મિમ બઅ્દી ઇન્નક અન્તલ વહહાબ'ની તફસીર**

(૭/૫૦૫૩) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ કહ્યું : એક રાત્રે એક નાફરમાન જિન્નાત મારી નમાઝ તોડી નાખવા માટે કુદી પડયો. અલ્લાહ તઆલાએ તેને મારા તાબામાં કરી દીધો. મને વિચાર આવ્યો કે, મસ્જિદના કોઇ થાંભલા સાથે તેને બાંધી દઉં. જેથી તમે બધા સવારે આવીને જુઓ, પરંતુ મને ભાઇ સુલયમાનની વાત યાદ આવી કે, **રબ્બિ હબ લી મુલ્ક લ્લાયંબગી લિઅહદિ મ્મિમ્બઅ્દી** કિંવા હે પાલનહાર ! તું મને એવી હુકૂમત આપ કે મારા પછી કોઇને એવી ન મળે. શૈહ કહે છે કે, પછી રસૂલુલ્લાહ (સલ.)એ તેને ઝલીલ કરીને કાઢી મૂકયો.

**આયત 'વ મા અન મિનલ મુતકલ્લિફીન'ની તફસીર**

(૮/૫૦૫૪) મસ્રૂક કહે છે : એક દિવસ અમે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ પાસે ગયા. તેમણે કહ્યું : લોકો, જે માણસ (કોઇ વાત) જાણતો હોય તે કહે અને જે ન જાણતો હોય તે 'વલ્લાહુ અઅ્લમુ' કહે. કારણ કે, માણસ જે વાત જાણતો ન હોય તેના વિષે 'અલ્લાહુ અઅ્લમુ' કહેવું એ ઇલ્મની દલીલ છે. અલ્લાહ તઆલાએ પોતાના નબીને કહ્યું છે : **કુલ મા અસ્અલુકુમ અલયહિ મિન અજ્રિં વ્વ મા અન મિનલ મુતકલ્લિફીન** હે નબી ! કહી દો કે, હું તમારી પાસે એનું મહેનતાણું માંગતો નથી અને હું ચકાસણી વગર વહીનો દાવો કરતો નથી. ઇબ્ને મસઊદે કહ્યું : હું તમને 'ધુમાડા'ની વાત કરૂં છું. રસૂલુલ્લાહ (સલ.)એ કુરૈશીઓને જ્યારે ઇસ્લામનું



આમંત્રણ આપ્યું ત્યારે તેઓ પાછળ હઠી ગયા. હુઝૂરે કહ્યું : હે અલ્લાહ ! એમને યુસુફ (અલ.) જેવા દુકાળના વરસોમાં સપડાવ. તેમના મુકાબલામાં મારી મદદ કર. હુઝૂરની બદદુઆના કારણે તેઓ એવા દુકાળમાં સપડાયા કે, દરેક વસ્તુને બરબાદ કરી દીધી. લોકો મુડદાં અને ચામડાં ખાવા લાગ્યા. પરિસ્થિતિ એટલે સુધી વણસી કે, માણસ જ્યારે આકાશ તરફ જોતો હતો ત્યારે આકાશ અને ભૂમિ વચ્ચે ભૂખના કારણે તેને ધુમાડો દેખાતો હતો. (એ અંગે) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : **ફરતકિબ યવ્મ તઅ્તી સ્સમાઉ બિદુખાનિ મ્મુબીન. યગ્શ ન્નાસ હાઝા અઝાબુન અલીમ. રબ્બનકિશફ અન્નલ અઝાબ ઇન્ના મુઅમિનૂન. અન્ના લહુમુઝ ઝિકરા વ કદ જાઅહુમ રસૂલુ મ્મુબીન. સુમ્મ તવલ્લવ અન્હુ વ કાલૂ મુઅલ્લમુ મ્મજનૂન. ઇન્ના કાશિફૂલ અઝાબિ કલીલન ઇન્નકુમ આઇદૂન. ફયુકશફુલ અઝાબુ યવમલ કિયામતિ** કિંવા તે દિવસની રાહ જુઓ જ્યારે આકાશ પર સ્પષ્ટ ધુમાડો હશે, જે બધા લોકોને ઢાંકી દેશે. આ (હકીકતમાં) ભયંકર અઝાબ છે. ઇબ્ને મસઊદ કહે છે : પછી તેમણે દુઆ કરી : એય ખુદા ! અમારા પરથી આ અઝાબ દૂર કર. અમે ઇમાન લાવીએ છીએ. હવે તેમના માટે બોધપાઠ લેવાનો સમય કયાં છે. તેમની પાસે તો સ્પષ્ટ હુકમ સંભળાવનાર રસૂલ આવી ચૂકયા છે, પરંતુ તેમણે મોં ફેરવી લીધું. તેઓ કહેવા લાગ્યા : એ શિક્ષિત પાગલ છે. અમે થોડા દિવસ માટે અઝાબ દૂર કરીએ છીએ, પરંતુ તમે ફરી તેવું જ કરો છો. હવે શું કિયામતના દિવસે અઝાબ દૂર કરવામાં આવશે ? ઇબ્ને મસઊદે કહ્યું : અલ્લાહ તઆલાએ પછી બદરની લડાઇના દિવસે તેમને ભારે શિક્ષા કરી. આયત '**યવ્મ નબ્તિશુલ બત્શતલ કુબ્રા ઇન્ના મુન્તકિમૂન**'માં 'બત્શતલ કુબ્રા'થી એ જ મુરાદ છે.

## સૂરએ ઝુમર

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે કે, 'યત્તકી બિવજહિહિ'નો અર્થ એ છે કે, તેમને ઉંધા મોંએ, ખેંચીને દોઝખમાં નાખવામાં આવશે. આયત 'અફમં ય્યુલ્કા ફી ન્નારિ ખયરૂન અમ્મં ય્યઅ્તી આમિનન'થી એ બાજુ જ ઇશારો છે. 'ઇવજ' કિંવા 'લુબ્સ' 'રજુલન સલમન લિરજુલિન' હકીકતમાં એ જુઠા ખુદાઓ અને સાચા ખુદાનું રૂપક છે કિંવા જેવી રીતે કે એવી વસ્તુ જેના અમુક માલિક હોય છે. તેની હંમેશા અવગણના થાય**

છે તેવી જ રીતે તે એવો માણસ જે દેવતાઓની પૂજા કરે છે તે હંમેશા નુકસાનમાં રહેશે.

'યુખવ્વિફૂનક બિલ્લઝીન મિન દૂનિહિ'માં 'મિન દૂનિહિ'થી મૂર્તિઓ મુરાદ છે. 'ખવ્વલ્ના' અમે આપ્યું. 'અલ્લઝી જાઅ બિસ્સિદ્કિ'માં 'સિદ્ક'થી કુર્આન મુરાદ છે. 'સદ્દક બિહિ'નો કર્તા મુઅમિન છે કિંવા કિયામતના દિવસે મુઅમિન એવું બોલતા આવશે કે, આ કુર્આન જે તેં અમને આપ્યું હતું તે પ્રમાણે અમે અમલ કર્યો હતો.

'મુતશાકિસૂન' 'શકિસ' એવા માણસને કહેવામાં આવે છે જે ઇન્સાફથી રાજી ન થાય. 'ઇશ્મઅઝઝત' નફરત કરે છે. 'બિમફાઝતિહિમ'માં 'મફાઝતુન' 'ફ઼ૌઝ'માંથી બન્યું છે. 'હાફ્ફીન' કિંવા અર્શની આજુબાજુ ભેગા થઇ રહ્યા છે. 'હફાફયહિ' તેની આજુબાજુ. 'મુતશાબિહન' 'ઇશ્તિબાહ'માંથી બન્યું નથી. કિંવા એવો અર્થ નથી કે કિતાબમાં શંકા છે, બલ્કે અર્થ એ છે કે, કુર્આનનો અમુક ભાગ અમુકનું સમર્થન કરે છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

**'યા ઇબાદિય લ્લઝીન અસ્રફૂ અલા અન્ફુસિહિમ લાતકનતૂ મિર્રહમતિ લ્લાહિ ઇન્ન લ્લાહ યગફિરુઝ ઝુનૂબ જમીઆ ઇન્નહુ હુવલ ગફૂરુ ર્રહીમ' કિંવા હે મારા બંદાઓ ! જેમણે પોતાની જાત પર ઝુલ્મ કર્યો છે, તમે અલ્લાહની રહમતથી હતાશ ન થાઓ. કારણ કે, ખુદા બધા ગુનાહોને બખ્શી દેશે. તે બેશક બખ્શનાર મહેરબાન છે.**

(૯/૫૦૫૫) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, કેટલાક મુશ્રિકોએ મોટા પ્રમાણમાં ખૂનો અને વ્યભિચાર કર્યા હતો. પછી રસુલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું હતું કે, જે કંઇ તમે કહો છો અને જે વાતનું તમે આમંત્રણ આપો છો તે છે તો ઘણી સારી, પરંતુ જે કંઇ અમે કર્યું છે તેનો કફ્ફારો થઇ શકે છે ? એ પરથી નીચેની આયત ઉતરી : **વ લ્લઝીન લાયદઊન મઅ લ્લાહિ ઇલાહન આખર વ લાયકતુલૂન ન્નફ્સ લ્લતી હર્રમ લ્લાહુ ઇલ્લા બિલ હક્કિ વ લાયઝનૂન** કિંવા જે લોકો ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવતા નથી, ન કોઇનું નાહક ખૂન કરે છે અને ન વ્યભિચાર કરે છે તથા આ આયત પણ ઉતરી : **યા ઇબાદિય લ્લઝીન અસ્રફૂ અલા અન્ફુસિહિમ લાતકનતૂ મિ ર્રહમતિ લ્લાહિ.....**



**આયત 'વ મા કદરૂ લ્લાહુ હક્ક કદરિહિ'ની તફસીર**

(૧૦/૫૦૫૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે : એક યહૂદી આલિમે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થઇને કહ્યું : મુહમ્મદ, અમે (તૌરાતમાં) જોઇએ છીએ કે, અલ્લાહ તઆલા આસ્માનોને એક આંગળી પર રાખશે, જમીનોને એક આંગળી પર, ઝાડોને એક આંગળી પર, પાણીને એક આંગળી પર, જમીનની નીચેવાળી માટીને એક આંગળી પર અને બીજી બધી મખ્લૂક સર્જનને એક આંગળી પર. પછી કહેશે : હું બાદશાહ છું. રસુલુલ્લાહ (સલ.) આ સાંભળીને હસ્યા, જેથી આપના આગળના દાંત દેખાયા. જાણે આપે તે યહૂદી આલિમના કથનનું સમર્થન કર્યું. પછી આ આયત પઢી : **'વ માકદરૂ લ્લાહ હક્ક કદરિહિ'** લોકોએ અલ્લાહને બરાબર ઓળખ્યો નહીં.

**આયત 'વલ અર્દુ જમીઅન કબ્દતુહુ યવમલ કિયામતિ વ સ્સમાવાતુ મતવિય્યાતુ બિયમીનિહિ સુબ્હાનહુ વ તઆલા અમ્મા યુશ્રિકૂન'ની તફસીર**

(૧૧/૫૦૫૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા (કિયામતના દિવસે) જમીનને પોતાની મુઠ્ઠીમાં પકડશે અને આસ્માનોને પોતાના જમણા હાથમાં લપેટી લેશે. પછી કહેશે : જમીનના બાદશાહો ક્યાં છે ? (આજે) હું બાદશાહ છું.

**આયત 'વ નુફિખ ફી સ્સૂરિ ફસઇક મન ફી સ્સમાવાતિ વ મન ફીલ અર્દિ ઇલ્લા મન શાઅ લ્લાહુ સુમ્મ નુફિખ ફીહિ ઉખ્રા ફઇઝા હુમ કિયામું ય્યન્ઝુરૂન'ની તફસીર કિંવા પહેલીવાર સૂર ફુંકવામાં આવશે ત્યારે આકાશ અને ધરતીની બધી વસ્તુઓ બેભાન થઇને પડી જશે, પરંતુ ખુદા જેને ઇચ્છશે તે બચી જશે. બીજી વાર સૂર ફુંકવામાં આવશે ત્યારે બધા ઉઠીને એકબીજાને જોવા લાગશે.**

(૧૨/૫૦૫૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : છેલ્લા સૂર પછી સૌ પ્રથમ હું જ શિર ઉઠાવીશ અને જોઇશ કે મૂસા અર્શને વળગેલા છે. ખબર નહીં કે, (સૂર ફૂંકતી વખતે પણ) તેઓ આ પ્રમાણે (ભાનમાં) રહેશે અથવા ફુંકયા પછી ભાનમાં (સૌ પ્રથમ) આવશે.

(૧૩/૫૦૫૯) હઝરત અબૂ હુરૈરા

કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, બે વાર સૂર ફુંકવાની વચ્ચે ચાળીસનું અંતર છે. માનવીનું આખું શરીર સડી જાય છે. કરોડરજ્જુના હાડકા સિવાય કે તેની સાથે માનવીનું શરીર જોડવામાં આવશે. લોકોએ હઝરત અબૂ હુરૈરાને પૂછ્યું કે, બંને વારના સૂરની વચ્ચે શું ચાળીસ દિવસનું અંતર હશે ? અબૂ હુરૈરાએ કહ્યું : હું એવું માનતો નથી. લોકોએ કહ્યું : તો ચાળીસ વરસનું અંતર હશે ? અબૂ હુરૈરાએ કહ્યું : હું એવું પણ માનતો નથી. લોકોએ કહ્યું : તો ચાળીસ મહીનાનું અંતર હશે ? અબૂ હુરૈરાએ કહ્યું : હું એવું પણ માનતો નથી.

## સૂરએ મુઅમિન

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે કે, 'હામિમ'ની તફસીર તેવી જ છે જેવી કે બીજી સૂરતોના શરૂઆતના 'મુકત્તઆત' અક્ષારોની છે. કેટલાક લોકો કહે છે કે, કુર્આનનું નામ છે. કારણ કે, શુરૈહે જ્યારે (જમલની લડાઇમાં મુહમ્મદ ઇબ્ને તલહાને મારવા માટે તેના તરફ) ભાલો ધર્યો (ત્યારે મુહમ્મદ ઇબ્ને તલહા) 'હામિમ' પઢયો. શુરૈહે કહ્યું કે, લડાઇમાં આગળ વધતા પહેલાં કેમ 'હામિમ' પઢયો નહીં ? હવે મને 'હામિમ' (કુર્આન) યાદ અપાવે છે જ્યારે કે ભાલો ધરવામાં આવ્યો !**

**'તવ્લ' મહેરબાની 'દાખિરીન' ઝલીલ.**

**મુજાહિદ કહે છે : 'ઇલન્નજાતિ'માં 'નજાત'થી મુરાદ ઇમાન છે. 'લયસ લહૂ દઅવતુન'માં 'હું'નું સર્વનામ મૂર્તિ તરફ સંકેત કરે છે. કિંવા દુનિયામાં તેની દુઆ કબૂલ થઇ શકતી નથી. 'યુસ્જરૂન' કિંવા તેમને આગમાં નાખીને તેમની મારફતે આગ ભડકાવવામાં આવશે. 'તમ્રહૂન' તમે અતડાઓ છો**

(૧૪/૫૦૬૦) હઝરત અલા ઇબ્ને ઝિયાદ વઅઝમાં દોઝખનો ઉલ્લેખ કર્યા કરતા હતા. એક માણસે કહ્યું : તમે લોકોને ખુદાની રહમતથી હતાશ શા માટે બનાવો છો ? અલાએ જવાબ આપ્યો : હું લોકોને ખુદાની રહમતથી કેવી રીતે હતાશ બનાવી શકું છું, ખુદા તઆલા પોતે ફરમાવે છે કે, એય મારા બંદાઓ ! તમે તમારી જાત પર પોતે ઝુલ્મ કર્યો છે, પરંતુ ખુદાની રહમતથી હતાશ ન બનો, પરંતુ એવું પણ ફરમાવે છે કે, ઝુલ્મ કરનારાઓ દોઝખી છે. વાત એમ છે કે, તમે તમારા બુરા કામો છતાં ઇચ્છો છો



કે તમને જન્નતની ખુશખબરીઓ આપવામાં આવે, પરંતુ અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને મોકલ્યા હતા, જેથી આપ ફરમાંબરદાર લોકોને જન્નતની ખુશખબરી આપે અને નાફરમાનોને દોઝખથી ડરાવે.

(૧૫/૫૦૬૧) ઉરવા ઇબ્ને ઝુબૈર કહે છે : મેં અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસને પૂછ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) સાથે સૌથી ભયંકર ગુસ્તાખી કઇ કરવામાં આવી હતી ? અબ્દુલ્લાહે કહ્યું : એક વાર રસૂલુલ્લાહ (સલ.) કઅબાની સહેનમાં નમાઝ પઢી રહ્યા હતા, એવામાં ઉકબા ઇબ્ને અબૂ મુઐત આવ્યો અને હુઝૂરના ખભા પકડીને પોતાની ચાદર મુબારક ગરદનમાં નાખીને ખૂબ જોરથી ગુંગળાવ્યા. એવામાં હઝરત અબૂબક્ર પણ આવી પહોંચ્યા. તેમણે ઉકબાના ખભા પકડીને રસૂલુલ્લાહ (સલ.) પાસેથી તેને હઠાવ્યો અને કહ્યું : શું તમે તે માણસને ફક્ત એટલા માટે કત્લ કરવા માંગો છો કે, તે એમ કહે છે કે, મારો પાલનહાર ખુદા છે, એમ છતાં કે તમારી પાસે એ દલીલ પણ લાવ્યો છે.

## સૂરએ હામિમ સજદા

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'ઇઅતિયા તવઅન'નો એ અર્થ છે કે, ખુશીથી આપો. 'અતયના' અમે આપ્યું.**

(૧૬/૫૦૬૨) એક માણસે હઝરત ઇબ્ને અબ્બાસને કહ્યું કે, કુર્આનમાં કેટલાક મસ્અલાઓ મને એકબીજાની વિરૂધ્ધ લાગે છે. જેમ કે **ફલા અન્સાબ બયનહુમ યવમઇઝિં વ્વ લાયત સાઅલૂન** કિંવા કિયામતના દિવસે ન તેમની વચ્ચે સગાઇઓ હશે, ન તેઓ એકબીજાને પૂછપરછ કરશે. બીજી આયતમાં છે : **વ અકબલ બઅ્દુહુમ અલા બઅ્દિ ય્યતસાઅલૂન** કિંવા કેટલાક લોકો કેટલાકની સામે જઇને પૂછપરછ કરશે. (પહેલો હુકમ બીજા હુકમથી વિરૂધ્ધ છે) એક આયતમાં આવ્યું છે : **વ લાયકતુમૂન લ્લાહ હદીસા** કિંવા ખુદાથી તેઓ કોઇ વાત છુપાવશે નહીં. બીજી આયતમાં છે : **રબ્બના મા કુન્ના મુશ્રિકીન** એય અલ્લાહ ! અમે મુશ્રિક ન હતા. આ આયતમાં કાફિરોએ મૂળ શિર્કને છુપાવ્યું છે (પહેલો હુકમ બીજા હુકમની વિરૂધ્ધ છે) એવી જ રીતે આયત **વ સ્સમાઅ બનાહા....**માં ઉલ્લેખ કર્યો છે કે, આકાશને જમીનથી પહેલાં પેદા કર્યું અને બીજી આયતમાં છે : **ઇન્નકુમ લતકફૂરૂન બિલ્લઝી ખલકલ અર્દ ફી યવમયનિ.....** આ આયત પરથી જાણવા મળે છે કે, જમીનની પેદાશ આસ્માન પેદા થતા પહેલાંની છે. તેમજ

આયતો **વ કાન લ્લાહુ ગફૂર રહીમા. અઝીઝન હકીમા. સમીઅમ્ બસીરા**માં ભૂતકાળ વાપર્યો છે, જેના પરથી ખબર પડે છે કે, ખુદા આવો આવો હતો, હવે નથી.

ઇબ્ને અબ્બાસે કહ્યું : (પ્રથમ વિરોધાભાસનો જવાબ એ છે કે) પહેલીવાર જ્યારે સૂર ફુંકવામાં આવશે ત્યારે આસ્માન અને જમીનવાળા બેભાન થઇને પડી જશે. જેમને ખુદા બચાવશે તેઓ જ બચશે. તે વખતે કોઇનું કોઇ સગું રહેશે નહીં અને કોઇ કોઇની પૂછપરછ કરશે નહીં. પછી બીજો સૂર ફુંકાયા પછી એકબીજા તરફ જોઇને પૂછપરછ કરશે. બીજા વિરોધાભાસનો જવાબ એ છે કે, અલ્લાહ તઆલા નિખાલસ લોકોના ગુનાહો માફ કરશે ત્યારે મુશ્રિકો કહેશે : આવો, આપણે પણ કહી દઇએ કે, અમે મુશ્રિકો ન હતા. અલ્લાહ તઆલા તેમની જીભો પર મહોર મારી દેશે. તેઓ મોંથી બોલી શકશે નહીં. હાથોમાં બોલવાની શકિત પેદા થશે. હાથ બોલી ઉઠશે. તે વખતે ખબર પડશે કે અલ્લાહ તઆલાથી કોઇ વસ્તુ છુપાવી શકાતી નથી. ત્રીજા વિરોધાભાસનો એ જવાબ છે કે, ખુદાએ બે દિવસમાં જમીન પેદા કરી. પછી આસ્માન બનાવ્યું. પછી બાકીના બે દિવસમાં તેમને સરખાં કર્યાં. પછી જમીનને બે દિવસમાં બીછાવી. જમીનના બીછાવવાનો અર્થ એ છે કે, ખુદાએ તેમાંથી પાણી બહાર કાઢી નાખ્યું. ઘાસચારો પેદા કર્યાં. પહાડ, ઊંટો, ટેકરાઓ અને બીજી વસ્તુઓ પેદા કરી. જાણે ધરતી અને ધરતીની દરેક વસ્તુનો જન્મ ચાર દિવસમાં થયો અને આકાશનો જન્મ બે દિવસમાં. ચોથી રીતનો જવાબ એ છે કે, અલ્લાહે પોતાના નામો ગફુર, રહીમ, અઝીઝ, હકીમ, સમીઅ, બસીર, રાખ્યા હતાં. નહીં તો અલ્લાહ હરહંમેશ એવો જ છે. માત્ર નામ રાખવાનું કામ ભૂતકાળમાં થયું. એટલે તમને કુર્આનમાં વિરોધાભાસ ન દેખાવો જોઇએ.

**મુજાહિદ કહે છે : 'ગયરૂ મમનૂનિન' કિંવા બેહિસાબ. 'અકવાત' રોજી. 'વ અવહા ફી કુલ્લિ સમાઇન અમ્રહા'નો અર્થ એ છે કે,** ખુદા તઆલાએ દરેક આસ્માન પર તેનો હુકમ ઉતાર્યો. **નહિસાતિન** નામુબારક, મનહુસ. **વ કય્યદના લહુમ**નો અર્થ એ છે કે, અમે તેમના સાથીઓ મુકર્રર કરી દીધા. **તતનઝઝલુ અલયહિમુલ મલાઇકતુ** કિંવા મૃત્યુ સમયે તેમના પર ફરિશ્તાઓ ઉતરે છે. **ઇહતઝઝત** હરિયાળી બની ગઇ. **રબત્** ઉંચી થઇ, ખીલી. **મિન અકમામિહા** 'અકમામ' કળીઓ. **લયકૂલન્ન હાઝા લી** કિંવા તે કહેશે કે, આ મારા અમલોના કારણે છે. હું એને લાયક છું. **સવાઅ લિસ્સાઇલીન** કિંવા એનો અંદાજ પૂછનારાઓ માટે બરાબર છે. **ફહદયનાહુમ** અમે તેમને નેકી અને બુરાઇનો રસ્તો બતાવ્યો. **હદયનાહુ ન્નજદયનિ**નો પણ એ જ અર્થ છે **વહદયનાહુ સ્સબીલ** અમે તેને રસ્તો બતાવ્યો. હા, જે હિદાયત 'ઇરશાદ'ના અર્થમાં છે તેનો અર્થ એ છે કે, અમે હેતુ સુધી પહોંચાડી દીધો. નીચેની આયતોનો એ જ અર્થ છે, **ઊલાઇક લ્લઝીન હદ લ્લાહુ ફબિહુદાહુમુ ફતદિહ યૂઝઊન** રોકવામાં આવશે. **અકમામ** 'કુમ'નું બહુવચન છે કિંવા ગાભાની ઉપરની છાલ. **વલિય્યુન હમીમ** સ્નેહી **મહીષ** 'હાષ'માંથી બન્યું છે. **મિરયતુન** અને **મુરયતનુન** સમઅર્થી છે કિંવા શંકા.

મુજાહિદ કહે છે : **ઇઅ્મલૂ મા શિઅ્તુમ** જે ઇચ્છો તે કરો. આ ધમકીના શબ્દો છે.

ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત **ઇદફઅ બિલ્લતી હિય અહસનુ**માં ગુસ્સા વખતે ધીરજ ધરવી અને બુરાઇને માફ કરવું એ મુરાદ છે. બંદો જ્યારે આવા અમલો કરે છે ત્યારે અલ્લાહ તેને બચાવે છે અને દુશ્મનો તેના એવા તાબેદાર બની જાય છે જાણે નજીકના સગાઓ છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ મા કુન્તુમ તસ્તતિરૂન અંય્યશ્હદ અલયકુમ સમ્ઉકુમ વ લા અબ્સારૂકુમ વ લા જુલૂદુકુમ વ લાકિન ઝનન્તુમ અન્ન લ્લાહ લાયઅ્લમુ કસીર મ્મિમ્મા તઅમલૂન'**

(૧૭/૫૦૬૩) હઝરત ઇબ્ને મસ્ઊદ ઉપરોકત આયતની તફસીર અંગે બયાન કરે છે કે, બે કુરૈશીઓ અને બંનેનો જમાઇ એક સકફી, ત્રણે જણા બયતુલ્લાહમાં બેઠા હતા અને પરસ્પર એકબીજાને કહી રહ્યા હતા : જુઓ, શું અલ્લાહ આપણી વાતો સાંભળે છે ? એકે કહ્યું : હા, થોડીક વાતો તો સાંભળે છે. બીજાએ કહ્યું : જો થોડી સાંભળી શકે છે તો પૂરી જ સાંભળી શકે છે. એ પરથી ઉપરોકત આયત ઉતરી.

## આયત 'ઝાલિકુમ ઝન્નુકુમ....'ની તફસીર

(૧૮/૫૦૬૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે, કઅબામાં બે કુરૈશીઓ અને એક સકફી અથવા બે સકફી અને એક કુરૈશી ભેગા થયા. એ લોકો હતા તો મોટા પેટવાળા, પરંતુ તેમના મગજમાં સમજશકિત ઓછી હતી. એકે કહ્યું : અરે જુઓ, શું ખુદા સાંભળે છે ? બીજાએ કહ્યું : જો અમે જોરથી વાતો કરીએ છીએ તો સાંભળે છે. ધીમે ધીમે વાત કરીએ તો સાંભળતો નથી. ત્રીજાએ કહ્યું : જો આપણા ઉંચા અવાજની વાતચીત સાંભળે છે તો ધીમે ધીમે

બોલવાનો અવાજ પણ સાંભળે છે. તે પરથી ખુદા તઆલાએ ઉપરોક્ત આયત ઉતારી.

**આયત 'ફ ઇંય્યસ્બિરૂ ફન્નારૂ મસ્વ લ્લહુમ વ ઇંય્યસ્તઅ્તિબૂ ફમા હુમ મિનલ મુઅ્તબીન' કિંવા જો તેઓ ધીરજ ધરશે તો દોઝખ તેમનું ઠેકાણું છે જ અને માફી માંગશે તો તેમને માફ કરવામાં નહીં આવે.**

(૧૯/૫૦૬૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદની ઉપરોક્ત હદીસ અબૂ મઅમરના રિવાયતના સિલસિલાથી આ પ્રકરણમાં પણ રિવાયત થઈ છે.

## હામિમ એન સિન કાફ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'અકીમ' વાંજિયણ સ્ત્રી. 'રૂહ મ્મિન અમ્રિના'માં રૂહથી કુર્આન મુરાદ છે. મુજાહિદ કહે છે : 'યદરઉકુમ'નો અર્થ એ છે કે તે તમને પેઢી દર પેઢી પેદા કરે છે. 'લા હુજ્જત બયનના' અમારી વચ્ચે કોઇ ઝઘડો નથી. 'તરફિન ખફિય્યિન' તુચ્છ નઝર. ફયઝલલ્ન રવાકિદ અલા ઝહરિહિ' એનો અર્થ એ છે કે દરિયાની સપાટી પર હોડીઓ મોજાઓની થપાટોના કારણે હલતી રહેશે અને ચાલશે નહીં. 'શરઊ' શું તેમણે નવો રસ્તો કાઢયો.**

**આયત 'ઇલ્લલ મવદ્દત ફીલ કુર્બા'ની તફસીર**

(૨૦/૫૦૬૬) તાઉસ કહે છે : એક માણસે હઝરત ઇબ્ને અબ્બાસને પૂછયું કે, **ઇલ્લલ મવદ્દત ફીલ કુર્બા** થી શું મુરાદ છે ? સઇદ ઇબ્ને ઝુબેર તરત બોલ્યા : 'કુર્બા'થી રસૂલુલ્લાહ (સલ.)ની ઔલાદ મુરાદ છે. ઇબ્ને અબ્બાસે કહ્યું : તમે (વર્ણન કરવામાં) ઉતાવળ કરી. કુરૈશનું કોઇ કુટુંબ એવું ન હતું જેમાં રસૂલુલ્લાહ (સલ.)નું સગપણ ન હોય. એટલે હુઝૂરે કહ્યું હતું કે, મારી અને તમારી વચ્ચે જે સગપણ છે તેને જાળવી રાખો.

## સૂરએ હામિમ ઝુખરૂફ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'અલા ઉમ્મતિન'માં 'ઉમ્મત'થી ઇમામ મુરાદ છે. 'વ કીલિહિ યા રબ્બિ'ની તફસીર એ છે કે, શું તેઓ એમ માને છે કે, અમે તેમના ભેદો, ગુસપુસો અને કથનો સાંભળતા નથી ?**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'વ લવ લા અંય્યકૂન ન્નાસ ઉમ્મતં વ્વાહિદતન'નો અર્થ એ છે કે, જો એવો ભય ન હોત કે, હું બધા લોકોને કાફિર ઠેરવું તો હું કાફિરોના ઘરોની છતો અને દાદરો ચાંદીના બનાવી દેત. 'મુકર્રનીન' તાકાતવાળા. 'આસફૂના' અમને ગુસ્સો અપાવ્યો. 'યઅ્શુ' આંધળો બની જાય.**

**મુજાહિદ કહે છે : 'અફનદરિબુ અન્કુમુઝ ઝિક'નો અર્થ એ છે કે, શું તમે એમ માનો છો કે, કુર્આનને જુઠલાવવા છતાં તમને અઝાબ આપવામાં નહીં આવે. 'વ મદા મસલુલ અવ્વલીન' કિંવા પહેલાંના લોકોની પ્રથા ગઇ. 'મુકર્રિનીન'થી ઊંટો, ઘોડાઓ, ખચ્ચરો અને ગધેડાઓ મુરાદ છે. 'યુનશ્શઉ ફીલ હિલ્યતિ'થી છોકરીઓ મુરાદ છે. ભાવાર્થ એ છે કે, તમે ફરિશ્તાઓને ખુદાની પુત્રીઓ ઠેરવી, જો કે તમે પોતે પુત્રીઓ થવાથી ખુશ થતા નથી. 'લવ શાઅ ર્રહમાનુ મા અબદનાહુમ' કિંવા જો ખુદા ધારત તો અમે મૂર્તિઓની પૂજા ન કરત. 'ફી અકિબિહિ'માં 'અકિબ'થી ઔલાદ મુરાદ છે. 'મુકતરિનીન' બધા સાથે ચાલે છે. 'સલફન'થી ફિરઔનની કૌમ મુરાદ છે. કારણ કે, તે ઉમ્મતે મુહમ્મદીના કાફિરો માટે આગેવાન સમાન હતી. 'યસિદ્દૂન' તેઓ ખુશીથી પોકાર કરે છે. 'મુબ્રિમૂન' તેઓ એકતા અને ઇરાદો કરનાર છે. 'અવ્વલુલ આબિદીન' કિંવા હું સૌ પ્રથમ મુઅમિન છું. 'ઇન્નની બરાઉ મ્મિમ્મા તઅ્બુદૂન' અરબી મહાવરામાં 'બરાઅ'નો ઉપયોગ એકવચન, બહુવચન નર જાતિ અને નારીજાતિ બધા માટે એકસરખો થાય છે. કારણ કે, 'બરાઅ' મૂળ સ્વરૂપ છે. હા, જો 'બરાઅ'ના બદલે 'બરીઉન' પઢવામાં આવે તો 'બે' માટે 'બરીઆનિ' અને બેથી વધુ માટે 'બરીઉન' બોલવામાં આવશે. અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદે ઉપરોક્ત આયતમાં 'બરીઉન' પઢયું છે. 'ઝુખરૂફ'થી સોનું મુરાદ છે. 'મલાઇકતુન યખ્લુકૂન' કિંવા અમુક ફરિશ્તાઓ અમુકના નાયબ બની જાય.**

**આયત 'વ નાદવ યા માલિકુ લિયકદિ અલયના રબ્બુક'નો ખુલાસો**

(૨૧/૫૦૬૭) હઝરત યઅલા કહે છે : મેં પોતે સાંભળ્યું કે, હુઝૂરે પાક (સલ.) મિમ્બર પર કહી રહ્યા હતા : વ

**ાદવ યા માલિકુ લિયકદિ અલયના રબ્બુક** કિંવા દોઝખીઓએ ોકારીને કહ્યું : હે માલિક ! તારો ાલનહાર અમને મૃત્યુ આપે.

હઝરત કતાદા કહે છે : 'મસલ ્લલ આખિરીન' કિંવા પાછળવાળાઓ ાટે નસીહત. કેટલાક લોકો કહે છે, મુકરિનીન'નો અર્થ છે કાબુ ધરાવનાર. અરબી મહાવરામાં બોલવામાં આવે છે : ફુલાનુન મુકરિનુન બિફુલાનિન' કિંવા ્લાણો માણસ ફલાણા માણસ પર કાબુ ારાવે છે. **અકવાબ** બદનાઓ અથવા એવા લોટાઓ જેમનું નાળચું ન હોય. **ઇન કાન લિ ર્રહમાનિ વલદુન ફઅન અવ્વલુલ આબિદીન**માં ઇન્કાર સૂચક શરત છે. કિંવા અલ્લાહ તઆલાની કોઇ ઔલાદ નથી.

સારાંશ એ કે, ખુદાનો પુત્ર હોવાનો સૌ પ્રથમ હું ઇન્કાર કરૂં છું.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે **વ કીલુહુ યા રબ્બિ** ના બદલે **વ કાલ ર્રસૂલુ યા રબ્બિ** પઢયું છે. **અવ્વલુલ આબિદીન**નો અર્થ છે સૌ પ્રથમ ઇન્કાર કરનાર. 'સમિઅ, યસ્મઉ'ના બાબમાંથી છે.

કતાદા કહે છે : **ઉમ્મુલ કિતાબ**થી પૂરી કિતાબ અને મૂળ કિતાબ મુરાદ છે. **ઇન કુન્તુમ કવમુ મ્મુસ્રિફીન**માં મુસ્રિફીનથી મુસ્રિકો મુરાદ છે. **વ મદા મસલુલ અવ્વલીન**માં 'મસલ'થી અઝાબ મુરાદ છે. **વ જઅલૂ લહુ મિન ઇબાદિહિ જુઝઅન**માં 'જુઝઅન'થી ભાગીદાર મુરાદ છે.

## સૂરએ દુખાન

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'રવહન' કિંવા ભૂમિ માર્ગ. 'વ લકદિ ખ્તરના હુમ અલા ઇલ્મિન અલલ આલમીન'માં 'આલમીન'થી તે સમયના લોકો મુરાદ છે. 'ફઅ્તિલૂહુ' તેને હાંકો. 'ઝવ્વજનાહુમ બિહુરિન' અમે તેમની શાદી એવી મોટી મોટી આંખોવાળી સ્ત્રીઓ સાથે કરાવી જેમને જોઇને આંખો નવાઇ પામશે. 'તુર્જમૂન' કિંવા તમે કત્લ કરો. 'રહવન' થંભેલ.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'કલ મુહલિ' કિંવા તેલના કીટા જેવું કાળું. કેટલાક લોકો કહે છે : 'તુબ્બઅ' યમનના બાદશાહ હતા. દરેક બાદશાહને 'તુબ્બઅ' કહેવામાં આવતું હતું કારણ કે, તે પોતાના પુરોગામી પછી આવતો હતો. પડછાયાને પણ 'તુબ્બઅ' કહેવામાં આવે છે કારણ કે, પડછાયો સૂર્યના તાબે હોય છે.**

**આયત 'ફરતકિબ યવમ તઅ્તી સ્સમાઉ બિદુખાનિ મ્મુબીન'ની તફસીર. કતાદા કહે છે : 'ફરતકિબ'નો અર્થ છે, રાહ જો.**



(૨૨/૫૦૬૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહેતા હતા : પાંચ વસ્તુઓ પુરવાર થઇ ગઇ : ધુમાડા, રોમન, ચંદ્ર, શિક્ષા, લિઝામ (એની વિગત આગળ આવશે).

**આયત 'યગ્શ ન્નાસ હાઝા અઝાબુન અલીમ'**

(૨૩/૫૦૬૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે કહ્યું : આ દુકાળ એટલા માટે પડયો કે, કુરૈશીઓએ જ્યારે હુઝૂર (સલ.)ની વાત ન માની ત્યારે હુઝૂર (સલ.)એ તેમને યૂસુફ (અલ.) જેવા દુકાળમાં સપડાવાની બદદુઆ આપી. પછી તો એવો દુકાળ પડયો અને તંગી વર્તાઇ કે લોકો હાડકાં ખાઇ ગયા. માણસ આકાશ તરફ નજર ઉઠાવીને જોતો હતો તો કડકતી ભૂખના કારણે આકાશના નીચે ધુમાડો દેખાતો હતો. તે પરથી ખુદા તઆલાએ આ આયત ઉતારી હતી : **ફરતકિબ યવમ તઅ્તી સ્સમાઉ બિદુખાનિ મ્મુબીન. યગ્શ ન્નાસ હાઝા અઝાબુન અલીમ** કિંવા તે દિવસની રાહ જુઓ જ્યારે આકાશ પર ધુમાડો દેખાશે અને બધા લોકો પર છવાઇ જશે. હકીકતમાં એ ભયંકર અઝાબ હશે. કેટલાક લોકો હુઝૂરની સેવામાં હાજર થયા અને કહ્યું : યા રસૂલલ્લાહ ! મુદરની કોમ માટે અલ્લાહ તઆલા પાસે વરસાદની દુઆ માંગો. તે લોકો મરી રહ્યા છે. હુઝૂરે કહ્યું : તમે મને મુદર માટે દુઆ કરવાનું કહો છો ! (તેઓ ખૂબ માથાભારે છે) તમે ખૂબ નફફટાઇપૂર્વક કામ લઇ રહ્યા છો. ખેર, હુઝૂરે વરસાદની દુઆ માંગી. ખૂબ વરસાદ વરસ્યો. તે પછી આયત **ઇન્નકુમ આઇદૂન** ઉતરી. કિંવા તમે ફરી તેવું જ કરવાના છો જેવું પહેલા કરતા હતા. તે વખતે અલ્લાહ તઆલાએ **યવમ નબ્તિશુલ બત્શતલ કુબ્રા ઇન્ના મુન્તકિમૂન** ઉતારી. 'બત્શે કુબ્રા'થી બદરની લડાઇ મુરાદ છે.

**આયત 'રબ્બનક શિફ અન્નલ અઝાબ ઇન્ના મુઅમિનૂન'ની તફસીર કિંવા લોકોએ કહ્યું : એય અલ્લાહ ! અમારા પરથી આ અઝાબ દૂર કરી દે. અમે ઇમાન લઇ આવીશું.**

(૨૪/૫૦૭૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : જે વસ્તુ વિષે તમને જાણકારી ન હોય તેના વિષે 'અલ્લાહુ અઅલમુ' કહેવું, એ એક પ્રકારની જાણકારી છે. કારણ કે, અલ્લાહ તઆલાએ પોતાના નબીને કહ્યું છે : **કુલ મા અસ્અલુકુમ અલયહિ મિન અજ્રિન વ મા અન મિનલ મુતકલ્લિફીન** વાત એમ હતી કે, કુરૈશે

જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની નાફરમાની કરી ત્યારે હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! એમને યૂસુફ (અલ.) જેવા સાત વરસના દુકાળમાં સપડાવીને મને તેમના પર સફળતા આપ. હુઝૂરની બદદુઆના કારણે એવો દુકાળ પડયો કે લોકો ભયંકર ભૂખમરાના કારણે હાડકાં અને મુડદાંઓ સુધ્ધાં ખાઇ ગયા. પરિસ્થિતિ એટલે સુધી વણસી ગઇ કે, જ્યારે માણસ નજર ઉઠાવીને આસ્માન તરફ જોતો હતો ત્યારે ભૂખમરાના કારણે તેને ધુમાડા જેવું દેખાતું હતું. કુરૈશીઓ કહેવા લાગ્યા : એય અલ્લાહ ! અમારા પરથી આ અઝાબ દૂર કરી દે. અમે ઇમાન લઇ આવીશું. ખુદા તઆલા તરફથી હુઝૂરને હુકમ થયો કે, જો અમે તેમના પરથી આ અઝાબ દૂર કરીશું તો પછી તેઓ તેવા જ કામો કરવા લાગશે. છેવટે હુઝૂર (સલ.)એ ખુદા પાસે દુઆ માંગી. ખુદાએ તે અઝાબ દૂર કર્યો, પરંતુ ફરી તેમણે તેવા જ કામો કર્યાં. અલ્લાહ તઆલાએ બદરની લડાઇમાં તેમની પાસેથી બદલો લીધો. **યવ્મ તઅ્તી સ્સમાઉ બિદુખાનિ મ્મુબીન....ઇન્ના મુન્તકિમૂન**નો એ જ અર્થ છે.

**આયત 'અન્ના લહુમુઝ્ ઝિકરા વ કદ જાઅહુમ રસૂલુમ્મુબીન'ની તફસીર. 'ઝિકરા' અને 'ઝિક' સમઅર્થી છે કિંવા નસીહત**

(૨૫/૫૦૭૧) મસ્રૂક કહે છે : અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે કહ્યું કે, જ્યારે કુરૈશીઓએ રસૂલુલ્લાહ (સલ.)ની નાફરમાની કરી અને આપને જુઠા માન્યા ત્યારે હુઝૂરે કહ્યું : એય અલ્લાહ ! એમને યૂસુફ (અલ.) જેવા સાત વરસના દુકાળમાં સપડાવીને મને તેમના પર વિજય આપ. હુઝૂરની આ બદદુઆના કારણે એવો દુકાળ પડયો કે, દરેક વસ્તુ બરબાદ થઇ ગઇ અને લોકો મુડદાંઓ સુધ્ધાં ખાવા લાગ્યા. કેટલાક લોકો જ્યારે ઉભા થતા હતા અને આકાશ તરફ જોતા હતા ત્યારે ભારે વેદના અને ભૂખના કારણે તેમને આકાશના નીચે ધુમાડા જેવું દેખાતું હતું. હઝરત ઇબ્ને મસઊદે તે પછી આ આયત પઢી : **ફરતકિબ યવ્મ તઅ્તી સ્સમાઉ બિદુખાનિ મ્મુબિનિં ય્યગ્શ ન્નાસ હાઝા અઝાબુન અલીમ......** હઝરત ઇબ્ને મસઊદ કહે છે કે, આયત **યવ્મ નબ્તિશુલ બત્શતલ કુબ્રા**માં 'બત્શતલ કુબ્રા'થી બદ્રની લડાઇ મુરાદ છે.

**આયત 'સુમ્મ તવલ્લવ અન્હુ વ કાલૂ મુઅલ્લમુ મ્મજ્નૂનુન'ની તફસીર**

(૨૬/૫૦૭૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, અલ્લાહે રસૂલે પાક (સલ.)ને પયગમ્બર બનાવીને ફરમાવ્યું : **કુલ મા અસ્અલુકુમ અલયહિ મિન અજ્રિન વ મા અન મિનલ મુતકલ્લિફીન** કિંવા કહી દો કે, હું તમારી પાસે તેનું કોઇ મહેનતાણું માંગતો નથી અને એમાં ડોળ કરતો નથી, પરંતુ હુઝૂરે જ્યારે જોયું કે, કુરૈશીઓએ વાત માની નહીં ત્યારે કહ્યું : એય અલ્લાહ ! તેમને યૂસુફ (અલ.) જેવા સાત વરસના દુકાળમાં સપડાવ અને મને તેમના પર વિજય આપ. આ બદદુઆનું પરિણામ એ આવ્યું કે, એવો દુકાળ પડયો જેણે દરેક વસ્તુને બરબાદ કરી દીધી. લોકો હાડકાં અને ચામડાં સુધ્ધાં ખાઇ ગયા. જમીનમાંથી ધુમાડા જેવું કંઇ નીકળવા લાગ્યું. છેવટે અબૂ સુફયાન મુબારક સેવામાં હાજર થયા અને કહ્યું : યા મુહમ્મદ ! તમારી કોમ મરી રહી છે. આ મુસીબતને દૂર કરવાની તમે ખુદા પાસે દુઆ માંગો. હુઝૂરે દુઆ કરી, પરંતુ એમ પણ કહ્યું કે, એ પછી તેઓ બીજીવાર ફરી એવા જ કામો કરશે. આ હદીસ વર્ણન કર્યા પછી ઇબ્ને મસઊદે આ આયત પઢી : **ફરતકિબ યવ્મ તઅ્તી સ્સમાઉ બિદુખાનિ મ્મુબીન....** પછી કહ્યું : શું આખિરતનો અઝાબ એનાથી દૂર થઇ શકે છે ? ધુમાડા, શિક્ષા, લિઝામ તો આવી ગયા. એક રિવાયતમાં છે કે, ચંદ્ર પણ આવી ગયો. બીજી રિવાયતમાં છે કે, રોમનોનો બનાવ પણ બની ગયો.

**આયત 'ઇન્ના કાશિફૂલ અઝાબિ કલીલન ઇન્નકુમ આઇદૂન......'ની તફસીર**



(૨૭/૫૦૭૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : પાંચ વસ્તુઓ તો બની ગઇ : લિઝામ, શિક્ષા, રોમન, ચંદ્ર અને ધુમાડા.

## સૂરએ જાસિયહ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'જાસિયહ' ઉભા ઘુંટણ પર બેસનાર. 'નસ્તન્સિખુ'નો અર્થ છે અમે લખતા હતા. 'નન્સાકુમ' અમે તમને છોડીએ છીએ.**

**આયત 'વ માયુહલિકુના ઇલ્લ દહરૂ'ની તફસીર**

(૨૮/૫૦૭૪) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે : માણસ મને તકલીફ પહોંચાડે છે. તે સમયને ખરાબ કહે છે, જો કે હું જ સમય (ને ફેરવનાર) છું. બધી બાબતો મારા જ હાથોમાં છે. દિવસ-રાતને હું જ ઉલટ પલટ કરૂં છું.

## સૂરએ અહકાફ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**મુજાહિદ કહે છે : 'તુફીદૂન'નો અર્થ છે તમે કહો છો. 'અસરતુન' 'ઇસ્રતુન' અને 'અસારતુન' ત્રણે શબ્દો સમઅર્થી છે કિંવા ઇલ્મનો બાકીનો ભાગ.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'બિદઅ મ્મિન ર્રુસુલિ'નો અર્થ એ છે કે, હું પહેલો જ રસૂલ નથી.**

**આયત 'અ રઅયતુમ મા તદઊન મિન દૂનિ લ્લાહિ માઝા ખલકૂ'માં પ્રશ્નાર્થ સૂચક હમઝા (અ) માત્ર ધમકી માટે છે. 'રૂયત'થી આંખથી જોવું મુરાદ નથી, બલ્કે ઇલ્મ મુરાદ છે. કિંવા તમે બતાવો, જો તમે જાણતા હોય કે, અલ્લાહ સિવાય તમે જે વસ્તુઓની પૂજા કરો છો તેમણે શું શું વસ્તુઓ પેદા કરી છે. (આસ્માનોને પેદા કર્યા, જમીનો પેદા કરી અથવા બીજું કંઇ ?)**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ લ્લઝીન કાલ લિવાલિદયહિ ઉફફિ લ્લકુમા અ તઇદાનિની અન ઉખ્રજ વ કદ ખલતિલ કુરૂનુ મિન કબ્લી વ હુમા યસ્તગીસાનિ લ્લાહ વયલક આમિન ઇન્ન વઅ્દ લ્લાહિ હક્કુન ફયકૂલુ મા હાઝા ઇલ્લા અસાતીરૂલ અવ્વલીન' કિંવા તે માણસે પોતાના માંબાપને કહ્યું : શું તમે મને એ વાતથી ડરાવો છો કે, મને કબ્રમાંથી કાઢવામાં આવશે, જો કે મારા પહેલાં સેંકડો લોકો ગુજરી ગયા. પરંતુ માં-બાપ ખુદાને ફરિયાદ કરતા હતા અને કહેતા હતા : કમબખ્ત, મુસલમાન થઇ જા. કારણ કે, ખુદાનો વાયદો સાચો છે, પરંતુ તે કહી રહ્યો હતો કે, આ તો ફકત જુની કહાણીઓ છે.**

(૨૯/૫૦૭૫) યૂસુફ ઇબ્ને માહક કહે છે કે, અમીર મુઆવિયા તરફથી મરવાન હિજાઝનો ગવર્નર હતો. એક દિવસ પ્રવચન દરમ્યાન તેણે યઝીદ ઇબ્ને મુઆવિયા માટે બૈઅત લેવાનો ઉલ્લેખ કર્યો. સિદ્દીકે અકબરના પુત્ર અબ્દુર્રહમાને મરવાનને કંઇક કહ્યું. મરવાને કહ્યું : એને પકડી લો. અબ્દુર્રહમાન નાસીને હઝરત આઇશાના મકાનમાં દાખલ થઇ ગયા. મરવાને કહ્યું : એના જ વિષે અલ્લાહ તઆલાએ આયત **વ લ્લઝી કાલ લિવાલિદયહિ ઉફફિ લ્લકુમા અ તઇદાનિની અન ઉખ્રજ** ઉતારી છે. આ સાંભળીને હઝરત આઇશાએ પરદા પાછળથી કહ્યું કે, મારી નિર્દોષતા સિવાય અલ્લાહે અમારા વિષે બીજી કોઇ આયત ઉતારી નથી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'ફલમ્મા રઅવહુ આરિદ મ્મુસ્તકબિલ અવદિયતિહિમ કાલૂ હાઝા આરિદુ મ્મુમતિરૂના બલ હુવ મ સ્તઅ્જલતુમ બિહિ રીહુન ફીહા અઝાબુન અલીમ'**



**ઇબ્ને અબ્બાસ કહે છે : 'આરિદ'નો અર્થ છે વાદળ કિંવા જ્યારે તેમણે જોયું કે, તેમના નાળાંઓ તરફ સામેથી વાદળ આવ્યું ત્યારે કહેવા લાગ્યા : આ વાદળ છે. એનાથી અમારા પર વરસાદ થશે. (ખુદા કહે છે :) ના, એ વાદળ નથી, બલ્કે એવી વસ્તુ છે જેના તાબડતોડ ઉતરવાના તમે લાયક હતા. આ એક હવા છે, જેમાં ભયંકર અઝાબ છે.**

(૩૦/૫૦૭૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, મેં હસતી વખતે કદી હુઝૂર (સલ.)ના તાળવાનો કાકડો જોયો નથી. કારણ કે, આપ ફકત સ્મિત ફરકાવતા હતા. (અટ્ટહાસ્ય કરતા ન હતા) જો વાદળ અથવા હવા જોરદાર જોતા તો આપના મુબારક ચહેરા પર તેની અસર દેખાતી હતી. એક વાર મેં કહ્યું : યા રસુલલ્લાહ ! લોકો તો વાદળ જોઇને ખુશ થાય છે. કારણ કે, તેમને વરસાદ થવાની આશા હોય છે. તમારા ચહેરા પર વાદળ જોઇને ગમગીની છવાઇ જાય છે. આપે કહ્યું : આઇશા, મને એવો ભય હોય છે કે, ક્યાંક એમાં અઝાબ ન હોય. કારણ કે, એક કૌમને વાવંટોળ વડે અઝાબ દેવામાં આવ્યો હતો. તેમણે એને જોઇને માની લીધું કે, આ વાદળ છે. એમાંથી અમારા પર વરસાદ થશે.

# સૂરએ મુહમ્મદ (અલ્લઝીન કફરૂ)

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**'અવઝારહા'નો અર્થ છે ગુનાહો. અહીં સુધી કે મુસલમાનો સિવાય બીજું કોઇ બાકી રહેશે નહીં. 'અર્રફહા' તેને ઓળખાવ્યો. મુજાહિદ કહે છે કે, આયત 'મવલ લ્લઝીન આમનૂ'માં 'મવલા'થી મુરાદ મિત્ર છે. 'અઝમલ અમ્રૂ' કામનો નિશ્ચય કર્યો. 'વ લાતહિનૂ' સુસ્ત ન થઇ જાઓ.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'અદગાનહુમ' તેમનો દ્વેષ. 'આસિન' સડેલું.**

**આયત 'વ તુકત્તિઊ અરહામકુમ'ની તફસીર**

(૩૧/૫૦૭૭) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ સૃષ્ટિ પેદા કરી. જ્યારે પેદા કરીને પરવાર્યા ત્યારે માનવીઓના પરસ્પરના સગપણે ઉભા થઇને ખુદાનો પાલવ પકડી લીધો. ખુદાએ કહ્યું : કેમ, શું છે ? સગપણે કહ્યું : અહીં તારી સામે હું બિરાદરીનો સંબંધ તોડી નાખવાથી પનાહ માંગું છું. ખુદાએ કહ્યું : શું તું એ વાતથી ખુશ નથી કે, જે માણસ

તને જોડશે તેને હું પણ જોડીશ. જે તને તોડશે તેનાથી હું પણ સંબંધ તોડી નાંખીશ. સગપણે કહ્યું : હું એનાથી રાજી છું. ખુદાએ કહ્યું : બસ, એમ જ થશે. હઝરત અબૂ હુરૈરા કહે છે : જો એની દલીલ ઇચ્છતા હોય તો આ આયત પઢો : **ફહલ અસયતુમ ઇન તવલ્લયતુમ અન તુફસિદૂ ફીલ અર્દિ વ તુકત્તિઊ અરહામકુમ.**

(૩૨/૫૦૭૮) હઝરત અબૂ હુરૈરા એક રિવાયતમાં કહે છે કે, ઉપરોક્ત હદીસ વર્ણન કર્યા પછી રસૂલે પાક (સલ.)એ કહ્યું : જો (એની દલીલ) ઇચ્છતા હોય તો પઢો : **ફહલ અસયતુમ.....**

(૩૩/૫૦૭૯) મુઆવિયા ઇબ્ને અબૂલ મુઝર્રિદ કહે છે કે, હુઝૂરે આ હદીસ વર્ણન કર્યા પછી કહ્યું : જો (એની દલીલ) ઇચ્છતા હોય તો પઢો : **ફહલ અસયતુમ.....**

## સૂરએ ફત્હ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**મુજાહિદ કહે છે કે, આયત 'સીમાહુમ ફી વુજુહિહિમ'માં 'સીમા'થી મુરાદ ચામડીની કુમાશ અથવા સ્થિતિ મુરાદ છે. એક રિવાયતમાં છે કે, મુજાહિદની દૃષ્ટિએ 'સીમા'થી આજીજી મુરાદ છે. 'શત્અહુ' હરિયાળીની કાચી અણી. 'ફસ્તગ્લઝ' જાડી થઇ. 'સૂકિહિ' તેનું ડુંડું. 'દાઇરતુ સ્સવઇ' અને 'દાઇરૂ સ્સવઇ' ખરાબીનું ચક્કર. કિંવા અઝાબ 'તુઅઝ્ઝિરૂહુ' તેની મદદ કરો. 'શત્અહુ' ડુંડાની અણી. એક દાણામાંથી સાત, આઠ અથવા દસ ડાળીઓ નીકળે છે. તેના કારણે ઝાડ પોતાની જગ્યાએ કાયમ રહે છે. જો એક ડાળી હોત તો કદાપિ કાયમ રહી શકતું ન હતું. એટલે ખુદા તઆલાએ કહ્યું : 'ફ આઝરહુ' કિંવા ખુદાએ તેને મજબૂત બનાવ્યું. હકીકતમાં આ એક ઉદાહરણ છે. ભાવાર્થ એ છે કે, ખુદાએ એકલા પોતાના નબીને પયગમ્બર બનાવ્યા. પછી સહાબાની મદદથી તેમને મજબૂત કર્યા. જેમકે દાણામાંથી એક અણી નીકળે છે. પછી ડાળીઓ નીકળીને તેને મજબૂત બનાવે છે.**

**આયત 'ઇન્ના ફતહના લક ફત્હ મ્મુબીના'ની તફસીર**

(૩૪/૫૦૮૦) હઝરત અસ્લમ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કોઇ સફરમાં રાત્રે જઇ રહ્યા હતા. ફારૂકે અઅ્ઝમ પણ સાથે હતા. (રસ્તામાં) હઝરત ઉમરે હુઝૂરને કંઇ પૂછયું, પરંતુ આપે જવાબ આપ્યો નહીં. બીજી વાર પૂછયું. છતાં, આપે જવાબ આપ્યો નહીં. ત્રીજી વાર પૂછયું. છતાં પણ જવાબ આપ્યો નહીં. હઝરત ઉમરે (પોતાના મનમાં કહ્યું :) ઉમર, તને તારી માં રડે, તેં ત્રણ વાર રસૂલુલ્લાહ (સલ.)નો પીછો પકડયો, પરંતુ એકેય વાર હુઝૂરે તને જવાબ આપ્યો નહીં. હઝરત ઉમરે કહ્યું : તે પછી હું મારૂં ઊંટ ઉઠાડીને લશ્કરની આગળ નીકળી ગયો. મને ડર લાગ્યો કે, કયાંક કુર્આનમાં મારા વિષે કોઇ (ચેતવણી સૂચક) હુકમ ન ઉતરે.

થોડીવાર પછી શું સાંભળું છું કે, એક માણસ મને અવાજ દઇ રહ્યો છે. મેં (મનમાં) કહ્યું : મને તો પહેલેથી જ ભય હતો કે, મારા વિષે કુર્આનમાં કોઇ આયત ઉતરી હશે. છેવટે હું હુઝૂરની સેવામાં હાજર થયો અને સલામ કરી. આપે ફરમાવ્યું : આજે રાત્રે મારા પર એવી સૂરત ઉતરી છે જે મને દુનિયાની દરેક વસ્તુ કરતાં પ્યારી છે. પછી આપે આયત **ઇન્ના ફતહના લક ફત્હ મ્મુબીના** પઢી.

(૩૫/૫૦૮૧) હઝરત અનસ કહે છે કે, આયત **'ઇન્ના ફતહના લક ફત્હ મ્મુબીના'**માં 'ફત્હે મુબીન'થી હુદયબિય્યાની સુલેહ મુરાદ છે.

(૩૬/૫૦૮૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મુગફ્ફલ કહે છે કે, મક્કાના વિજયના દિવસે હુઝૂરે સૂરએ ફત્હ 'તરજીઅ' સાથે પઢી હતી. મુઆવિયા કહે છે : જો હું તમારા લોકો સામે હુઝૂરની કિર્અત નકલ કરવા માગું તો કરી શકું છું.

**આયત 'લિયગફિર લક લ્લાહુ મા તકદ્દમ મિન ઝંબિક વ મા તઅખ્ખર વ યુતિમ્મૂ નિઅ્મતહુ અલયક વ યહદિયક સિરાત મ્મુસ્તકીમા' જેથી અલ્લાહ તઆલા તમારા આગલા પાછલા ગુનાહો માફ કરી દે. પોતાની નેઅમત તમારા પર પૂરી કરે. તમને સીધો રસ્તો બતાવે.**

(૩૭/૫૦૮૩) મુગીરા ઇબ્ને શુઅબા કહે છે : રસૂલુલ્લાહ (સલ.) (નમાઝ માટે) ઉભા થયા. અહીં સુધી કે, આપના પગે સોજો ચઢી જતો. જેથી આપને કહેવામાં આવ્યું કે, અલ્લાહ તઆલાએ તો આપના આગલા પાછલા ગુનાહો માફ કરી દીધા છે. ત્યારે આપે કહ્યું : શું હું આભાર માનનાર બંદો ન બનું ?

(૩૮/૫૦૮૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા (રદિ.) કહે છે : હુઝૂર (સલ.) પાછલી રાત્રે ઉઠીને (નમાઝ) પઢયા કરતા હતા. અહીં સુધી કે, આપના પગે સોજો થઇ જતો હતો. એક દિવસ મેં

ચું : યા રસૂલલ્લાહ ! આપ (આટલી) કલીફ કેમ કરો છો ? અલ્લાહ આલાએ તો તમારા આગલા પાછલા નાહો માફ કરી દીધા છે. આપે કહ્યું : હું શુક્રગુજાર બંદો ન બનું ? છેલ્લે યારે મુબારક શરીર ભારે થઇ ગયું ારે આપ બેસીને નમાઝ પઢતા હતા. યારે રૂકૂઅમાં જવા માંગતા ત્યારે ઉભા ઇ જતા અને કિર્અત પઢીને રૂકૂઅમાં ાલ્યા જતા હતા.

## ઇન્ના અરસલ્નાક શાહિદં વ્વ ુબશ્શિરં વ્વ નઝીરા'ની ફસીર

(૩૯/૫૦૮૫) હઝરત અબ્દુલ્લાહ બ્ને અમ્ર ઇબ્ને આસ કહે છે કે, ર્આનમાં અલ્લાહ તઆલાએ જે આ ાયત ઉતારી છે કે, હે નબી ! અમે મને ગવાહ, ખુશખબરી સંભળાવનાર ને ડરાવનાર બનાવીને મોકલ્યા છે. ારે (આ જ પ્રકારની એક આયત) ોરાતમાં પણ ઉતારી હતી કે, હે બી ! અમે તમને ગવાહ, ખુશખબરી ભળાવનાર અને અશિક્ષિત લોકો માટે ાશ્રય બનાવીને મોકલ્યા છે. તમે મારા દા અને રસૂલ છો. મેં તમારૂં નામ ુતવક્કિલ' રાખ્યું છે. (તૌરાતમાં એમ ણ કહ્યું છે કે,) તે દુર્ગુણોવાળો અને ડક સ્વભાવનો નહીં હોય. બજારોમાં ોરબકોર કરતો નહીં ફરે. બુરાઇનો બદલો બુરાઇથી નહીં આપે, બલ્કે માફ કરશે. ખુદા તઆલા ત્યાં સુધી તેને મૃત્યુ નહીં આપે જ્યાં સુધી તેની મારફતે વાંકા ધર્મને સીધો નહી કરી દે અને જ્યાં સુધી લોકો 'લા ઇલાહ ઇલ્લ લ્લાહ'ના માનનારા નહીં થઇ જાય. આ તૌહીદ કલિમાથી અલ્લાહ તઆલા અંધ આંખોને દેખતી કરી દેશે. બહેરા કાનોને ખોલી નાખશે અને ગફલતવાળા દિલોના પરદાઓ દૂર કરી દેશે.

## આયત 'હુવ લ્લઝી અન્ઝલ સ્સકીનત'ની તફસીર

(૪૦/૫૦૮૬) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે : એક સહાબી કુર્આન પઢી રહ્યા હતા. તેમનો ઘોડો ઘરમાં બંધાવેલો હતો. ઘોડો નાસવા લાગ્યો. સહાબીએ બહાર નીકળીને જોયું, પરંતુ કંઇ દેખાયું નહીં, ઘોડો નાસતો જતો હતો. સવારે તેમણે હુઝૂરની સેવામાં હાજર થઇને કહ્યું : આપે કહ્યું : આ (રૂહાની-આધ્યાત્મિક) સંતોષ હતો, જે કુર્આન પઢવાના કારણે ઉતર્યો હતો.

## આયત 'ઇઝ યુબાયિઊનક તહ્ત શ્શજરતિ'ની તફસીર

(૪૧/૫૦૮૭) હઝરત જાબિર (રદિ.) કહે છે કે, અમે હુદયબિય્યામાં ચૌદસો માણસો હતા.

(૪૨/૫૦૮૮) હઝરત અબ્દુલ્લાહ



ઇબ્ને મુગફફલ મુઝની કહે છે કે, હું તે લોકોમાંનો એક હતો જેઓ 'બૈઅતે શજરા'માં હાજર હતા. હુઝૂરે (તે દિવસે) કાંકરીઓ ફેંકવાની મનાઇ કરી હતી. અબ્દુલ્લાહ ઇબ્ને મુગફફલની એક રિવાયતમાં છે કે, હુઝૂરે ગુસલખાના (સ્નાનગૃહ)માં પેશાબ કરવાની મનાઇ કરી હતી.

(૪૩/૫૦૮૯) હઝરત સાબિત ઇબ્ને ઝહહાક પણ રિઝવાનની બૈઅત કરનારાઓમાંથી હતા.

(૪૪/૫૦૯૦) હબીબ ઇબ્ને અબી સાબિત કહે છે કે, હું અબૂ વાઇલ પાસે સિફફીનની લડાઇની વિગત પૂછવા ગયો. અબૂ વાઇલે કહ્યું : અમે સિફફીનની લડાઇમાં હાજર હતા, એવામાં એક માણસે કહ્યું : જુઓ, અલ્લાહની કિતાબ પર અમલ કરવાનું આમંત્રણ આપવામાં આવી રહ્યું છે. હઝરત અલી મુરતઝાએ કહ્યું : હા. (અમે એના માટે તૈયાર છે. ખારજીઓએ કહ્યું : અમે સુલેહ નહીં કરીએ) આ સાંભળીને સહલ ઇબ્ને હુનેફે કહ્યું : તમે પોતાને ખોટા માર્ગે સમજો. કારણ કે, હુદયબિય્યાની લડાઇના દિવસે રસૂલુલ્લાહ (સલ.) અને મુશ્રિકો વચ્ચે સુલેહ થઇ હતી. અમારી હાલત એવી હતી કે, જો અમે લડાઇ કરવા ઇચ્છત તો જરૂર કરત. હઝરત ઉમરે મુબારક સેવામાં હાજર થઇને કહ્યું હતું : યા રસૂલલ્લાહ ! શું આપણે સચ્ચાઇ પર અને તેઓ જુઠ પર નથી ? શું આપણા શહીદો જન્નતમાં અને તેમના કત્લ થયેલાઓ દોઝખમાં નહીં હોય ? હુઝૂરે કહ્યું : એવું જરૂર હશે. હઝરત ઉમરે કહ્યું : પછી આપણે આપણા ધર્મની આવી ઝિલ્લત શા માટે સહન કરીએ અને અલ્લાહના ચુકાદા વગર શા માટે પાછા ફરીએ ? હુઝૂરે કહ્યું : ઉમર, હું ખુદાનો પયગમ્બર છું. ખુદા મને કદી બરબાદ કરશે નહીં. હઝરત ઉમર ગુસ્સામાં પાછા ચાલ્યા ગયા. તેઓ ધીરજ ધરી શક્યા નહીં. હઝરત અબૂબક્ર પાસે જઇને તેમણે કહ્યું : અબૂબક્ર, શું અમે સત્ય પર અને તેઓ જુઠ પર નથી ? હઝરત અબૂબક્રે કહ્યું : ઉમર, બેશક તેઓ ખુદાના રસૂલ છે. ખુદા તેમને કદાપિ બરબાદ કરશે નહીં. તે પછી સૂરએ ફત્હ ઉતરી.

# સૂરએ હુજુરાત

## બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'લા તુકદ્દિમૂ'નો અર્થ એ છે કે, રસૂલુલ્લાહ (સલ.) કરતાં આગળ ન વધો. અહીં સુધી કે, ખુદા તેમની જીભે હુકમ કરાવી દે. 'ઇમ્તહન' શુધ્ધ કર્યું. 'લા તનાબઝૂ બિલ અલકાબિ' કિંવા મુસલમાન થયા પછી કુફ્રસૂચક શબ્દોથી એકબીજાને**

**બોલાવો નહીં. 'લા યલિત્કુમ' ખુદા ઓછું કરશે નહીં. 'અલત્ના' અમે ઓછું કર્યું.**

**'લા તરફઊ અસ્વાતકુમ ફવ્ક સવતિ ન્નબિય્યિ'ની તફસીર 'તશ્ઊરૂ' 'તઅ્લમૂન'ના અર્થમાં છે. 'શાઇર' પણ એમાંથી જ ઉદ્ભવે છે.**

(૪૫/૫૦૯૧) ઇબ્ને અબૂ મુલયકા કહે છે : સંભવ હતો કે બે શ્રેષ્ઠ માણસો બરબાદ થઇ જાત. વાત એમ હતી કે, બની તમીમ કૌમના સવારો જ્યારે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયા ત્યારે અબૂબક્ર અને ઉમર એકબીજા સામે બરાડવા લાગ્યા. હઝરત ઉમરે અકરઅ ઇબ્ને હાબિસ તરફ ઇશારો કર્યો (કે એને એની કૌમનો સરદાર બનાવવામાં આવે) હઝરત અબૂબક્રે બીજા એક માણસ તરફ ઇશારો કર્યો (કે એને સરદાર બનાવો) તેમણે હઝરત ઉમરને કહ્યું કે, તમે તો મારો વિરોધ કરવા માંગો છો. હઝરત ઉમરે કહ્યું : મારો હેતુ તમારો વિરોધ કરવાનો નથી. (બલ્કે સાચી વાત કહેવાનો હેતુ છે.) છેવટે બંનેનો અવાજ ઉંચો થવા લાગ્યો. તે પરથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **યા અય્યુહ લ્લઝીન આમનૂ લા તરફઊ અસ્વાતકુમ ફવ્ક સવતિ ન્નબિય્યિન.....** હિંવા હે મુસલમાનો ! તમારો અવાજ નબીના અવાજથી ઉંચો ન કરો. ઇબ્ને ઝુબૈર કહે છે : આ આયતના હુકમનું પાલન કરવા માટે હઝરત ઉમર અવાજ કાઢતા જ ન હતા. અહીં સુધી કે, રસૂલુલ્લાહ (સલ.) કંઇ પૂછતા ત્યારે જ બોલતા હતા.

(૪૬/૫૦૯૨) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, (અમુક દિવસ) રસૂલુલ્લાહ (સલ.)એ સાબિત ઇબ્ને કૈસને જોયા નહીં. એક માણસે કહ્યું : હું તેમના વિષે માહિતી મેળવીને ખબર આપું છું. જેથી તે માણસ સાબિત પાસે ગયો. તેણે જોયું કે ઘરમાં મસ્તક ઝુકાવીને બેઠા છે. તેણે પૂછ્યું, કેમ, શું ખબર છે ? ઇબ્ને કૈસે કહ્યું : ખરાબ ખબર છે. કારણ કે, હું મારો અવાજ રસૂલુલ્લાહ (સલ.)ના અવાજ કરતાં ઉંચો રાખતો હતો. એટલે મારા બધા અમલો બેકાર ગયા. હું દોઝખી થઇ ગયો. આ સાંભળીને તે માણસ રસૂલે પાક (સલ.)ની સેવામાં હાજર થયો. તેણે કહ્યું કે, સાબિતે આવી આવી વાત કરી. મૂસા (રાવી) કહે છે કે, તે બીજીવાર ભારે ખુશખબરી લઇને સાબિત પાસે ગયો. હુઝૂરે તે માણસને હુકમ આપ્યો હતો કે, જઇને સાબિતને કહો, તમે દોઝખી નથી, બલ્કે જન્નતી છો.

**આયત 'ઇન્ન લ્લઝીન યુનાદૂનક મિં વ્વરાઇલ હુજુરાતિ અકસરૂહુમ લા યઅકિલૂન'ની તફસીર કિંવા જે લોકો તમને કમરાઓની પાછળથી પોકારે છે તેમાંના મોટા ભાગના બેવકૂફ છે.**

(૪૭/૫૦૯૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબૈર કહે છે કે, બની તમીમ કૌમના કેટલાક સવારો રસૂલે પાક (સલ.)ની સેવામાં હાજર થયા. હઝરત અબૂબક્રે કહ્યું : કઅકાઅ ઇબ્ને મઅબદને એમનો સરદાર બનાવો. હઝરત ઉમરે કહ્યું : ના, હુઝૂર, અકરઅ ઇબ્ને હાબિસને મુકર્રર કરો. અબૂબક્રે કહ્યું : ઉમર, તમે ફકત મારો વિરોધ કરવા માંગો છો. હઝરત ઉમરે કહ્યું : હું બિનજરૂરી રીતે તમારો વિરોધ કરવા માંગતો નથી. છેવટે બંનેમાં ઝઘડો થવા લાગ્યો. બંને એકબીજા સામે બરાડવા લાગ્યા. તે પરથી આયત **યા અય્યુહ લ્લઝીન આમનૂ લા તુકદ્દિમુ બયન યદયિ લ્લાહિ વ રસૂલિહિ.....** ઉતરી.

**આયત 'વ લવ અન્નહુમ સબરૂ હત્તા તખ્રુજ ઇલયહિમ લકાન ખયૂર લ્લહુમ'ની તફસીર કિંવા જો તેઓ એટલી ધીરજ ધરત** કે તમે તેમના તરફ પહોંચી જાત, તો તે તેમના માટે સારૂં હતું.

## સૂરએ કાફ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**'રજઉમ્ બઇદૂન' પાછા ફરવું. 'ફુરૂજ' 'ફર્જ'નું બહુવચન છે. 'વરીદ' ગળામાં એક નસ છે. 'હબ્લ' ગરદનની નસને કહેવામાં આવે છે.**

**મુજાહિદ કહે છે : 'મા તન્કુસુલ અર્દુ મિન્હુમ'નો અર્થ એ છે કે, જમીન તેમના હાડકાં ઓછા કરશે નહીં. 'તબ્સિરતન' માર્ગદર્શન. 'હબ્બુલ હસીદ' કપાયેલી ખેતીના દાણા, એનાથી ઘઉં મુરાદ છે. 'બાસિકાતિન' ઉંચા ઉંચા. 'અફઅયિયના' શું અમારા માટે મુશ્કેલ છે ? 'વ કાલ કરીનુહુ' 'કરીન'થી એવો શયતાન મુરાદ છે, જે એના માટે મુકર્રર હતો. 'ફનક્કબૂ ફીલ બિલાદિ' તેઓ શહેરોમાં ફર્યા. 'અવ અલ્કસ્સમ્અ' કિંવા ખરા દિલથી સાંભળે, કોઇ બીજી વાત દિલમાં ન લાવે. 'રકીબુન અતીદ' રક્ષક અને મદદગાર. 'સાઇકુન વ શહીદ'થી બે ફરિશ્તાઓ મુરાદ**

. . . . . . . . . . . . . . . . . . . .

(૪૭/૫૦૯૩) મિત્રો અને સાથીઓ વચ્ચે કોઇકવાર ગરમા ગરમી થઇ જાય છે. હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) વચ્ચે આ પ્રકારની ગરમા ગરમી ગાઢ મૈત્રી અને નિકટતાના કારણે થઇ.

**છે. એક અમલો લખનાર અને બીજો ગવાહ. 'શહીદ' 'શાહીદ'ના અર્થમાં છે. 'લુગૂબ' કિંવા થાકવું.**

**કેટલાક લોકો કહે છે કે, ગર્ભ જ્યાં સુધી ગિલાફમાં હોય છે તેને 'નદીદ' કહેવામાં આવે છે. જ્યારે ગિલાફની બહાર નીકળે છે ત્યારે 'નદીદ' કહેવામાં આવતો નથી.**

**'ઇદબાર ન્નુજૂમિ' (સૂરએ તૂરમાં છે) અને 'અદબારિ સ્સુજૂદ' (સૂરએ કાફમાં છે) આસિમ સૂરએ કાફમાં 'અદબાર' ઝબર સાથે (અ) પઢતા હતા અને સૂરએ તૂરમાં 'ઇદબાર' ઝેર સાથે (ઇ) પઢતા હતા, પરંતુ બંને જગ્યાએ 'ઝેર' અથવા ઝબર પઢવું જાઇઝ છે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'યવમુલ ખુરૂજ'થી તે દિવસ મુરાદ છે જ્યારે લોકો કબરોમાંથી નીકળશે.**

**આયત 'વ તકૂલુ હલ મિમ્મઝીદ'ની તફસીર**

(૪૮/૫૦૯૪) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું : (કાફિરોને) દોઝખમાં નાખવામાં આવશે. દોઝખ કહેશે : શું હજુ પણ કંઇક વધારે છે ? છેવટે (અલ્લાહ) પોતાનો પગ તેમાં મૂકશે ત્યારે દોઝખ કહેશે : બસ, બસ.

(૪૯/૫૦૯૫) હઝરત અબૂ હુરૈરા મરફૂઅન બયાન કરે છે કે, દોઝખને કહેવામાં આવશે કે, તું ભરાઇ ગઇ ? દોઝખ કહેશે : શું હજુ પણ કંઇક છે ? છેવટે ખુદા તઆલા પોતાનો પગ તેમાં મૂકશે ત્યારે દોઝખ કહેશે : બસ, બસ.

(૫૦/૫૦૯૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, જન્નત અને દોઝખે પરસ્પર ઝઘડો કર્યો. દોઝખે કહ્યું : મને શ્રેષ્ઠતા મળેલી છે. મારામાં ઘમંડીઓ અને અભિમાનીઓ દાખલ થશે. જન્નતે કહ્યું : આ શું વાત છે કે, મારામાં ગરીબો અને કમજોર વર્ગના લોકો જ દાખલ થશે. ખુદાએ જન્નતને કહ્યું : તું મારી રહમત છે. હું તારી મારફતે મારા બંદાઓમાંથી જેને હું ચાહું છું તેના પર રહમ કરૂં છું. દોઝખને કહ્યું, તું અઝાબ છે. મારા બંદાઓમાંથી જેને ઇચ્છીશ તેને તારી મારફતે અઝાબ આપીશ. દોઝખ અને જન્નતમાંથી દરેકને ભરાઇ જવા માટેનું પ્રમાણ આપવામાં આવશે. દોઝખ જ્યારે ભરાશે નહીં ત્યારે અલ્લાહ પોતાનો પગ તેમાં મુકશે. દોઝખ કહેશે : બસ, બસ, બસ. તે વખતે દોઝખ ભરાઇ જશે અને સમેટાઇ જશે. અલ્લાહ પોતાની મખ્લુકમાંથી કોઇના ઉપર ઝુલ્મ નહીં કરે.



હા, જન્નત માટે અલ્લાહ બીજી મખ્લૂક પેદા કરશે.

**આયત 'ફસબ્બિહ બિહમ્દિ રબ્બિક કબ્લ તૂલૂઇ શ્શમ્સિ વ કબ્લલ ગુરૂબિ'ની તફસીર. કિંવા સૂર્યોદય અને સૂર્યાસ્ત પહેલાં તારા પાલનહારની પ્રશંસા કર.**

(૫૧/૫૦૯૭) હઝરત જરીર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, એક રાત્રે અમે હુઝૂર પાસે બેઠા હતા, એવામાં આપે ચૌદમી રાતના ચંદ્રને જોઇને કહ્યું : ટૂંક સમયમાં તમે તમારા પાલનહારને એવી રીતે જોશો, જેવી રીતે એને જોઇ રહ્યા છો. ભીડના લીધે તેને જોવામાં કંઇ વાંધો નહીં આવે. એટલે જો તમારામાંથી બની શકે તો સૂર્યોદય અને સૂર્યાસ્ત પહેલાં નમાઝ પઢવાથી ગાફિલ ન રહો. આ પ્રમાણે કહ્યા પછી હુઝૂરે આ આયત પઢી : **ફસબ્બિહ બિહમ્દિ રબ્બિક કબ્લ તુલૂઇ શ્શમ્સિ વ કબ્લલ ગુરૂબિ.**

(૫૨/૫૦૯૮) હઝરત ઇબ્ને અબ્બાસ **ફી અદબારિ સ્સુજૂદિ** ની તફસીર અંગે બયાન કરે છે કે, ખુદા તઆલાએ પોતાના પયગમ્બરને હુકમ આપ્યો કે, બધી નમાઝો પછી અલ્લાહની પવિત્રતા વર્ણન કરો.

## સૂરએ વઝ ઝારિયાત

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**હઝરત અલી મુર્તઝા કહે છે કે, 'ઝારિયાત'થી હવાઓ મુરાદ છે. કેટલાક લોકો કહે છે કે, 'તઝરૂહુ'નો અર્થ છે તેને વિખેરે છે. 'વ ફીઅ અન્ફુસિકુમ'નો અર્થ એ છે કે, તમારામાં પણ ખુદાની કુદરતની નિશાનીઓ છે. એક રસ્તેથી ખાઓ પીઓ છો અને બીજા રસ્તેથી નીકળે છે. 'ફરાગ' પછી પાછો ફર્યો. 'ફસક્કત' પછી તમાચો બનાવીને તેણે પોતાના મોં પર માર્યો. 'રમીમ' ભૂસું. 'ઇન્ના લમૂસિઊન' અમે વિશાળતાવાળા છે. 'ઝવજયનિ' નર-માદા હોવું. નિર્જીવ વસ્તુના રંગનું જુદા જુદા હોવું અને સ્વાદ જુદો જુદો હોવો કિંવા અમુકનું ખાટું હોવું અને અમુકનું મીઠું હોવું. 'ફફિરૂ ઇલલ્લાહિ' કિંવા અલ્લાહની નાફરમાનીથી તેની ફરમાંબરદારી તરફ દોડો, જાણે તેના અઝાબથી તેની રહમત તરફ દોડો : 'ઇલ્લા લિયઅ્બુદૂન' કિંવા બંને જૂથોના નેક લોકોને અમે તૌહીદના સમર્થન માટે પેદા કર્યા છે. કેટલાક લોકો કહે છે કે, ઉપરોકત આયતનો અર્થ એ છે કે, ખુદાએ જિન્નાત અને ઇન્સાનમાં ઇબાદતની શકિત પેદા કરી છે. હવે અમુક લોકો ઇબાદત**

કરે છે અને અમુક લોકો કરતા નથી. મુઅતઝિલાઓ આ આયતથી દલીલ પકડી શકતા નથી. 'ઝનૂબ' મોટી ડોલ.

મુજાહિદ કહે છે : 'સર્રતિન'નો અર્થ છે ચીસ. 'ઝનૂબ' રસ્તો. 'અકીમ' વાંજિયણ સ્ત્રી.

ઇબ્ને અબ્બાસ કહે છે : 'હુબુક'નો અર્થ છે સપાટ અને ખૂબસૂરત હોવું.

'ફી ગમ્રતિન' કિંવા તેઓ પોતાની ગુમરાહીમાં ખેંચાતા જાય છે. 'તવાસવ' તેઓ અનુરૂપ બન્યા અને અમુકે અમુક પાસેથી મેળવ્યું.

'મુસવ્વમતન' નિશાનીવાળું. આ 'સીમા'માંથી બન્યું છે

## સૂરએ તૂર

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

કતાદા કહે છે : 'મસ્તૂર' લખેલું. મુજાહિદ કહે છે કે, સુરયાની ભાષામાં 'તૂર' પહાડને કહેવામાં આવે છે. 'રક્કિ મ્મન્શૂર' ઉઘાડું પાનું, 'અસ્સકફિલ મરફૂઅ'થી આસ્માન મુરાદ છે. 'મસ્જૂર' ભડકાવેલું. હસન બસરી કહે છે કે, દરિયાને આગથી ગરમ કરવામાં આવશે. અહીં સુધી કે, તેનું પાણી તદ્દન સૂકાઇ જશે. એક ટીપું પણ બાકી રહેશે નહીં. 'અલત્નાહુમ' અમે ઘટાડયું. 'તમૂરૂ' ઘુમે છે. 'અહલામ' બુદ્ધિ.

ઇબ્ને અબ્બાસ કહે છે : 'બર્રૂન'નો અર્થ છે મહેરબાન. 'કિસફન' ટુકડાઓ. 'મનૂન' મૃત્યુ. 'યતનાઝઊન' તેઓ એકબીજા પાસેથી લેશે.

(૫૩/૫૦૯૯) હઝરત ઉમ્મે સલમા કહે છે : મેં રસૂલે પાક (સલ.)ને કહ્યું કે હું બીમાર છું. આપે કહ્યું : સવાર થઇને લોકોની પાછળ તવાફ કરી લે. હુકમ અનુસાર મેં તવાફ કર્યો. તે વખતે હુઝૂર કઅબાના એક ખૂણામાં નમાઝ પઢી રહ્યા હતા અને સૂરએ તુર પઢી રહ્યા હતા.

(૫૪/૫૧૦૦) હઝરત જુબૈર કહે છે કે, મગરિબની નમાઝમાં મેં રસુલુલ્લાહ (સલ.)ને સૂરએ તુર પઢતા સાંભળ્યા. જ્યારે આપ આ આયતો પર પહોંચ્યા **અમ ખુલિકૂ મિન ગયરિ શયઇન અમ હુમુલ ખાલિકુન અમ ખલકૂસ્સમાવાતિ વલ અર્દ બલ લા યૂકિનૂન અમ ઇન્દહુમ ખઝાઇનુ રબ્બિક અમ હુમુલ મુસયતિરૂન** ત્યારે મારા હોશ ઉડી જાય એમ લાગતું હતું.





## સૂરએ નજમ

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

મુજાહિદ કહે છે : 'ઝૂમિર્રતીન' શકિતશાળી. 'કાબ કવસયનિ' કમાનના બંને છેડાઓ વચ્ચેનું અંતર. 'દીઝા' ખૂબ વાંકી. 'અકદા' પોતાની ભેટ તોડી નાખી. 'શિઅ્રા' તે તારો જે ધ્રુવ તારા (સૌથી મોટો તારો)થી પાછળ છે. 'અલ્લઝી વફ્ફા' કિંવા ઇબ્રાહીમે પોતાની જવાબદારી અદા કરી. 'અઝિફતિલ આઝિફતુ' કિંવા કિયામત નજીક છે. 'અન્તુમ સામિદૂન' કિંવા તમે 'બર્તમાં' રમત રમો છો. 'બર્તમાં' એક પ્રકારની રમત છે.

ઇકરિમા કહે છે : હિમયરી ભાષામાં રાગ અલાપતા હતા તેને બર્તમાં કહેતા હતા.

ઇબ્રાહીમ નખઇ કહે છે : 'અફતુમારૂનહુ'નો અર્થ છે, શું તમે તેની સાથે ઝઘડો કરો છો ? અમુક કિર્અતોમાં 'અફતુમ્રૂનહુ' આવ્યું છે કિંવા શું તમે એનો ઇન્કાર કરો છો. 'મા ઝાગલ બસરૂ'માં 'બસર'થી રસૂલુલ્લાહ (સલ.)ની આંખો મુરાદ છે. 'વ મા તગા' કિંવા જે વસ્તુને જોઇ તેનાથી આમતેમ આંખો નહીં ગઇ, તેના પર જ કાયમ રહી. 'ફતમારવ' તેમણે જુઠલાવ્યા.

હસન બસરી કહે છે : 'હવા' તે ગાયબ થઇ ગયો. છુપાઇ ગયો.

ઇબ્ને અબ્બાસ કહે છે : 'અગના વ અકના'નો અર્થ એ છે કે, તેણે આપ્યું અને રાજી કર્યા.

(૫૫/૫૧૦૧) મસ્રૂક કહે છે : મેં હઝરત આઇશાને પૂછયું, અમ્મા, શું રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના પાલનહારને જોયા હતા ? તેમણે કહ્યું : તારી આ વાતથી તો મારા રૂંવાટા ઉભા થઇ જાય છે. શું તને ત્રણ વાતો વિષે કોઇ ખબર નથી ? જે માણસ તને આ ત્રણ વાતો કહે તે જુઠો છે. જો કોઇ કહે કે, રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના પાલનહારને જોયા, તે જૂઠો છે. એની દલીલરૂપે હઝરત આઇશાએ આ આયત પઢી : **લા તુદરિકુહુલ અબ્સારૂ વ હુવ યુદરિકુલ અબ્સાર વ હુવ લ્લતીફુલ ખબીર. વ મા કાન લિબશરિન અંય્યુકલ્લિમહુ લ્લાહુ ઇલ્લા વહયન અવ મિં વ્વરાઇ હિજાબિન** હઝરત આઇશાએ કહ્યું : જો તને કોઇ એમ કહે કે, રસૂલુલ્લાહ (સલ.) આવતી કાલના બનાવોને જાણતા હતા તો તે જુઠો છે. તેની દલીલરૂપે હઝરત

આઇશાએ આ આયત પઢી : **વ માતદરી નફ્સુ મ્માઝા તકસિબુ ગદા.** હઝરત આઇશાએ કહ્યું : જો તને કોઇ એમ કહે કે, રસૂલુલ્લાહ (સલ.)એ કંઇક છુપાવ્યું હતું, લોકો સામે જાહેર કર્યું ન હતું, તે પણ જુઠો છે. તેની દલીલરૂપે હઝરત આઇશાએ આ આયત પઢી : **યા અય્યુહ ર્રસૂલુ બલ્લિગ મા ઉન્ઝિલ ઇલયક મિ ર્રબ્બિક....** હા, હુઝૂરે જિબ્રઇલ (અલ.)ને તેમની મૂળ શિકલમાં બે વાર જોયા હતા.

**આયત 'ફકાન કાબ કવસયનિ અવ અદના'ની તફસીર. 'કાબ કવસયનિ'થી તે અંતર મુરાદ છે જે કમાનના બંને છેડાઓ વચ્ચે હોય છે.**

(૫૬/૫૧૦૨) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદે આયત **'ફકાન કાબ કવસયનિ અવ અદના ફઅવહા ઇલા અબ્દિહિ મા અવહા'**ની તફસીર અંગે બયાન કર્યું કે, હુઝૂરે જિબ્રઇલ (અલ.)ને જોયા કે, તેમની છસો પાંખો હતી.

**આયત 'ફઅવહા ઇલા અબ્દિહિ મા અવહા'ની તફસીર**

(૫૭/૫૧૦૩) શયબાની કહે છે : મેં ઝિરને પૂછ્યું કે, આયત **કાન કાબ કવસયનિ અવ અદના ફઅવહા ઇલા અબ્દિહિ મા અવહા**નો શું અર્થ છે ? ઝિરે જવાબ આપ્યો કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ મને કહેતા હતા કે, રસૂલુલ્લાહ (સલ.)એ જિબ્રઇલ (અલ.)ને જોયા હતા કે, તેમની છસો પાંખો હતી.

**આયત 'લકદ રઆ મિન આયાતિ રબ્બિહિલ કુબ્રા'ની તફસીર**

(૫૮/૫૧૦૪) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદે ઉપરોક્ત આયતની તફસીર અંગે બયાન કર્યું છે કે, હુઝૂરે એક લીલો પરદો જોયો હતો જેણે આસ્માનના કિનારાઓને પણ છુપાવી દીધા હતા.

**આયત 'અફરઅયતુમુ લ્લાત વલ ઉઝ્ઝા'ની તફસીર**

(૫૯/૫૧૦૫) ઇબ્ને અબ્બાસ કહે છે કે, **લાત** એક પુરૂષનું નામ હતું જે હાજીઓ માટે સત્તૂ ઘોળતો હતો.

(૬૦/૫૧૦૬) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસ **લાત** અને **ઉઝ્ઝા**ની કસમ ખાઇ લે તો તેના માટે યોગ્ય એ છે કે, તેના પછી **લા ઇલાહ ઇલ્લ લ્લાહ** કહે. જે માણસ પોતાના સાથીને કહે કે, હું તારી સાથે જુગાર રમીશ તો (જુગાર રમવાના બદલે) તેણે ખેરાત કરવી જોઇએ.

**'વ મનાત સ્સાલિસતલ**



**ઉખરા'ની તફસીર**

(૬૧/૫૧૦૭) હઝરત ઉરવા કહે છે કે, મેં હઝરત આઇશાને (સફા-મરવા વચ્ચે દોડવાનો હુકમ) પૂછ્યો. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું કે, જે લોકો 'મનાતે તાગિયા'ના નામનો ઇહરામ બાંધતા હતા તેઓ સફા અને મરવા વચ્ચે ચક્કર મારતા ન હતા. એ પરથી ખુદા તઆલાએ આ આયત ઉતારી : **ઇન્ન સ્સફા વલ મરવત મિન શઆઇરિ લ્લાહિ** આ આયત પછી રસૂલુલ્લાહ (સલ.) અને મુસલમાનોએ સફા-મરવા વચ્ચે ચક્કર માર્યા. સુફયાન કહે છે કે, 'મનાત' કુદૈદ પ્રદેશમાં 'મુશલ્લલ' નામે સ્થળે (એક મૂર્તિ) હતી. એક રિવાયતમાં આવ્યું છે કે, ઉપરોક્ત આયત અનસાર વિષે ઉતરી હતી. કારણ કે, અનસાર અને ગસ્સાન કબીલાના માણસો મુસલમાન થવા પહેલાં મનાતનો ઇહરામ બાંધતા હતા. તેમણે મુબારક સેવામાં વિનંતી કરી : યા રસૂલલ્લાહ ! અમે મનાતની મહાનતાને ધ્યાનમાં લઇને સફા-મરવા વચ્ચે ચક્કર મારતા નથી.....

**આયત 'ફસ્જુદૂ લિલ્લાહિ વ અ્બુદૂ'ની તફસીર**

(૬૨/૫૧૦૮) ઇબ્ને અબ્બાસ કહે છે કે, સૂરએ નજમમાં હુઝૂર (સલ.)એ પોતે પણ (તિલાવતનો) સજદો કર્યો હતો. આપની સાથે બધા મુસલમાનોએ, મુશ્રિકોએ, જિન્નાતોએ અને ઇન્સાનોએ સજદો કર્યો હતો.

(૬૩/૫૧૦૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસ્ઊદ કહે છે કે, સૌપ્રથમ જે સૂરતની તિલાવત વખતે સજદાનો હુકમ ઉતર્યો તે સૂરએ નજમ છે. રસૂલુલ્લાહ (સલ.)એ તે વખતે પોતે પણ સજદો કર્યો હતો. આપની પાછળ જે લોકો હતા તે બધાએ કર્યો હતો, ફકત એક માણસે કર્યો ન હતો, બલ્કે મેં જોયું કે, તેણે એક મુઠ્ઠી લઇને તેના પર સજદો કર્યો હતો, પરંતુ પાછળથી મેં જોયું કે, તે કાફિર માર્યો ગયો. તેનું નામ ઉમય્યા ઇબ્ને ખલફ હતું.

## ઇકતરબતિ સ્સાઅતુ (સૂરએ કમર)

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'મુસ્તમિર્રુન' જનાર, નાશ પામનાર. 'મુઝ્દજર' અંતિમ કક્ષાએ પહોંચનાર. 'ઉઝ્દુજિર' તેનું પાગલપણું ખૂબ લાંબુ થઇ ગયું. 'દુસુર' હોડીની ધારો. 'કુફિર' તેનો ઇન્કાર કરવામાં આવ્યો કિંવા કાફિરોએ નૂહ (અલ.)ને જુઠલાવ્યા અને તેમની કદર કરી નહીં. 'કુલ્લુ શિરબિન મુહતદર' કિંવા તે પાણી પર હાજર થાય છે, પાણી તેમના હાજર થવાની**

જગ્યા છે.

ઇબ્ને જુબેર કહે છે : 'મુહતિઇન'નો અર્થ છે નજીક નજીક કદમ મૂકીને જલદી ચાલનારા. 'સિરાઅ' એનું અર્થલક્ષી અનુમોદન છે. 'ફતઆતા' તેણે ઝુલ્મ કર્યો અને ટાંચણો કાપી નાખી. 'મુહતઝિર' ઝાડોની વાડી જે સળગેલી હોય. 'ઉઝ્દુજિર'નું મુજર્રદ 'ઝજરતુ' છે. એ બાબે ઇફતિઆલથી છે. ઇફતિઆલના 'તે' ને 'દાલ'થી બદલી નાખવામાં આવ્યો છે. 'જઝાઅ લિમન કાન કુફિર'નો એ અર્થ છે કે, અમે નૂહ અને તેમની કૌમ સાથે જે વર્તાવ કર્યો તે હકીકતમાં એવા વર્તાવની શિક્ષા હતી જે નૂહ (અલ.) સાથે તેમણે કર્યો હતો.

**આયત 'વ ન્શક્કલ કમરૂ વ ઇં ય્યરવ આયતં ય્યુઅ્રિદૂ વ યકૂલુ સિહ્રૂ મ્મુસ્તમિર્રૂન' કિંવા ચંદ્ર ફાટી ગયો. જો તેઓ કોઇ પૂરી નિશાની (અલ્લાહની કુદરતની) જોઇ લે છે તો તેનાથી મોં ફેરવી લે છે. તેઓ કહે છે : આ એક મોટો જાદુ છે.**

(૬૪/૫૧૧૦) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ચંદ્ર ફાટીને બે ટુકડા થઇ ગયો હતો. એક ટુકડો પહાડની ઉપર અને બીજો ટુકડો પહાડની નીચે. હુઝૂરે કહ્યું હતું કે, ગવાહ રહો.

(૬૫/૫૧૧૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : અમે હુઝૂરની સાથે હતા, એવામાં ચંદ્ર ફાટી ગયો અને તેના બે ટુકડા થઇ ગયા. હુઝૂરે કહ્યું : ગવાહ રહો, ગવાહ રહો.

(૬૬/૫૧૧૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ચંદ્ર ફાટી ગયો હતો.

(૬૭/૫૧૧૩) હઝરત અનસ કહે છે : મક્કાવાસીઓએ હુઝૂર (સલ.) સામે ઇચ્છા વ્યકત કરી કે, અમને કોઇ મુઅજિઝો બતાવો. હુઝૂરે તેમને ચંદ્રના ટુકડા(નો મુઅજિઝો) બતાવ્યા.

(૬૮/૫૧૧૪) હઝરત અનસ કહે છે કે, ચંદ્ર ફાટીને બે ટુકડા થઇ ગયો હતો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'તજરી બિઅઅ્યુનિના જઝાઅ લિમન કાન કુફિર વ લકદ તરકનાહા આયતન ફહલ મિમ્ મુદ્દકિર' કિંવા તે હોડી અમારી આંખો સામે વહી રહી હતી અને એ તે માણસનો બદલો લેવા માટે ગયો હતો, જેને જુઠલાવવામાં આવ્યો હતો. અમે તે હોડીને નિશાની માટે કાયમ રાખી. હવે**



**શું કોઇ માણસ નસીહત કબૂલ કરનાર છે ?**

(૬૯/૫૧૧૫) કતાદા કહે છે કે, અલ્લાહ તઆલાએ હઝરત નૂહ (અલ.)ની હોડીને બાકી રાખી હતી અહીં સુધી કે, આ ઉમ્મતના આગલા માણસોએ તેને જોઇ હતી.

(૭૦/૫૧૧૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) **ફહલ મિમ્ મુદ્દકિર** પઢતા હતા.

**આયત 'વ લકદ યસ્સર્નલ કુર્આન લિઝ્ઝિકરિ ફહલ મિમ્ મુદ્દકિર'ની તફસીર**

**મુજાહિદ કહે છે કે, 'યસ્સર્ના'નો અર્થ છે 'હવ્વન્ના' કિંવા અમે આસાન કર્યું.**

(૭૧/૫૧૧૭) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, ઉપરોકત આયતમાં રસૂલુલ્લાહ (સલ.) **ફહલ મિમ્ મુદ્દકિર** પઢતા હતા.

**આયત 'અઅ્જાઝૂ નખલિ મ્મુન્કઇરિન ફકયફ કાન અઝાબી વ નુઝુરિન'ની તફસીર. કિંવા એવું લાગે છે કે, તે ઉખડી પડેલી ખજુરીની ડાળીઓ છે. પછી મારો અઝાબ અને ડરાવવું કેવું છે ?**

(૭૨/૫૧૧૮) હઝરત અબ્દુલ્લાહ ઉપરોકત આયતમાં **ફહલ મિમ્ મુદ્દકિર** પઢતા હતા અને કહેતા હતા કે, હુઝૂરે પાક (સલ.)ને પણ મેં **ફહલ મિમ્ મુદ્દકિર** 'દાલ' સાથે પઢતા સાંભળ્યા છે.

**આયત 'ફકાનૂ કહશીમિલ મુહતઝિર. વ કલદ યસ્સર્નલ કુર્આન લિઝ્ઝિકરિ ફહલ મિમ્ મુદ્દકિર'ની તફસીર. કિંવા તે લોકો કાંટાઓની ચગદેલી વાડ જેવા થઇ ગયા. અમે નસીહત કબૂલ કરવા માટે કુર્આનને આસાન બનાવી દીધું. શું કોઇ નસીહત કબૂલ કરનાર છે ?**

(૭૩/૫૧૧૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, રસૂલે પાક (સલ.) આ આયતમાં પણ **ફહલ મિમ્ મુદ્દકિર** પઢતા હતા.

**આયત 'વ લકદ સબ્બહહુમ બુકરતન અઝાબુ મ્મુસ્તકિર્રૂન ફઝૂકૂ અઝાબી વ નુઝૂર' કિંવા સવારના પોરમાં તેમના પર થંભેલ અઝાબ આવી પડયો. મારો અઝાબ અને ડર ચાખો.**

(૭૪/૫૧૨૦) હઝરત અબ્દુલ્લાહ મરફૂઅન બયાન કરે છે કે, ઉપરોકત આયતમાં હુઝૂરે **ફહલ મિમ્ મુદ્દકિર** પઢયું હતું.

**...યત 'વ લકદ અહલકના ...રયાઅકુમ ફહલ મિમ્ ...કિર'ની તફસીર**

(૭૫/૫૧૨૧) હઝરત અબ્દુલ્લાહ ...ને મસઊદ કહે છે કે, હું હુઝૂર ...લ.) સામે **ફહલ મિમ્ મુઝ્ઝકિરિન** ...લ સાથે) પઢયો. હુઝૂરે કહ્યું : **ફહલ ...મ્ મુદકિરિન** છે.

**...લ્લાહ તઆલા ફરમાવે છે : ...યુહઝમુલ જમ્ઉ વ યુવલ્લૂન ...ઝુર' કિંવા હવે એ ટુકડી ...રાજય પામશે અને પીઠ બતાવીને ...ાસશે.**

(૭૬/૫૧૨૨) હઝરત ઈબ્ને ...બ્બાસ કહે છે કે, બદરના દિવસે ...ામદાર હુઝૂર (સલ.) તંબુમાં હતા. આપ ...ા શબ્દો કહી રહ્યા હતા : એય ...લ્લાહ ! હું તને તારૂં કથન યાદ દેવડાવું ...ું. એય અલ્લાહ ! જો તું ઈચ્છે છે કે, ...આજ પછી તારી ઈબાદત ન કરવામાં ...આવે. આ સાંભળીને સિદ્દીકે અકબરે ...તરત હાથ પકડી લીધો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! બસ. આપે ખૂબ અતિશયોકિત સાથે તમારા પાલનહારે પાસે દુઆ માંગી. તે પછી હુઝૂર બખ્તર પહેરીને કુદીને બહાર નીકળ્યા. આપ બોલતા જતા હતા : **સયુહઝમુલ જમ્ઉ વ યુવલ્લૂન દુબુર બલિ સ્સાઅતુ મવઇદુહુમ વ સ્સાઅતુ અદહા વ અમર્રૂ.**

**'બલિ સ્સાઅતુ મવઇદુહુમ વ સ્સાઅતુ અદહા વ અમર્રૂ' 'અમર્રૂ' 'મરારતુન'માંથી બન્યું છે. 'મરારતુન' કડવાશને કહેવામાં આવે છે. કિંવા તેમના વાયદાનું સ્થળ કિયામત છે. કિયામત ખૂબ ભયંકર અને કડવી છે.**

(૭૭/૫૧૨૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) કહે છે કે, હું નાની છોકરી હતી. મક્કામાં રમ્યા કરતી હતી, એવામાં રસુલુલ્લાહ (સલ.) પર આ આયત **બલિ સ્સાઅતુ મવઇદુહુમ વ સ્સાઅતુ અદહા વ અમર્રૂ,** ઉતરી હતી.

(૭૮/૫૧૨૪) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે કે, બદરના દિવસે રસુલુલ્લાહ (સલ.) એક તંબુમાં હતા. આપ આ શબ્દો કહી રહ્યા હતા : એય અલ્લાહ ! હું તને તારૂં વચન યાદ અપાવું છું. જો તારી મરજી હોય તો આજ પછી કદી તારી ઈબાદત કરવામાં ન આવે. આ સાંભળતાં જ તરત હઝરત અબૂબક્રે રસુલુલ્લાહ (સલ.)નો હાથ પકડી લીધો અને કહ્યું : યા રસૂલલ્લાહ ! બસ. તમે તો તમારા પાલનહાર પાસે દુઆ માંગવામાં હદ કરી દીધી. થોડીવાર પછી હુઝૂર બખ્તર પહેરીને આ પ્રમાણે બોલતા બહાર આવ્યા, **સયુહઝમુલ જમ્ઉ વ**



**યુવલ્લૂન દુબુર બલિ સ્સાઅતુ મવઇદુહુમ વ સ્સાઅતુ અદહા વ અમર્રૂ.**

## સૂરએ રહમાન

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'અકીમૂલ વઝન' એનાથી ત્રાજવાની જીભ મુરાદ છે. કિંવા ત્રાજવાની જીભ બરાબર રાખો (આમ તેમ ઝુકવા ન પામે). 'વલ હબ્બુ ઝૂલ અસ્ફિ વ ર્રયહાનિ' 'અસ્ફ' હરિયાળી ખેતીના પાંદડાંઓ, જે અનાજ પાકતા પહેલાં કાપી લેવામાં આવે. 'રયહાનિ' સાધારણ પાંદડાંઓને કહેવામાં આવે છે. હકીકતમાં અરબી ભાષામાં 'રયહાન' રોજીને કહેવામાં આવે છે. 'હબ્બુન' (અનાજનો) તે ભાગ જે ખાવામાં આવે છે. કેટલાક લોકો કહે છે કે, 'અસ્ફ'થી તે અનાજ મુરાદ છે જે ખાવા લાયક હોય અને 'રયહાન'થી તે અનાજ મુરાદ છે જે ખાવા લાયક ન હોય. કેટલાક લોકો કહે છે કે, 'અસ્ફ' ઘઉંના પાંદડાંને કહેવામાં આવે છે. ઝહહાક કહે છે : 'અસ્ફ' ઘાસને કહેવામાં આવે છે. અબૂ માલિકનું કથન છે કે, 'અસ્ફ' હરિયાળીની તે પાતળી અણીઓને કહેવામાં આવે છે જે, શરૂ શરૂમાં દાણામાંથી ફૂટી નીકળે છે. કિસાનો તેને 'હબૂર' કહે છે, પરંતુ મુજાહિદનું કથન છે કે, 'અસ્ફ' ઘઉંના પાંદડાં છે. 'રયહાન' રોજીને કહેવામાં આવે છે. 'મારિજ' આગની તે પીળી અને લીલી જવાળાને કહેવામાં આવે છે જે આગ સળગાવતી વખતે ઉપરના ભાગમાં હોય છે. મુજાહિદ કહે છે કે, 'રબ્બુલ મશ્રિકયુનિ વ રબ્બુલ મગરિબયુનિ'નો એ અર્થ છે કે, ખુદા શિયાળા અને ઉનાળાની ઋતુની પૂર્વો અને પશ્ચિમોનો માલિક છે. શિયાળાની ઋતુમાં સૂર્યોદયની જગ્યા જુદી હોય છે અને ઉનાળાની ઋતુમાં બીજી પૂર્વ હોય છે (એવી જ રીતે) શિયાળાની ઋતુમાં સૂર્યાસ્તની જગ્યા અલગ હોય છે અને ઉનાળાની ઋતુમાં અલગ. 'લા યબ્ગિયાનિ' બંને મળતા નથી. 'મુન્શઆત' તે હોડીઓ જેનો સઢ હઠાવી દેવામાં આવ્યો હોય. જે હોડીઓનો સઢ હઠાવી દેવામાં ન આવ્યો હોય તેને 'મુન્શઆત' કહેવામાં આવતી નથી.**

મુજાહિદ કહે છે કે, 'નુહાસ'થી તે પિત્તળ મુરાદ છે જેને

પીગળાવીને દોઝખીઓના માથા પર નાખવામાં આવશે. તેનાથી તેમને અઝાબ દેવામાં આવશે. 'મન ખાફ મકામ રબ્બિહિ'નો અર્થ એ છે કે, માણસ ગુનાહનો ઇરાદો કરતો હોય, પરંતુ તેને ખુદા યાદ આવી જાય તે યાદના કારણે તે ગુનોહ છોડી દે. 'શુવાઝ' આગની ઝાળ. 'મુદહામ્મતાનિ' કિંવા ઘેરા લીલા રંગના કારણે તે બંને કાળા પડી ગયાં હોય. 'ષલષાલ' એવી માટી, જેમાં રેતી ભેળવવામાં આવી હોય અને એના લીધે તે કટોરા (પ્યાલા) વગેરેની જેમ ખણખણતી હોય.

કેટલાક લોકો કહે છે કે, 'ષલષાલ'નો અર્થ છે ગંધાવાળી. જાણે મૂળ શબ્દ 'ષલ્લ' હતો અને 'ષલષાલ' એનું અપભ્રંશ સ્વરૂપ છે. જેમ કે દરવાજો બંધ કરતી વખતે જે અવાજ થાય છે તેને 'ષર્ર' કહેવામાં આવે છે. એના બદલે 'ષરષર' પણ વપરાય છે અથવા જેમ કે 'કબ્કબ્તુહુ' 'કબબ્તુહુ'ના અર્થમાં વપરાય છે કિંવા મેં તેને ઉંધો કર્યો.

આયત 'ફાકિહતું વ્વ નખ્લું વ્વ રૂમ્માનુન' વિષે કેટલાક લોકો કહે છે કે, દાડમ અને ખજુર મેવો નથી, પરંતુ અરબો તેને મેવો ગણે છે. અરબોના એ મત અનુસાર પહેલાં સામાન્ય મેવાનો ઉલ્લેખ કર્યા પછી દાડમ અને ખજુરનો અસામાન્ય રીતે આયતમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એવી જ રીતે બીજી આયતમાં આવ્યું છે : 'હાફિઝૂ અલ સ્સલવાતિ વ સ્સલાતિલ વુસ્તા' પ્રથમ સામાન્ય રીતે બધી નમાઝોની પાબંદીનો હુકમ આપવામાં આવ્યો અને પાછળથી અસ્રની નમાઝનો તાકીદપૂર્વક હુકમ આપવામાં આવ્યો. એ જ પધ્ધતિ આ આયતમાં છે. 'અલમતર અન્ન લ્લાહ યસ્જુદુ લહુ મન ફી સ્સમાવાતિ વ મન ફીલ અર્દિ' કિંવા શું તમે જોતા નથી કે જે મખ્લૂક આસ્માનો અને જમીનોમાં છે તે બધી અલ્લાહને સજદો કરે છે. પછી તે પછી કહ્યું : 'વ કસીરૂ મ્મિન ન્નાસિ વ કસીરૂન હક્ક અલયહિલ અઝાબુ' ઘણા માણસો પણ સજદો કરે છે. ઘણા મોટા ભાગ માટે અઝાબ નક્કી થઇ ચુક્યો છે. આયતના પહેલા ભાગમાં સામાન્ય રીતે આસ્માન અને જમીનની વસ્તુઓનો ઉલ્લેખ છે,



જેમાં માનવીઓનો પણ સમાવેશ થાય છે, પરંતુ અંતમાં માનવીઓનો ઉલ્લેખ અસાધારણ રીતે કરવામાં આવ્યો છે.

'અફનાન' શાખો. 'જનલ જન્નતયનિ દાનિન' 'જના' એવો મેવો જેને વીણવામાં આવે. 'દાનિન' કિંવા નજીક. 'આલાઅ' નેઅમતો.

કતાદા કહે છે : 'રબ્બિકુમા'માં જિન્નાતો અને માનવીઓને સંબોધન છે.

હઝરત અબૂદરદાએ 'કુલ્લ યવમિન હુવ ફી શાનિન'ની તફસીર અંગે બયાન કર્યું છે કે, અલ્લાહ દરરોજ એક નવી હાલતમાં છે. કિંવા ગુનાહ માફ કરે છે. મુસીબત દૂર કરે છે. કેટલાક લોકોને ઉંચે અને કેટલાકને નીચે ફેંકે છે.

ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'બરઝખ'નો અર્થ છે વચ્ચેનો પરદો. 'અનામ' મખ્લૂક. 'નદ્દાખતાનિ' જોશ મારતા. 'ઝૂલજલાલિ' રૂઆબદાર. 'મારિજ' શુધ્ધ આગ. અરબી મહાવરામાં બોલવામાં આવે છે. 'મરજલ અમીરૂ રઇય્યતહુ' કિંવા રાજકર્તાએ પોતાની પ્રજા માટે છુટો દોર મૂકી દીધો. લોકો જેમ ઇચ્છે તેમ પરસ્પર ઝઘડો કરતા રહે. 'મરજ અમ્રૂ ન્નાસિ' લોકોનો મામલો ભેળસેળ થઇ ગયો. 'મરીજુન' ભેળસેળ. 'મરજલ બહરયનિ' બે મહાસાગરોનું સંગમસ્થાન. 'સનફરૂગુ લકુમ' અમે તમારો હિસાબ કરીશું. એકના હિસાબમાં પ્રવૃત્ત રહેવું બીજાનો હિસાબ કરતાં રોકશે નહીં. અરબોના સાહિત્યમાં એનો ઉપયોગ ખૂબ જાણીતો છે. કહેવામાં આવે છે : 'લા તફર્રગન્ન લક વ મા બિહિ શુગુલુન' કિંવા હું તારા માટે નવરો નહીં થાઉં. ભાવાર્થ એ કે, બીજા કામમાં પ્રવૃત્ત હોય કે ના હોય, પરંતુ 'ફરાગત' શબ્દનો પ્રયોગ અરબી ભાષામાં થાય છે.

### આયત 'વ મિન દૂનિહિ મા જન્નતાનિ'ની તફસીર

(૭૯/૫૧૨૫) હઝરત અબૂ મૂસા કહે છે કે, રસૂલે પાક (સલ.)એ ફરમાવ્યું : બે જન્નતો એવી હશે કે, તેમના વાસણો અને બધી વસ્તુઓ ચાંદીની હશે. બે જન્નતો એવી હશે જેમના વાસણો અને બધી વસ્તુઓ સોનાની હશે. 'અદ્દન' નામે જન્નતમાં જોનારાઓ અને અલ્લાહના દીદાર વચ્ચે ફક્ત અલ્લાહના

જલાલની ચાદર અવરોધ રૂપ હશે.

'હુરૂ મ્મકસૂરાતુન ફીલ ખિયામિ'ની તફસીર. ઇબ્ને અબ્બાસ કહે છે કે, "હવરાઅ" કાળી કીકીવાળીને કહેવામાં આવે છે.

મુજાહિદ કહે છે : 'મકસૂરાત'નો અર્થ એ છે કે, તેમની આંખો અને બધા શારીરિક અવયવો પોતાના પતિઓ માટે જ હશે. 'કાસિરાત'નો અર્થ એ છે કે, તેઓ પોતાના પતિઓ સિવાય બીજા કોઇની ઇચ્છુક નહીં હોય.

(૮૦/૫૧૨૬) હઝરત અબૂ મૂસા અશ્અરી કહે છે : નામદાર હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જન્નતમાં એક તંબુ પોલા મોતીઓનો છે, જેની પહોળાઇ સાઠ માઇલની છે. તેના દરેક ખુણામાં મુસલમાનોની પત્નીઓ છે. જેઓ એક બીજાને નહીં જુએ. ઇમાનદાર તેમનો ચક્કર મારશે. બે જન્નતો ચાંદીની છે, જેમના વાસણો અને જે વસ્તુ તેમની અંદર છે તે ચાંદીની છે. બે જન્નતો સોનાની છે. જેમના વાસણ અને જે વસ્તુ તેમનામાં છે તે બધી સોનાની છે. 'અદ્દન' નામે જન્નતમાં જોનારાઓ અને ખુદાના દીદાર વચ્ચે અલ્લાહના જલાલની ચાદર સિવાય બીજી કોઇ વસ્તુ અંતરાય રૂપ નહીં હોય. આ જલાલની ચાદર પરવરદિગારના ચહેરા પર પડી છે.

## સૂરએ વાકિઆ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

મુજાહિદ કહે છે : 'રૂજ્જત'નો અર્થ છે, હલાવવામાં આવે. 'બુસ્સત' ટુકડે ટુકડા કરવામાં આવે. પલાળેલા સત્તૂની જેમ થઇ જાય. 'મખ્દૂદ' મેવાથી લદાયેલું, એવું ઝાડ જેમાં કાંટા ન હોય. 'મન્દૂદ'થી કેળું મુરાદ છે. 'ઉરૂબ' એવી સ્ત્રીઓ જે પતિઓને પ્રિય હોય. 'સુલ્લતુન' જુથ, ટુકડી. 'યહમૂમ' કાળા ધુમાડા. 'યુસિર્રૂન' હંમેશ કરે છે. 'હીમુન' તરસ્યા ઊંટો. 'મુગરમૂન' એવા લોકો જેમના પર આરોપ મૂકવામાં આવે. 'રવહુન' જન્નત, સારી સ્થિતિ. 'રયહાન' રોજી. 'નુન્શિઉકુમ' અમે તમને જે શિકલમાં ઇચ્છીશું તે શિકલમાં પેદા કરીશું. 'તફક્કહૂન' તમે આશ્ચર્યમાં ડૂબી જાઓ. 'ઉરૂબ' 'અરૂબ'નું બહુવચન છે. જેમકે 'સુબુર' 'સબૂર'નું બહુવચન છે. આવી સ્ત્રીને મક્કાવાસીઓ 'અરબહ', મદીનાવાસીઓ 'ગનિજહ' અને ઇરાકવાસીઓ 'શકિલહ' કહે છે. 'ખાફિદતુન રાફિઅતુન'નો અર્થ એ છે કે, એક કૌમને ઉંચકીને



જન્નતમાં પહોંચાડનાર છે અને બીજી કૌમને નીચે પછાડીને દોઝખ તરફ લઇ જનાર છે. 'મવદૂનતુન' વણેલું. એમાંથી જ 'વદીકુ ન્નાકતિ' બન્યું છે. કિંવા ઊંટણીને તંગ. 'કૂબ' એવો લોટો જેનું નાળચું પણ ન હોય અને હાથો પણ ન હોય. 'ઇબ્રીક' એવો લોટો જેનું નાળચું પણ હોય અને હાથો પણ હોય. 'મસ્કૂબ' વહેતું. 'ફુરૂશુ મ્મરફૂઅહ' ગડીબધ્ધ બિછાનું. 'મુત્રફીન' સારી હાલત ધરાવનાર. 'મા તુમ્નૂન'થી એવું વીર્ય મુરાદ છે જે સ્ત્રીઓના ગર્ભાશયમાં હોય. 'લિલ મુકવીન' મુસાફિરો માટે. 'મવાકિઇ ન્નુજૂમ'થી કુર્આનની મુહકમ આયતો મુરાદ છે. કેટલાક લોકો કહે છે : એનાથી તારાઓના અસ્ત પામવાની જગ્યાઓ મુરાદ છે. 'મવાકિઅ' અને 'મવકઅ' બંને સમઅર્થી છે. 'મુદહિનૂન' જૂઠલાવનાર. 'સલામુન લક' કિંવા 'મુસલ્લમુન લક' કિંવા તને સલામતી છે કે તું જમણી બાજુવાળાઓમાંથી છે. શબ્દ 'લક' પહેલાં 'અન્ન' લોપ છે, પરંતુ એનો અર્થ લક્ષમાં લેવાય છે. જેમકે જો કોઇ માણસ કહે : 'ઇન્ની મુસાફિરૂન' અને તમે એના જવાબમાં કહો : 'અન્ત મુસદ્દકુન મુસાફિરૂન' કિંવા તમે સાચું કહો છો કે, તમે મુસાફિર છો. અહીં પણ 'અન્ન' લોપ છે. જો શબ્દ 'સલામુન'ના અંતમાં 'પેશ' હોય તો એ કદી દુઆના માટે પણ વપરાય છે. 'તૂરૂન' તમે કાઢો છો. 'અવરયતુ' મેં સળગાવ્યું. 'લગવન' બેહુદા. 'તઅ્સીમ' જુઠ.

### આયત 'વ ઝિલ્લિ મ્મમદૂદિન'ની તફસીર

(૮૧/૫૧૨૭) હઝરત અબૂ હુરૈરા મરફૂઅન બયાન કરે છે કે, જન્નતમાં એક ઝાડ છે, જેના પડછાયામાં સવાર સો વરસ સુધી ચાલતો રહેશે તો પણ તેનું અંતર કાપી શકશે નહીં. જો તમે તેની દલીલ ઇચ્છતા હોય તો આયત 'વ ઝિલ્લિ મ્મમદૂદિન' પઢો.

## સૂરએ હદીદ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

મુજાહિદ કહે છે : 'જઅલકુમ મુસ્તખલફીન'નો અર્થ એ છે કે, તમને આબાદ કર્યા. 'મિનઝ ઝુલુમાતિ ઇલ ન્નૂરિ' ગુમરાહીથી હિદાયત તરફ. 'મનાફિઉ લિન્નાસિ'થી ઢાલ અને હથિયારો

મુરાદ છે. 'મવલાકુમ' કિંવા તમારા માટે લાયક છે. 'લિઅલ્લા યઅ્લમ અહ્લુલ કિતાબિ'માં 'લા' વધારાનો છે. કિંવા જેથી અહલે કિતાબ જાણે. 'વઝ્ઝાહિરૂ વલ બાતિનુ'માં ઇલ્મની દૃષ્ટિએ જાહેર અને ગુપ્ત હોવું મુરાદ છે. 'ઉન્ઝુરૂના' અમારી રાહ જુઓ.

## સૂરએ મુજાદલહ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

મુજાહિદ કહે છે : 'યુહાદ્દૂન'નો અર્થ છે તેઓ વિરોધ કરે છે. 'કુબિતૂ' તેમને ઝલીલ કરવામાં આવ્યા. 'ઇસ્તહ્વઝ' વિજયી બન્યો.

## સૂરએ હશ્ર

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'જલાઅ' દેશવટો આપવો**

(૮૨/૫૧૨૮) સઇદ ઇબ્ને જુબેર કહે છે : મેં હઝરત ઇબ્ને અબ્બાસને સૂરએ તૌબા વિષે પૂછયું ત્યારે તેમણે કહ્યું : તે 'સૂરએ તૌબા' કયાં છે, તે તો 'સૂરએ ફાઝિહા' (ઝલીલ કરનારી સૂરત) છે. તેમાં સતત એવું જ ઉતરતું રહ્યું કે, કેટલાક (કાફિરો) આવા છે. કેટલાક આવા છે. અહીં સુધી કે, (કાફિરોને) લાગ્યું કે, આ સૂરત તેમનો ઉલ્લેખ કર્યા વગર છોડે નહીં. સઇદ ઇબ્ને જુબેર કહે છે : મેં હઝરત ઇબ્ને અબ્બાસને સૂરએ અન્ફાલ વિષે પૂછયું તો ઇબ્ને અબ્બાસે કહ્યું : આ સૂરત બદરવાળાઓ વિષે ઉતરી હતી. મેં સૂરએ હશ્ર વિષે પૂછયું તો કહ્યું, એ બની નઝીર વિષે ઉતરી હતી.

(૮૩/૫૧૨૯) હઝરત સઇદ ઇબ્ને જુબેર કહે છે : મેં હઝરત ઇબ્ને અબ્બાસને સૂરએ હશ્ર વિષે પૂછયું તો કહ્યું : એને સૂરએ બની નઝીર કહો.

**આયત 'મા કતઅ્તુમ મિલ્લીનતિન'ની તફસીર. 'લીનતિન' ખજુરના ઝાડનો એક પ્રકાર છે જે ઉજવા અને બર્નિયા સિવાય છે.**

(૮૪/૫૧૩૦) હઝરત ઇબ્ને ઉમર (રદિ.) કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ બની નઝીરના ઝાડો સળગાવ્યા હતા અને કપાવી નંખાવ્યા હતા. એ પરથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **મા કતઅ્તુમ મિલ્લીનતિન અવ તરક્તુમૂહા કાઇમતન અલા ઉસૂલિહા ફબિઇઝનિ લ્લાહિ.....** કિંવા તમે ખજુરના ઝાડો કાપી નાખ્યા અથવા તેમના મૂળિયાં પર ઉભા છોડી દીધાં, એ બધું અલ્લાહના હુકમથી છે.

**આયત 'મા અફાઅ લ્લાહુ અલા રસૂલિહિ'ની તફસીર**



(૮૫/૫૧૩૧) હઝરત ઉમર કહે છે કે, બની નઝીરનો માલ તે માલ પૈકીનો હતો જે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને મફત આપ્યો હતો. મુસલમાનોએ તે મેળવવા માટે ઘોડાઓ અથવા ઊંટો દોડાવ્યાં ન હતાં એટલા માટે તે માલ ખાસ રસૂલુલ્લાહ (સલ.) માટે હતો. આપ તેમાંથી જ પોતાની પત્નીઓને વાર્ષિક ખર્ચ આપ્યા કરતા હતા. બાકીનો માલ અલ્લાહના રસ્તામાં જિહાદ કરવા માટે હથિયારો અને ઘોડાઓ ખરીદવાં માટે ખર્ચ કરતા હતા.

**આયત 'વ મા આતાકુમુ ર્રસૂલુ ફખુઝૂહુ'ની તફસીર**

(૮૬/૫૧૩૨) હઝરત અબ્દુલ્લાહ કહે છે કે, ખુદાની લાનત તે સ્ત્રીઓ પર જે બીજી સ્ત્રીઓનું શરીર કોચે અને તેલ ભરે, તે સ્ત્રીઓ પર જે પોતાનું શરીર કોચાવીને તેલ ભરાવે, તે સ્ત્રીઓ પર જે પોતાના ચહેરાઓ પરથી વાળ તોડે, તે સ્ત્રીઓ પર જેઓ પોતાના દાંતોમાં બનાવટી દાંતો (છુટા છુટા પાડવાનું) બનાવે, જેથી ખૂબસુરતી પેદા થાય. એ બધી સ્ત્રીઓ ખુદાએ બખ્શેલ સ્વરૂપને બગાડનારી છે. હઝરત અબ્દુલ્લાહની આ વાત બની અસદ કબીલાની એક સ્ત્રી સુધી ગઇ. એ સ્ત્રી ઉમ્મે યાકૂબની કુન્નિયતથી મશહુર હતી. તરત અબ્દુલ્લાહ પાસે આવીને કહેવા લાગી : મને ખબર મળી છે કે, તમે આવી આવી સ્ત્રીઓ પર લાનત કરી છે. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : હું તે માનવી પર શા માટે લાનત ન કરૂં જેના પર રસૂલુલ્લાહ (સલ.)એ લાનત કરી છે. કુર્આનમાં પણ તેના પર લાનત કરવામાં આવી છે. ઉમ્મે યાકૂબ કહેવા લાગી : મેં તે બધું કુર્આન પઢયું છે જે બે પુઠાઓની વચ્ચે છે, પરંતુ તમે જે કહી રહ્યા છો તે તો મેં તેમાં કયાંય જોયું નથી. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : જો તેં કુર્આન પઢયું હોત તો તને આ શબ્દો જરૂર મળત. શું તેં આ આયત પઢી નથી ? **વ મા આતાકુમુ ર્રસૂલુ ફખુઝૂહુ વ મા નહાકુમ અન્હુ ફન્તહૂ** કિંવા રસૂલ તમારી પાસે જે હુકમ લાવે તેને લઇ લો અને જે વસ્તુથી રોકે તેનાથી દૂર રહો. ઉમ્મે યાકૂબે કહ્યું : બેશક, આ આયત તો પઢી છે. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : તો બસ. રસૂલુલ્લાહ (સલ.)એ આ વાતોની મનાઇ કરી છે. ઉમ્મે યાકૂબે કહ્યું : પરંતુ હું જોઉં છું કે, તમારા ઘર-વાળાઓ તો આવા કામો કરે છે. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : વારૂ, જઇને જુઓ. ઉમ્મે યાકૂબે તરત જઇને જોયું, પરંતુ તેને પોતાની મતલબનું કંઇ દેખાયું નહીં. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : જો મારી પત્ની એવી હોત તો અમારી સાથે એ કદી રહી શકત નહીં.

(૮૭/૫૧૩૩) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, રસૂલુલ્લાહ

(સલ.)એ તે સ્ત્રી પર લાનત કરી છે જે બીજી સ્ત્રીના વાળોમાં બનાવટી વાળ જોડે છે.

**આયત 'વ લ્લઝીન તબવ્વઉદ્દાર વલ ઇમાન'ની તફસીર**

(૮૮/૫૧૩૪) હઝરત ફારૂકે અઅ્ઝમે કહ્યું હતું : હું ખલીફાને વસિય્યત કરૂં છું કે, પહેલા મુહાજિરોના હક્કો સાચવે. હું ખલીફાને વસિય્યત કરૂં છું કે, તે અનસારીઓ સાથે સદ્વર્તાવ કરે જેમણે નબી (સલ.)ની હિજરત પહેલાં મદીનામાં અને ઇમાનની (જગ્યામાં) વસવાટ કર્યો હતો. ખલીફા અનસારીઓના નેક માણસની (થોડીક) નેકી (પણ) કબૂલ કરે અને તેમના ગુનેહગારને માફ કરે.

**આયત 'વ યૂસિરૂન અલા અન્ફૂસિહિમ'ની તફસીર. 'ખસાસહ'નો અર્થ છે, ભૂખ્યા રહેવું. 'મુફલિહુન' એવા લોકો જેઓ કાયમી સફળતા મેળવે છે. હસન બસરી કહે છે : 'હાજતન' કિંવા કપટ**

(૮૯/૫૧૩૫) હઝરત અબૂ હુરૈરા કહે છે : એક માણસે પવિત્ર સેવામાં હાજર થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું ગરીબ હાલતમાં છું. હુઝૂરે તરત પવિત્ર પત્નીઓ પાસે માણસને મોકલ્યો, પરંતુ ત્યાં કંઇ જ ન હતું. હુઝૂરે કહ્યું : જે માણસ આ માનવીને આજની રાત મહેમાન રાખશે તેના પર અલ્લાહ તઆલા રહમ કરશે. આ સાંભળીને એક અનસારીએ ઉભા થઇને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું એની સરભરા કરીશ. આમ કહીને તે અનસારી પોતાના ઘેર ગયા. તેમણે પોતાની પત્નીને કહ્યું : રસૂલુલ્લાહ (સલ.)નો મહેમાન છે. એનાથી કોઇ વસ્તુ છુપાવશો નહીં. પત્નીએ કહ્યું : ખુદાની કસમ ! અમારી પાસે તો ફક્ત બાળકો લાયક ખાણું છે. અનસારીએ કહ્યું : જો બાળકો ખાણું માંગે તો તેમને (યુકિતથી) સૂવડાવી દેજે અને બત્તી ઓલવી નાંખજે. આપણે આજે રાત્રે ખાલી પેટ રહીશું. પત્નીએ એમ જ કર્યું. સવારે જ્યારે મુબારક સેવામાં તે હાજર થયા ત્યારે હુઝૂરે કહ્યું : ખુદા ફલાણા પુરૂષ અને ફલાણી સ્ત્રીથી ખૂબ ખુશ થયો. તે પરથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **વ યુઅ્સિરૂન અલા અન્ફુસિહિમ વ લવ કાન બિહિમ ખસાસતુન** કિંવા બીજાઓને પોતાના પર અગ્રતા આપે છે, જો કે તેઓ પોતે પણ ભૂખ્યા હોય.

## સૂરએ મુમતહિનહ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**મુજાહિદ કહે છે : 'લા તજઅલ્ના ફિત્નત લ્લિલ્લઝીન કફરૂ'નો અર્થ એ છે કે, અમને કાફિરોના**



**હાથે તકલીફ ન પહોંચાડશો, નહીં તો કાફિરો કહેશે કે, જો એ લોકો સચ્ચાઇ પર હતા તો એમને આ તકલીફ કેમ પહોંચી. 'બિઇસમિલ કવાફિરિ' કિંવા તમારા કબજામાં કાફિર સ્ત્રીઓનો દસ્તાવેજ ન રાખો. સહાબાઓની સ્ત્રીઓ મક્કામાં રહી ગઇ હતી. જે કાફિર હતી તેમને હુકમ થયો કે, એ કાફિર સ્ત્રીઓને છોડી દો.**

**આયત 'લાતત્તખિઝૂ અદુવ્વી વ અદુવ્વકુમ અવલિયાઅ'ની તફસીર. કિંવા મારા અને તમારા દુશ્મનોને દોસ્ત ન બનાવો.**

(૯૦/૫૧૩૬) હઝરત અલી મુર્તઝા કહે છે : મને, ઝુબેરને અને મિકદાદને રસૂલુલ્લાહ (સલ.)એ મોકલ્યા અને કહ્યું કે, 'ખાખ'ના બાગ સુધી જાઓ. ત્યાં એક સાંઢણી સવાર સ્ત્રી મળશે. તેની પાસે એક પત્ર હશે. તે પત્ર તેની પાસેથી લઇ લો. ઉપરોક્ત બાગ પાસે પહોંચ્યા ત્યારે એક સાંઢણી સવાર સ્ત્રી મળી. અમે તેને કહ્યું : કાગળ કાઢીને આપી દે. સ્ત્રીએ કહ્યું : મારી પાસે તો કોઇ કાગળ નથી. અમે કહ્યું : તારે કાગળ આપવો જ પડશે, નહીં તો કપડાં ઉતાર. છેવટે તેણે પોતાના ચોટલામાંથી કાગળ કાઢીને આપ્યો. અમે તે કાગળ લઇને હુઝૂરની સેવામાં હાજર થયા. જોયું તો ખબર પડી કે, આ કાગળ હાતિબ ઇબ્ને બલતઆએ મક્કાના કેટલાક મુશ્રિકોને લખ્યો હતો. હાતિબે એ કાગળમાં રસૂલુલ્લાહ (સલ.)ની કેટલીક (રહસ્યમય) બાબતોની મક્કાના મુશ્રિકોને ખબર આપી દીધી હતી. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : હાતિબ, આ શું વાત છે ? હાતિબે કહ્યું : યા રસૂલલ્લાહ ! શિક્ષા કરવામાં ઉતાવળ ન કરો. વાત એમ હતી કે, હું કુરૈશીઓમાંનો એક માણસ હતો, પરંતુ તેમના ખાનદાનમાંથી ન હતો. હુઝૂરની સાથે બીજા જે મુહાજિરો છે તેમની કુરૈશીઓ સાથે સગાઇ છે. જેના કારણે કુરૈશીઓ મક્કામાં તેમના સ્ત્રી-બાળકો અને માલની દેખરેખ રાખે છે. મારી તેમની સાથે કોઇ સગાઇ નથી. એટલે મને લાગ્યું કે, તેમના ઉપર કોઇ ઉપકાર કરૂં. જેના કારણે તેઓ મારા ઘરવાળાઓની દેખરેખ રાખે, નહીંતર આ કામ ન તો મેં કુફ્રના કારણે કર્યું હતું ન મેં મારા ધર્મમાંથી વિમુખ થવાના કારણે કર્યું છે. આ સાંભળીને હુઝૂરે કહ્યું : આ માણસે તમને સાચેસાચું કહી દીધું છે. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! મને રજા આપો. હું એની ગરદન ઉડાવી દઉં. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : એણે બદરની લડાઇમાં ભાગ લીધો છે. તમને ખબર નથી કે, અલ્લાહ તઆલા બદરીઓની હાલતથી સારી રીતે માહિતગાર છે. એટલે જ તો તેણે કહી દીધું છે કે, મન ફાવે તે કરો. મેં તમને

બખ્શી દીધા છે. હઝરત ઉમર કહે છે : આ બનાવ પછી આ આયત ઉતરી : **યા અય્યુહ લ્લઝીન આમૂન લા તત્તખિઝૂ અદુવ્વી વ અદુવ્વકુમ અવલિયાઅ.....**

(૯૧/૫૧૩૭) સુફયાનને પૂછવામાં આવ્યું કે, આયત **લા તત્તખિઝૂ અદુવ્વી વ અદુવ્વકુમ અવલિયાઅ** શું હાતિબ વિષે ઉતરી છે ? તેઓ કહેવા લાગ્યા : આ હદીસ મેં અમ્ર પાસેથી સાંભળીને યાદ કરી છે. પૂરી હદીસનો એકેય શબ્દ છોડયો નથી. મને લાગે છે કે, મારા સિવાય આ હદીસને બીજા કોઇએ યાદ કરી પણ નથી.

## આયત 'ઇઝા જાઅકલ મુઅમિનાતુ મુહાજિરાતીન'ની તફસીર

(૯૨/૫૧૩૮) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એવી મુઅમિન સ્ત્રીઓની આ આયત પ્રમાણે પરીક્ષા લેતા હતા જેઓ હિજરત કરીને આપની સેવામાં હાજર થતી હતી. ખુદા તઆલા ફરમાવે છે : **યા અય્યુહ ન્નબિય્યુ ઇઝા જાઅકલ મુઅમિનાતુ મુહાજિરાતિન.....** જે સ્ત્રી મુકર્રર શરતોનો સ્વીકાર કરી લેતી તેને હુઝૂર ફક્ત ઝબાનથી કહેતા હતા કે, મેં તારી બૈઅત લઇ લીધી, પરંતુ ખુદાની કસમ ! બૈઅત લેતી વખતે કદી હુઝૂરનો મુબારક હાથ કોઇ સ્ત્રીના હાથને સ્પર્શયો નથી. હુઝૂર બૈઅત લેતી વખતે ફક્ત ઝબાનથી કહી દેતા હતા કે, આ શરતો અનુસાર મેં તમારી બૈઅત કબૂલ કરી.

## આયત 'ઇઝા જાઅકલ મુઅમિનાતુ યુબાયિઅ્નક...'ની તફસીર

(૯૩/૫૧૩૯) હઝરત ઉમ્મે અતિય્યા કહે છે કે, અમે રસૂલે પાક (સલ.)ની બૈઅત કરી ત્યારે આપે આ (આયત) પઢી કે, ખુદાની સાથે કોઇને ભાગીદાર ન બનાવો અને રૂદન-આક્રંદ કરવાની અમને મનાઇ કરી. આ મનાઇ સાંભળીને એક સ્ત્રીએ બૈઅત કરવામાંથી હાથ ખેંચી લીધો. તેણે કહ્યું : ફલાણી સ્ત્રીએ મારી સાથે રૂદન-આક્રંદ કરવામાં ભાગી લીધો હતો. હું ઇચ્છું છું કે, તેનો બદલો ચુકવી દઉં. હુઝૂરે તેને કંઇ કહ્યું નહીં. તેણે જઇને (રૂદન કર્યું) અને પાછી આવીને બૈઅત કરી.

(૯૪/૫૧૪૦) હઝરત ઇબ્ને અબ્બાસે આયત **'વ લાયઅ્સીનક ફી મઅ્રૂફિન'**ની તફસીર અંગે બયાન કર્યું છે કે, આ શરત ફક્ત ઓરતો માટે અલ્લાહે મુકર્રર કરી છે કિવા સ્ત્રીઓ સારા કામમાં તમારી નાફરમાની ન કરે.

(૯૫/૫૧૪૧) હઝરત ઉબાદા ઇબ્ને સામિત કહે છે : અમે મુબારક સેવામાં



હાજર હતા, એવામાં આપે કહ્યું : શું તમે એવી શરતે મારી બૈઅત કરો છો કે, ખુદાની સાથે કોઇને ભાગીદાર નહીં બનાવો. વ્યભિચાર નહીં કરો અને ચોરી નહીં કરો. તે પછી હુઝૂરે એવી આયત પઢી જે સ્ત્રીઓ વિષે છે. પછી કહ્યું : તમારામાંથી જે માણસ આ શરતને પૂરી કરશે તેનો સવાબ ખુદાના ઝિમ્મે છે. જે માણસ આ (મના કરવામાં આવેલા) કામોમાંથી કોઇ કામ કરી બેસશે અને તેને (દુનિયામાં) સજા કરવામાં આવશે તો તેના ગુનાહનો ઉતાર થઇ જશે. જો કોઇ ગુનોહ કરી બેસશે અને અલ્લાહ તઆલા તેના પર પરદો રહેવા દેશે તો તેનો મામલો અલ્લાહના હવાલે છે. તે ઇચ્છે તો તેને અઝાબ આપે અને ઇચ્છે તો માફ કરી દે.

(૯૬/૫૧૪૨) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હું ઇદુલ ફિત્રની નમાઝમાં રસૂલુલ્લાહ (સલ.)ની સાથે પણ રહ્યો છું અને અબૂબક્ર, ઉમર અને ઉસ્માનની સાથે પણ. એ બધા ખુત્બા પહેલાં ઇદની નમાઝ પઢતા હતા. પછી ખુત્બો પઢતા હતા. તે બનાવ હજુ સુધી મારી આંખો સામે ઘુમી રહ્યો છે કે, હુઝૂર મિમ્બર પરથી ઉતર્યા હતા અને હાથના ઇશારાથી લોકોને બેસાડી રહ્યા હતા. પછી સફો ચીરીને બિલાલને સાથે લઇને સ્ત્રીઓ તરફ ગયા. ત્યાં જઇને આ આયત પૂરી પઢી : **યા અય્યુહ ન્નબિય્યુ ઇઝા જાઅકલ મુઅમિનાતુ યુબાયિઅ્નક અલા અલ્લાયુશ્રિકન બિલ્લાહિ શયઅં વ્વલાયસ્રિકન વ લાયઝ્નીન વ લાયક્તુલ્ન અવલાદહુન્ન વ લાયઅ્તીન બિબુહતાનિં ય્યફતરીનહુ બયન અયદીહિન્ન વ અરજુલિહિન્ન....** કિવા હે નબી ! જો ઇમાનવાળી સ્ત્રીઓ તમારી પાસે આવીને એવી શરતે બૈઅત કરે કે, ખુદાની સાથે કોઇને ભાગીદાર બનાવશે નહીં. ચોરી કરશે નહીં. વ્યભિચાર કરશે નહીં. પોતાની ઓલાદને કત્લ નહીં કરે અને તહોમત પોતાની સામે નહીં લાવે... આ આયત પઢીને હુઝૂર (સલ.)એ કહ્યું : શું તમને આ મંજૂર છે ? સ્ત્રીઓ તો ચુપ રહી, પરંતુ એક સ્ત્રીએ જવાબ આપ્યો : જી હા, યા રસૂલલ્લાહ ! હુઝૂરે કહ્યું : તો ખૈરાત કરો. બિલાલે કપડું ફેલાવ્યું. સ્ત્રીઓ બિલાલના કપડામાં બાલીઓ અને વીંટીઓ નાંખવા લાગી.

## સૂરએ સફ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'મન અનસારી ઇલ લ્લાહિ'નો અર્થ એ છે કે, ખુદાના તરફ જવામાં મારૂં અનુકરણ કોણ કરશે ?**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'મરસુસ'નો અર્થ છે ગડીબધ્ધ**

ખર્ચ ન આપો. તેણે એમ પણ કહ્યું હતું કે, જ્યારે આપણે પાછા ફરીને મદીના જઇશું ત્યારે ઇજ્ઝતવાળા લોકો કમજોર લોકોને બહાર કાઢી મૂકશે. મેં રસૂલુલ્લાહ (સલ.)ને આ ખબર આપી, પરંતુ અનસારીઓએ મને વગોવ્યો. અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયે કસમ ખાઇ લીધી કે, મેં આવી વાત કહી નથી. હું (ગમગીન થઇને) ઘેર આવીને સૂઇ ગયો. થોડી વાર પછી રસૂલુલ્લાહ (સલ.)એ મને બોલાવ્યો. હું સેવામાં હાજર થયો. હુઝૂરે કહ્યું : અલ્લાહ તઆલાએ તને સાચો ઠેરવ્યો અને આ આયત ઉતારી : **હુમુ લ્લઝીન યકૂલૂન લાતુન્ફિકૂ.....**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝા રઅયતહુમ તુઅજિબુક અજસામુહુમ વ ઇંય્યકૂલૂ તસ્મઅ લિકવલિહિમ કઅન્નહુમ ખુશુબુ મ્મુસન્નદતુન યહસબૂન કુલ્લ સયહતિન અલયહિમ હુમુલ અદુવ્વુ ફહઝરહુમ કાતલ હુમુલ્લાહુ અન્ના યુઅફકૂન' કિંવા જ્યારે તમે તેમને જુઓ છો ત્યારે તેમના શરીર તમને સારાં લાગે છે. જો તેઓ કંઇ વાત કરે છે તો તમે તેમની વાતો સાંભળો છો. એવું લાગે છે કે, દિવાલ સાથે જડાયેલી લાકડીઓ છે. દરેક સખ્ત અવાજને પોતાના માટે બરબાદી સમજે છે. એ લોકો દુશ્મન છે. તમે એમનાથી બચો. તેમને અલ્લાહનો માર. તેઓ કયાં ફરી રહ્યા છે.**

(૧૦૪/૫૧૫૦) હઝરત ઝેદ ઇબ્ને અરકમ કહે છે : એક સફરમાં અમે હુઝૂરની સાથે નીકળ્યા. તે સફરમાં લોકોને તકલીફ પડી. અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય પોતાના સાથીઓને કહેવા લાગ્યો કે, રસૂલુલ્લાહ (સલ.)ના સાથીઓને બિલકુલ ખાવાનું ન આપો જેથી હુઝૂરની પાસેથી એ લોકો વિખેરાઇ જાય. અબ્દુલ્લાહે આ વાત પણ કહી હતી કે, જ્યારે આપણે પાછા ફરીને મદીના જઇશું ત્યારે ઇઝ્ઝતવાળા લોકો કમજોર લોકોને બહાર કાઢી મૂકશે. મેં હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થઇને ખબર આપી દીધી. હુઝૂરે અબ્દુલ્લાહને બોલાવ્યો અને હકીકત પૂછી. અબ્દુલ્લાહે કસમ ખાઇને કહ્યું કે, મેં આ વાત કહી નથી. લોકો કહેવા લાગ્યા કે, ઝેદે રસૂલુલ્લાહ (સલ.)ને જૂઠું કહ્યું. મને લોકોની આ વાતથી ખૂબ દુઃખ થયું. અલ્લાહ તઆલાએ મારા સમર્થન માટે આયત **ઇઝા જાઅકલ મુનાફિકૂન** ઉતારી. હુઝૂરે બધા (મુનાફિકો)ને બોલાવ્યા. જેથી આપ તેમના માટે મગફિરતની દુઆ કરે, પરંતુ તેમણે પોતાના શિર ફેરવી લીધાં.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝા કીલ લહુમ તઆલવ**



**યસ્તગફિર લકુમ રસૂલુલ્લાહિ લવ્વવ રૂઉસહુમ વ રઅયતહુમ યસુદ્દુન વ હુમ મુસ્તકબિરૂન' કિંવા જ્યારે તેમને કહેવામાં આવે છે કે, આવો, તમારા માટે અલ્લાહના રસૂલ મગફિરતની દુઆ કરે ત્યારે તેઓ પોતાના શિર ફેરવી લે છે. તમે તેમને જોશો કે, ઘમંડપૂર્વક તેઓ રોકાય છે. 'લવ્વવ' કિંવા તેઓ રસૂલુલ્લાહ (સલ.)ની મજાક ઉડાવવા માટે પોતાનું માથું ધુણાવે છે. એક કિર્અતમાં 'લવવ' પણ આવ્યું છે.**

(૧૦૫/૫૧૫૧) હઝરત ઝેદ ઇબ્ને અરકમ કહે છે : હું મારા કાકા સાથે હતો, એવામાં મેં અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયને આવા શબ્દો કહેતા સાંભળ્યો. રસૂલુલ્લાહ (સલ.)ના સાથીઓને ખર્ચ ન આપો. જેથી તેઓ રસૂલુલ્લાહ (સલ.)ને છોડીને ચાલ્યા જાય. જો આપણે પાછા ફરીને મદીના જઇશું તો આબરૂદાર લોકો કમજોર લોકોને બહાર કાઢી મૂકશે. મેં મારા કાકાને આ વાત કરી. તેમણે નુબુવ્વતના દરબારમાં વાત કરી. હુઝૂરે મને બોલાવ્યો. મેં હકીકત કહી દીધી. હુઝૂરે અબ્દુલ્લાહ ઇબ્ને ઉબય અને તેના સાથીઓને માણસ મોકલીને બોલાવ્યા, પરંતુ તે બધાએ કસમો ખાધી કે, અમે આવી વાત કહી નથી. રસૂલુલ્લાહ (સલ.)એ મને જૂઠો માન્યો અને તેમને સાચા ગણ્યા. મને આ વાતથી એટલું દુઃખ થયું કે, કદી થયું ન હતું. હું ઘરમાં જઇને બેસી રહ્યો. કાકાએ કહ્યું : તેં એવી વાત કેમ કરી કે, રસૂલુલ્લાહ (સલ.)એ તને જૂઠો કહ્યો અને તારાથી નારાજ થઇ ગયા, પરંતુ થોડીવાર પછી અલ્લાહ તઆલાએ આ આયત **ઇઝા જાઅકલ મુનાફિકૂન કાલૂ નશહદુ ઇન્નક લરસૂલુ લ્લાહિ** ઉતારી. હુઝૂરે માણસ મોકલીને મને બોલાવ્યો અને આયત પઢીને કહ્યું : અલ્લાહ તઆલાએ તને સાચો ઠેરવ્યો.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'સવાઉન અલયહિમ અસ્તગ્ફર્ત લહુમ અમ લમ તસ્તગફિર લહુમ લંય્યગફિર લ્લાહુ લહુમ ઇન્ન લ્લાહ લાયહદીલ કવમલ ફાસિકીન' કિંવા તમે તેમના માટે મગફિરત ઇચ્છો કે ન ઇચ્છો. બંને બરાબર છે. ખુદા તેમને કદાપિ માફ કરશે નહીં. કારણ કે, ખુદા નાફરમાન લોકોને હિદાયત આપતો નથી.**

(૧૦૬/૫૧૫૨) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : અમે એક જિહાદમાં હતા, એવામાં એક મુહાજિરે એક અનસારીના નિતંબ પર લાત મારી. અનસારીએ કહ્યું : અનસારીઓ દોડો.

મુહાજિરે કહ્યું : હિજરત કરનારાઓ દોડો. આ સાંભળીને હુઝૂરે કહ્યું : આ કેવો અંધકાર યુગનો પોકાર છે. સહાબાઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! એક મુહાજિરે એક અનસારીના નિતંબ પર લાત મારી દીધી. આપે કહ્યું : એ વાત છોડો. એ ગંદી વાત છે. અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયે જ્યારે આવી વાત સાંભળી ત્યારે કહેવા લાગ્યો કે, એ લોકો આવી વાત કહે છે ! (અમે તેમને ખાવા-પીવાનું આપ્યું અને અમારા માલમાં ભાગીદાર બનાવ્યા) જો હવે આપણે પાછા ફરીને મદીના જઈશું ત્યારે આબરૂદાર લોકો કમજોર લોકોને બહાર કાઢી મૂકશે. રસૂલુલ્લાહ (સલ.)ને આ વાતની ખબર મળી. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! મને રજા આપો. હું તે મુનાફિકની ગરદન ઉડાવી દઉં. આપે કહ્યું : જવા દો. લોકો કહેશે કે, મુહમ્મદ પોતાના સાથીઓને કત્લ કરે છે. જ્યારે મુહાજિરો મદીનામાં આવ્યા હતા ત્યારે અનસારીઓ મુહાજિરો કરતાં વધારે હતા, પરંતુ પાછળથી મુહાજિરોની સંખ્યા વધી ગઈ હતી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'હુમુ લ્લઝીન યકૂલૂન લાતુન્ફિકૂ અલા મન ઈન્દ રસૂલિ લ્લાહિ હત્તા યન્ફદ્દૂ વ લિલ્લાહિ ખઝાઈનુ સ્સમાવાતિ વલ અર્દિ વ લાકિન્નલ મુનાફિકીન લાયફકહૂન' એ જ લોકો કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સાથીઓને કંઈ ખર્ચ ન આપો. જેથી તેઓ વિખરાઈ જાય. જો કે આસ્માન અને જમીનના ખજાનાઓ ખુદાના જ છે, પરંતુ મુનાફિકો સમજતા નથી.**

(૧૦૭/૫૧૫૩) હઝરત અનસ ઈબ્ને માલિક કહે છે કે, હુર્રાની લડાઈના શહીદો અંગે હું ગમગીન બન્યો ત્યારે હઝરત ઝેદ ઈબ્ને અરકમે મને લખ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા : એય અલ્લાહ ! અનસારીઓને અને અનસારીઓના પુત્રોને બખ્શી દે. ઈબ્ને ફઝલ (રાવી)ને શંકા છે કે, હુઝૂરે અનસારીઓના પૌત્રોનો પણ ઉલ્લેખ કર્યો હતો કે નહીં. કેટલાક હાજર રહેલા લોકોએ હઝરત અનસને હઝરત ઝેદ ઈબ્ને અરકમની હાલત પૂછી. હઝરત અનસે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : એ જ તે માણસ છે કે, ખુદાએ તેના કાન (ના સાંભળવા)ને પૂરેપૂરો કર્યા છે.

**'યકૂલુન લઈ રંજઅ્ના ઈલલ મદીનતિ લયુખ્રિજન્નલ અઅઝ્ઝુ મિન્હલ અઝલ્લ વ લિલ્લાહિલ ઈઝ્ઝતુ વ લિરસૂલિહિ લિલ મુઅમિનીન વ લાકિન્નલ મુનાફિકીન લાયઅ્લમૂન'ની તફસીર**



(૧૦૮/૫૧૫૪) હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ કહે છે : અમે એક જિહાદમાં હતા, એવામાં એક મુહાજિરે એક અનસારીના નિતંબ પર લાત મારી. અનસારીએ અવાજ દીધો, અનસારીઓ દોડો. મુહાજિરે પણ કહ્યું : એય હિજરત કરનારાઓ ! દોડો. રસૂલુલ્લાહ (સલ.)એ સાંભળ્યું તો કહ્યું : શું વાત છે ? સહાબાએ કહ્યું : એક મુહાજિરે એક અનસારીના નિતંબ પર લાત મારી છે. એ પરથી મુહાજિરે મુહાજિરોને પોકાર્યા છે અને અનસારીએ અનસારીઓને પોકાર્યા છે. આપે કહ્યું : (એ પોકારને) છોડો, એ ગંદી વાત છે. હઝરત જાબિર કહે છે : જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીના આવ્યા હતા ત્યારે અનસારીઓ મુહાજિરો કરતાં વધુ હતા, પરંતુ પાછળથી મુહાજિરોની સંખ્યા વધી ગઈ. હઝરત જાબિર કહે છે : આ બનાવ પછી અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયે કહ્યું : શું મુહાજિરોએ આ કૃત્ય કર્યું છે. ખુદાની કસમ ! જો અમે મદીના પાછા ફરીશું તો આબરૂદાર લોકો તુચ્છ લોકોને કાઢી મૂકશે. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! રજા આપો કે, આ મુનાફિકની ગરદન ઉડાવી દઉં. હુઝૂરે કહ્યું : જવા દો. જેથી લોકો એમ ન કહે કે, મુહમ્મદ પોતાના સાથીઓને કત્લ કરે છે.

## સૂરએ તગાબુન

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**અબ્દુલ્લાહ કહે છે કે, 'મંય્યુઅમિન બિલ્લાહિ યહદિ કલ્બહુ'થી એવો માણસ મુરાદ છે કે, જો તેના પર કોઈ મુસીબત આવે છે તો તે રાજી રહે છે અને સમજે છે કે, આ મુસીબત અલ્લાહના હુકમથી છે.**

## સૂરએ તલાક

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે કે, 'વબાલ અમ્રિહા'થી બુરા અમલોનો બદલો મુરાદ છે**

(૧૦૯/૫૧૫૫) સાલિમ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરે પોતાની પત્નીને 'હેઝ' (માસિક)ની હાલતમાં તલાક આપી દીધી હતી. હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એનો ઉલ્લેખ કર્યો. હુઝૂર રોષે ભરાયા. આપે કહ્યું : તેણે પાછી ખેંચવી જોઈએ. ફરી તેને ઘરમાં રાખે. અહીં સુધી કે, તે પાક થઈ જાય. ફરી હેઝવાળી થાય. ફરી પાક થાય. તે પછી જો દિલમાં આવે તો પાકીની હાલતમાં સંભોગ કરવા પહેલાં તલાક આપી દે. ખુદાના હુકમ અનુસાર એ જ ઈદ્દત છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઊલાતુલ અહમાલિ અજલુહુન્ન અંય્યદઅ્ન હમ્લહુન્ન વ મંય્યત્તકિ લ્લાહ યજઅલ્લહુ**

મુહાજિરે કહ્યું : હિજરત કરનારાઓ દોડો. આ સાંભળીને હુઝૂરે કહ્યું : આ કેવો અંધકાર યુગનો પોકાર છે. સહાબાઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! એક મુહાજિરે એક અનસારીના નિતંબ પર લાત મારી દીધી. આપે કહ્યું : એ વાત છોડો. એ ગંદી વાત છે. અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયે જ્યારે આવી વાત સાંભળી ત્યારે કહેવા લાગ્યો કે, એ લોકો આવી વાત કહે છે ! (અમે તેમને ખાવા-પીવાનું આપ્યું અને અમારા માલમાં ભાગીદાર બનાવ્યા) જો હવે આપણે પાછા ફરીને મદીના જઇશું ત્યારે આબરૂદાર લોકો કમજોર લોકોને બહાર કાઢી મૂકશે. રસૂલુલ્લાહ (સલ.)ને આ વાતની ખબર મળી. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! મને રજા આપો. હું તે મુનાફિકની ગરદન ઉડાવી દઉં. આપે કહ્યું : જવા દો. લોકો કહેશે કે, મુહમ્મદ પોતાના સાથીઓને કત્લ કરે છે. જ્યારે મુહાજિરો મદીનામાં આવ્યા હતા ત્યારે અનસારીઓ મુહાજિરો કરતાં વધારે હતા, પરંતુ પાછળથી મુહાજિરોની સંખ્યા વધી ગઇ હતી.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'હુમુ લ્લઝીન યકૂલૂન લાતુન્ફિકૂ અલા મન ઇન્દ રસૂલિ લ્લાહિ હત્તા યન્ફદ્દૂ વ લિલ્લાહિ ખઝાઇનુ સ્સમાવાતિ વલ અર્દિ વ લાકિન્નલ મુનાફિકીન લાયફકહૂન' એ જ લોકો કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સાથીઓને કંઇ ખર્ચ ન આપો. જેથી તેઓ વિખરાઇ જાય. જો કે આસ્માન અને જમીનના ખજાનાઓ ખુદાના જ છે, પરંતુ મુનાફિકો સમજતા નથી.**

(૧૦૭/૫૧૫૩) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, હુર્રાની લડાઇના શહીદો અંગે હું ગમગીન બન્યો ત્યારે હઝરત ઝેદ ઇબ્ને અરકમે મને લખ્યું કે, મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા : એય અલ્લાહ ! અનસારીઓને અને અનસારીઓના પુત્રોને બખ્શી દે. ઇબ્ને ફઝલ (રાવી)ને શંકા છે કે, હુઝૂરે અનસારીઓના પૌત્રોનો પણ ઉલ્લેખ કર્યો હતો કે નહીં. કેટલાક હાજર રહેલા લોકોએ હઝરત અનસને હઝરત ઝેદ ઇબ્ને અરકમની હાલત પૂછી. હઝરત અનસે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) કહેતા હતા : એ જ તે માણસ છે કે, ખુદાએ તેના કાન (ના સાંભળવા)ને પૂરેપૂરો કર્યો છે.

**'યકૂલુન લઇ રંજઅ્ના ઇલલ મદીનતિ લયુખ્રિજન્નલ અઅઝ્ઝુ મિન્હલ અઝલ્લ વ લિલ્લાહિલ ઇઝ્ઝતુ વ લિરસૂલિહિ લિલ મુઅમિનીન વ લાકિન્નલ મુનાફિકીન લાયઅ્લમૂન'ની તફસીર**



(૧૦૮/૫૧૫૪) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : અમે એક જિહાદમાં હતા, એવામાં એક મુહાજિરે એક અનસારીના નિતંબ પર લાત મારી. અનસારીએ અવાજ દીધો, અનસારીઓ દોડો. મુહાજિરે પણ કહ્યું : એય હિજરત કરનારાઓ ! દોડો. રસૂલુલ્લાહ (સલ.)એ સાંભળ્યું તો કહ્યું : શું વાત છે ? સહાબાએ કહ્યું : એક મુહાજિરે એક અનસારીના નિતંબ પર લાત મારી છે. એ પરથી મુહાજિરે મુહાજિરોને પોકાર્યા છે અને અનસારીએ અનસારીઓને પોકાર્યા છે. આપે કહ્યું : (એ પોકારને) છોડો, એ ગંદી વાત છે. હઝરત જાબિર કહે છે : જ્યારે રસૂલુલ્લાહ (સલ.) મદીના આવ્યા હતા ત્યારે અનસારીઓ મુહાજિરો કરતાં વધુ હતા, પરંતુ પાછળથી મુહાજિરોની સંખ્યા વધી ગઇ. હઝરત જાબિર કહે છે : આ બનાવ પછી અબ્દુલ્લાહ ઇબ્ને ઉબયે કહ્યું : શું મુહાજિરોએ આ કૃત્ય કર્યું છે. ખુદાની કસમ ! જો અમે મદીના પાછા ફરીશું તો આબરૂદાર લોકો તુચ્છ લોકોને કાઢી મૂકશે. હઝરત ઉમરે કહ્યું : યા રસૂલલ્લાહ ! રજા આપો કે, આ મુનાફિકની ગરદન ઉડાવી દઉં. હુઝૂરે કહ્યું : જવા દો. જેથી લોકો એમ ન કહે કે, મુહમ્મદ પોતાના સાથીઓને કત્લ કરે છે.

## સૂરએ તગાબુન

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**અબ્દુલ્લાહ કહે છે કે, 'મંય્યુઅમિન બિલ્લાહિ યહદિ કલ્બહુ'થી એવો માણસ મુરાદ છે કે, જો તેના પર કોઇ મુસીબત આવે છે તો તે રાજી રહે છે અને સમજે છે કે, આ મુસીબત અલ્લાહના હુકમથી છે.**

## સૂરએ તલાક

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે કે, 'વબાલ અમ્રિહા'થી બુરા અમલોનો બદલો મુરાદ છે**

(૧૦૯/૫૧૫૫) સાલિમ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમરે પોતાની પત્નીને 'હેઝ' (માસિક)ની હાલતમાં તલાક આપી દીધી હતી. હઝરત ઉમરે રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એનો ઉલ્લેખ કર્યો. હુઝૂર રોષે ભરાયા. આપે કહ્યું : તેણે પાછી ખેંચવી જોઇએ. ફરી તેને ઘરમાં રાખે. અહીં સુધી કે, તે પાક થઇ જાય. ફરી હેઝવાળી થાય. ફરી પાક થાય. તે પછી જો દિલમાં આવે તો પાકીની હાલતમાં સંભોગ કરવા પહેલાં તલાક આપી દે. ખુદાના હુકમ અનુસાર એ જ ઇદ્દત છે.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઊલાતુલ અહમાલિ અજલુહુન્ન અંય્યદઅ્ન હમ્લહુન્ન વ મંય્યત્તકિ લ્લાહ યજઅલ્લહુ**

**મિન અમ્રિહિ યુસ્રા.' ગર્ભવાળી સ્ત્રીઓની ઇદ્દત એ છે કે, સુવાવડ થઇ જાય. જે માણસ અલ્લાહ તઆલાથી ડરે છે તેના કામમાં અલ્લાહ તઆલા સરળતા કરી દે છે. 'ઊલાત' 'ઝાત'નું બહુવચન છે. 'અહમાલ' 'હમલ'નું બહુવચન છે.**

(૧૧૦/૫૧૫૬) અબૂ સલમહ કહે છે : એક માણસ ઇબ્ને અબ્બાસ પાસે આવ્યો. હઝરત અબૂ હુરૈરા પણ બેઠા હતા. તે કહેવા લાગ્યો : તમે તે ઓરત (ની ઇદ્દત) વિષે શું ફત્વો આપો છો જેના પેટમાંથી પતિના અવસાનના ચાળીસ દિવસ પછી બાળકનો જન્મ થયો ? ઇબ્ને અબ્બાસે કહ્યું : બંને મુદ્દતોમાં જે મુદ્દત વધારે લાંબી હોય તે જ ઇદ્દતની મુદ્દત છે. (યાને ચાર માસ ને દસ દિવસ અથવા સુવાવડની મુદ્દત) અબૂ સલમહ કહે છે : મેં કહ્યું : **વ ઊલાતુલ અહમાલિ અજલુહુન્ન અંય્યદઅ્ન હમલહુન્ન** યાને ગર્ભવાળી સ્ત્રીઓની ઇદ્દત ફક્ત સુવાવડ છે. અબૂ હુરૈરાએ કહ્યું : હું મારા ભત્રીજા યાને અબૂ સલમહની સાથે છું. છેવટે ઇબ્ને અબ્બાસે પોતાના ગુલામ કુરૈબને હઝરત ઉમ્મે સલમહ પાસે મસ્અલો પૂછવા મોકલ્યો. ઉમ્મુલ મુઅમિનીને કહ્યું કે, સુબૈઆ અસલમિય્યાનો પતિ જ્યારે શહીદ થયો ત્યારે તે ગર્ભવતી હતી. તેના અવસાનના ચાળીસ દિવસ પછી તેને સુવાવડ થઇ હતી. તે પછી નિકાહનો સંદેશ પહોંચ્યો. રસૂલુલ્લાહ (સલ.)એ તેના નિકાહ કરી દીધા હતા. સંદેશ મોકલનારાઓમાં અબુસ્સનાબિલ પણ હતો. અબ્દુર્રહમાન ઇબ્ને અબૂ લયલાની સામે પણ જ્યારે ગર્ભવતી સ્ત્રીની ઇદ્દતની વાત નીકળી ત્યારે તેઓ કહેવા લાગ્યા, એની ઇદ્દત તે જ છે જે બંને મુદ્દતોમાં વધારે લાંબી હોય. માલિક ઇબ્ને આમિર કહે છે : અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે મને કહ્યું હતું, શું તમે તે સ્ત્રીની બાબતમાં મુશ્કેલી ઉભી કરો છો અને નરમી અપનાવતા નથી ? જો કે નાની સૂરએ નિસાઅ (સૂરએ તલાકવાળી આયત) લાંબી સૂરત (સૂરએ બકરહવાળી આયત) પછી ઉતરી હતી.

## સૂરએ તહરીમ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'યા અય્યુહ ન્નબિય્યુ લિમ તુહર્રિમુ મા અહલ્લ લ્લાહુ લક તબ્તગી મરદાત અઝવાજિક વલ્લાહુ ગફૂરૂ ર્રહીમ' યાને હે નબી ! તમે શા માટે તે વસ્તુ (તમારા ઉપર) હરામ કરો છો જે અલ્લાહે તમારા માટે હલાલ કરી છે. તમે તમારી પત્નીઓને ખુશ કરવા માગો છો. ખુદા તઆલા બખ્શનાર અને મહેરબાન છે.**



(૧૧૧/૫૧૫૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : (જો કોઇ પોતાની પત્નીને કહે કે,) તું મારા માટે હરામ છે તો તેમાં કફ્ફારો આપે. ઇબ્ને અબ્બાસે એમ પણ કહ્યું છે કે, તમારા ચાલવા માટે રસૂલુલ્લાહ (સલ.)નો શ્રેષ્ઠ રસ્તો છે.

(૧૧૨/૫૧૫૮) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હઝરત ઝેનબ પાસે જઇને મધ પીયા કરતા હતા. એટલા જ માટે તેમની પાસે વધારે થોભતા હતા. મેં અને હઝરત હફસાએ એકવાર નક્કી કર્યું કે, આપણામાંથી જેની પાસે રસૂલુલ્લાહ (સલ.) આવે ત્યારે હુઝૂરને એ પ્રમાણે કહેવું જોઇએ કે, તમે 'મગાફિર' (એક પ્રકારનો ગંધાતો ગુંદર) ખાધો છે. અમને 'મગાફિર'ની ગંધ આવે છે. (જેથી એ પ્રમાણે જ કરવામાં આવ્યું) હુઝૂરે કહ્યું : મેં મગાફિર ખાધો નથી, બલ્કે હું ઝેનબ પાસે મધ પી રહ્યો હતો. હવે હું કસમ ખાઉં છું, હવે કદી નહીં પીઉં. તમે એ વાત કોઇને કરશો નહીં.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'કદ ફરદ લ્લાહુ લકુમ તહિલ્લત અયમાનિકુમ વલ્લાહુ મવલાકુમ વ હુવલ અલીમુલ હકીમ' યાને અલ્લાહ તઆલાએ તમારા માટે તમારી કસમો ખોલી નાખવાનું જાઇઝ કરી દીધું છે. અલ્લાહ તમારો માલિક છે. તે જ જાણકાર હિકમતવાળો છે.**

(૧૧૩/૫૧૫૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હું સતત એક વર્ષ સુધી ઇરાદો કરતો રહ્યો કે, હઝરત ઉમરને આ આયતનો ભાવાર્થ પૂછું, પરંતુ તેમના પ્રભાવના કારણે પૂછી શક્યો નહીં. એકવાર હઝરત ઉમર હજ્જ માટે નીકળ્યા. હું પણ સાથે હતો. હજ્જમાંથી પાછા ફરતી વખતે અમે એક રસ્તામાં હતા. એવામાં હઝરત ઉમર હાજત માટે પીલુડીના ઝાડો તરફ ગયા. હું તેમના પાછા ફરવાની રાહ જોતો રહ્યો. જ્યારે પરવારીને આવ્યા ત્યારે હું ફરી તેમની સાથે થઇ ગયો. તે વખતે મેં કહ્યું : અમીરૂલ મુઅમિનીન, તે બંન્નેવ કઇ પત્નીઓ હતી, જેમણે રસૂલુલ્લાહ (સલ.)ને તકલીફ દેવાનો સંપ કર્યો હતો. તેમણે કહ્યું : હફસા અને આઇશા હતાં. મેં કહ્યું : ખુદાની કસમ, એક વર્ષથી મારો ઇરાદો હતો કે હું તમને આ વાત પૂછું, પરંતુ તમારા પ્રભાવના કારણે પૂછી શક્યો નહીં. તેમણે કહ્યું : એમ ન કરો. જો તમને ખબર હોય કે મને કોઇ મસ્અલાની જાણકારી છે તો પૂછી લીયા કરો. જો મને ખબર હશે તો બતાવી દઇશ. તે પછી હઝરત ઉમરે હદીસ બયાન કરવાનું શરૂ કર્યું. તેમણે કહ્યું : ઇસ્લામ પહેલાં અમે સ્ત્રીઓને કોઇ ગણતરીમાં લેતા ન હતા. તેમને કોઇ કામમાં ગણતા ન હતા. અહીં સુધી કે, ખુદા તઆલાએ તેમના વિષે હુકમ ઉતાર્યો. તેમની (વારીની) વહેંચણી

કરી. એક દિવસ હું એક મામલા વિષે વિચારી રહ્યો હતો એવામાં મારી પત્નીએ કહ્યું : જો તમે આવું આવું કરો તો સારૂં થાત. મેં કહ્યું : તને એની સાથે શું નિસ્બત, તને લેવાદેવા વગર એમાં માથું મારવાની શું જરૂર ? તે કહેવા લાગી : નવાઈની વાત છે કે, તમે મારા જવાબ આપવાને પણ નાપસંદ કરો છો. જો કે તમારી પુત્રી રસૂલુલ્લાહ (સલ.) સાથે વાદવિવાદ કરે છે. અહીં સુધી કે, હુઝૂર આખો દિવસ ગુસ્સામાં રહે છે. હું તરત ઉભો થઇ ગયો. એ જ વખતે ચાદર લઇને હફસા પાસે ગયો. જઇને કહ્યું : બેટી, તમે હુઝૂર સાથે વાદવિવાદ કરો છો, અહીં સુધી કે, આખો દિવસ રસૂલુલ્લાહ (સલ.) તમારા પર ગુસ્સે રહે છે. હફસાએ કહ્યું : ખુદાની કસમ ! અમે હઝરત સાથે વાદવિવાદ કરીએ છીએ. મેં કહ્યું : તમે જાણો છો, હું તમને ખુદાના અઝાબ અને પયગમ્બરના ક્રોધથી ડરાવું છું. બેટી, તમારે એ વાતથી છેતરાવું જોઇએ નહીં કે, એ ઓરત હિંદા આઇશાનું સૌંદર્ય રસૂલુલ્લાહ (સલ.)ની મુહબ્બતનું કારણ બની ગયું છે. ત્યાર પછી હું ત્યાંથી નીકળીને હઝરત ઉમ્મે સલમહ પાસે ગયો. કારણ કે, તેમની સાથે મારૂં સગપણ હતું. મેં તેમની સાથે કંઇક વાતચીત કરી. ઉમ્મે સલમાએ કહ્યું : ઇબ્ને ખત્તાબ, મને નવાઇ લાગે છે કે, તમે દરેક કામમાં માથું મારવા લાગ્યા છો. અહીં સુધી કે, રસૂલુલ્લાહ (સલ.) અને તેમની પત્નીઓના પરસ્પરના મામલાઓમાં પણ માથું મારવા માંગો છો. હઝરત ઉમર કહે છે : ઉમ્મે સલમાએ મારી એવી પકડ કરી કે, જે કંઇ (ગુસ્સો) મને હતો તે જતો રહ્યો. તેમની પાસેથી નીકળીને હું ચાલ્યો આવ્યો. એક અનસારી મારો મિત્ર હતો. જ્યારે હું રસૂલુલ્લાહ (સલ.)ની મજલિસમાં હાજર ન રહેતો ત્યારે તે ખબર લઇ આવતો હતો. જ્યારે તે હુઝૂરની મજલિસમાં હાજર ન રહેતો ત્યારે હું તેને જઇને ખબર કહેતો હતો. તે સમયે અમને ગસ્સાનના એક બાદશાહનો ભય હતો. જેના વિષે મશહૂર હતું કે, અમારા પર ચઢાઇ કરવા માંગે છે. એના લીધે અમારી છાતીઓ (ડરથી) ભરેલી હતી. અચાનક મારો અનસારી મિત્ર એક દિવસ આવીને દરવાજો ખખડાવવા લાગ્યો. તે કહેવા લાગ્યો : ખોલો, ખોલો. મેં કહ્યું : શું ગસ્સાન (નો બાદશાહ) આવી ગયો ? અનસારીએ કહ્યું : તેનાથી પણ ભારે બનાવ બની ગયો. રસૂલુલ્લાહ (સલ.) પોતાની પત્નીઓથી અલગ થઇ ગયા. મેં કહ્યું : હફસા અને આઇશાનું બુરૂં થાય. ખેર, હું તરત મારી ચાદર લઇને રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો. રસૂલુલ્લાહ (સલ.) દાદર મારફતે માળ પર જઇ રહ્યા હતાં. હુઝૂરનો હબસી ગુલામ દાદરના દરવાજા પાસે હતો. મેં ગુલામને કહ્યું, મુબારક સેવામાં વિનંતી



કરો કે, ઉમર અંદર દાખલ થવાની રજા માંગે છે. હુઝૂરે મને રજા આપી. મેં મુબારક સેવામાં હાજર થઇને પૂરો કિસ્સો બયાન કર્યો. જ્યારે હઝરત ઉમ્મે સલમહનો કિસ્સો બયાન કર્યો ત્યારે હુઝૂર હસ્યા. તે વખતે આપ ચટાઇ પર સૂતા હતા. ચટાઇ અને હુઝૂરના શરીર વચ્ચે કોઇ બિસ્તરો ન હતો. માથાના નીચે ચામડાનો એક તકિયો મૂકયો હતો, જેમાં ખજુરની છાલ ભરેલી હતી. પગ પાસે કાંટાવાળા ઝાડ (બાવળની જેમ)ના પાંદડાઓનો ઢગ ખડકાયેલો હતો. માથા પાસે કેટલીક કાચી ખાલો લટકતી હતી. મુબારક પડખા પર ચટાઇના નિશાન પડી ગયાં હતાં. આ જોઇને હું રડી પડયો. હુઝૂરે કહ્યું : શા માટે રડો છો ? મેં કહ્યું : ઇરાન અને રોમના સમ્રાટો સુખ સગવડ ભોગવે છે અને આપ તો અલ્લાહના રસૂલ છો. આપે કહ્યું : શું તમે એ વાતથી ખુશ નથી કે તેમના માટે દુનિયા છે અને આપણા માટે આખિરત છે.

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ ઇઝ અસર્રં ન્નબિય્યુ ઇલા બઅ્દિ અઝવાજિહિ હદીસન ફલમ્મા નબ્બઅત બિહિ વ અઝહરહુ લ્લાહુ અલયહિ અર્રફ બઅ્દહુ વ અઅ્રદ અન બઅ્દિન. ફલમ્મા નબ્બઅહા બિહિ કાલત મન અમ્બઅક હાઝા કાલ નબ્બઅનિયલ અલીમુલ ખબીર' કિંવા જ્યારે પયગમ્બરે પોતાની એક પત્નીને એક છુપી વાત કહી અને પત્નીએ તે વાત જાહેર કરી દીધી. ખુદાએ પયગમ્બરને આ વાતની જાણ કરી દીધી ત્યારે પયગમ્બરે થોડીક વાત બતાવી અને થોડીક ટાળી દીધી, ત્યારે ઓરતે કહ્યું : તમને એની ખબર કોણે આપી ? પયગમ્બરે જવાબ આપ્યો : મને એની ખબર જાણનાર અને ખબર રાખનાર ખુદાએ આપી.**

(૧૧૪/૫૧૬૦) હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે : મને વિચાર આવ્યો કે, હઝરત ઉમરને એ વાત પૂછું કે, તે બંને સ્ત્રીઓ કઇ હતી જેમણે રસૂલુલ્લાહ (સલ.)ને તકલીફ દેવા અંગે સંપ કર્યો હતો ? હું મારી વાત પૂરી કરવા પણ પામ્યો ન હતો કે, ફારૂકે અઅ્ઝમે કહ્યું : તે બંને આઇશા અને હફસા હતાં.

**આયત 'ઇન તતૂબા ઇલ લ્લાહિ ફકદ સગત કુલૂબુકુમા'ની તફસીર**

**'સગવ્તુ' અને 'અસ્ગયતુ' બંને**

સમઅર્થી છે. કિંવા હું આકર્ષાયો. 'લિતસ્ગા' તમે આકર્ષાઓ.

**'વ ઇન તઝાહરા અલયહિ ફઇન્ન લ્લાહ હુવ મવલાહુ વ જિબ્રીલુ વ સાલિહુલ મુઅમિનીન વલ મલાઇકતુ બઅ્દ ઝાલિક ઝહીરૂન'ની તફસીર**

'ઝહીર' મદદગાર. 'તઝાહરૂન' તમે પરસ્પર એકબીજાની મદદ કરો છો. ભાવાર્થ એ છે કે, જો તમે બંને એને તકલીફ પહોંચાડવા અંગે એકબીજાની મદદ કરો છો તો ખુદા તેનો મદદગાર છે. જિબ્રીલ, નેક ઇમાનદાર અને ફરિશ્તાઓ તે પછી મદદગાર છે.

મુજાહિદ કહે છે : 'કૂ અન્ફુસકુમ વ અહલીકુમ'નો અર્થ એ છે કે, તમારા ઘરવાળાંઓને ઇસ્લામી સંસ્કાર શીખવો. ખુદાથી ડરતા રહો અને આવી રીતે પોતાને અને પોતાના ઘરવાળાઓને દોઝખથી બચાવો.

(૧૧૫/૫૧૬૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : મને વિચાર આવ્યો કે, ફારૂકે અઅ્ઝમને તે બે સ્ત્રીઓ વિષે પૂછું જેમણે રસૂલુલ્લાહ (સલ.)ને તકલીફ પહોંચાડવા અંગે પરસ્પર સંપ કર્યો હતો. એક વરસ સુધી હું થોભ્યો, પરંતુ એની તક મળી નહીં. એક વાર હઝરત ઉમર ફારૂક સાથે હું હજ્જ માટે ગયો. (પાછા ફરતી વખતે) જ્યારે અમે એક મેદાનમાં પહોંચ્યા ત્યારે હઝરત ઉમર ફારૂક હાજત માટે ગયા. મને કહ્યું કે, વુઝૂનું પાણી મને મોકલી આપજો. મેં લોટો મોકલી આપ્યો, બલ્કે પોતે જ પાણી નાખવા લાગ્યો. તે વખતે તક જોઇને મેં કહ્યું, અમીરૂલ મુઅમિનીન, તે બે સ્ત્રીઓ કઇ હતી જેમણે સંપ કર્યો હતો ? હું વાત પૂરી કરવા પામ્યો પણ ન હતો કે, હઝરત ઉમરે કહ્યું : તે બંને હફસા અને આઇશા હતાં.

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'અસા રબ્બુહુ ઇન તલ્લકકુન્ન અંય્યુબિદલહુ અઝવાજન ખયર મિન્કુન્ન મુસ્લિમાતિન મુઅમિનાતિન કાનિતાતિન તાઇબાતિન આબિદાતિન સાઇહાતિન સયિબાતિન વ અબ્કારા' કિંવા જો નબી તમને તલાક આપી દેશે તો આશા છે કે, અલ્લાહ તઆલા તમારા બદલામાં તેમને તમારાથી સારી મુસલમાન, ઇમાનદાર, અલ્લાહથી ડરનાર, તૌબા કરનાર, ઇબાદત કરનાર, રોઝાદાર કુંવારી અને બિનકુંવારી સ્ત્રીઓ આપશે.**

(૧૧૬/૫૧૬૨) હઝરત ઉમર ફારૂક



કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની પત્નીઓ પરસ્પર હરિફાઇ અને ઇર્ષા કરવા માટે રસૂલુલ્લાહ (સલ.) પાસે ભેગી થઇ. મેં કહ્યું : જો રસૂલુલ્લાહ (સલ.) તમને બધાને તલાક આપી દેશે તો આશા છે કે, અલ્લાહ તઆલા તમારા બધા કરતાં સારી ઓરતો તમારા બદલામાં તેમને આપશે. તે પરથી ઉપરોક્ત આયત ઉતરી.

## સૂરએ તબારક લ્લઝી

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

'તફાવુન' અને 'તફવ્વુન' બંને સમઅર્થી છે કિંવા મતભેદ. 'તમય્યુઝ' ટુકડે ટુકડા થઇ જવું. 'મનાકિબ' આજુબાજુ. 'તદઊન' અને 'તદઊન' બંને સમઅર્થી છે. 'યકબિદન' પાંખો સમેટે છે. 'સાફ્ફાતિન' પાંખો ફેલાવીને. 'નુફુર' કિંવા કુફ્ર.

## સૂરએ નૂન વલ કલમ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

કતાદા કહે છે : 'હર્દ'નો અર્થ છે કોશિશ. ઇબ્ને અબ્બાસ કહે છે : 'ઇન્ના લદાલ્લૂન'નો અર્થ છે કે, અમે અમારા બાગની જગ્યા ભૂલી ગયા. 'ફઅસ્બહત કસ્સરીમ' કિંવા સવારે તે બાગ કપાયેલી ખેતી જેવો થઇ ગયો. 'સરીમ'થી તે સવાર મુરાદ છે જે રાતથી અલગ થઇ હોય અથવા તે રાત જે સવારથી અલગ થઇ હોય. તેમજ 'સરીમ' રેતીના તે નાના ટેકરાને પણ કહેવામાં આવે છે જે મોટા ટેકરાથી જુદો પડી ગયો હોય. 'સરીમ' 'મસ્રૂમ'ના અર્થમાં છે. જેમ કે 'કતીલ' 'મકતૂલ'ના અર્થમાં છે.

**આયત 'ઉતુલ્લિમ્ બઅ્દ ઝાલિક ઝનીમ'ની તફસીર**

(૧૧૭/૫૧૬૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, **ઉતુલ્લિમ્ બઅ્દ ઝાલિક ઝનીમ**થી કુરૈશનો તે ખાસ માણસ મુરાદ છે, જેના પર બકરીની નિશાનીની જેમ એક નિશાની હતી.

(૧૧૮/૫૧૬૪) હઝરત હારિસા ઇબ્ને વહબ ખુઝાઇ કહે છે : મેં સાંભળ્યું કે, હુઝૂર (સલ.) ફરમાવતા હતા, શું હું તમને જન્નતી માણસ બતાવું ? જન્નતી માણસ તે બીચારો ગરીબ છે જે લોકોની નજરમાં તુચ્છ હોય. જો તે ખુદાના ભરોસા પર કસમ ખાઇ લે તો ખુદા તેની કસમ પૂરી કરી દે. શું હું તમને દોઝખી માણસ બતાવું ? દોઝખી માણસ એવો દરેક માણસ છે જે ઉધ્ધત, જાડો, હરામખોર અને ઘમંડી હોય.

**આયત 'યવમ યુકશફુ અન સાકિન'ની તફસીર**

(૧૧૯/૫૧૬૫) હઝરત અબૂ સઈદ ખુદરી કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, (કિયામતના દિવસે) અમારો પાલનહાર પોતાની પિંડલી ખોલશે તો બધા મુઅમિન પુરૂષો અને સ્ત્રીઓ સજદામાં પડી જશે. તે લોકો બાકી રહી જશે જેઓ દુનિયામાં ફકત દેખાવ અને પ્રસિધ્ધિ માટે સજદો કરતા હતા. જ્યારે તેઓ સજદો કરવાનો ઇરાદો કરશે ત્યારે તેમની પીઠ લાકડાના જેવી થઇ જશે.

## સૂરએ અલ હાક્કહ

'ઇશતિ રાદિયહ'થી મુરાદ એ છે કે, જન્નતમાં ખુશાલી હશે. 'યાલય્તહા કાનતિલ કાદિયહ'થી મુરાદ એ છે કે, કાશ ! જે પહેલાં મરી ચૂકયો હતો તેને પાછળથી જીવતો કરવામાં ન આવત. 'મિન અહદિન અન્હુ હાજિઝીન'માં 'હાજિઝીન' 'અહદિન'નું વિશેષણ છે. કારણ કે, 'અહદ' એકવચન અને બહુવચન બધા માટે બોલાય છે.

ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'વતીન' કરોડરજ્જુને કહેવામાં આવે છે. 'તગા'નો અર્થ છે પાણી પુષ્કળ થઇ ગયું. 'ફઉહલિકૂ બિત્તાગિયહ'નો અર્થ એ છે કે, સમૂદની કૌમને તેની નાફરમાનીના કારણે હલાક કરી દેવામાં આવી. એવો ભાવાર્થ પણ કરવામાં આવ્યો છે કે, વાવાઝોડું હદ ઉપરાંત આવ્યું જેમ કે નૂહ (અલ.)ની કૌમ પર પાણી હદથી વધી ગયું હતું.

## સૂરએ સઅલ સાઇલ

'ફસીલહ' એવા નજીકના સગા (બાપ-દાદા) જેના તરફ માનવીની નિસ્બત કરવામાં આવે છે. 'શવા'થી હાથ-પગ, શરીરની આજુબાજુનો ભાગ અને માથાની ચામડી મુરાદ છે. જે અવયવ એવું હોય કે તેના કપાઇ જવાથી મૃત્યુ અનિવાર્ય ન બનતું હોય તેને 'શવા' કહેવામાં આવે છે. 'ઉઝૂન' અને 'ઇઝીન' 'ઇઝતુન'નું બહુવચન છે કિંવા જમાઅતો અને જુથો.

## સૂરએ ઇન્ના અર્સલ્ના

'ખલકકુમ અત્વારા' તમને વિવિધ રીતે પેદા કર્યા. 'તૌર'નો અર્થ ખાસ માપ-અંદાજ પણ થાય છે. મહાવરામાં બોલવામાં આવે છે. 'અદા તવરહુ' ફલાણો માણસ એના અંદાજ કરતાં વધી ગયો. 'કુબ્બાર' અને 'કુબાર' 'કબીર'ના અર્થમાં છે, પરંતુ પ્રથમ અતિશયોકિતનું પદ છે. એવી જ



રીતે 'રજુલુન હસ્સાનુન વ જુમ્માલુન વ હુસાનુન વ જુમ્માલુન વ જમીલુન' પણ છે, પરંતુ 'હુસ્સાન' અને જુમ્માલમાં અતિશયોકિત વધારે છે.

'દય્યાર' 'દૌર'માંથી બન્યું છે. અસલમાં 'દયવાર' હતું. વાવને યે કરીને યે ને યે માં વિલીન કરી દેવામાં આવી. જાણે 'દય્યાર' 'ફયઆલ'ના પ્રાસ અનુસાર છે. 'દવરાન'માંથી બન્યું છે. એવી જ રીતે ઉમરે 'અલહય્યુલ કય્યામ' પઢયું છે. કેટલાક લોકો કહે છે કે, 'રબ્બિ લાતઝર અલલ અર્દિ મિનલ કાફિરીન દય્યારા'નો અર્થ એ છે કે, એય અલ્લાહ ! જમીન પર કોઇ કાફિરને ન રહેવા દે. 'તબાર' બરબાદ. ઇબ્ને અબ્બાસ કહે છે : 'મિદરાર' સતત વરસનાર. 'વકાર' ઇઝઝત.

**આયત 'વદ્દ વ્વ લા સુવાઅં વ્વ લાયગૂસ વ યઊક વ નસ્રન'ની તફસીર**

(૧૨૦/૫૧૬૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, નૂહ (અલ.)ની કૌમની જે મૂર્તિઓ હતી તે અરબોના હાથમાં આવી ગઇ હતી. અરબો તેમની પૂજા કરવા લાગ્યા હતા. જેમકે 'વદ્દ' દોમતુલ જુન્દલ સ્થળે કલ્બ નામે કૌમ પાસે હતી. 'સુવાઅ' હુઝૈલ કૌમ પાસે હતી. 'યગૂસ' પ્રથમ બની મુરાદ પાસે હતી. પછી બની ગતીફ પાસે સબા પ્રદેશના જૌફ સ્થળે ચાલી ગઇ. 'યઊક' હમદાન નામે કૌમ પાસે હતી. 'નસ્ર' હિમ્યર કૌમમાં ઝુલકિલાઅની ઔલાદ પાસે હતી. આ બધાં નૂહ (અલ.)ની ઉમ્મતના નેક માણસોના નામો છે. જ્યારે એ લોકોનું અવસાન થયું ત્યારે શયતાને તેમની બિરાદરીના લોકોના દિલોમાં એવો વિચાર ઉત્પન્ન કર્યો કે, તેમના પૂતળાં એવી જગ્યાઓ પર ઉભા કરવા જોઇએ જ્યાં તેઓ બેસતા હતા. તે જ મૂળ નામો તેમના રાખવા જોઇએ. આ વિચાર પ્રમાણે કામ કરવામાં આવ્યું, પરંતુ તે પૂતળાંઓની પૂજા કરવામાં આવી નહીં, પરંતુ જ્યારે એ લોકો મરી ગયા અને ઇલ્મ નાશ પામ્યો ત્યારે તેમની પૂજા થવા લાગી.

## સૂરએ જિન્ન

### (કુલ ઊહિય ઇલય્ય)

હસન કહે છે : 'તઆલા જદ્દુ રબ્બિના' કિંવા અમારા પરવરદિગારની બેપરવાહી ઉચ્ચ છે. ઇકરિમાએ 'જદ્દ'નો અર્થ રૂઆબ કર્યો છે. ઇબ્રાહીમ નખઇએ 'જદ્દ'નો અર્થ હુકમ કર્યો છે. ઇબ્ને અબ્બાસ કહે છે : 'લિબદન'નો અર્થ છે મદદગાર.

(૧૨૧/૫૧૬૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) સહાબાના એક જુથને સાથે લઇને ઉકાઝના બજાર તરફ જવાના ઇરાદાથી નીકળ્યા. તે સમયે શયતાનો માટે આસ્માનની ખબરો બંધ થઇ ગઇ હતી. તેમના પર (આસ્માનમાંથી) અંગારા પડતા હતા. એટલે જ્યારે જિન્નાત (આસ્માન પરથી) નિષ્ફળ પાછા આવ્યા ત્યારે (બીજા) જિન્નાતોએ પૂછયું, શું વાત છે ? તેમણે જવાબ આપ્યો કે, અમારા માટે આસ્માનની ખબરો અટકાવી દેવામાં આવી. અમારા પર અંગારા વરસાવવામાં આવ્યા. પૂછનારાઓએ કહ્યું : આ ખબર અટકવાનું કારણ જરૂર કોઇ એવો બનાવ છે જે નવો બન્યો છે. એટલે તમે લોકો પૃથ્વીના પૂર્વ અને પશ્ચિમના ભાગોમાં ફરો અને જુઓ કે શું નવી વાત બની છે. સલાહ અનુસાર જિન્નાતો રવાના થયા. પૃથ્વીના પૂર્વ અને પશ્ચિમના ભાગોમાં ફરીને જોવા લાગ્યા કે, શું નવી વાત બની છે, જેના કારણે આસ્માનની ખબરો બંધ કરી દેવામાં આવી છે. તિહામા તરફ આવનારા જિન્નાત રસૂલુલ્લાહ (સલ.) પાસેથી પસાર થયા. તે વખતે હુઝૂર નખલા સ્થળે હતા અને ઉકાઝના બજાર તરફ જવાનો ઇરાદો કરતા હતા. તે વખતે સહાબાને ફજની નમાઝ પઢાવતા હતા. જિન્નાતે જ્યારે કુર્આન સાંભળ્યું ત્યારે ધ્યાનપૂર્વક સાંભળતા રહ્યા. તેઓ કહેવા લાગ્યા : આ જ કારણસર આપણા માટે આસ્માની ખબરો બંધ કરી દેવામાં આવી છે. આ સાંભળીને તરત પોતાની કૌમ પાસે પાછા ચાલ્યા ગયા. તેઓ કહેવા લાગ્યા : હે કૌમ ! અમે એક વિચિત્ર કુર્આન સાંભળ્યું છે, જે સીધો રસ્તો બતાવે છે. અમે તો તેના પર ઇમાન લઇ આવ્યા. હવે અમારા પાલનહાર સાથે કોઇને ભાગીદાર નહીં બનાવીએ. તે પછી અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર પર આ આયત ઉતારી : **કુલ ઊહિય ઇલય્ય અન્નહુ સ્તમઅ નફરૂ મ્મિનલ જિન્નિ....** હકીકતમાં રસૂલુલ્લાહ (સલ.)ને જિન્નાતની વાત વહી મારફતે બતાવવામાં આવી હતી.

## સૂરએ મુઝ્ઝમ્મિલ

**મુજાહિદ કહે છે : 'તબત્તલ'નો અર્થ છે શુધ્ધ થઇ જાઓ. હસન કહે છે : 'અન્કાલન'નો અર્થ છે બેડીઓ. 'મુન્ફતિરૂમ્ બિહિ' એની મારફતે ભારે થઇ જશે.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'કસીબમ્ મહીલા'નો અર્થ છે સરકતી રેતી. 'વબીલા' સખ્ત.**

## સૂરએ મુદ્દસ્સિર

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'અસીરૂન'નો અર્થ છે સખ્ત**



**'કસ્વરતુન' લોકોનો શોરબકોર. હઝરત અબૂ હુરૈરા કહે છે : વાઘ અથવા બીજી કોઇ સખ્ત વસ્તુ હોય તેને 'કસ્વરહ' કહેવામાં આવે છે. 'મુસ્તન્ફિરતુન' ડરથી નાસી છુટનાર જંગલી.**

(૧૨૨/૫૧૬૮) યહયા ઇબ્ને અબૂ કસીર કહે છે કે, મેં અબૂ સલમહને પૂછયું કે, સૌ પ્રથમ કુર્આનનો કયો ભાગ ઉતર્યો હતો ? તેમણે કહ્યું : **યાઅય્યુહલ મુદ્દસ્સિર** મેં કહ્યું : લોકો કહે છે કે, **ઇકરઅ બિસ્મિ રબ્બિક લ્લઝી ખલક** પહેલે ઉતરી હતી. અબૂ સલમાએ જવાબ આપ્યો : મેં એના વિષે જાબિર ઇબ્ને અબ્દુલ્લાહને પૂછયું હતું અને જે તમે મને કહ્યું તે જ મેં તેમને કહ્યું હતું, પરંતુ જાબિરે કહ્યું કે, હું તમને તે જ કહી રહ્યો છું જે રસૂલુલ્લાહ (સલ.)એ મને કહ્યું હતું. હુઝૂરે કહ્યું હતું કે, મેં હિરા નામે ગુફામાં ઇઅતિકાફ કર્યો હતો. જ્યારે હું ઇઅતિકાફ પૂરો કરી ચૂકયો અને ઉતર્યો ત્યારે મને અવાજ આવ્યો. મેં જમણી બાજુએ જોયું તો કંઇ દેખાયું નહીં. ડાબી બાજુએ જોયું તો પણ કંઇ દેખાયું નહીં. સામે જોયું તો પણ કોઇ વસ્તુ દેખાઇ નહીં. છેવટે મેં શિર ઉંચે કર્યું ત્યારે એક વસ્તુ દેખાઇ. હું તરત ખદીજા પાસે ગયો. મેં તેમને કહ્યું : કપડું ઓઢાવો. મારા પર ઠંડું પાણી નાખો. લોકોએ મને કપડું ઓઢાડયું અને મારા પર ઠંડું પાણી નાખ્યું. તે પછી **યાઅય્યુહલ મુદ્દસ્સિરૂ કુમ ફઅન્ઝિર વ રબ્બક ફકબ્બિર** ઉતરી.

### આયત 'કુમ ફઅન્ઝિર'ની તફસીર

(૧૨૩/૫૧૬૯) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહે અલી ઇબ્ને મુબારકની હદીસની જેમ રિવાયત કરી છે કે, હુઝૂરે કહ્યું : મેં હિરા નામે ગુફામાં ઇઅતિકાફ કર્યો હતો.

### આયત 'વ રબ્બક ફકબ્બિર'ની તફસીર

(૧૨૪/૫૧૭૦) યહયા ઇબ્ને અબૂ કસીર કહે છે : મેં અબૂ સલમહને પૂછયું કે, સૌપ્રથમ કુર્આનનો કયો ભાગ ઉતર્યો છે ? અબૂ સલમાએ કહ્યું : સૌ પ્રથમ **યાઅય્યુહલ મુદ્દસ્સિર** ઉતરી. મેં કહ્યું : મને એવી ખબર મળી છે કે, સૌપ્રથમ **ઇકરઅ બિસ્મિ રબ્બિક લ્લઝી ખલક** ઉતરી છે. અબૂ સલમાએ કહ્યું : મેં પણ જાબિર ઇબ્ને અબ્દુલ્લાહને પૂછયું હતું કે, સૌપ્રથમ કુર્આનનો કયો ભાગ ઉતર્યો હતો ? જાબિરે કહ્યું હતું કે, સૌપ્રથમ **યાઅય્યુહલ મુદ્દસ્સિરૂ** ઉતરી. પછી મેં કહ્યું કે, મને તો ખબર મળી છે કે, સૌપ્રથમ **ઇકરઅ બિસ્મિ રબ્બિક** ઉતરી છે. જાબિરે જવાબ આપ્યો : હું તમને તે જ કહી રહ્યો છું જે રસૂલુલ્લાહ

(સલ.)એ કહ્યું હતું. હુઝૂર (સલ.)એ કહ્યું હતું કે, મેં હિરા નામે ગુફામાં ઇઅતિકાફ કર્યો હતો. ઇઅતિકાફ પૂરો કર્યા પછી જ્યારે હું ઉતરીને આવ્યો અને ખીણની વચ્ચે આવ્યો ત્યારે મને અવાજ આવ્યો. મેં આગળ, પાછળ, જમણે, ડાબે જોયું તો કંઇ દેખાયું નહીં. (જ્યારે માથું ઉંચું કરીને જોયું ત્યારે) જમીન અને આસ્માનની વચ્ચે કોઇ એક ગાદી પર બેઠું હતું. હું તરત ખદીજા પાસે ગયો. મેં કહ્યું : મને કપડું ઓઢાડો. મારા પર ઠંડું પાણી નાખો. તે વખતે મારા પર **યાઅય્યુહલ મુદસ્સિરૂ કુમ ફઅન્ઝિર વ રબ્બક ફકબ્બિર** ઉતરી.

**આયત 'વ સિયાબક ફતહહિર'ની તફસીર**

(૧૨૫/૫૧૭૧) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે : રસૂલે અકરમ (સલ.) વહી બંધ થવાની હાલત વર્ણન કરી રહ્યા હતા. વર્ણન દરમ્યાન હુઝૂરે કહ્યું : હું જઇ રહ્યો હતો, એવામાં આસ્માન તરફથી મેં અવાજ સાંભળ્યો. માથું ઉંચું કરીને જોયું તો આસ્માન અને જમીનની વચ્ચે તે જ ફરિશ્તો ખુરશી પર બેસેલો દેખાયો, જે હિરા ગુફામાં મારી પાસે આવ્યો હતો. હું ભયના માર્યો ધ્રુજવા લાગ્યો. ઘેર પાછા આવીને કહ્યું : મને કામળો ઓઢાડો. મને કામળો ઓઢાડો. લોકોએ મને કપડું ઓઢાડયું. તે વખતે અલ્લાહ તઆલાએ આયત **યાઅય્યુહલ મુદસ્સિરૂ.....વ ર્રુજ્ઝ ફહજુર** ઉતારી. આ બનાવ નમાઝ ફર્ઝ થવા પહેલાંનો છે. **રૂજ્ઝથી** મૂર્તિ મુરાદ છે.

**આયત 'વ ર્રુજ્ઝ ફહજુર'ની તફસીર. 'રૂજ્ઝ' 'રિજ્ઝ' અને 'રિજસ'નો અર્થ અઝાબ થાય છે**

(૧૨૬/૫૧૭૨) હઝરત જાબિર ઇબ્ને અબ્દુલ્લાહ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) વહીના બંધ થવાની હાલત બયાન કરી રહ્યા હતા. બયાન દરમ્યાન હુઝૂરે કહ્યું કે, હું જઇ રહ્યો હતો, એવામાં આસ્માન તરફથી અવાજ સાંભળ્યો. મેં આસ્માન તરફ નઝર ઉઠાવીને જોયું તો આસ્માન અને જમીનની વચ્ચે તે જ ફરિશ્તો ખુરશી પર બેઠેલો દેખાયો, જે હિરા ગુફામાં મારી પાસે આવ્યો હતો. હું તેને જોઇને ભયનો માર્યો ધ્રુજવા લાગ્યો. સંભવ હતો કે, જમીન પર પડી જાઉં. એ જ હાલતમાં ઘેર ગયો. ઘરવાળાઓને કહ્યું : મને કામળો ઓઢાડો. મને કામળો ઓઢાડો. તેમણે કામળો ઓઢાડયો તે વખતે અલ્લાહ તઆલાએ આયત **યાઅય્યુહલ મુદસ્સિરૂ.....ફહજુર** ઉતારી. તે પછી સતત વહી ઉતરવાની શરૂ થઇ. અબૂ સલમહ કહે છે : **વ ર્રુજ્ઝ ફહજુરમાં રૂજ્ઝથી** મૂર્તિઓ મુરાદ છે.



## સૂરએ કિયામહ

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'લાતુહર્રિક બિહિ લિસાનક લિતઅ્જલ બિહિ' કિંવા કુર્આનને જલદી જલદી યાદ કરવા માટે તમારી જીભ ન હલાવો.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'સુદન'નો અર્થ છે બેકાર, વ્યર્થ. 'લિયફજુર અમામહ'થી મુરાદ એ છે કે, તે કહે છે કે, હું ટૂંક સમયમાં તૌબા કરીશ અને ટૂંક સમયમાં નેક અમલ કરીશ. એનો હેતુ એ હોય છે કે, તે હંમેશા તૌબા વગર ગુનાહ કરતો રહે. 'લાવઝર' પનાહની કોઇ જગ્યા નથી.**

(૧૨૭/૫૧૭૩) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે, કે રસૂલુલ્લાહ (સલ.) પર જ્યારે વહી ઉતરી હતી ત્યારે હુઝૂર જલદી જલદી (યાદ કરવા માટે) જીભ હલાવ્યા કરતા હતા. તે પરથી અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : **લાતુહર્રિક બિહિ લિસાનક લિતઅ્જલ બિહિ.**

**આયત 'ઇન્ન અલયના જમ્અહુ વ કુર્આનહ'ની તફસીર**

(૧૨૮/૫૧૭૪) મૂસા ઇબ્ને અબૂ આઇશા કહે છે : મેં સઇદ ઇબ્ને જુબેરને આયત **લાતુહર્રિક બિહિ લિસાનક લિતઅ્જલ બિહિનો** અર્થ પૂછયો. સઇદે જવાબ આપ્યો કે, ઇબ્ને અબ્બાસ કહેતા હતા, જ્યારે હુઝૂર (સલ.) પર વહી ઉતરી હતી ત્યારે આપ (યાદ કરવા માટે) પોતાના હોઠ હલાવ્યા કરતા હતા. તે પરથી હુઝૂરને હુકમ થયો કે, તમે એ ભયથી તમારી જીભ ન હલાવો કે, વહીનો કોઇ ભાગ છુટી જશે. કારણ કે, એ વાત અમારે શિરે છે કે, એને તમારા અંતરમાં એકત્ર કરીએ અને પઢીએ. એટલે જ્યારે અમે પઢીએ કિંવા જ્યારે વહી ઉતરે ત્યારે તમે તેને પઢવાનું અનુકરણ કરો. પછી એ અમારા શિરે છે કે, એને તમારી જીભે બયાન કરાવીએ.

**આયત 'ફઇઝા કરઅ્નાહુ ફત્તબિઅ્ કુર્આનહુ'ની તફસીર ઇબ્ને અબ્બાસ કહે છે : ઉપરોકત આયતનો એ અર્થ છે કે, જ્યારે અમે બયાન કરીએ ત્યારે તમે તેના પર અમલ કરો.**

(૧૨૯/૫૧૭૫) હઝરત ઇબ્ને અબ્બાસે આયત **લાતુહર્રિક બિહિ લિસાનક લિતઅ્જલ બિહિની** તફસીર અંગે બયાન કર્યું છે કે, રસૂલુલ્લાહ (સલ.) પર જ્યારે જિબ્રઇલ વહી લઇને ઉતરતા હતા ત્યારે આપ મુબારક જીભ અને બંને હોઠ તેને યાદ કરવા માટે હલાવ્યા કરતા હતા. એનાથી

આપને તકલીફ પહોંચતી હતી. તકલીફના ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતાં. તે વખતે અલ્લાહ તઆલાએ આયત જે **લાઉકસિમુ બિયવમિલ કિયામહ**માં છે તે ઉતારી. કિંવા **લાતુહર્રિક બિહિ લિસાનક લિતઅ્જલ બિહિ.....** એનો અર્થ એ છે કે, તમે કુર્આનને જલદી જલદી યાદ કરવા માટે તમારી જીભ ન હલાવો. કારણ કે વહીને તમારા અંતરમાં એકત્ર કરવી અને એને પઢવું અમારા શિરે છે. હા, જ્યારે અમે વહી ઉતારીએ છીએ ત્યારે તમે ધ્યાનથી સાંભળો. પછી તેને યાદ કરાવવું અને તમારી જીભે બયાન કરાવવું અમારા શિરે છે. હુકમ અનુસાર આ બનાવ પછી જ્યારે જિબ્રઈલ (અલ.) હુઝૂર (સલ.) પાસે આવતા હતા ત્યારે આપ શિર નમાવતા હતા. જ્યારે જિબ્રઈલ ચાલ્યા જતા હતા ત્યારે જેવી રીતે આ આયત **સુમ્મ ઇન્ન અલયના બયાનહુ**માં અલ્લાહ તઆલાએ વાયદો કર્યો હતો તે પ્રમાણે જ હુઝૂર પઢી લેતા હતા.

ઇબ્ને અબ્બાસ કહે છે કે, **અવલા લક ફઅવલા**નો હેતુ ધમકી આપવાનો છે.

## સૂરએ હલ અતા

**આયત 'વલ અતા અલલ ઇન્સાનિ'નો ભાવાર્થ એ છે કે, માનવી પર એવો સમય જરૂર વીત્યો છે કે, તે ઉલ્લેખ પાત્ર વસ્તુ ન હતો. 'હલ' નકારાત્મક પણ આવે છે અને ખબર માટે પણ આવે છે. ઉપરોક્ત આયતમાં ખબર માટે આવ્યો છે. ઉપર્યુક્ત આયતનો ખુલાસો એ છે કે, એક સમય એવો જરૂર પસાર થયો છે કે, માનવી કોઇ વસ્તુ તો હતો, પરંતુ ઉલ્લેખ પાત્ર વસ્તુ ન હતો. એ સમયથી તે જ સમય મુરાદ છે જ્યારે માનવી માટીમાંથી બન્યો હતો. અહીં સુધી કે, એમાં રૂહ ફૂંકવામાં આવી.**

**'અમ્શાઝ' 'મશીજ'નું બહુવચન છે. 'મશીજ' 'મશૂજ'ના અર્થમાં છે. જેમ કે 'ખલીત' 'મખ્લૂત'ના અર્થમાં છે. એનાથી પુરૂષ અને સ્ત્રીનું મિશ્રિત પાણી મુરાદ છે, જેનાથી લોહી બને છે. પછી લોહીના ગઠ્ઠા. (પછી માંસ અને હાડકાં. એ બધાથી મિશ્રિત થઇને જે વસ્તુ બને છે તે જ 'અમ્શાજ'થી મુરાદ છે).**

**'સલાસિલન વ અગ્લાલન' કેટલાક લોકોએ 'સલાસિલ'ને ગેરમુન્સરિફ પઢ્યું છે.**

**'મુસ્તતીરન' ફેલાયેલું. કિંવા તેમની ખરાબી અને બુરાઇ**



**ફેલાયેલી છે. 'કમ્તરીર' સખ્ત. મહાવરામાં બોલવામાં આવે છે. 'યવમુન કમ્તરીરૂન વ યવમુન કુમાતિરૂ' હકીકતમાં 'અબૂસ', 'કમ્તરીર', 'કુમાતિર' અને 'અસીમ' એવા દિવસને કહેવામાં આવે છે જેમાં ભયંકર મુસીબતો અને તકલીફો હોય. કેટલાક લોકો કહે છે : 'અસ્રહુમ'નો અર્થ છે જન્મની મજબૂતાઇ. ઊંટના કાઠડા સાથે જે લાકડું મજબૂત રીતે બાંધવામાં આવે છે તેને 'મઅ્સૂર' કહેવામાં આવે છે.**

## સૂરએ વલ મુર્સલાત

**'જિમાલાતુન' દોરડાઓ. 'ઇર્કઊ' કિંવા નમાઝ પઢો. 'લાયર્કઊન' તેઓ નમાઝ પઢતા નથી. હઝરત ઇબ્ને અબ્બાસને કોઇએ પૂછ્યું કે, આ આયતોનો શું અર્થ છે ? 'લાયન્તિકૂન' તેઓ કિયામતના દિવસે વાત નહીં કરે. 'વલ્લાહિ રબ્બિના મા કુન્ના મુશ્રિકીન' (કિયામતના દિવસે કાફિરો કહેશે,) તે ખુદાની કસમ ! જે અમારો પાલનહાર છે, અમે મુશ્રિક ન હતા. 'અલ યવ્મ નખ્તિમુ' આજે અમે મહોર લગાવી દઇશું. ઇબ્ને અબ્બાસે કહ્યું : કિયામતનો દિવસ કેટલાયે પ્રકારનો હશે. કદી તો તેઓ વાત કરશે અને કદી તેમની (જીભો) પર મહોર લગાવી દેવામાં આવશે.**

(૧૩૦/૫૧૭૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે : અમે હુઝૂરની સેવામાં હાજર હતા, એવામાં 'સૂરએ વલ મુર્સલાત' ઉતરી. આપના મુબારક મુખે સાંભળીને અમે તેને યાદ કરવા લાગ્યા. એવામાં એક સાપ નીકળ્યો. અમે તેને મારવા માટે ધસ્યા, પરંતુ તે ઝટ જઇને દરમાં ચાલ્યો ગયો. હુઝૂરે કહ્યું : તે તમારી તકલીફમાંથી બચી ગયો અને તમે તેની તકલીફથી બચી ગયા.

(૧૩૧/૫૧૭૭) આ હદીસ વિવિધ રીતે અને અનેક સનદો દ્વારા રિવાયત થઇ છે.

(૧૩૨/૫૧૭૮) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, એક ગુફામાં અમે રસૂલુલ્લાહ (સલ.)ની સાથે બેઠા હતા, એવામાં આપ પર 'સૂરએ વલ મુર્સલાત' ઉતરી. અમે આપના મુબારક મુખે સાંભળીને યાદ કરવા લાગ્યા. આપ મજા લઇને તે પઢી રહ્યા હતા. એવામાં એક સાપ નીકળ્યો. હુઝૂરે કહ્યું : એને જલદી મારી નાખો. અમે તેને મારવા માટે ધસ્યા, પરંતુ તે અમારાથી દૂર નીકળી ગયો. હુઝૂરે કહ્યું : તે તમારી તકલીફથી બચી ગયો જેવી રીતે કે, તમે તેની

તકલીફથી બચી ગયા.

**'ઇન્નહા તરમી બિશરરિન કલ કસ્રિ'ની તફસીર કિંવા તે આગ કસ્ર (ત્રણ હાથ) જેટલી ચિનગારીઓ ફેંકે છે**

(૧૩૩/૫૧૭૯) ઉપરોકત આયતની તફસીર અંગે ઇબ્ને આમિર કહે છે કે, અમે **કસ્ર** જેટલી કિંવા ત્રણ ત્રણ હાથ અથવા તેનાથી નાની લાકડીઓ શરદીમાં બાળવા માટે લાવતા હતા અને તેમને કસ્ર કહેતા હતા.

**આયત 'કઅન્નહુ જિમાલાતુન સુફરૂન'ની તફસીર**

(૧૩૪/૫૧૮૦) હઝરત ઇબ્ને અબ્બાસ **તરમી બિશરરિન કલ કસ્રિ** તફસીર અંગે બયાન કરે છે કે, અમે ત્રણ હાથની અથવા તેનાથી મોટી લાકડીઓ શરદીની ઋતુ માટે લાવતા હતા, તેને **કસ્ર** કહેતા હતા. **કઅન્નહુ જિમાલાતુન સુફરૂન**નો અર્થ એ છે કે, જાણે કે તે હોડીના દોરડાંઓ છે. **જિમાલાત** એવા દોરડાઓ જે ઘણા વળોને એકત્ર કરીને બનાવવામાં આવે છે અને એવું લાગે છે કે, જાડાઇમાં તેઓ મધ્યમ કક્ષાના માનવીઓ જેવાં છે.

(૧૩૫/૫૧૮૧) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ કહે છે કે, એકવાર એક ગુફામાં અમે રસૂલુલ્લાહ (સલ.) સાથે બેઠા હતા, એવામાં હુઝૂર પર 'સૂરએ વલ મુર્સલાત' ઉતરી. આપ તેને પઢી રહ્યા હતા અને અમે તે યાદ કરી રહ્યાં હતા. હુઝૂરનું મુબારક મુખ (પઢવામાં) તરબોળ હતું. એવામાં એક સાપ નીકળ્યો. હુઝૂરે કહ્યું : એને મારી નાખો. અમે તેને મારવા માટે ધસ્યા, પરંતુ તે ચાલ્યો ગયો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : તે તમારી તકલીફમાંથી બચ્યો જેમકે તમે તેની તકલીફથી બચ્યા.

ઉમર કહે છે : મારા પિતા કહેતા હતા કે, આ બનાવ મિનાની એક ગુફાનો છે.

## સૂરએ અમ્મ યતસાઅલૂન

**મુજાહિદ કહે છે : 'લાયરજૂન હિસાબન'નો અર્થ એ છે કે, તેઓ કરતા નથી.**

**'લાયમ્લિકૂન મિન્હુ ખિતાબન'નો અર્થ એ છે કે, જ્યાં સુધી તેમને રજા આપવામાં નહીં આવે ત્યાં સુધી તેઓ બોલી શકશે નહીં.**

**ઇબ્ને અબ્બાસ કહે છે : 'વહહાજન'નો અર્થ છે ચમકતું.**

**'અતાઅન હિસાબન'નો અર્થ છે પુરતું વળતર. મહાવરામાં બોલવામાં આવે છે. 'અઅતાની મા અહસબની' કિંવા તેણે મને**



**એટલું આપ્યું કે, મને પુરતું થઇ પડયું.**

**આયત 'યવમ યુન્ફખુ ફી સ્સૂરિ ફતઅતૂન અફવાજન'ની તફસીર. 'ફોજ'નો અર્થ છે ટુકડી, ટોળું.**

(૧૩૬/૫૧૮૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : બે વારના 'સૂર' ફુંકવાની વચ્ચે ચાળીસનું અંતર હશે. એક માણસે હઝરત અબૂ હુરૈરાને પૂછયું, શું ચાળીસ દિવસનું અંતર હશે ? હઝરત અબૂ હુરૈરાએ કહ્યું : હું એવું માનતો નથી. તેણે કહ્યું : તો શું ચાળીસ મહીનાનું હશે ? તેમણે કહ્યું : હું એવું પણ માનતો નથી. તેણે કહ્યું : તો શું ચાળીસ વરસનું અંતર હશે ? તેમણે કહ્યું : હું એવું પણ માનતો નથી. હુઝૂર (સલ.)એ કહ્યું : પછી અલ્લાહ તઆલા આસ્માન પરથી પાણી વરસાવશે. જેથી તમે બધા એવી રીતે ઉગશો જેવી રીતે હરિયાળી ઉગે છે. માનવીનું દરેક અવયવ નાશ પામે છે. ફકત કરોડરજ્જુ બાકી રહે છે. જ્યાંથી જાનવરની પૂંછડી નીકળે છે. એમાંથી જ કિયામતના દિવસે બધી મખ્લૂક (સર્જન સૃષ્ટિ) બનાવવામાં આવશે.

## સૂરએ વ ન્નાઝિઆત

**મુજાહિદ કહે છે કે, 'આયતુન કુબ્રા'થી મૂસા (અલ.)ની લાઠી અને તેમના હાથ (નો ચળકાટ) મુરાદ છે. 'નાખિરહ' અને 'નખિરહ' બંને સમઅર્થી છે. કિંવા જુનું હાડકું. જેમ કે 'બાખિલ' અને 'બખિલ' અને 'તામિઅ' 'તમિઅ' સમઅર્થી છે.**

**કેટલાક લોકો કહે છે કે, 'નખિરહ'નો અર્થ છે જુનું અને 'નાખિરહ' ખોખરા હાડકાને કહેવામાં આવે છે, જેમાંથી હવા નીકળે છે ત્યારે અવાજ ઉત્પન્ન થાય છે. 'તામ્મતુન' સૌથી મોટો બનાવ. ઇબ્ને અબ્બાસ કહે છે : 'હાફિરતુન'થી પહેલી હાલત મુરાદ છે કિંવા દુનિયામાંની ઝિન્દગી. કેટલાક લોકો કહે છે : 'અય્યાન મુરસાહા'નો અર્થ એ છે કે, એનો અંત કયારે આવશે ? હોડીના લંગર નાખવાની જગ્યાને 'મુરસાત' કહેવામાં આવે છે.**

(૧૩૭/૫૧૮૩) હઝરત સહલ ઇબ્ને સઅદ કહે છે : મેં જોયું કે, હુઝૂરે પોતાની બંને આંગળીઓ કિંવા વચ્ચેની આંગળી અને કલિમહની આંગળીથી ઇશારો કરીને કહ્યું કે, હું કિયામતની સાથે એવી રીતે પેદા થયો છું જેવી રીતે આ બંને સાથે છે.

## સૂરએ અબસ

'અબસ' ભવાં ચઢાવ્યા. 'તવલ્લા' મોં ફેરવ્યું. 'મુતહહરતુન'નો અર્થ એ છે કે, એ પુસ્તિકાઓને પાક લોકો સિવાય કિંવા ફરિશ્તાઓ સિવાય કોઇ સ્પર્શ કરતું નથી. પુસ્તિકાઓ અને ફરિશ્તાઓને પાક કહેવામાં આવ્યાં. આમ કહેવું એ ફકત રૂપકરૂપે છે. કારણ કે, સહીફાઓ-પુસ્તિકાઓ અંગે પાક હોવાનો શબ્દ પ્રયોગ થાય છે. એટલે સહીફાઓ (પુસ્તિકાઓ) ધરાવનારાઓ માટે પણ પાક હોવાનો શબ્દ પ્રયોગ કરવામાં આવ્યો.

'સફરતુન' 'સાફિર'નું બહુવચન છે. એનાથી ફરિશ્તાઓ મુરાદ છે. મહાવરામાં બોલવામાં આવે છે, 'સફર્તુ' મેં તેમની વચ્ચે સુલેહ કરાવી. ફરિશ્તાઓ અલ્લાહ તઆલા તરફથી વહી લઇને આવે છે અને પયગમ્બરોને પહોંચાડે છે. એટલે તે સફીર-એલચી જેવા છે, જે લોકોમાં સુલેહ સ્થાપે છે. 'તલહા' તેણે મોં ફેરવ્યું.

મુજાહિદ કહે છે કે, 'લમ્મા યકદિ'માં 'લમ્મા' નકાર સૂચક અર્થમાં છે. કિંવા જે વાતનો હુકમ આપવામાં આવે છે તેને કરતો નથી.

ઇબ્ને અબ્બાસે કહ્યું : 'તર્હકુહા'નો અર્થ છે સખ્તી તેમને ઢાંકી દેશે. 'મુસ્ફિરતુન' પ્રકાશિત. 'બિઅયદી સફરતિન'માં 'સફરહ'નો અર્થ છે લખનારાઓ. 'અસ્ફાર'નો અર્થ છે કિતાબો. 'તલહહા' તમે મશગુલ થાઓ છો. કેટલાક લોકો કહે છે કે, 'અસ્ફાર' 'સિફરુન'નું બહુવચન છે.

(૧૩૮/૫૧૮૪) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, જે માણસ કુર્આન પઢે અને કુર્આનનો હાફિઝ હોય તેની હાલત એવી હશે કે, તે મહાન ફરિશ્તાઓ સાથે હશે. જે માણસ કુર્આન પઢતો હોય અને તેનું ધ્યાન રાખતો હોય અને તેમાં તેને તકલીફ ઉઠાવવી પડતી હોય તેની હાલત એવી છે કે, તેને બેવડો સવાબ મળશે.

## સૂરએ ઇઝશ્શમ્સુ કુવ્વિરત

'ઇન્કદરત' કિંવા જ્યારે ફરિશ્તાઓ જમીન પર વિખેરાઇ જશે. 'સુજ્જિરત્' સમુદ્ર સૂકાઇ જશે. પાણીનું એક ટીપું પણ તેમાં બાકી નહીં રહે. 'મસ્જૂર' ભરેલું. કેટલાક લોકો કહે છે : 'સુજ્જિરત'નો અર્થ એ છે કે, પાણીનો દરેક ભાગ જોશ મારશે.



બધા ભાગો મળીને એક મહાસાગર જેવું લાગશે. 'ખુન્નસ' ફરનારાઓ. 'કુન્નસ' છુપનારાઓ. 'તખ્નિસુ ફી મજરાહા' તે પોતાની જગ્યાએ પાછા આવે છે 'તકનિસુ' તે હરણોના જેમ છુપાય છે. 'તનફ્ફસ' દિવસ ચઢી ગયો. 'ઝનીન' આરોપી. 'દનીન' કંજૂસ.

હઝરત ઉમર કહે છે કે, 'અન્નુફૂસુ ઝુવ્વિજત'નો અર્થ એ છે કે, જન્નતી હોય કે દોઝખી, ગમે તે હોય, દરેક માણસને તેના જેવા બીજા માણસ સાથે મેળવી દેવામાં આવશે. (સારાને સારા સાથે અને ખરાબને ખરાબ સાથે) 'અસ્અસ' જ્યારે રાત પીઠ ફેરવે છે.

## સૂરએ ઇઝસ્સમાઉ ન્ફતરત

રબીઅ કહે છે : 'ફુજ્જિરત'નો અર્થ છે જ્યારે નદીઓ વહેશે. અઅમશ અને આસિમે 'ફઅદલક' દાલની તશ્દીદ વગર પઢયું છે. હિજાઝવાસીઓની કિર્અતમાં 'ફઅદ્દલક' દાલની તશ્દીદ છે. તશ્દીદ હોય ત્યારે એવો અર્થ થશે કે, ખુદા તઆલાએ સુડોળ શરીર પેદા કર્યું છે અને તશ્દીદ ન હોય ત્યારે એવો અર્થ થશે કે, અલ્લાહ તઆલાએ જેમ ઇચ્છયા તેમ પેદા કર્યા. ખૂબસૂરત અથવા બદસૂરત, લાંબા અથવા ઠીંગણા.

## સૂરએ વયલુ લિલ મુતફફ્ફિફીન

મુજાહિદે 'બલ રાન અલા કુલૂબિહિમ'નો એવો અર્થ વર્ણન કર્યો છે કે, તેમના દિલો પર ગુનાહ જામી ગયા. 'સુવ્વિબ' તેને બદલો આપવામાં આવ્યો. 'મુતફફિફ' ઓછું તોલનાર.

(૧૩૯/૫૧૮૫) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર કહે છે : હુઝૂર (સલ.)એ કહ્યું કે, જે દિવસે લોકો પરવરદિગારની સામે ઉભા થશે, અહીં સુધી કે, કેટલાક લોકો પરસેવામાં પોતાના કાનોના અડધા ભાગ સુધી ડુબી જશે.

## સૂરએ ઇઝસ્સમાઉ ન્શક્કત

મુજાહિદે આયત 'અમ્મા મન ઊતિય કિતાબહુ વરાઅ ઝહરિહિ'નો એવો અર્થ વર્ણન કર્યો છે કે, કેટલાક લોકોના હાથમાં અઅમાલનામું પીઠ પાછળથી આપવામાં આવશે. 'વસક' જમીન પર ચાલનારી વસ્તુઓને ભેગી કરી. 'લંયહૂર' તે અમારા તરફ પાછો ફરશે નહીં.

(૧૪૦/૫૧૮૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, જે માણસનો હિસાબ લેવામાં આવશે તે બરબાદ થઇ જશે. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! હું હુઝૂર પર કુરબાન, શું ખુદા તઆલાએ આ પ્રમાણે ફરમાવ્યું નથી કે, જેના જમણા હાથમાં અઅમાલનામું આપવામાં આવશે તેનો હિસાબ ખૂબ આસાન હશે. આપે કહ્યું : એ હિસાબ તો માત્ર એક રજુઆત હશે. ઇમાનદારોને અઅમાલનામાં ફકત બતાવી દેવામાં આવશે. હા, જે માણસ સાથે હિસાબ અંગે વાદવિવાદ કરવામાં આવશે તેને અઝાબ આપવામાં આવશે.

**આયત 'લતર્કબુન્ન તબકન અન તબકિન'ની તફસીર**

(૧૪૧/૫૧૮૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, આયત **લતર્કબુન્ન તબકન અન તબક**નો અર્થ એ છે કે, તમે એક હાલતમાંથી બીજી હાલતમાં જશો. આ સંબોધન રસૂલુલ્લાહ (સલ.)ને છે.

## સૂરએ બુરૂજ

**મુજાહિદ કહે છે કે, 'ઉખ્દૂદ' ખાઇને કહેવામાં આવે છે. 'ફતનૂ' તેમણે અઝાબ આપ્યો.**

## સૂરએ તારિક

**મુજાહિદ કહે છે : 'ઝાતુ ર્રજઇ'થી વાદળ મુરાદ છે, જે વારંવાર વરસે છે અને 'ઝાતુ સ્સદઇ'થી જમીન મુરાદ છે, જે હરિયાળી ઉગતી વખતે ફાટે છે.**

## સૂરએ સબ્બિહિ સ્મ રબ્બિકલ અઅ્લા

(૧૪૨/૫૧૮૮) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, સહાબાઓમાંથી સૌપ્રથમ હઝરત મુસ્અબ અને ઇબ્ને ઉમ્મે મકતૂમ અમારી પાસે આવ્યા (કિંવા મદીનામાં સૌપ્રથમ બંને સજ્જનો આવ્યા) બંને સજ્જનો અમને કુર્આન પઢાવવા લાગ્યા. તેમના પછી અમ્માર, બિલાલ અને સઅદ આવ્યા હતા. પછી ઉમર ઇબ્ને ખત્તાબ વીસ માણસો સાથે આવ્યા હતા. છેવટે રસૂલુલ્લાહ (સલ.) આવ્યા હતા. હુઝૂર (સલ.)ના આગમનથી જેટલી ખુશી મદીનાવાળાઓને થઇ હતી તેટલી ખુશી બીજી કોઇ વાતથી થઇ હોય એવું મેં જોયું નથી. અહીં સુધી કે, બાળાઓ અને બાળકો કહેતાં હતાં કે, રસૂલુલ્લાહ (સલ.) આવ્યા. જ્યારે હુઝૂર (સલ.) આવ્યા ત્યારે મેં સૂરએ **સબ્બિહિ સ્મ રબ્બિકલ અઅ્લા** અને થોડીક બીજી સૂરતો પઢી.

## સૂરએ હલ અતાક હદીસુલ ગાશિયહ

**ઇબ્ને અબ્બાસ કહે છે કે,**



**'આમિલતુ ન્નાસિબહ'થી ઇસાઇઓ મુરાદ છે. મુજાહિદ કહે છે કે, 'અયનુન આનિયહ'નો અર્થ એ છે કે, તે ઝરણું પોતાની ગરમીના અંતિમ સમયે પહોંચી ગયું છે અને તેને પીવાનો સમય નજીક છે.**

**'લાતસ્મઉ ફીહા લાગિયહ'માં 'લાગિયહ'નો અર્થ છે ગાળ. 'દરીઅ' એક ઘાસ છે, જેને 'શિબ્રિક' પણ કહેવામાં આવે છે. હિજાઝવાસીઓ એને 'દરીઅહ' કહે છે. તે ઝેર છે. 'મુસયતિરૂન' કાબૂ પાનાર. સીન અને સ્વાદ બંને રીતે બોલાય છે. ઇબ્ને અબ્બાસ કહે છે : 'ઇયાબ'નો અર્થ છે પાછા આવવું.**

## સૂરએ વલફજરિ

**મુજાહિદ કહે છે : 'વત્ર'થી અલ્લાહ મુરાદ છે. 'ઇરમ ઝાતિલ ઇમાદિ'માં 'ઇરમ'નો અર્થ છે જુનું, પુરાણું. 'ઇમાદ'નો અર્થ છે તંબુઓ કિંવા તે પહેલાંની આદ કૌમ જે તંબુઓવાળી હતી. (રખડુ હતી) કયાંયે ઠરીને રહેતી ન હતી. 'સવ્ત અઝાબ'થી અઝાબની પદ્ધતિ મુરાદ છે. 'અક્લ લ્લમ્મા' એકદમ સમેટીને ખાઇ જવું, એવી રીતે કે ધરાય પણ નહીં. 'જમ્મા' પુષ્કળ. મુજાહિદ કહે છે કે, ખુદાએ જે વસ્તુ પેદા કરી છે તે 'શફઅ' (સજોડે) છે. જેમકે આસ્માન પણ સજોડે છે (આસ્માનનું જોડું જમીન છે). 'વત્ર' ફકત અલ્લાહ તઆલા છે.**

**કેટલાક લોકો કહે છે કે, 'સવ્ત અઝાબ' એક શબ્દ છે જેને અરબો દરેક પ્રકારના અઝાબ માટે બોલે છે, જેમાં કોરડા મારવાનો અઝાબ પણ આવી જાય છે. 'ઇન્ન રબ્બક લબિલ મિરસાદ'નો અર્થ એ છે કે, ખુદાના તરફ જ પાછા જવાનું છે. 'લાતહાદ્દૂન' તમે પરસ્પર રક્ષણ કરતા નથી. 'તહુદ્દૂન' તમે તેને નસાડવાનો હુકમ આપો છો. 'મુત્મઇન્નહ' સવાબને સાચો જાણનાર.**

**હસન બસરી કહે છે કે, 'યા અય્યતુહ ન્નફસુલ મુત્મઇન્નહ'નો અર્થ એ છે કે, જયારે અલ્લાહ તઆલા મુઅમિનની રૂહનો કબજો લેવા માંગે છે ત્યારે તેને અલ્લાહ તરફ જવામાં સંતોષ પ્રાપ્ત થાય છે. ખુદાને તેનાથી સંતોષ મળે છે. તે ખુદાથી ખુશ થાય છે અને**

ખુદા તેનાથી ખુશ થાય છે. પછી અલ્લાહ તઆલા તેને કબ્જે કરવાનો હુકમ આપે છે. તેને જન્નતમાં દાખલ કરે છે. તેને પોતાના નેક બંદાઓમાં લઇ લે છે.

'જાબૂ' પત્થરોને કાપ્યા. 'જીબલ કમીશુ' કુર્તાનું ગરેવાન કાપવામાં આવ્યું. 'યજૂબુલ ફલાત' તે જંગલને કાપે છે.

## સૂરએ લાઉકસિમુ

'બિહાઝલ બલદિ'થી મક્કા મુરાદ છે. આયતનો અર્થ એ છે કે, આ મક્કામાં જે ગુનોહ બીજા લોકો માટે છે તે તમારા માટે નથી. 'વ વાલિદિ વ્વ મા વલદ'માં 'વાલિદ'થી હઝરત આદમ (અલ.) મુરાદ છે. 'લુબદા' પુષ્કળ. 'નજદયનિ' નેકી અને બદી. 'મસ્ગબહ' ભૂખ. 'મત્રબહ' જમીન પર બેસનાર. આયત 'ફલકતહમલ અકબત'નો અર્થ એ છે કે, તે દુનિયામાં સખ્ત પ્રવેશ સ્થળે આવ્યો નથી. તે પછી અલ્લાહ તઆલાએ 'અકબા'ની તફસીર કરી છે. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'વ મા અદરાક મલ અકબતુ ફક્કુ રકબતિન અવ ઇત્આમુન ફી યવમિન ઝી મસ્ગબતિન'

## સૂરએ વશશમ્સિ વ દુહાહા

મુજાહિદ કહે છે : 'બિતગવાહા'માં 'તગવા'નો અર્થ ગુનાહો છે. 'વ લાયખાફુ ઉકબાહા'નો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા એ વાતથી ડરતો નથી કે, કોઇ તેની પાસેથી બદલો લેશે.

(૧૪૩/૫૧૮૯) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઝમઆ કહે છે : મેં સાંભળ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) પ્રવચન કરી રહ્યા હતા અને (હઝરત સાલેહની) ઊંટણીનો અને તેના હત્યારાનો ઉલ્લેખ કરી રહ્યા હતા. પ્રવચન દરમ્યાન કહ્યું : **ઇઝિ નબઅસ અશ્કાહા**નો અર્થ એ છે કે, ઊંટણીના ઢીંચણો કાપવા માટે સમૂદ કોમનો એક મોટો સરદાર તોફાની અને શકિતશાળી હતો, જેવો કે અબૂ ઝમઆ છે. હુઝૂરે પ્રવચન દરમ્યાન ઓરતોનો પણ ઉલ્લેખ કર્યો હતો. આપે કહ્યું હતું કે, તમારામાંથી કેટલાક લોકો પોતાની પત્નીને ગુલામના જેમ કોરડાઓથી મારે છે અને દિવસના અંતિમ ભાગમાં સહવાસ પણ સેવે છે. તે પછી હુઝૂરે હવા છોડવા પર હસવાનો ઉલ્લેખ કર્યો અને કહ્યું : જે વાત માનવી પોતે કરે છે તેના પર હસે છે શા માટે ?



## સૂરએ વલ્લયલિ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

ઇબ્ને અબ્બાસ કહે છે : 'કઝઝબ બિલ હુસ્ના'માં 'હુસ્ના'થી બદલો મુરાદ છે. કિંવા તે માણસને વિશ્વાસ નથી કે, અલ્લાહ તેને બદલો આપશે. મુજાહિદ કહે છે : 'તરદ્દા'નો અર્થ છે તે મરી ગયો. 'તલઝઝા'નો અર્થ છે તે જોશ મારે છે.

### આયત 'વન્નહારિ ઇઝા તજલ્લા'ની તફસીર

(૧૪૪/૫૧૯૦) હઝરત અલકમા કહે છે કે, હું હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદના અમુક સાથીઓ સાથે સીરિયા ગયો. અબૂ દરદા અમારા આગમનની વાત સાંભળીને અમારી પાસે આવ્યા. તેમણે કહ્યું : તમારામાં કોઇ કારી છે ? અમે કહ્યું : જી હા. અબૂ દરદાએ કહ્યું : સૌથી શ્રેષ્ઠ કારી કોણ છે ? લોકોએ મારા તરફ ઇશારો કર્યો. અબૂ દરદાએ કહ્યું : થોડુંક કુર્આન પઢો. મેં કુર્આન પઢવાનું શરૂ કર્યું, **વ લ્લયલિ ઇઝા યગ્શા વ ન્નહારિ ઇઝા તજલ્લા વઝઝકરિ વલ ઉન્સા.** અબૂ દરદાએ સાંભળીને કહ્યું : શું તમે તમારા સાથી (ઇબ્ને મસઊદ) પાસેથી એ પ્રમાણે જ સાંભળ્યું છે ? મેં કહ્યું : જી હા. તેમણે કહ્યું : મેં પણ રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક મુખે એ પ્રમાણે જ સાંભળ્યું છે. આ લોકો અમારી એ કિર્અતનો ઇન્કાર કરે છે. (કિંવા **વઝઝકરિ વલ ઉન્સા** પઢતા નથી, બલ્કે **વ મા ખલકઝ ઝકર વલ ઉન્સા** પઢે છે. વર્તમાન કુર્આનમાં એ પ્રમાણે જ છે).

### આયત 'વ માખલકઝ ઝકર વલ ઉન્સા'ની તફસીર

(૧૪૫/૫૧૯૧) હઝરત ઇબ્રાહીમ કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદના કેટલાક સાથીઓ હઝરત અબૂ દરદા પાસે (સીરિયા) ગયા. અબૂ દરદાને શોધીને તેમને મળ્યા. તેમણે કહ્યું : તમારામાં અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદની કિર્અતની સૌથી સારો કારી કોણ છે ? લોકોએ કહ્યું : અમે બધા છે. અબૂ દરદાએ કહ્યું : અચ્છા, શ્રેષ્ઠ હાફિઝ કોણ છે ? લોકોએ અલકમા તરફ ઇશારો કર્યો. અબૂ દરદાએ અલકમાને પૂછ્યું કે, તમે અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ પાસેથી સૂરએ **વ લ્લયલિ ઇઝા યગ્શા વ ન્નહારિ ઇઝા તજલ્લા** કેવી રીતે સાંભળી છે ? અલકમાએ કહ્યું : **વઝઝકરિ વલ ઉન્સા.** અબૂ દરદાએ કહ્યું : હું ગવાહી આપું છું કે, રસૂલુલ્લાહ (સલ.)ને મેં એવી રીતે જ પઢતા સાંભળ્યા હતા, પરંતુ એ લોકો ઇચ્છે છે કે, વ

**માખલકઝ ઝકર વલ ઉન્સા** પઢ્યું. ખુદાની કસમ ! હું તેમનું અનુકરણ નહીં કરૂં.

**આયત 'ફઅમ્મા મન અઅતા વ તકા'ની તફસીર**

(૧૪૬/૫૧૯૨) હઝરત અલી મુર્તઝા કહે છે : એક વાર અમે બકીએ ગરકદ (મદીનાના કબ્રસ્તાન)માં હુઝૂર (સલ.)ની સાથે એક જનાઝામાં શામિલ હતા. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : તમારામાંથી દરેકનું જન્નત અથવા દોઝખમાં ઠેકાણું લખી દેવામાં આવ્યું છે. સહાબાઓએ કહ્યું : તો પછી હુઝૂર અમે તેના પર જ ભરોસો ન કરી લઈએ. હુઝૂરે કહ્યું : અમલ કરતા રહો. કારણ કે, દરેક માનવીને તે જ વાત આસાન લાગશે જેના માટે તેને પેદા કરવામાં આવ્યો છે. આ પ્રમાણે કહ્યા પછી હુઝૂરે આ આયત પઢી : **ફઅમ્મા મન અઅતા વ તકા વ સદ્દક બિલ હુસ્ના ફસનુયસ્સિરૂહુ લિલ યુસ્રા વ અમ્મા મન બખિલ વ સ્તગના વ કઝઝબ બિલ હુસ્ના ફસનુયસ્સિરૂહુ લિલ ઉસ્રા** ઉવા જે માણસે અલ્લાહના રસ્તામાં ખેરાત કરી, ખુદાનો ડર રાખ્યો અને ઈસ્લામને સાચો ગણ્યો તેના માટે અમે નેકી કરવાનું આસાન કરી દઈશું. જે માણસે કંજુસાઈ કરી, બેપરવા બની ગયો અને ઈસ્લામને જૂઠો સમજ્યો તેના માટે અમે કુફ્રનો મુશ્કેલ માર્ગ આસાન કરી દઈશું.

**આયત 'વ સદ્દક બિલ હુસ્ના'ની તફસીર**

(૧૪૭/૫૧૯૩) હઝરત અલી મુર્તઝા કહે છે કે, અમે હુઝૂરની સેવામાં બેઠા હતા. પછી તેમણે ઉપરોક્ત હદીસ વર્ણવી.

**આયત 'ફસનુયસ્સિરૂહુ લિલ યુસ્રા....'ની તફસીર**

(૧૪૮/૫૧૯૪) હઝરત અલી મુર્તઝા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક જનાઝામાં શામિલ હતા. આપે એક લાકડી લઈને જમીન ખોતરવાનું શરૂ કર્યું અને કહ્યું : તમારામાંથી દરેક માણસનું જન્નત અથવા દોઝખમાં ઠેકાણું લખી દેવામાં આવ્યું છે. સહાબાઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! તો પછી અમે તેના પર જ ભરોસો ન કરી લઈએ ? આપે કહ્યું : અમલ કરતા રહો. કારણ કે, દરેક માણસને તે જ વસ્તુ આસાન લાગશે જેના માટે તેને પેદા કરવામાં આવ્યો છે. **ફઅમ્મા મન અઅ્તા વ તકા વ સદ્દક બિલ હુસ્ના.....**

**આયત 'વ અમ્મા મન બખિલ વ સ્તગના'ની તફસીર**

(૧૪૯/૫૧૯૫) હઝરત અલી મુર્તઝા કહે છે : એક વાર અમે હુઝૂરની પાસે બેઠા હતા, એવામાં આપે ફરમાવ્યું : તમારામાંથી દરેક માણસનું દોઝખ અથવા જન્નતમાં ઠેકાણું લખી દેવામાં આવ્યું છે. અમે કહ્યું : યા રસૂલલ્લાહ ! તો પછી અમે તેના પર જ ભરોસો કેમ ન કરી લઈએ ? આપે કહ્યું : ના, અમલ કરતા રહો. કારણ કે, દરેક માણસ માટે તે કામની જ સગવડ કરી આપવામાં આવે છે જેના માટે તેને પેદા કરવામાં આવ્યો છે. તે પછી હુઝૂરે પઢ્યું : **ફઅમ્મા મન અઅ્તા વ તકા વ સદ્દક બિલ હુસ્ના ફસનુયસ્સિરૂહુ લિલ યુસ્રા....**

**'વ કઝ્ઝબ બિલ હુસ્ના'ની તફસીર**

(૧૫૦/૫૧૯૬) હઝરત અલી મુર્તઝા કહે છે : એક વાર અમે બકીએ ગરકદમાં એક જનાઝામાં શામિલ હતા. એવામાં રસૂલુલ્લાહ (સલ.) પણ આવ્યા અને બેસી ગયા. અમે હુઝૂર (સલ.)ની આજુબાજુ બેસી ગયા. આપની પાસે એક અણીદાર લાકડી હતી, તેનાથી આપે જમીન ખોતરવાનું શરૂ કર્યું. પછી કહ્યું : તમારામાંથી દરેક માણસની જન્નત અથવા દોઝખમાં જગ્યા લખી દેવામાં આવી છે અને એવું પણ લખી દેવામાં આવ્યું છે કે, તે બદનસીબ છે કે ખુશનસીબ. આ સાંભળીને એક માણસે કહ્યું : યા રસૂલલ્લાહ ! તો પછી અમે અમારી લખાયેલી વાત પર કેમ ભરોસો ન કરી લઈએ અને શા માટે અમલ ન છોડી દઈએ ? કારણ કે, અમારામાં જે માણસ નેક હશે તે નેક લોકોના અમલો તરફ વળશે અને અમારામાંથી જે માણસ બુરો હશે તે બુરા લોકોના અમલો તરફ વળશે. આપે કહ્યું : જે લોકો નેક છે તેમને નેક લોકોના અમલો આસાન લાગશે અને જે લોકો બુરા છે તેમને બુરા લોકોના કામો આસાન લાગશે. તે પછી હુઝૂરે આયત **ફઅમ્મા મન અઅ્તા વ તકા વ સદ્દક બિલ હુસ્ના.....** પઢી.

**આયત 'ફસનુયસ્સિરૂહુ લિલ ઉસ્રા'ની તફસીર**

(૧૫૧/૫૧૯૭) હઝરત અલી મુર્તઝા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) એક જનાઝામાં શામિલ હતા, એવામાં આપે એક વસ્તુ લઈને તેનાથી જમીન ખોતરવાનું શરૂ કર્યું અને કહ્યું : તમારામાંથી દરેક માણસનું જન્નત અથવા દોઝખમાં ઠેકાણું લખી નાખવામાં આવ્યું છે. સહાબાઓએ કહ્યું : યા રસૂલલ્લાહ ! પછી અમે અમારા (ભાગ્યના) લખાયેલા ઉપર શા માટે ભરોસો ન કરી લઈએ અને અમલને શા માટે ન છોડી દઈએ ? આપે કહ્યું : અમલ કરતા રહો. કારણ કે, દરેક માણસ માટે તે કામ આસાન હશે જેના માટે તેને પેદા કરવામાં આવ્યો

છે. જે માણસ નેક લોકોમાંથી હશે તેને નેક લોકોના કામો આસાન લાગશે. જે ખરાબ હશે તેને ખરાબ લોકોના કામો આસાન લાગશે. તે પછી હુઝૂરે આયત **ફઅમ્મા મન અઅ્તા વ તકા વ સદ્દક બિલ હુસ્ના.....** પઢી.

## સૂરએ વદ્દુહા

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે : 'સજા'નો અર્થ એ છે કે, તે સપાટ અને સરખી થઇ ગઇ. મુજાહિદ સિવાય બીજા લોકોની દષ્ટિએ 'સજા'નો અર્થ સંતોષકારક અને અંધકાર હોવાનો થાય છે. 'આઇલન' ઔલાદવાળો.**

**આયત 'મા વદ્દઅક રબ્બુક વ મા કલા'ની તફસીર**

(૧૫૨/૫૧૯૮) જુન્દુબ ઇબ્ને સુફયાન કહે છે કે, એક વાર રસૂલુલ્લાહ (સલ.) બીમાર પડયા. બે ત્રણ દિવસ સુધી ઉઠી શકયા નહીં. એક ઓરતે આવીને કહ્યું : મુહમ્મદ, તમારો શયતાન બે ત્રણ દિવસથી તમારી પાસે આવ્યો નથી. હું માનું છું કે, તેણે તમને છોડી દીધા. તે પરથી ખુદા તઆલાએ આયત **વ દુહા વ લ્લયલિ ઇઝા સજા મા વદ્દઅક રબ્બુક વ મા કલા** ઉતારી.

**'મા વદ્દઅક રબ્બુક વ મા કલા'ની તફસીર કિંવા તમારા પરવરદિગારે તમને છોડયા નથી અને તમારી સાથે દુશ્મની કરી નથી. 'વદ્દઅક' દાલની તશ્દીદ સાથે અને 'વદઅક' દાલની તશ્દીદ વગર બંનેનો એક જ અર્થ છે.**

**ઇબ્ને અબ્બાસે આયતનો એવો અર્થ બયાન કર્યો છે કે, ખુદાએ તમને છોડયા નથી અને તમારી સાથે દ્વેષ રાખ્યો નથી.**

(૧૫૩/૫૧૯૯) હઝરત જુન્દુબ બજલી કહે છે કે, એક ઓરતે રસૂલુલ્લાહ (સલ.)ને કહ્યું : યા રસૂલલ્લાહ ! હું જોઉં છું કે, તમારો મિત્ર તમારી પાસે આવતાં અટકી ગયો છે. તે વખતે આયત **મા વદ્દઅક રબ્બુક વ મા કલા** ઉતરી.

## સૂરએ અ લમનશ્રહ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે કે, 'વિઝરહ'થી તે ભાર મુરાદ છે જે રસૂલુલ્લાહ (સલ.) પર પયગમ્બર બનતા પહેલાં હતો. 'અન્કદ' તમારી પીઠ ભારે કરી.**

**આયત 'ઇન્ન મઅલ ઉસ્રિ યુસ્રન'ની તફસીર અંગે ઇબ્ને ઉયયનાએ બયાન કર્યું છે કે, તે (એક) મુશ્કેલીની સાથે બીજી**



**આસાની છે. કારણ કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : 'હલ તરબ્બસૂન બિના ઇલ્લા ઇહદલ હુસ્નયયનિ' કિંવા તમે અમારી પાસેથી બે નેકીઓમાંથી એક નેકીની રાહ જુઓ. આ ચોક્કસ વાત છે કે, એક મુશ્કેલી બે આસાનીઓ પર વિજય પામી શકતી નથી.**

**મુજાહિદ કહે છે : 'ફન્સબ'નો અર્થ એ છે કે, જ્યારે તમે દુનિયાના કારભારમાંથી પરવારો ત્યારે ઇબાદતમાં મહેનત કરો.**

**ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'અ લમનશ્રહ લક સદ્રક' કિંવા શું અમે તમારી છાતી ખોલી દીધી નથી. એનાથી મુરાદ એ છે કે, શું અમે તમારી છાતી ઇસ્લામ માટે ખોલી નથી ?**

## સૂરએ વત્તીનિ વઝ્ઝયતૂન

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**મુજાહિદ કહે છે કે, 'તીન' અને 'ઝયતૂન'થી આજ અંજીર અને ઝયતૂન મુરાદ છે, જેને લોકો ખાય છે. 'ફમા યુકઝ્ઝિબુક'નો અર્થ છે, કઇ વસ્તુ તમારી આ વાતને જુઠલાવી શકે છે કે, લોકોને તેમના અઅમાલનો બદલો મળશે અને કયો માણસ સવાબ અને અઝાબ મળવામાં તમને જુઠલાવી શકે છે ?**

(૧૫૪/૫૨૦૦) હઝરત બરા ઇબ્ને આઝિબ કહે છે કે, રસૂલે પાક (સલ.) એક સફરમાં હતા. આપે ઇશાની એક રકઅતમાં સૂરએ તીન પઢી હતી.

## સૂરએ ઇકરઅ બિસ્મિ રબ્બિક

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

(૧૫૫/૫૨૦૧) હસન બસરીએ કહ્યું હતું કે, સૂરએ ફાતિહા પહેલાં કુર્આનમાં 'બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ' લખો અને બે સૂરતો વચ્ચે લીટી દોરો.

મુજાહિદ કહે છે કે, 'નાદિયહ'થી તેના નજીકના સગાઓ મુરાદ છે. 'ઝબાનિયહ'થી ફરિશ્તાઓ મુરાદ છે. મઅમર કહે છે કે, 'રૂજઆ'થી મુરાદ રજૂ થવું છે.

(૧૫૬/૫૨૦૨) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, સૌ પ્રથમ રસૂલુલ્લાહ (સલ.)ને સાચા સ્વપ્નાઓ દેખાતા હતાં. આપ જે સ્વપ્ન જોતા હતા તે સવારના પ્રકાશના જેમ સામે આવતું હતું. ત્યાર પછી હુઝૂર એકાંતવાસી બની ગયા. હિરા નામે ગુફામાં એકાંતવાસી બનીને સતત અમુક દિવસો સુધી ઇબાદત કરવા લાગ્યા. ખાવાપીવાનો સામાન લઇ

જતા હતા, ઘેર પાછા આવતા ન હતા. જ્યારે સામાન ખલાસ થઇ જતો ત્યારે ફરી હઝરત ખદીજા પાસે આવીને ખાવાપીવાનો સામાન લઇ જતા હતા. અહીં સુધી કે, હિરા નામે ગુફામાં જ આપની પાસે વહી આવી. જેની રીત આ પ્રમાણે હતી કે, એક ફરિશ્તાએ આવીને કહ્યું : પઢો. રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : હું પઢેલો નથી. હુઝૂર કહે છે કે, તેણે મને પકડીને દબાવ્યો, જેનાથી મને ભારે વેદના થઇ. પછી છોડીને કહ્યું કે, પઢો. મેં કહ્યું : હું પઢેલો નથી. તેણે બીજી વાર મને પકડીને દબાવ્યો, જેનાથી મને ખૂબ તકલીફ થઇ. પછી છોડીને કહ્યું કે, પઢો. મેં કહ્યું : હું પઢેલો નથી. ત્રીજી વાર ફરી દબાવ્યો, જેનાથી મને તકલીફ થઇ. પછી છોડીને કહ્યું : **ઇકરઅ બિસ્મિ રબ્બિક લ્લઝી ખલક. ખલકલ ઇન્સાન મિન અલક. ઇકરઅ્ વ રબ્બુકલ અકરમુ લ્લઝી અલ્લમ બિલ કલમ. અલ્લમલ ઇન્સાન મા લમ્યઅ્લમ.** રસૂલુલ્લાહ (સલ.)નું હૃદય ધ્રુજવા લાગ્યું. આપ એ રીતે જ ધ્રુજતા અને આયતોને પઢતા હઝરત ખદીજા પાસે પાછા ફર્યા. આપે કહ્યું : મને ધાબળો ઓઢાડો. મને ધાબળો ઓઢાડો. ઘરવાળાઓએ આપને ધાબળો ઓઢાડયો. જ્યારે ભયની હાલત દૂર થઇ ગઇ ત્યારે આપે હઝરત ખદીજાને બીના કહી અને કહ્યું : ખદીજા, મને મારી ઝિન્દગીનો ભય છે. હઝરત ખદીજાએ કહ્યું : એવું કદાપિ બની શકે નહીં. તમારે ખુશ રહેવું જોઇએ. અલ્લાહ તઆલા તમને કદી અપમાનિત કરશે નહીં. આપ કુટુંબપોષક છો. સાચા છો. ગરીબપોષક છો. અશક્તોનું કામ કરનારા, મહેમાનોની મહેમાનગીરી કરનાર છો. ખરેખર મુસીબતોમાં લોકોની મદદ કરો છો. ત્યાર પછી હઝરત ખદીજા રસૂલુલ્લાહ (સલ.)ને પોતાના પિત્રાઇ ભાઇ વરકા ઇબ્ને નોફલ પાસે લઇ ગયા. વરકા અંધકાર યુગમાં ઇસાઇ બની ગયા હતા. અરબી કિતાબો લખતા હતા અને ખુદાની જેટલી મરજી હોય તેટલું ઇન્જીલ (બાઇબલ)નું અરબીમાં ભાષાંતર કરતા હતા. ખૂબ જ વૃધ્ધ હતા અને અંધ બની ગયા હતા. હઝરત ખદીજાએ જઇને વરકાને કહ્યું : ભાઇ, તમારા ભત્રીજાની વાત તો સાંભળો. વરકાએ પૂછયું, ભત્રીજા, તમે શું જોયું ? રસૂલુલ્લાહ (સલ.)એ જે કંઇ જોયું હતું તે બધું કહી દીધું. વરકાએ કહ્યું : આ તે જ ફરિશ્તો છે જે મૂસા પર ઉતર્યો હતો. કાશ ! (તમારી નુબુવ્વતના સમયમાં) મારામાં શકિત હોત. કાશ ! તે સમયે હું જીવંત હોત. વરકાએ એ જ પ્રકારની બીજી અમુક વાતો કહી. હુઝૂરે કહ્યું : શું આ લોકો મને (મક્કામાંથી) કાઢશે પણ ?



વરકાએ જવાબ આપ્યો : જી હા, જે માણસ તમારા જેમ અલ્લાહના હુકમો લાવ્યો છે તેને તકલીફ આપવામાં આવી છે. જો હું તમારી નુબુવ્વતના સમય સુધી જીવતો રહ્યો તો તમને સંગીન મદદ કરીશ, પરંતુ આ બનાવ પછી થોડી મુદત સુધી પણ વરકા જીવંત રહ્યા નહીં અને વહીનું આગમન બંધ થઇ ગયું. રસૂલુલ્લાહ (સલ.)ને ચિંતા થવા લાગી. હઝરત જાબિર કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ વહીના બંધ થઇ જવાની વાત કરીને કહ્યું હતું કે, એક દિવસ હું જઇ રહ્યો હતો, એવામાં મેં તે ફરિશ્તાને જે હિરા ગુફામાં મારી પાસે આવ્યો હતો, આસ્માન અને જમીન વચ્ચે એક ખુરશી પર બેઠેલો જોયો. હું ગભરાઇને પાછો ફર્યો અને (ઘરવાળાઓને) કહ્યું : મને કપડું ઓઢાડો. મને કપડું ઓઢાડો. લોકોએ હુઝૂરને ધાબળો ઓઢાડયો. તે વખતે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી, **યા અય્યુહલ મુદ્દસ્સિરૂ કુમ ફઅન્ઝિર વ રબ્બક ફકબ્બિર વ સિયાબક ફતહ્હિર વ ર્રુજ્ઝ ફહ્જુર**

અબૂ સલમહ કહે છે કે, 'રૂજ્ઝ'થી મૂર્તિ મુરાદ છે જેની પૂજા અંધકાર યુગના લોકો કરતા હતા.

હઝરત જાબિર કહે છે કે, તે પછી સતત વહી આવવા લાગી.

## આયત 'ખલકલ ઇન્સાન મિન અલક'ની તફસીર

(૧૫૭/૫૨૦૩) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પર વહી આવવાની શરૂઆત સૌપ્રથમ સારા સ્વપ્નાઓથી થઇ. પાછળથી આપની પાસે ફરિશ્તો આવ્યો અને કહ્યું : **ઇકરઅ બિસ્મિ રબ્બિક લ્લઝી ખલક. ખલકલ ઇન્સાન મિન અલક. ઇકરઅ વ રબ્બુકલ અકરમુ.....**

## આયત 'ઇકરઅ વ રબ્બુકલ અકરમુ'ની તફસીર

(૧૫૮/૫૨૦૪) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) પર વહી આવવાની સૌપ્રથમ શરૂઆત સાચા સ્વપ્નાઓથી થઇ. (પાછળથી) આપની પાસે ફરિશ્તો આવ્યો અને કહ્યું : **ઇકરઅ બિસ્મિ રબ્બિક લ્લઝી ખલક ખલકલ ઇન્સાન મિન અલક. ઇકરઅ વ રબ્બુકલ અકરમ.**

## આયત 'અલ્લઝી અલ્લમ બિલ કલમ'ની તફસીર

(૧૫૯/૫૨૦૫) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) હઝરત ખદીજા પાસે પાછા ફર્યા અને કહ્યું : મને કપડું ઓઢાડો. મને કપડું ઓઢાડો. પછી ઉપરોકત હદીસ વર્ણન કરી.

**આયત 'કલ્લા લઇલ્લમ યન્તહિ લનસ્ફઅમ બિન્નાસિયહ. નાસિયતિન કાઝિબતિન ખાતિઅતિન'ની તફસીર કિંવા જો તે અટકે નહીં તો અમે વાળ પકડીને ઘસડીશું. વાળ પણ કેવા વાળ, જુઠા ગુનેહગાર.**

(૧૬૦/૫૨૦૬) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : અબૂ જહલે કહ્યું કે, જો મેં મુહમ્મદને કઅબામાં નમાઝ પઢતો જોયો તો મારા પગથી તેની ગરદન કચડી નાખીશ. હુઝૂર (સલ.)ને આ ખબર મળી તો કહ્યું : જો તે એવું કરવા જશે તો ફરિશ્તાઓ તેને પકડી લેશે.

## સૂરએ ઇન્ના અન્ઝલનાહુ ફી લયલતિલ કદ્રિ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**'મત્લઅ' ઉદય થવો. 'મત્લિઅ' ઉદય થવાની જગ્યા. 'ઇન્ના અન્ઝલનાહુ'માં 'હુ'થી કુર્આન મુરાદ છે. 'અન્ઝલના' પહેલા પુરૂષ બહુવચનનું પદ છે અને ઉતારનાર ફકત એક ખુદા છે, પરંતુ અરબોનો નિયમ છે કે, કોઇ કામને મજબૂત કરવા માટે બહુવચનનું પદ વાપરે છે. જેથી કામમાં વજન પેદા થાય.**

## સૂરએ લમયકૂન

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**'મુન્ફક્કીન' પોતાના રીત-રિવાજથી દૂર થનાર. 'કય્યિમતુન' કિંવા 'કાઇમતુન' 'દીનુલ કય્યિમયહ'માં 'દીન'ની નિસ્બત નારી જાતિ તરફ કરવામાં આવી છે.**

(૧૬૧/૫૨૦૭) હઝરત અનસ કહે છે : હુઝૂર (સલ.)એ હઝરત ઉબય ઇબ્ને કઅબને કહ્યું હતું, ખુદાએ મને હુકમ આપ્યો છે કે, તમારી સામે **લમયકુનિ લ્લઝીન કફરૂ** પઢું. હઝરત ઉબયે કહ્યું : અલ્લાહ તઆલાએ મારૂં નામ લઇને કહ્યું હતું ? હુઝૂરે કહ્યું : હા. હઝરત ઉબય આ સાંભળીને રડવા લાગ્યા.

(૧૬૨/૫૨૦૮) હઝરત અનસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉબયને કહ્યું હતું, અલ્લાહ તઆલાએ મને હુકમ આપ્યો છે કે, તમારી સામે કુર્આન પઢું. હઝરત ઉબયે કહ્યું : શું અલ્લાહ તઆલાએ મારૂં નામ લઇને કહ્યું હતું ? હુઝૂરે કહ્યું : ખુદાએ તમારૂં નામ લઇને કહ્યું છે. હઝરત ઉબય આ સાંભળીને રડવા લાગ્યા. કતાદા કહે છે : મને ખબર મળી છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉબય સામે **લમ યકુનિ લ્લઝીન કફરૂ મિન અહલિલ કિતાબિ** પઢી હતી.



(૧૬૩/૫૨૦૯) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉબય ઇબ્ને કઅબને કહ્યું હતું, મને ખુદાએ હુકમ આપ્યો છે કે, તમને કુર્આન પઢાવું. હઝરત ઉબયે કહ્યું : શું અલ્લાહે મારૂં નામ લઇને કહ્યું છે ? હુઝૂરે કહ્યું : હા. ઉબયે કહ્યું : શું અલ્લાહ તઆલા સામે મારો પણ ઉલ્લેખ થયો છે ? હુઝૂરે કહ્યું : હા. આ સાંભળતા જ ઉબયની બંને આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યાં.

## સૂરએ ઇઝા ઝુલઝિલત

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**'અવહા લહા' 'અવહા ઇલયહા' 'વહા લહા' અને 'વહા ઇલયહા' આ બધા સમઅર્થી છે. કિંવા ખુદા તઆલાએ તે (જમીન)ને હુકમ આપ્યો.**

**આયત 'મંય્યઅમલ મિસ્કાલ ઝર્રતિન ખયરં ય્યરહુ'ની તફસીર**

(૧૬૪/૫૨૧૦) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઘોડા ત્રણ પ્રકારના માણસો પાસે હોય છે. એક માણસ માટે સવાબનું કારણ બને છે. બીજા માટે ઢાંકવાનું કારણ બને છે અને ત્રીજા માટે આફત હોય છે. સવાબનું કારણ તો તે માણસ માટે છે, જેણે ઘોડાઓને અલ્લાહના રસ્તામાં જિહાદ કરવા માટે બાંધ્યા હોય. પછી લાંબી રસ્સી બાંધીને કોઇ બીડ અથવા બાગમાં છોડી મૂકયા હોય. હવે એ ઘોડો પોતાની રસ્સી સાથે જ્યાં સુધી જશે અને જ્યાં સુધીની ઘાસ ચરશે તે બધું તે માણસ માટે નેકીઓ ગણાશે. જો ઘોડો એક બે વાર કુદકો મારે તો તેના પગની ધૂળ અને તેની લીદ પણ તે માણસ માટે નેકીઓ ગણાશે. જો તે ઘોડો નદી પાસેથી પસાર થાય અને તેમાંથી પાણી પી લે, ભલેને માલિકનો ઇરાદો પાણી પીવડાવવાનો ન હોય તો પણ તે, તે માણસની નેકીઓ ગણાશે. એવા ઘોડાઓ એવા માણસો માટે સવાબનું કારણ છે. જે લોકો ઘોડાઓને એવા ઇરાદાથી બાંધે કે, તેના વેપારથી ફાયદો ઉઠાવે અને પારકી સવારી માંગવાથી છુટકારો મળે. અલ્લાહ તઆલાના તે હક્કો પણ ન ભૂલે જે ઘોડાઓની ગરદન અને પીઠ સાથે સંકળાયેલા છે તો એવા ઘોડા તે લોકો માટે ઢાંકવાનું કારણ છે. જે માણસે ઘોડાઓને ફકત અતડાવા, દેખાડવા અને મુસલમાનો સાથે દુશ્મની કરવા માટે બાંધી રાખ્યા હોય તો એ ઘોડા તેમના માટે આફતરૂપ હશે. એ પછી હુઝૂરને ગધેડાઓ વિષે પૂછવામાં આવ્યું. હુઝૂરે કહ્યું : અલ્લાહ તઆલાએ એમના વિષે મારા પર આ વ્યાપક આયત સિવાય બીજો કોઇ હુકમ ઉતાર્યો નથી, **ફમંય્યઅમલ મિસ્કાલ ઝર્રતિન ખયરં ય્યરહુ વ**

મંચ્યઅ્મલ મિસ્કાલ ઝર્રતિન શર્ર યરહુ.

**આયત 'વ મંચ્યઅમલ મિસ્કાલ ઝર્રતિન શર્ર ચ્યરહુ'ની તફસીર**

(૧૯૫/૫૨૧૧) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)ને ગધેડાઓ વિષે પૂછવામાં આવ્યું ત્યારે હુઝૂરે કહ્યું : મારા પર ગધેડાઓ વિષે આ વ્યાપક આયત સિવાય બીજો કોઇ હુકમ ઉતર્યો નથી, **મંચ્યઅમલ મિસ્કાલ ઝર્રતિન ખયરં ચ્યરહુ વ મંચ્યઅમલ મિસ્કાલ ઝર્રતિન શર્ર ચ્યરહુ.**

## સૂરએ વલ આદિયાત

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

'કનૂદ' મોટો કાફિર. 'અસર્ન બિહિ નકઅન' ઘોડાઓ પાછા ફરતી વખતે ધૂળ ઉડાવે છે. 'લિહુબ્બિલ ખયરિ' લામ અજલિય્યા છે. કિંવા ભલાઇની મુહબ્બત માટે. 'શદીદ'થી કંજુસ મુરાદ છે. 'હુસ્સિલ' જુદો કરવામાં આવશે.

## સૂરએ અલ કારિઅહ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

'કલ ફરાશિલ મબસૂસ' કિંવા જેમકે નાના તીડો એકત્ર થાય છે અને (ભીડના કારણે) એકબીજા પર ચઢી જાય છે, એવી જ રીતે માનવી પરસ્પર એકત્ર થશે. 'કલ ઇહનિ' એમાં એક શબ્દનો લોપ છે કિંવા 'કઅલવાનિલ ઇહનિ' ભાવાર્થ એ છે કે, પહાડ ઊનના રંગોની જેમ થઇ જશે. અબ્દુલ્લાહની કિર્અતમાં 'કલ ઇહનિ'ના બદલે 'કસ્સૂફિ' છે.

## સૂરએ અલહાકુમ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

ઇબ્ને અબ્બાસ કહે છે કે, 'તકાસુર'થી માલ અને ઔલાદનું પુષ્કળ પ્રમાણ મુરાદ છે.

## સૂરએ વલ અસ્રિ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

'અસ્ર'થી સમય મુરાદ છે. ખુદાએ સમયની કસમ ખાધી છે.

## સૂરએ વયલુ લ્લિકુલ્લિ હુમઝતિ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

'હુતમહ' દોઝખનું નામ છે. જેમ કે 'સકર' અને 'લઝા' દોઝખના નામો છે.



## સૂરએ અ લમ્તર કય્ફ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

મુજાહિદ કહે છે : 'અબાબીલ'નો અર્થ છે સતત આવનાર અને ભીડ જમાવનાર. ઇબ્ને અબ્બાસે 'મિન સિજ્જીલિન'નો અર્થ વર્ણવ્યો છે 'મિન સન્ક વ કિલ' કિંવા 'સિજ્જીલ' કાંકરીને કહેવામાં આવે છે.

## સૂરએ લિઇલાફિ કુરયશિન

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

મુજાહિદ કહે છે : 'લિઇલાફિ'નો અર્થ એ છે કે, તેમના દિલોમાં સફર કરવાની મુહબ્બત નાખી દીધી. એટલે તેમના માટે ઠંડી અને ગરમીમાં સફર કરવાનું મુશ્કેલ નથી. અલ્લાહ તઆલાએ હરમમાં તેમને દરેક દુશ્મનથી સુરક્ષિત રાખ્યા છે. ઇબ્ને ઉયયનહ કહે છે : 'લિઇલાફિ'નો અર્થ એ છે કે, એ કારણે કે, મારી નેઅમત કુરૈશીઓ પર છે.

## સૂરએ અ રઅય્ત લ્લઝી

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

મુજાહિદ કહે છે : 'યદુઅ્ઉ'નો અર્થ એ છે કે, મિસ્કીનને તેના હક્કથી દૂર રાખે છે. કહેવામાં આવે છે કે, એ 'દઅઅ્ત'માંથી બન્યું છે. 'યુદઅ્ઊન' તેમને દૂર કરવામાં આવે છે. 'સાહૂન' તેઓ ગાફિલ છે. 'માઊન' દરેક નેક કામને કહેવામાં આવે છે. કેટલાક અરબો કહે છે કે, 'માઊન' પાણીને કહેવામાં આવે છે. ઇકરિમા કહે છે : 'માઊન'નો ઉત્તમ દરજ્જો, ફર્ઝ ઝકાત આપવી અને સાધારણ દરજ્જો એ છે કે, કોઇને સાધારણ સામાન વાપરવા માટે આપવામાં આવે.

## સૂરએ ઇન્ના અઅ્તયના

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

ઇબ્ને અબ્બાસ કહે છે : 'શાનિઅ'નો અર્થ છે દુશ્મન.

(૧૯૬/૫૨૧૨) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ને જ્યારે આસ્માન પર લઇ જવામાં આવ્યા હતા. (એનું વર્ણન કરતી વખતે) હુઝૂરે કહ્યું : હું એક નહેર પર ગયો, જેના બંને કિનારાઓ પર પોલા મોતીઓના તંબુઓ હતા. મેં પૂછ્યું, જિબ્રઇલ, આ શું છે ? જિબ્રઇલે કહ્યું : એ કૌસર છે.

(૧૯૭/૫૨૧૩) અબૂ ઉબૈદા કહે છે : મેં હઝરત આઇશાને આયત **ઇન્ના અઅ્તયના કલ કવસર**નો અર્થ પૂછ્યો. તેમણે કહ્યું : કવસર એક નહેર

છે, જે તમારા નબીને આપવામાં આવી છે. તેના બંને કિનારાઓ પર પોલા મોતીઓના તંબુ છે. તેના વાસણો તારાઓ જેટલી સંખ્યામાં છે.

(૧૬૮/૫૨૧૪) સઇદ ઇબ્ને જુબૈર કહે છે કે, ઇબ્ને અબ્બાસ કહેતા હતા : 'કવસર'થી તે ભલાઇ મુરાદ છે જે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને આપી હતી. અબૂ બશ્ર કહે છે : મેં સઇદ ઇબ્ને જુબૈરને કહ્યું : લોકો એમ માને છે કે, 'કવસર' જન્નતમાં એક નહેર છે. તેમણે કહ્યું : જન્નતમાં જે નહેર છે તે પણ તો તે ભલાઇઓ પૈકીની એક છે જે ખુદા તઆલાએ પોતાના રસૂલને આપી છે.

## સૂરએ કુલ યાઅય્યુહલ કાફિરૂન

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**'લકુમ દીનુકુમ વ લિય દીન' કિંવા તમારા માટે કુફ્ર છે અને મારા માટે ઇસ્લામ છે. 'વ લિય દીન' અસલમાં 'દીની' હતું. 'યે'નો લોપ કરવામાં આવ્યો. કારણ કે, બધી આયતોના અંતમાં નૂન છે. એટલે 'દીની'માંથી પણ 'યે'ને લોપ કરી દેવામાં આવી. જેમ કે 'ફહુવ યહદીનિ વ યસ્કીન'માં 'યે'ને લોપ કરવામાં આવી છે.**

**કેટલાક લોકો કહે છે : 'લાઅઅ્બુદુ મા તઅ્બુદૂન વ લા અન્તુમ આબિદૂન મા અઅ્બુદુ'નો અર્થ એ છે કે, હવે હું તે વસ્તુની પૂજા કરતો નથી જેની તમે પૂજા કરો છો અને ન બાકીની ઝિન્દગીમાં તમારી વાત માનીશ. જેની હું પૂજા કરૂં છું, તેની તમે પૂજા કરતા નથી. આયતના અંત ભાગમાં 'અન્તુમ'નું સંબોધન તે લોકોને છે જેમનું વર્ણન આયત 'વ લયઝીદન્ન કસીરમ્ મિન્હુમ મા ઉન્ઝિલ ઇલયક મિર્રબ્બિક તુગ્યાનં વ્વ કુફ્ન'માં છે.**

## સૂરએ ઇઝા જાઅ

### બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

(૧૬૯/૫૨૧૫) હઝરત આઇશા કહે છે કે, સૂરએ **ઇઝા જાઅ** ઉતર્યા પછી રસૂલુલ્લાહ (સલ.) જે નમાઝ પઢતા હતા તેમાં આ દુઆ જરૂર પઢતા હતા. **શુબ્હાનક લ્લાહુમ્મ રબ્બના વ બિહમ્દિક અલ્લાહુમ્મ ગ્ફિર લી.**

(૧૭૦/૫૨૧૬) હઝરત આઇશા કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) કુર્આનના હુકમના પાલનમાં રૂકૂઅ અને સજદામાં આ દુઆ પુષ્કળ પ્રમાણમાં પઢતા હતા, **સુબ્હાનક લ્લાહુમ્મ રબ્બના વ બિહમ્દિક અલ્લાહુમ્મ ગ્ફિર લી.**

**અલ્લાહ તઆલા ફરમાવે છે : 'વ રઅય્ત ન્નાસ યદખુલૂન ફી દીનિ લ્લાહિ અફવાજા.**

(૧૭૧/૫૨૧૭) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે : હઝરત ફારૂકે અઅ્ઝમે લોકોને **ઇઝા જાઅ નસ્રૂલ્લાહિ વલ ફત્હુ**નો અર્થ પૂછયો. લોકોએ કહ્યું : 'ફત્હ'થી શહેરો અને ભવ્ય કિલ્લાઓનો વિજય મુરાદ છે. હઝરત ઉમરે મને કહ્યું, ઇબ્ને અબ્બાસ, તારો શું અભિપ્રાય છે ? મેં કહ્યું : એનાથી રસૂલુલ્લાહ (સલ.)ની વફાત મુરાદ છે અથવા એ એક ઉદાહરણ છે જેમાં રસૂલુલ્લાહ (સલ.)ની વફાતની ખબર આપવામાં આવી છે.

**આયત 'ફસબ્બિહ બિહમ્દિ રબ્બિક વ સ્તગફિરહુ ઇન્નહુ કાન તવ્વાબા'ની તફસીર. 'તવ્વાબ'થી મુરાદ એ છે કે, તે બંદાઓ તરફ પોતાની રહમત સાથે રજુ થનાર છે. તવ્વાબ તે બંદાને પણ કહેવામાં આવે છે જે ગુનાહોથી તૌબા કરનાર હોય.**

(૧૭૨/૫૨૧૮) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, હઝરત ફારૂકે અઅ્ઝમ મને બદરના બુઝુર્ગો સાથે અંદર બોલાવી લેતા હતા. કેટલાક લોકોને એનું ભાન થયું. એટલે કહેવા લાગ્યા કે, તમે એ (છોકરા)ને અમારી સાથે કેમ અંદર બોલાવો છો ? એના જેટલી વયના તો અમારા છોકરા છે. હઝરત ઉમરે કહ્યું : એ એવા લોકોમાંથી છે જેમનાથી તમે પરિચિત છો. એક દિવસ નિયમ અનુસાર હઝરત ઉમરે મને બોલાવ્યો અને તે બુઝુર્ગો સાથે મને અંદર બોલાવ્યો. મારી ધારણા પ્રમાણે તે દિવસે મને ફકત તેમને દેખાડવા માટે જ બોલાવ્યો હતો. જેમ કે ફરમાવ્યું : આયત **ઇઝા જાઅ નસ્રૂ લ્લાહિ વલ ફત્હુ**નો તમારા અભિપ્રાય અનુસાર શો અર્થ છે ? એક માણસે જવાબ આપ્યો : અમને હુકમ આપવામાં આવ્યો છે કે, જો અમને વિજય અથવા અલ્લાહની મદદ મળે તો અમે ખુદાની પ્રશંસા કરીએ અને તેની પાસે ગુનાહોની માફી માંગીએ. કેટલાક લોકો બિલકુલ ચુપ રહ્યા. કોઇએ જવાબ આપ્યો નહીં. હઝરત ઉમરે મને કહ્યું : શું આ જ અર્થ છે ? મેં કહ્યું : ના. તેમણે કહ્યું : તો તમે શું કહો છો ? મેં કહ્યું : એનાથી રસૂલુલ્લાહ (સલ.)ની વફાત મુરાદ છે. જેની ખબર અલ્લાહ તઆલાએ પોતાના રસૂલને આપી દીધી હતી અને કહ્યું કે, જ્યારે અલ્લાહ તઆલાની મદદ અને જીત મળી ચુકી તો એ તમારી વફાતની નિશાની છે. એટલે તમે તમારા પરવરદિગારની ખૂબીઓ વર્ણન કરો અને તેની પાસે માફી માંગો. કારણ કે, તે જ તૌબા કબુલ કરનાર છે. હઝરત ઉમરે કહ્યું : જે તમે કહો છો તે જ હું પણ જાણું છું.

## સૂરએ તબ્બત્ યદા અબી લહબ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'તબાબ' નુકસાન, ખોટ. 'તત્બીબ' નાશ કરવો.**

(૧૭૩/૫૨૧૯) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે આયત **વ અન્ઝિર અશીરતકલ અકરબીન વ રહતક મિન્હુમુલ મુખ્લસીન** ઉતરી ત્યારે રસુલુલ્લાહ (સલ.) બહાર નીકળીને સફા પહાડ પર ચઢયા અને અવાજ દીધો, લોકો ! ખબરદાર, દુશ્મન આવી પહોંચ્યો. લોકો કહેવા લાગ્યા : એ કોણ છે ? બધા લોકો આપની પાસે ભેગા થઇ ગયા. હુઝૂરે કહ્યું : જુઓ, હું તમને કહું કે, સવારો આ પહાડની તળેટીમાંથી નીકળીને આવી રહ્યા છે તો શું તમે મારી વાતને સાચી માનશો ? બધાએ જવાબ આપ્યો : અમને તમારી વાત કદી જુઠી માલુમ પડી નથી. હુઝૂરે કહ્યું : તો હું તમને ડરાવું છું કે, તમારી સામે ભયંકર અઝાબ છે. અબૂ લહબે કહ્યું : તું નાશ પામે, શું આટલી વાત માટે તેં અમને ભેગા કર્યા હતા ? આમ કહીને અબૂ લહબ ઉભો થઇ ગયો. તે પછી આયત **તબ્બત યદા અબીલહબિં વ્વ તબ્બ** ઉતરી.

**આયત 'વ તબ્બ મા અગ્ના અન્હુ માલુહુ વ મા કસબ'ની તફસીર**

(૧૭૪/૫૨૨૦) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) બતહા તરફ ગયા અને પહાડ પર ચઢીને અવાજ દીધો, લોકો ! દુશ્મન આવી પહોંચ્યો. કુરૈશીઓ આપની પાસે ભેગા થઇ ગયા. હુઝૂરે કહ્યું, જુઓ, જો હું તમને કહું કે, દુશ્મન સવાર-સાંજ તમારા પર હુમલો કરનાર છે તો શું તમે મારી વાત સાચી માનશો ? લોકોએ કહ્યું : જી હા. હુઝૂરે કહ્યું : તો હું તમને ડરાવું છું કે, તમારી સામે ભયંકર અઝાબ છે. અબૂ લહબે કહ્યું, તું મરે, શું તે આટલા માટે અમને ભેગા કર્યા હતા ? એના જવાબમાં અલ્લાહ તઆલાએ સૂરએ **તબ્બત યદા અબીલહબ.....** ઉતારી.

**આયત 'સયસ્લા નારન ઝાત લહબિન'ની તફસીર**

(૧૭૫/૫૨૨૧) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, અબૂ લહબે કહ્યું હતું : તું મરે, શું તે આટલા માટે અમને ભેગા કર્યા હતા ? તે પરથી આયત **તબ્બત યદા અબીલહબ** ઉતરી.

મુજાહિદ કહે છે : **હમ્મા લતલ હતબ**નો અર્થ એ છે કે, ચાડી ખાતી ફરે છે. 'મસદ' ગોખરૂની છાલને કહેવામાં આવે છે. એનાથી તે સાંકળ મુરાદ છે જે દોઝખમાં છે.



## સૂરએ કુલ હુવ લ્લાહુ અહદ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**'અહદ' અને 'વાહિદ' સમઅર્થી છે. 'હુવ લ્લાહુ અહદ'માં 'અહદ' પર તનવીન પઢવામાં આવી નથી.**

(૧૭૬/૫૨૨૨) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે કે, માનવી મને જુઠલાવે છે અને એ તેને શોભતું નથી. માનવી મને ગાળો આપે છે અને એ તેને શોભા આપતું નથી. જુઠલાવવાનું તો એ છે કે, તે કહે છે કે, મારા ખુદાએ મને શરૂઆતમાં પેદા કર્યો હતો. ફરી બીજીવાર તે કદાપિ પેદા નહીં કરે. જો કે પહેલીવાર પેદા કરવું એ બીજીવાર પેદા કરવાથી આસાન નથી. ગાળો આપવાનો અર્થ એ છે કે, તે કહે છે, ખુદાએ પોતાનો પુત્ર બનાવ્યો છે. જો કે હું એકલો નચિંત છું. ન હું કોઇનો પિતા છું ન કોઇ મારા પિતા છે. ન કોઇ મારો હરિફ છે.

**આયત 'અલ્લાહુ સ્સમદ'ની તફસીર. અરબો પોતાના સરદારોને 'સમદ' કહેતા હતા. અબૂ વાઇલ કહે છે : 'સમદ' એવો માણસ છે જેની સરદારી અંતિમ કક્ષાએ પહોંચી હોય.**

(૧૭૭/૫૨૨૩) હઝરત અબૂ હુરૈરા કહે છે : રસુલુલ્લાહ (સલ.)એ કહ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે કે, માનવી મને જુઠલાવે છે, જો કે એ તેને શોભતું નથી. તે મને ગાળો આપે છે, જો કે તેના માટે એ ઠીક નથી. જુઠલાવવાની રીત એ છે કે, તે કહે છે, જેવી રીતે મેં તેને પહેલીવાર પેદા કર્યો તેવો ફરી બીજીવાર પેદા કરી શકતો નથી. ગાળો દેવાનો અર્થ એ છે કે, માનવી કહે છે : ખુદાએ પોતાના માટે પુત્ર બનાવ્યો છે, જો કે હું પાક છું. નચિંત છું. ન કોઇનો પિતા છું ન કોઇનો પુત્ર, ન કોઇ મારો સહયોગી છે.

## સૂરએ કુલ અઊઝુ બિરબ્બિલ ફલક

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**મુજાહિદે આયત 'વ મિન શર્રિ ગાસિકિન ઇઝા વકબ'નો એવો અર્થ વર્ણવ્યો છે કે, 'ગાસિકિન'થી રાત મુરાદ છે અને 'ઇઝા વકબ'થી મુરાદ એ છે કે, જ્યારે સૂર્ય અસ્ત પામે, 'વકબ'નો (શાબ્દિક) અર્થ એ છે કે, તે એમાં દાખલ થયો અને અંધકાર જન્માવ્યો.**

(૧૭૮/૫૨૨૪) હઝરત ઝિર્ર કહે છે : મેં હઝરત ઉબય ઇબ્ને કઅબને 'મુઅવ્વઝતયનિ' વિષે પૂછયું (કે આ સૂરતોમાં શબ્દ 'કુલ' કુર્આનમાં દાખલ

છે ?) તેમણે કહ્યું : મેં રસૂલુલ્લાહ (સલ.)ને પૂછ્યું હતું. હુઝૂરે કહ્યું હતું કે, મને કહેવામાં આવ્યું છે કે, 'કહી દો'. એટલે મેં કહી દીધું. ઉબય કહે છે : એટલે અમે પણ તે જ કહીએ છીએ જે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું.

## સૂરએ કુલ અઊઝુ બિરબ્બિ ન્નાસિ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, જ્યારે બાળક જન્મે છે ત્યારે શયતાન તેને ગોદા મારે છે. અલ્લાહનું નામ લેવામાં આવે છે ત્યારે શયતાન ચાલ્યો જાય છે, નહીં તો તેના દિલ પર પકડ જમાવી લે છે**

(૧૭૯/૫૨૨૫) હઝરત ઝિર્ર કહે છે : મેં હઝરત ઉબય ઇબ્ને કઅબને કહ્યું કે, ઇબ્ને મસઊદ આવું આવું કહે છે. (કિંવા શબ્દ 'કુલ'એ બંને સૂરતોમાં દાખલ નથી) ઉબયે કહ્યું : મેં રસૂલુલ્લાહ (સલ.)ને પૂછ્યું હતું. હુઝૂરે કહ્યું હતું કે, મને કહેવામાં આવ્યું છે કે, (કુલ) 'કહી દો'. એટલે મેં કહી દીધું. ઉબયે કહ્યું : એટલે અમે પણ તે જ કહીએ છીએ જે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું હતું.

## કુર્આનની ફઝીલતોનું પ્રકરણ

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**શરૂઆતમાં વહી કેવી રીતે ઉતરી. ઇબ્ને અબ્બાસ કહે છે : 'મુહયમિન'નો અર્થ છે અમાનતદાર. કુર્આન આગલી કિતાબોનું અમાનતદાર છે એટલે કુર્આનને 'મુહયમિન' કહેવામાં આવ્યું**

(૧૮૦/૫૨૨૬) ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા અને હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) દસ વરસ મક્કામાં રહ્યા. કુર્આન ઉતરતું રહ્યું. મદીનામાં પણ દસ વરસ રહ્યા.

(૧૮૧/૫૨૨૭) અબૂ ઉસ્માન કહે છે : મને ખબર મળી છે કે, એક વાર જિબ્રઇલ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યા. તે વખતે હુઝૂર પાસે હઝરત ઉમ્મે સલમહ બેઠાં હતાં. જિબ્રઇલ આપની સાથે વાતો કરવા લાગ્યા. હુઝૂર (સલ.)એ ઉમ્મે સલમાને કહ્યું, એ કોણ હતું ? ઉમ્મે સલમાએ કહ્યું કે, દિહયા કલબી. ઉમ્મે સલમા કહે છે : જ્યારે જિબ્રઇલ ઉઠીને ચાલ્યા ગયા ત્યાં સુધી હું એમ માનતી હતી કે, તે દિહયા કલબી છે. અહીં સુધી કે, મેં હુઝૂરનું પ્રવચન સાંભળ્યું જેમાં આપે જિબ્રઇલના આગમનની ખબર વર્ણવી હતી.



(૧૮૨/૫૨૨૮) હઝરત અબૂ હુરૈરા કહે છે : હુઝૂર (સલ.)એ ફરમાવ્યું : દરેક પયગમ્બરને એટલા મુઅજિઝાઓ આપવામાં આવ્યા કે, લોકો તેના પર ઇમાન લઇ આવે. મને એવી વસ્તુ આપવામાં આવી છે જે વહી (કુર્આન) છે. જે ખુદાએ મારા તરફ મોકલી છે. મને આશા છે કે, કિયામતના દિવસે મારા તાબેદારોની સંખ્યા સૌથી વધુ હશે.

(૧૮૩/૫૨૨૯) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ઉપર પહેલાં જેટલી વહી ઉતરતી હતી તેનાથી ઘણી વધુ વફાત પહેલાં ઉતરવા લાગી હતી. તે પછી હુઝૂરની વફાત થઇ ગઇ.

(૧૮૪/૫૨૩૦) હઝરત જુન્દુબ કહે છે : એક વાર રસૂલુલ્લાહ (સલ.) કંઇક બીમાર પડયા અને એક બે રાત ઉઠી શકયા નહીં. એક ઓરત આવી અને કહેવા લાગી : મુહમ્મદ, લાગે છે કે, તમારા શયતાને તમને છોડી દીધા છે, તે વખતે અલ્લાહ તઆલાએ સૂરએ **વદ્દુહા વ લ્લયલિ ઇઝા સજા મા વદ્દઅક રબ્બુક વ મા કલા** ઉતારી.

**કુરૈશીઓ અને અરબોના મહાવરા મુજબ સાફ અને સ્પષ્ટ અરબીમાં કુર્આન ઉતર્યું છે**

(૧૮૫/૫૨૩૧) હઝરત અનસ કહે છે કે, હઝરત ઉસ્માને ઝેદ ઇબ્ને સાબિત, સઇદ ઇબ્ને આસ, અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર અને અબ્દુર્રહમાન ઇબ્ને હારિસને હુકમ આપ્યો કે, કાગળ પર કુર્આન લખો. તેમણે કહ્યું કે, જો તમારા લોકોનો ઝેદ ઇબ્ને સાબિત સાથે કુર્આનના કોઇ શબ્દના અરબી હોવા અંગે મતભેદ પડે તો તેને કુરૈશના મહાવરા પ્રમાણે લખજો. કારણ કે, કુર્આન તેમના જ મહાવરા પ્રમાણે ઉતર્યું હતું. લોકોએ તે હુકમનું પાલન કર્યું.

(૧૮૬/૫૨૩૨) સફવાન ઇબ્ને યઅલા કહે છે કે, યઅલા કહ્યા કરતા હતા : કાશ ! વહીના ઉતરાણ વખતે રસૂલુલ્લાહ (સલ.)ને જોઇ લઉં તો કેવું સારૂં થાય. જેમ કે એક વાર રસૂલુલ્લાહ (સલ.) જિઇર્રાના નામે સ્થળે હતા. એક કપડું ઉપર ખેંચીને આપની ઉપર છાંયડો કરી દેવામાં આવ્યો હતો. કેટલાક સહાબાઓ હુઝૂરની સાથે હતા, એવામાં એક માણસ ખૂશ્બુ લગાડીને હાજર થયો. તેણે કહ્યું : યા રસૂલલ્લાહ ! જો કોઇ માણસ ખૂશ્બુવાળો ઝભ્ભો પહેરીને ઇહરામ બાંધે તો આપ તેના વિષે શું ફરમાવો છો ? આ સાંભળીને હુઝૂર થોડીવાર થોભ્યા અને વહી ઉતરવા લાગી. હઝરત ઉમરે યઅલાને ઇશારો કર્યો. યઅલા તરત પહોંચ્યા અને કપડામાં માથું નાખીને જોયું. હુઝૂરનો ચહેરો લાલ હતો. આપ જોર જોરથી શ્વાસ લઇ રહ્યા હતા. થોડી વાર સુધી એવી જ હાલત રહી. જ્યારે વહીની સ્થિતિ દૂર થઇ ગઇ ત્યારે કહ્યું : તે માણસ કયાં છે જે મને

હમણાં ઉમરા વિષે પૂછી રહ્યો હતો ? હુકમ અનુસાર તે માણસને શોધીને હાજર કરવામાં આવ્યો. હુઝૂરે કહ્યું : જે ખુશ્બૂ તમારા શરીર પર લાગેલી છે તેને ત્રણ વાર ધોઇ નાખો. ઝભ્ભો ઉતારી નાખો. પછી ઉમરો એવી રીતે કરો, જેવી રીતે હજ્જ કરો છો.

## કુર્આનને એકત્ર કરવું

(૧૮૭/૫૨૩૩) હઝરત ઝેદ ઇબ્ને સાબિત કહે છે કે, યમામાની લડાઇ પછી હઝરત અબૂબક્રે મને તેડાવ્યો. હું હુકમ અનુસાર હાજર થયો. મેં જોયું કે, હઝરત ઉમર સિદ્દીકે અકબર પાસે બેઠા છે. હઝરત અબૂબક્રે કહ્યું કે, ઉમરે મને આવીને કહ્યું છે કે, યમામાની લડાઇમાં કુર્આનના ઘણા હાફિઝો શહીદ થઇ ગયા છે અને ડર છે કે, લડાઇના મેદાનોમાં એવી જ રીતે ઘણા હાફિઝો શહીદ થઇ જાય અને કુર્આનનો મોટો ભાગ બરબાદ થઇ જાય. એટલે યોગ્ય એ છે કે, તમે કુર્આનને એકત્ર કરવાનો હુકમ આપી દો. મેં ઉમરને જવાબ આપ્યો કે, જે કામ રસૂલુલ્લાહ (સલ.)એ કર્યું નથી, તે તમે કેમ કરો છો ? પરંતુ ઉમરે કહ્યું : ખુદાની કસમ ! એ કામ સારૂં છે અને સતત એ અંગે મારી સાથે વાતચીત કરતા રહ્યા. અહીં સુધી કે, અલ્લાહ તઆલાએ મારા દિલમાં એ વાત માટે મોકળાશ પેદા કરી દીધી. ઉમરનો અભિપ્રાય મને ગમ્યો. તમે યુવાન માણસ છો. હોશિયાર છો. અમે તમારા પર (અપ્રમાણિક હોવાનો) આક્ષેપ મૂકી શકતા નથી. રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં તમે વહીના લખનાર હતા. એટલે તમે કુર્આન(ની આયતો)ને શોધો અને તેમને એક જગ્યાએ એકત્ર કરો. ઝેદ કહે છે : ખુદાની કસમ ! જો તે લોકો મને પહાડ ધોવાનો હુકમ આપત તો મને એટલું ભારે ન લાગત જેટલું કુર્આનને એકત્ર કરવાનું ભારે હતું. મેં કહ્યું કે, જે કામ રસૂલુલ્લાહ (સલ.)એ ન કર્યું તે તમે શા માટે કરો છો ? પરંતુ હઝરત અબૂબક્રે કહ્યું : ખુદાની કસમ ! આ કામ સારૂં છે. આ અંગે તેઓ સતત વાતચીત કરતા રહ્યા. અહીં સુધી કે, જે કામ માટે અલ્લાહ તઆલાએ હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.)ના દિલોમાં મોકળાશ પેદા કરી દીધી હતી તેના માટે મારા દિલમાં પણ મોકળાશ પેદા કરી દીધી. હું કુર્આનનું સંશોધન કરતો રહ્યો. ખજૂરીની ડાળીઓ, પત્થરના પાતળા ટુકડાઓ અને હાફિઝોની યાદશક્તિ દ્વારા શોધી શોધીને કુર્આન એકત્ર કરવાનું શરૂ કર્યું. અહીં સુધી કે, સૂરએ તૌબાની છેલ્લી આયતો સિવા **લકદ જાઅકુમ રસૂલુમ્મિન અન્ફુસિકુમ**થી સૂરએ બરાઅત (તૌબા)ના અંત સુધીની આયતો મને અબૂ ખુઝયમા અનસારી પાસે મળી, બીજા કોઇ પાસે ન મળી. આ બધા લખાણો વફાત સુધી હઝરત અબૂબક્ર પાસે



રહ્યાં. તેમની વફાત પછી હઝરત ઉમર પાસે રહ્યાં. પછી ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસા પાસે રહ્યાં.

(૧૮૮/૫૨૩૪) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, હુઝયફા ઇબ્ને યમાન હઝરત ઉસ્માન પાસે આવ્યા. તે સમયે ઇરાકવાળા અને સીરિયાવાળા સાથે રહીને આરમીનિયા અને આઝરબાઇજાનની લડાઇમાં જિહાદ કરી રહ્યા હતા. (હઝરત હુઝયફા પણ જિહાદમાં શામિલ હતા) હઝરત હુઝયફાને કુર્આનની કિર્અત અંગે લોકોના મતભેદથી ડર લાગ્યો. તેમણે હઝરત ઉસ્માનને કહ્યું : અમીરૂલ મુઅમિનીન ! તમે આ ઉમ્મત માટે પહેલેથી જ વ્યવસ્થા કરી મૂકો. ક્યાંક એવું ન બને કે જેવી રીતે યહૂદીઓ અને ઇસાઇઓમાં (પોતાના ધાર્મિક પુસ્તકો અંગે) મતભેદ ઉભો થયો એવી રીતે એમનામાં કુર્આન અંગે મતભેદ ઉભો થઇ જાય. હઝરત ઉસ્માને તરત હઝરત હફસાને કહેવડાવી મોકલ્યું કે, અમારી પાસે લખાણો મોકલી આપો. અમે તેના પરથી નકલ કરીને મૂળ લખાણો તમને પાછા મોકલી આપીશું. હઝરત હફસાએ હઝરત ઉસ્માન પાસે તે લખાણો મોકલી આપ્યાં. હઝરત ઉસ્માને ઝેદ ઇબ્ને સાબિત, અબ્દુલ્લાહ ઇબ્ને ઝુબેર, સઇદ ઇબ્ને આસ અને અબ્દુર્રહમાન ઇબ્ને હારિસને નકલ કરવાનો હુકમ આપ્યો. ઉપરોક્ત સદ્‌ગૃહસ્થોએ બધી આયતો કાગળો પર લખી લીધી. હઝરત ઉસ્માને ત્રણ કુરૈશી સદ્‌ગૃહસ્થોને એમ પણ કહી દીધું કે, જો કુર્આનના કોઇ ભાગ અંગે તમારી અને ઝેદ ઇબ્ને સાબિત વચ્ચે મતભેદ પડે તો કુરૈશના મહાવરા પ્રમાણે લખજો. કારણ કે, કુર્આન કુરૈશના મહાવરા પ્રમાણે જ ઉતર્યું છે. તેઓએ બધા પૃષ્ઠો પરથી એક જ પુસ્તક બનાવ્યું અને હઝરત ઉસ્માન (રદિ.), હઝરત હફસા (રદિ.) તરફ તે કુર્આન મોકલ્યું અને દુન્યાના ખૂણે ખૂણે તે તૈયાર કરેલ કુર્આન શરીફ મોકલ્યું અને આદેશ આપ્યો કે તે સિવાય બીજા કુર્આનના પૃષ્ઠો સળગાવી દેવામાં આવે. ઝેદ ઇબ્ને સાબિત કહે છે કે, કુર્આન લખતી વખતે અમને સૂરએ અહઝાબની એક આયત મળી નહીં, જેને હું રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સાંભળ્યા કરતો હતો. છેવટે ખુઝયમા અનસારી પાસે તે આયત મળી. આયત આ પ્રમાણે છે : **મિનલ મુઅમિનીન રિજાલુન સદકુ મા આહદુ લ્લાહ અલયહિ** અમે એ આયત કુર્આન શરીફમાં સૂરએ અહઝાબમાં લખી.

## રસૂલુલ્લાહ (સલ.)ના લહીયા (કાતિબ)નું વર્ણન

(૧૮૯/૫૨૩૫) હઝરત ઝેદ ઇબ્ને સાબિત કહે છે કે, હઝરત અબૂબક્રે માણસ મોકલીને મને બોલાવ્યો. તેમણે કહ્યું કે, રસૂલુલ્લાહ (સલ.) માટે તમે

વહીના લખનાર હતા. એટલે કુર્આનનું સંશોધન કરો. હુકમ અનુસાર મેં સંશોધન શરૂ કર્યું અને સૂરએ તૌબાની છેલ્લી બે આયતો અબૂ ખુઝયમા અનસારી પાસેથી મેળવી. બીજા કોઈની પાસેથી તે આયતો મળી નહીં. આયતો આ પ્રમાણે છે : **લકદ જાઅકુમ રસૂલુ મિન અન્ફુસિકુમ અઝીઝૂન અલયહિ મા અનિત્તુમ.....**

(૧૯૦/૫૨૩૬) હઝરત બરાઅ ઈબ્ને આઝિબ કહે છે કે, જ્યારે આયત **લાયસ્તવીલ કાઇદૂન મિનલ મુઅમિનીન વલ મુજાહિદૂન ફી સબીલિલ્લાહી** ઉતરી ત્યારે રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : ઝૈદને બોલાવો (અને તેમને કહી દો કે) પાટીયું, શાહી અને હાડકું અથવા હાડકું અને શાહી લેતા આવે. હુઝૂરે કહ્યું : લખો, **લાયસ્તવીલ કાઇદૂન** તે વખતે રસૂલુલ્લાહ (સલ.)ની પાછળ અંધજન અમ્ર ઈબ્ને ઉમ્મે મકતૂમ બેઠા હતા. તેમણે કહ્યું : યા રસૂલલ્લાહ ! હું અંધ છું. મારા વિષે આપ શું હુકમ આપો છો ? તે વખતે પહેલી આયતના બદલે આ આયત ઉતરી : **લાયસ્તવીલ કાઇદૂન મિનલ મુઅમિનીન ગયરૂ ઊલી દ્દરરિ વલ મુજાહિદૂન ફી સબીલિલ્લાહિ....**

## કુર્આન સાત લહેજાઓમાં ઉતર્યું છે

(૧૯૧/૫૨૩૭) હઝરત ઈબ્ને અબ્બાસ કહે છે : રસૂલુલ્લાહ (સલ.)એ કહ્યું : જિબ્રઈલે મને કુર્આન ફકત એક લહેજામાં પઢાવ્યું હતું. મેં તેમની સાથે વારંવાર વાતચીત કરી અને વધારાની માંગણી કરતો રહ્યો. હઝરત જિબ્રઈલ મને વધારે લહેજાઓ બતાવતા રહ્યા. એટલે સુધી કે, સાત લહેજાઓ પર અંત આવ્યો.

(૧૯૨/૫૨૩૮) હઝરત ઉમર ફારૂક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની હયાતીમાં મેં હિશામ ઈબ્ને હકીમને કુર્આનની એક સૂરત પઢતા સાંભળ્યા. ધ્યાનથી સાંભળ્યું તો એવું લાગ્યું કે, તેઓ એવા ઘણા લહેજાઓમાં પઢી રહ્યા હતા જે રસૂલુલ્લાહ (સલ.)એ મને પઢાવ્યા ન હતા. સંભવ હતો કે, હું નમાઝમાં જ તેમના પર હુમલો કરી બેસું, પરંતુ હું અટકી ગયો. જ્યારે તેણે સલામ ફેરવી ત્યારે ગળામાં ચાદર નાખીને મેં કહ્યું, મેં તમને જે સૂરત પઢતા સાંભળ્યા છે તે તમને કોણે પઢાવી છે ? હિશામે કહ્યું : મને રસૂલુલ્લાહ (સલ.)એ પઢાવી છે. મેં કહ્યું : તમે જૂઠું બોલો છો. રસૂલુલ્લાહ (સલ.)એ તો મને એનાથી જૂદી રીતે પઢાવી છે. તે પછી હું હિશામને ઘસડીને રસૂલુલ્લાહ (સલ.) પાસે લાવ્યો. મેં કહ્યું : યા રસૂલલ્લાહ ! મેં આ માણસને કુર્આનની એક સૂરત એવી રીતે પઢતા સાંભળ્યો છે કે, આપે મને એવી પઢાવી નથી. આપે ફરમાવ્યું : એને છોડી મૂકો.



હિશામ પઢો. હુકમ અનુસાર હિશામ એવી કિર્અતથી પઢયો જેવી કિર્અતથી મેં તેને પઢતા સાંભળ્યો હતો. હુઝૂરે કહ્યું : આ સૂરત એવી રીતે જ ઉતરી છે. પછી કહ્યું : ઉમર, તમે પઢો. હુકમ અનુસાર હું એવી કિર્અતથી પઢયો જેવી કિર્અત મને હુઝૂરે પઢાવી હતી. હુઝૂરે કહ્યું : આ સૂરત એ રીતે પણ ઉતરી છે. આ કુર્આન સાત કિર્અતો પ્રમાણે ઉતર્યું છે. જે રીત તમને સરળ લાગે તે રીતે પઢો.

## કુર્આન સંપાદન

(૧૯૩/૫૨૩૯) યૂસુફ ઈબ્ને માહક કહે છે : હું ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇશા પાસે બેઠો હતો, એવામાં એક ઈરાકી આવ્યો. તેણે કહ્યું : કયું કફન સારૂં છે ? હઝરત આઇશાએ કહ્યું : અરે ! તારૂં નુકસાન કયા કફનમાં છે ? (કિંવા દરેક પ્રકારનું કફન જાઇઝ છે) ઈરાકીએ કહ્યું : ઉમ્મુલ મુઅમિનીન, મને તમારૂં કુર્આન બતાવો. હઝરત આઇશાએ કહ્યું : કેમ ! ઈરાકીએ કહ્યું : કુર્આન ક્રમ વગર પઢવામાં આવે છે. શકય છે કે, હું તેની સૂરતોને ક્રમબધ્ધ કરૂં. હઝરત આઇશાએ કહ્યું : તમે ગમે તે સૂરતને પહેલે પઢો. એમાં વાંધો શું છે ? હા, એ નક્કી છે કે, સર્વપ્રથમ (કુર્આનમાં 'મુફસ્સલાત'માંથી એક સૂરત ઉતરી હતી. જેમાં જન્નત અને દોઝખનો ઉલ્લેખ છે. અહીં સુધી કે, લોકો ઈસ્લામ તરફ ખેંચાવા લાગ્યા તો હલાલ અને હરામના હુકમો ઉતર્યા. કારણ કે, જો શરૂઆતમાં જ એવો હુકમ ઉતર્યો હોત કે, શરાબ ન પીઓ તો લોકો કહેત કે, અમે કદી શરાબ નહીં છોડીએ. જો હુકમ થાત કે વ્યભિચાર ન કરો તો લોકો કહી દેત કે, અમે એને નહીં છોડીએ. જુઓ, હું નાની છોકરી હતી અને રમ્યા કરતી હતી તે વખતે આ આયત ઉતરી હતી : **બલિ સ્સાઅતુ મવઇદુહુમ વ સ્સાઅતુ અદહા વ અમર્રૂ** સૂરએ બકરહ અને સૂરએ નિસાઅ ઉતરી ન હતી, બલ્કે એ સૂરતો એવા સમયે ઉતરી જ્યારે હું હુઝૂર (સલ.) પાસે હતી. રાવી કહે છે : એ પછી હઝરત આઇશાએ કુર્આન કાઢીને ઈરાકીને બતાવ્યું અને સૂરતોની આયતો તેમાંથી લખાવી.

(૧૯૪/૫૨૪૦) હઝરત ઈબ્ને મસઊદ કહે છે કે, સૂરએ બની ઈસ્રાઈલ, કહફ, મરયમ, તાહા અને અંબિયાઅ પ્રથમ પુરાણી સૂરતો અને પુરાણી સુરક્ષિત ખબરોમાંથી છે.

(૧૯૫/૫૨૪૧) હઝરત બરા ઈબ્ને આઝિબ કહે છે કે, **સબ્બિહિ સ્મ રબ્બિક** મેં હુઝૂર (સલ.)ના (મદિનામાં) આગમન પહેલાં શીખી

લીધી હતી.

(૧૯૬/૫૨૪૨) શકીક કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે કહ્યું હતું : હું તે સમાન સૂરતોને જાણું છું જેમાંની બબ્બે સૂરતો રસૂલુલ્લાહ (સલ.) એક એક રકઅતમાં પઢતા હતા. રાવી કહે છે : થોડી વાર પછી અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ ઉભા થયા. અલ્કમા પણ તેમની સાથે અંદર દાખલ થયા. જ્યારે અલ્કમા નીકળ્યા ત્યારે અમે તેમને હઝરત ઇબ્ને મસઊદના કથનનો અર્થ પૂછયો. અલ્કમાએ જવાબ આપ્યો કે, મુફસ્સલાતની શરૂઆતમાં વીસ સૂરતોને અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે ક્રમ આપ્યો છે, જેમાં 'હામિમ'વાળી સૂરતોમાં છેલ્લી સૂરતો 'હામિમ અદ્દુખાન' અને 'અમ્મ યતસાઅલૂન' છે.

## હઝરત જિબ્રઇલ રસૂલુલ્લાહ (સલ.) સામે કુર્આન પઢતા હતા

(૧૯૭/૫૨૪૩) હઝરત આઇશા કહે છે : હઝરત ફાતિમા કહેતાં હતાં કે, મને રસૂલુલ્લાહ (સલ.)એ ચુપચાપ આ વાત કહી હતી કે, જિબ્રઇલ દર વરસે એક વાર મારી સાથે કુર્આનનો દૌર (પૂર્ણપઠન) કરતા હતા, પરંતુ આ વરસે બે વાર દૌર કર્યો છે. એ પરથી લાગે છે કે, મારા અવસાનનો સમય નજીક આવી ગયો છે.

(૧૯૮/૫૨૪૪) હઝરત ઇબ્ને અબ્બાસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.) ખૈરાત કરવામાં બધા લોકો કરતાં વધારે સખી હતા. રમઝાન માસમાં તો ખૂબ સખી થઇ જતા હતા. કારણ કે, રમઝાન માસના અંત સુધી દરેક રાત્રે હઝરત જિબ્રઇલ હુઝૂર (સલ.)ની મુલાકાત કરતા હતા. જિબ્રઇલની મુલાકાત વખતે તો હુઝૂર ફુંકાતા પવન કરતાં પણ વધારે ખૈરાત કરતા હતા.

(૧૯૯/૫૨૪૫) હઝરત અબૂ હુરૈરા કહે છે કે, દર વરસે એક વાર રસૂલુલ્લાહ (સલ.)ની સામે કુર્આનનો દૌર કરવામાં આવતો હતો. જે વરસે હુઝૂરની વફાત થઇ તે વરસે બે વાર દૌર કરવામાં આવ્યો. હુઝૂર દર વરસે દસ દિવસનો ઇઅતિકાફ કરતા હતા અને વફાતના વરસે વીસ દિવસનો ઇઅતિકાફ કર્યો હતો.

## સહાબાઓમાં કયા કયા માણસો કારીઓ હતા ?

(૨૦૦/૫૨૪૬) હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અમ્ર ઇબ્ને આસે અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદનો ઉલ્લેખ કરીને કહ્યું કે, તે દિવસથી મને તેમના પ્રત્યે મુહબ્બત છે જ્યારથી મેં રસૂલુલ્લાહ (સલ.)ને આ પ્રમાણે કહેતા સાંભળ્યા છે કે, કુર્આન ચાર માણસો પાસેથી શીખો. અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદ, સાલિમ, મુઆઝ અને ઉબય ઇબ્ને કઅબ.



(૨૦૧/૫૨૪૭) શકીક ઇબ્ને સલમહ કહેતા હતા : એક વાર અમારી સામે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે પ્રવચન કર્યું. તેમણે કહ્યું : ખુદાની કસમ ! મેં રસૂલુલ્લાહ (સલ.) પાસેથી સિત્તેરથી કંઇક વધારે સૂરતો શીખી છે. સહાબાઓ જાણે છે કે, હું તેમના બધા કરતાં અલ્લાહની કિતાબનો વધારે સારો જાણકાર છું, પરંતુ હું તેમના બધા કરતાં શ્રેષ્ઠ નથી. શકીક કહે છે : હું મજલિસમાં બેસી ગયો, જેથી સાંભળી શકું કે, લોકો હઝરત અબ્દુલ્લાહના ઉપરોકત કથન વિષે શું કહે છે, પરંતુ મેં સાંભળ્યું નહીં કે, કોઇ રદિયો આપનારાએ તેમના વિરૂધ્ધ નિવેદન કર્યું હોય.

(૨૦૨/૫૨૪૮) હઝરત અલ્કમા કહે છે : અમે હિમ્સમાં હતા, એવામાં ઇબ્ને મસઊદે સૂરએ યૂસુફ પઢી. એક માણસે કહ્યું : આ સૂરત આ પ્રમાણે ઉતરી નથી. હઝરત અબ્દુલ્લાહે કહ્યું : મેં રસૂલુલ્લાહ (સલ.) સામે એ પઢી હતી ત્યારે હુઝૂરે કહ્યું હતું : તેં સરસ પઢી. (આ વાતચીત દરમ્યાન) હઝરત અબ્દુલ્લાહને તે માણસના મોંમાંથી દારૂની ગંધ આવી તો કહ્યું : શું તું આ બંને વાતો ભેગી કરવા માંગે છે કે, કુર્આનને જુઠલાવે પણ છે અને દારૂ પીએ છે. તે પછી હઝરત અબ્દુલ્લાહે તેને શરીઅતની શિક્ષા અનુસાર કોરડા મરાવ્યા.

(૨૦૩/૫૨૪૯) હઝરત મસ્રૂક કહે છે કે, હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને મસઊદે કહ્યું હતું : એક ભાગીદારહીન ખુદાની કસમ ! કુર્આનની જે સૂરત ઉતરી છે તે અંગે હું સારી રીતે જાણું છું કે, તે કયાં ઉતરી છે અને કુર્આનની જે આયત ઉતરી છે તે વિષે હું સારી રીતે જાણું છું કે, તે કયા કારણસર ઉતરી છે. જો મને એ વાતની જાણ થઇ જાય કે, મારા કરતાં કોઇ કુર્આનનો મોટો આલિમ છે અને ઊંટ પર સવાર થઇને હું તેની પાસે પહોંચી શકું છું તો જરૂર સવાર થઇને તેની પાસે જઇશ.

(૨૦૪/૫૨૫૦) હઝરત અનસ ઇબ્ને માલિક કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ના સમયમાં ચાર માણસોએ કુર્આન ભેગું કર્યું હતું. એ બધા અનસારી હતા. ઉબય ઇબ્ને કઅબ, મુઆઝ ઇબ્ને જબલ, ઝેદ ઇબ્ને સાબિત અને અબૂ ઝેદ.

(૨૦૫/૫૨૫૧) હઝરત અનસ કહે છે કે, રસૂલુલ્લાહ (સલ.)ની વફાત સુધી ચાર માણસો સિવાય કોઇએ કુર્આન જમા કર્યું નહીં. અબૂ દરદા, મુઆઝ ઇબ્ને જબલ, ઝેદ ઇબ્ને સાબિત

અને અબૂ ઝૈદ. અમે અબૂ ઝૈદના વારસદાર છીએ.

(૨૦૬/૫૨૫૨) હઝરત ઉમર (રદિ.) કહે છે કે, હઝરત અલી મુર્તઝા અમારા બધા કરતાં વધારે (ન્યાયી) ચુકાદો આપનાર છે. ઉબય અમારા બધા કરતાં શ્રેષ્ઠ કારી છે. અમે ઉબય ઈબ્ને કઅબની અમુક વાતોને છોડી દઈએ છીએ, પરંતુ ઉબય કહે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ.)ના મુબારક મુખેથી કુર્આન શીખ્યું છે. એટલે હું કોઈ પણ કારણસર તેને છોડી શકતો નથી. હઝરત ઉમર કહે છે : જો કે ખુદા તઆલાએ પોતે ફરમાવ્યું છે : **માનન્સખ મિન આયતિન અવ નુન્સિહા નઅ્તિ બિખયરિ મિન્હા અવ મિસ્લિહા** ડિવા અમે જે આયતને રદ કરીએ છીએ અથવા છોડાવીએ છીએ તેનાથી સારી અથવા તેના જેવી બીજી આયત વર્ણન કરીએ છીએ.

✪ ભાગ–૨૦ સમાપ્ત ✪

T

## બુખારી શરીફ સંપૂર્ણ સેટ (ભાગ ૧ થી ૩૦)ના ત્રણ કે તેથી વધુ સેટ ઈસાલે સવાબ અર્થે છપાવનાર સખી સજ્જનોની નામાવલિ

| ક્રમ | છપાવનાર સજ્જન | કોના ઈસાલે સવાબ માટે ? | સેટ નંગ |
|---|---|---|---|
| | **★ લેસ્ટર ★** | | |
| ૧ | હાજી ઈબ્રાહીમભાઈ નાથલિયા (ટંકારીઆ) | મર્હૂમ કુટુંબીજનો | ૫ |
| ૨ | લેડી લી. લિમિટેડ | " | ૩ |
| ૩ | હાજી અ. મજીદ પટેલ (કંથારીઆ) | " | ૫ |
| ૪ | જનાબ મોહમ્મદ હસન સિદ્દાત (મટવાડ) | " | ૩ |
| ૫ | હાજી મોહમ્મદ યુનુસ ખલીફા (કઠોર) | " | ૧૦ |
| ૬ | હાજી ફારૂક અ. સલામ મુન્શી (ભરૂચ) | " | ૩ |
| ૭ | હાજી ફારૂક અ. સલામ મુન્શી (ભરૂચ) | તાપ કેમિલી | ૩ |
| ૮ | હાજી ઈમ્તિયાઝ અહમદ બંગલાવાલા (વલણ) | મર્હૂમ કુટુંબીજનો | ૧૫ |
| ૯ | હાજી અહમદજી કહાનવાલા (કહાન) | " | ૭ |
| ૧૦ | હાજી સાદિક યુસુફ મીરાંવાલા (કરમાડ) | " | ૧૯ |
| ૧૧ | હાજી દાઉદભાઈ અલી વોરાસમનીવાલા | " | ૫ |
| ૧૨ | હાજી ઈબ્રાહીમ ઉમરજી મલ્લુ (કંથારીઆ) | " | ૧૦ |
| ૧૩ | હાજી હુસૈન મુહમ્મદ બોબરા (પરીએજ) | " | ૫ |
| | **★ બર્મિંગહામ ★** | | |
| ૧૪ | હાફેઝ ઈસ્માઈલ ભૂતા સાહબ (ટંકારીઆ) | મર્હૂમ કુટુંબીજનો | ૧૦ |
| ૧૫ | હાફિઝ યાકુબ સૂફી તથા મવ. યાકુબ સૂફી (પરીએજ) | " | ૭ |
| ૧૬ | મવલાના મુહમ્મદ મનુબરી (કડાદ) | " | ૨૫ |
| ૧૭ | જનાબ ઈબ્રાહીમ મુહમ્મદ મોતાલા (નવસારી) | " | ૩ |
| ૧૮ | પ્રેસીડેન્ટ સદામ મોસ્કના મુસલ્લીઓ | " | ૮ |
| | **★ લંડન ★** | | |
| ૧૯ | એક મુસ્લિમભાઈ તરફથી (ટંકારીઆ) | મર્હૂમ કુટુંબીજનો | ૭ |

